વડોદરા ગવર્નમેંટે પુસ્તકાલયો અને ઇનામો માટે મંજુર કરેલું.

શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા પુ. ૫૩

# મારી સિંધયાત્રા

લેખક:

મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી.

બીજી આવૃત્તિ

વીર સં. ૨૪૬૯ ધર્મ સં. ૨૧ ઇ. સ ૧૯૪૩

મૂલ્ય ૨-૦-૦

# કંઈક કથની

## [ પહેલી આવૃત્તિ ]

પ્રસ્તાવના લખવાનો બોજો મારા માથેથી ઉતર્યો છે; એટલા માટે કે આ પુસ્તકનું ' આમુખ ' પ્રસિદ્ધ સાક્ષર શ્રીયુત ડુંગરશીભાઇ સંપટે લખ્યું છે. પુસ્તકના અંગે થોડીક કથની કથવાની છે, તે કથું છું.

શ્રી અરવિન્દ ઘોષે, પોતાને સન્ ૧૯૦૮માં જેલમાં રહેવાનો કંઇક સમય મળતાં જેલના એકાન્ત જીવનમાં આધ્યાત્મિક પ્રેરણા મેળવી. લોકમાન્ય તિલકે જેલના જીવનમાં ' ગીતા રહસ્ય ' લખ્યું. આમ અનેક મહાનુભાવોએ જેલના એકાન્ત જીવનમાંથી એક અથવા બીજી રીતની પ્રેરણાઓ મેળવી છે; અથવા પોતાના વિષયને લગતું કંઇને કંઈ સાહિત્ય સર્જ્યું છે. આ પુસ્તકની ' જન્મકથા ' પણ એવાજ સંયોગવાળી છે.

૩૭ મા પ્રકરણમાં કહેવામાં આવ્યું છે તેમ, ગયા ભાદરવા મહીનામાં આ શરીર બિમારીના પંજામાં સપડાયું. તે દિવસથીજ ડોકટરો અને શુભેચ્છકો તરફથી એકાન્તવાસની ને તમામ પ્રવૃત્તિથી દૂર રહેવાની ' સખ્ત સજા ' મળી. એ ત્રણ મહિના આ સજા કઠોર રીતે ભોગવી. તે

પછી જેલરો ( ડોકટરો ) તરફથી કંઇક છૂટ મળી, પણ સર્વથા 'કારાવાસ'માંથી મુક્તિ તો નહિજ. પણ જે થોડી છૂટ મળી એનો ઉપયોગ ( ડોકટરોના હિસાબે તો દુરુપયોગ ) લેખન કાર્યમાં છાની છાની રીતે કરવાનું શરુ થયું. સ્વયં હાથથી તો કંઇ લખી શકાય તેમ હતું નહિ, એટલે મારા પ્રિય શિષ્ય પં. અમૃતલાલ તારાચંદ દોસીનો ઉપયોગ લખાવવાના કામમાં કર્યો. સારા નસીબે મારા જેલનું સ્થાન જેલરોએ બદલ્યું. સિંધી કોલોનીમાં એક ભલા સિંધી ગૃહસ્થ શેઠ રાધાકિશનજી પારૂમલજીના બંગલામાં મને રાખવામાં આવ્યો. આ એકાન્તવાસ મારા કાર્ય માટે મને અનુકુળ થયો. જો કે એ પરિશ્રમના પરિણામે વારંવાર થતા હુમલાથી જેલરોને (ડાકટરોને) જરુર આશ્ચર્ય થતું. પણ એમને કયાં ખબર હતી કે આ કેદી (રોગી) છાનો છાનો શું કરી રહ્યો છે? જો કે ધીરે ધીરે તો એમને ખબર પડી જ ગઇ. છ મહીના સિંધી કોલોનીમાં અને એક મહીનો શેઠ છોટાલાલ ખેતશીના બંગલે શાન્તિ માટે રહેવાનું થયું. આ સમયના એકાન્તવાસમાં અનેકવાર હુમલાનો ભોગ થતા થતાં પણ જે કંઈ કાર્ય થઇ શકયું, તેજ આ પુસ્તક અને તેજ આ પુસ્તકની જન્મકથા.

ઘણી વખત આપણે કહીએ છીએ કે 'જે થાય છે તે સારાને માટે.' આ કથનમાં કંઇ સર્વથા અસત્યતા તો નથીજ. બિમાર ન પડયો હત તો બીજું ચોમાસું પુરું કરી વિહાર જરુર કર્યો હત. સિંધ છોડયા પછી ન સિંધના ઇતિહાસ સંબંધી સામગ્રી ભેગી કરી શકત, ન મારો ઉત્સાહ રહ્યો હત, અને ન આ પુસ્તક લખી શકત. સાધુને તો નવા નવા દેશોમાં નવું નવું જાણવાનું જોવાનું મળે, એટલે પાછલું પાછલું ભૂલાતું જાય અથવા ઉતરડે ચઢાવાતું જાય. એટલે મારી બિમારી આ રીતે જેમ લાભકર્તી થઇ છે; તેમ પ્રવૃત્તિ માર્ગમાથી નિવૃત્તિ માર્ગમાં જવા માટે અને 'આત્મિક શાંતિ' લેવા માટે પણ ઉપકારી થઇ છે. પૌદ્ગલિક

દૃષ્ટિએ જોઇએ તો પુદ્ગલની અતિમાત્રા પણ દુર થઇ, એ પણ ખરી રીતે લાભમાં જ લેખું છે.

પુસ્તકનાં પ્રકરણો જોનાર જોઇ શકશે કે પ્રારંભનાં કેટલાંક પ્રકરણોમાં સિંધ અને ખાસ કરીને કરાચી પહોંચવા સુધીના જુદા જુદા પ્રાન્તોનો પરિચય છે, સિંધનું ભૌગોલિક અને ઐતિહાસિક વર્ણન છે, તે પછીનાં પ્રકરણોમાં સિંધમાં વસતી કોમો, ગુજરાતીઓ, જૈનો વિગેરેનો ભૂત અને વર્તમાનકાલીન ઇતિહાસ છે. પાછલાં પ્રકરણોમાં કરાચીમાં કરાએલી અમારી પ્રવૃત્તિનું વર્ણન છે.

પ્રવૃત્તિનું વર્ણન એટલા માટે આપવામાં આવ્યું છે કે સિંધ, કાર્યકર્તાઓને માટે કેટલું વિશાળક્ષેત્ર છે, ગમે તે ધર્મના અને ગમે તે સમાજના કાર્યકર્તા સાધુઓને માટે લોકોની કેટલી ઉત્સુકતા છે અને સરળતા પૂર્વક લોકો કેટલો સાથ આપવાને તૈયાર છે, તે જાણી શકાય.

જૈનસાધુ એટલે એક ત્યાગી, સંયમી અને આજાદ સાધુ. જૈનસાધુ એટલે નિઃસ્પૃહ સાધુ. એને પોતાને માટે કંઇપણ સંગ્રહવાનું કે લેવાનું ન હોય. આવા સાધુને સાધુતામાં રહીને ગમે તે પ્રશસ્ત પ્રવૃત્તિ કરવામાં સંક્ષોભનું સ્થાનજ નથી, એના માટે કોઇનો તિરસ્કાર નથી. અહિક કોઇપણ જાતના અંગત લાભોને જતા કરી, કેવળ લોકકલ્યાણને માટે પ્રવૃત્તિ કરનાર સાધુને ગમે તેવો નાસ્તિક પણ શિર ઝુકાવ્યા વગર નહિ રહે. અને કદાચિત્ ભગવાન્ મહાવીરના **ગોશાળા** ને બુદ્ધના **દેવદત્તની** માફક કોઇ નીકળે, તો તેની તેને પરવા પણ ન હોય. સાચો સાધુ એવાઓની ભાવદયા જ ચિંતવે. '**कर्मण्येवाधिकारस्ते**'ના સિદ્ધાન્ત ઉપર રહેનારને સાથ આપનારા હજારો 'માઇના લાલો' નિકળી આવે છે. સાચી સાધુતા જોઇએ. સાચો આત્મવિશ્વાસ જોઇએ. સાધુ ઉપદેશ આપવાનો અધિકારી છે. ગૃહસ્થોને દાન, શીયલ, તપ, ભાવ દ્વારા એના

કલ્યાણનો માર્ગ બતાવવો, એ સાધુનો ધર્મ છે. એ ઉપદેશનો આદર ગૃહસ્થો કરે કે ન કરે, એમાં સાધુને કંઇ લેવા દેવા નથી. ગૃહસ્થો જે કંઇ કરે, તે પોતાના કલ્યાણને માટે, નહિં કે સાધુ ઉપર ઉપકારને માટે. મમત્વ રહિત, તટસ્થ વૃત્તિથી ઉપદેશ આપનાર સાધુ તો હંમેશા મસ્તજ રહે છે.

જૈન સાધુઓને માટે કામ કરવાનું આ ક્ષેત્ર ઘણુ સુંદર છે, વિશાળ છે. પણ આ દેશમાં કેવળ કરાચી કે હાલા–હૈદ્રાબાદને છોડી કયાંય જૈનોની વસ્તી નથી. હાલા–હૈદ્રાબાદની વસ્તી પણ લગભગ નહિં જેવીજ છે, અને તે કરાચીથી તો ૧૨૫–૨૦૦ માઇલ દુર છે.

આ સ્થાનો સિવાય કયાંય ભિક્ષા માટેનાં સાધનો નથી. ચારે તરફ માંસ–મચ્છીના ઢગલા નજરે પડે છે. માઇલોના માઇલો કાપીએ ત્યારે ઉતરવાનું કોઇ સ્થાન મળે. કાંટા ને કાંકરા, રેતી ને સાપો, અને પાણીનો અભાવ જ્યાં ત્યા નજરે પડે છે. આવા દેશમા, સ્વ–પર શાસ્ત્રોના જાણ, વ્યવહાર કુશળ, કષ્ટોને સહન કરવામાં ખૂબ ખડતલ, અજૈનોમાં જૈન ધર્મની ભાવના ફેલાવવાની તેમજ માંસાહારીઓમાં અહિંસાનો સંદેશ પહોંચાડવાની તમન્ના રાખનારા સાધુઓ જ વિચરી શકે છે. એવા સાધુઓએ વિચરવાની ઘણી જરુર પણ છે. આવા સાધુઓને મારું આહવાન છે–સિંધમાં પધારો અને જૈનધર્મની–અહિંસા ધર્મની વિજય-પતાકા ફરકાવો. કરાચીનો સરળ, શ્રદ્ધાળુ અને ભક્તિવાળો સંઘ તમારું જરુર સ્વાગત કરશે, ને ભક્તિ કરશે,

મુનિરાજોને સિંધમાં આવવાના જુદા જુદા માર્ગ બતાવનારો નકશો આ સાથે મૌજૂદ છે. ગુજરાતના રાધનપુર અને પાલનપુરથી નગરપારકર થઇને સિંધમા આવી શકાય છે. પણ કહેવાય છે કે આ માર્ગ ઘણો રેતાળ છે. પગે ચાલનારાઓને રેતાળ પ્રદેશમાં ચાલવુ જરા કઠીન તો પડે.

ગુજરાત કે કાઠિયાવાડથી ( કચ્છ ) ભુજ અથવા નખત્રાણા થઇને અલીબંદર અને બદીન થઇને સિંધમાં આવી શકાય છે. મારવાડથી આવનારા બાલોતરાથી રેલના રસ્તે ઠેઠ હૈદ્રાબાદ અને કરાચી આવી શકે છે. ટૂંકામાં ટૂંકો, સારામાં સારો અને થોડાં કષ્ટોવાળો રસ્તો, તે કચ્છથી અલીબંદર, બદીન થઇને કરાચી આવવાનો છે.

ગમે ત્યાંથી આવનાર જૈનસાધુથી ગૃહસ્થોની સહાયતા સિવાય આવી શકાય તેમ નથી, એ વાત ભૂલવી જોઇતી નથી. આટલુ પ્રાસંગિક નિવેદન કાફી છે.

આ પુસ્તકને લખવામા જે જે પુસ્તકાદિની સહાયતા લેવામાં આવી છે તે આ છેઃ—

૧ સિધ પ્રાન્તની સહેલી ભૂગોળ. લેખકઃ–અનન્ત હરિ લાગુ અને દલપતરામ ભટ્ટ.

૨ સિંધનો નવો ઇતિહાસ. તેજ લેખકો.

૩ સિંધના ઇતિહાસની સહેલી સચિત્ર વાર્તાઓ. લેખકોઃ–ધીરજલાલ અને પુરુષોત્તમ અમૃતલાલ ભટ્ટ.

૪ શ્રી કરાચીના દહેરાસરનો ઇતિહાસ. યુવક મંડળદ્વારા પ્રકાશિત.

૫ ‘ **મહાગુજરાત** ’ નો દીપોત્સવી અંક. ( સં. ૧૯૯૨ નો )

૬ સાહિત્ય કળા મહોત્સવ અંક. ભાઇ હીરાલાલ ગણાત્રા દ્વારા પ્રાપ્ત.

૭ Mohon–jo–Daro લેખક પ્રોફેસર ભેરુમલજી.

૮ Gazetteer of the Province of Sind સંગ્રાહક E. H. Aitken.

આ સાધનો માટે તે તે લેખકોનો અને પ્રાપ્ત કરી આપનારાઓનો આભાર માનું છુ.

આ સિવાય વિદ્વાન્ મુનિરાજશ્રી **જ્ઞાનસુંદરજી** અને ઇતિહાસપ્રેમી શ્રીયુત **અગરચંદજી** નાહટાએ સિંધ સાથે સંબન્ધ રાખનારી કેટલીક પ્રાચીન જૈન ઐતિહાસિક માહિતી મોકલવા માટે તેમનો પણ આભાર માનુ છુ.

મારી આખી યે પ્રવૃત્તિમાં કરાચીના બન્ને જૈન સંઘોએ, જૈનેતર ભાઇઓએ, પત્રકારોએ અને બીજા જે જે ભાઇઓ બ્હેનોએ એક અથવા બીજી રીતે સાથ આપ્યો છે, તેઓનો આ સ્થળે ફરીથી પણ આભાર માનું છું. અને અંતઃકરણથી આશીર્વાદ આપું છું.

'આમુખ' લખી આપવા માટે પ્રસિદ્ધ લેખક અને સાક્ષર શ્રીયુત ડુંગરશીભાઇ સંપટનો આભાર માનુ છું. મારા પ્રિયશિષ્ય ભાઇ **અમૃતલાલ** તારાચંદ દોસી વ્યાકરણતીર્થ એમણે મારા લેખન અને પ્રૂફસંશોધન કાર્યમાં જે મદદ કરી છે, તેને પણ મારા અંતઃકરણના આશીર્વાદ છે.

જૈનમંદિર, રણછોડ લાઇન,
કરાચી.
દ્વિ. શ્રાવણ સુ. ૧૫, ૨૪૬૫
ધર્મ સં. ૧૭

**વિદ્યાવિજય.**



# આમુખ

## [ પહેલી આવૃત્તિ ]

' **મારી સિંધયાત્રા** ' એ પુસ્તક મને ગમ્યું છે. પૂજ્યશ્રી વિદ્યાવિજયજી મહારાજનું શુદ્ધ હૃદય, સ્વચ્છ આરીસાની માફક એમાં પ્રતિબિંબિત થયેલું જોવાય છે. મહારાશ્રીએ પ્રવાસમાં જે જે જોયું, જાણ્યુ અવલોક્યું, વિચાર્યું અને સંબંધમાં આવ્યા, તેનો સૂક્ષ્મમાં સૂક્ષ્મ વિસ્તાર આ ગ્રંથમાં કર્યો છે. રસ્તો અતિ વિકટ હતો, પ્રવાસ અતિ કઠિન અને દુર્ગમ હતો. જીવન અતિશય તપોમય હતું, આ સર્વે મુશ્કેલીઓ, વિડંબનાઓ અને કષ્ટો સહન કરતાં મહારાજશ્રી કરાચી પધાર્યા, તેની આ વિતક કથા છે.

' **મારી સિંધયાત્રા** ' એ અનોખું પુસ્તક છે. એમાં જ્ઞાનભંડાર ભરેલો છે. વાચકોને બધી જાતની વાનીઓ પીરસી છે. સિંધ સંબંધી ઘણી માહિતી આપી છે. સિંધનો ઇતિહાસ પણ સંક્ષિપ્તમાં આપ્યો છે. પ્રવાસકથા તો પોતેજ ભૂગોળ છે. લોકોના રિવાજો, રીતભાતો, પહેરવેશ, ધર્મ, નીતિ, મર્યાદા, પ્રસિદ્ધ સ્થાનોના વર્ણનો, લોકોના સ્વભાવો, પોતાના

વિહારો, ને ઉપદેશો સ્થળે સ્થળે દૃષ્ટિગોચર થાય છે. મહારાજશ્રીનું પવિત્ર હૃદય, જ્યાં ત્યાં આધ્યાત્મિક દૃષ્ટિથી બધું જુએ છે. મહારાજશ્રી પ્રસંગોપાત વિનોદી સંવાદ પણ મૂકી દે છે. કોઇ કોઇ સ્થળે મીઠા નિર્દોષ કટાક્ષો પણ કરી લે છે. ક્યાંય ક્યાંય તકલીફો વચ્ચે એઓ અજબ આનંદ દર્શાવે છે. એમના પ્રવાસમાં આટલી મુશ્કેલીઓ છતાં ક્યાયે નિરાશાનો સ્વર નથી. ઉલ્લાસ, સ્ફૂર્તિ, પ્રેરણા, પ્રગતિ, એ એમનાં જીવનસૂત્રો છે. પોતે સર્વ જુએ છે, જાણે છે, છતાં અસ્પૃશ્ય રહે છે.

મહારાજશ્રીને સિંધ તરફ લાવવા કરાચીના જૈનસંઘે બહુ આગ્રહ ભરેલો ભાગ બજાવ્યો છે. કરાચીમા શ્વેતામ્બર જૈનોની સારી સંખ્યા છે. વિદ્વાન્ જૈનસાધુ મહારાજો સિંધ તરફ પધારતા નથી. મહારાજશ્રી જેવા શ્રેષ્ઠ સાધુવીરને લાવવા માટે એમણે બબ્બે વાર ડેપ્યુટેશન તરીકે પ્રતિનિધિઓ ઠેઠ મેવાડ, મારવાડ સુધી મોકલ્યા. એક સજ્જન તો ‘ સત્યાગ્રહ ’ કરવા પણ તૈયાર થઈ ગયા. એટલે એમની ભક્તિએ મહારાજશ્રીને પીંગળાવ્યા. આ રહ્યા એમના ઉદ્‌ગારો:—

‘ અમારે ગમે ત્યાં વિચરીને ઉપદેશ આપવાનો છે. પછી સાધુને ગુજરાત શું અને કાઠિયાવાડ શું ? સિંધ શું અને પંજાબ શું ? મેવાડ શું અને મારવાડ શુ ? જ્યાં લાભ દેખાય ત્યાં પહોંચી જવું, એ અમારૂં કર્તવ્ય છે. ’

વળી ઉમેરે છે·—

‘ સાધુને વળી બીજો વિચાર યે શું કરવાનો હોય ? ક્ષુધાની નિવૃત્તિ માટે પાશેર અન્ન, શરીરને ઢાંકવા માટે બેચાર કપડાં, અને સુવા બેસવા માટે સાડા ત્રણ હાથની જમીન–આટલું જો મળી જતું હોય, તો એક સાધુને માટે–એક મસ્ત ફકીરને માટે બીજી વસ્તુની જરુર યે શી છે ? ’

પોતાના સંઘ પ્રત્યેના પત્રમાં પણ તેઓશ્રી જણાવે છે કે—

'હું આવું છું સિંધમાં કાંઇ સેવા કરવાને, ભગવાન શ્રી મહાવીરનો સંદેશો સંભળાવવાને. આ કાર્યની સફળતા થોડે ઘણે અંશે પણ ત્યારેજ થઇ શકશે કે, જ્યારે વ્યવસ્થા અને સંગઠનપૂર્વક કામ ઉપાડવામાં આવશે.'

મારવાડના જૈન લોકો પૈસાદાર અને ધર્મશ્રદ્ધાળુ છે, છતાં એમનો કુસંપ અને સંગઠનનો અભાવ મહારાજશ્રીને ખૂંચે છે. સંસ્થાઓ પૈસા ખર્ચી સ્થાપે છે, છતાં પાછળથી સત્તા માટે હોંસાતોંસી થાય છે, સંસ્થાઓની કલ્યાણપ્રવૃત્તિ નબળી બને છે, એ જોઇ મહારાજશ્રીનું હૃદય દ્રવે છે.

મારવાડમાં જૈનબંધુઓની પ્રાચીન જાહોજલાલી વિષે સામાન્ય અને જાલોરના કિલ્લા વિષે ખાસ ઉલ્લેખ કરે છે. માત્ર જાલોરના કિલ્લામાં પાચ જૈનમંદિરો છે. મહારાજશ્રી તેને જુનાં અને દર્શનીય જણાવે છે. છતાં નિસ્તેજ અને આશાતનાવાળાં જણાવે છે. કારણ પરસ્પરનો કુસંપ. આવાં આવાં તીર્થસ્થળો તો મારવાડમાં ઘણાં છે. મહારાજશ્રી એમાંથી થોડાનુ વર્ણન લખે છે. તેરાપંથીઓના મનની સંકીર્ણતા અને વિચિત્રતા ખાસ ધ્યાન ખેંચે છે.

મારવાડના અનેક શહેરો પ્રવાસમાં આવે છે. મહારાજશ્રી પણ પ્રવાસનો થાક એ શહેરનું વર્ણન આપી ઉતારે છે. વર્ણન અર્વાચીન તેમજ ઐતિહાસિક આપે છે. રસ્તામાં રેતીથી ભરેલા રેગીસ્તાનના પ્રદેશનુ વર્ણન કરે છે. આવા પ્રદેશમા પ્રવાસ કેવો કઠણ હશે, એ તો અનુભવીજ જાણે. મહારાજશ્રીનો કઠણ સંયમ, એમનાથી પગરખાં ન પહેરાય, ગાડી કે બીજા વાહનમાં ન બેસાય. આવા સખ્ત નિયમોની નીચે આ મરૂભૂમિમાં પ્રવાસ કરવો એ ખરેખર તપ છે. વર્ણન એટલું ભયાનક છે કે વાંચતાંજ મન ક્ષુબ્ધ થાય છે.

મીરપુરખાસમાં મહારાજશ્રી અને સાથીઓએ મેલેરિયા સાથે મૈત્રી બાંધી. દુકાળનું વરસ અને અધિક માસ જેવું થયું.

વિકટ રસ્તામાં જે ગામો આવતાં તેમાં પણ મહારાજશ્રી જ્ઞાનચર્ચા અથવા ઉપદેશ ચાલુ આપતા હતા. ઘણે સ્થળે જાહેર વ્યાખ્યાનો પણ દેતા હતા. મારવાડના જૈન બંધુઓને એમણે કુસંપ ટાળવા ખૂબ સદ્‌બોધ આપ્યો જણાય છે. પોતાના સંસ્કારો સુધારવાનો પણ ઘણાઓને ઉપદેશ આપ્યો હતો.

કરાચી મહારાજશ્રી આવ્યા. હવે એમની કલમ ખૂબ જોશથી છટાદાર શૈલીમાં ચાલે છે. કરાચીના રસ્તા, મકાનો, ઉત્પત્તિ, જુનો ઇતિહાસ, ગુજરાતીઓનો વસવાટ, પ્રવૃત્તિઓ, સંસ્થાઓ, જાહેર પુરુષો, ગુણી વ્યક્તિઓ, કેળવણી સંસ્થાઓ, સિંધી બંધુઓ, તેમની વિશિષ્ટ વ્યક્તિઓ, સિંધીભાઇઓના પહેરવેશ, રીતિરિવાજો, રહેણી કરણી, શ્રદ્ધા–ભક્તિ, સિંધના ગામડાઓ એ વિષે ખૂબ રસિક વર્ણનોની છાબોને છાબો મહારાજશ્રી પીરસે છે. મહારાજશ્રીએ ખૂબ શોધખોળ કરીને પુષ્કળ સાહિત્ય સીંચ્યું છે.

**પાના ૧૩૬, પ્રકરણ ૧૬ મું. 'ગુજરાતીઓનું સ્થાન'** એમાં મહારાજશ્રી લખે છે કે " ગુજરાતીઓએ સિંધમાં સત્તાસો વર્ષો ઉપર પ્રવેશ કર્યો છે." પરન્તુ ઐતિહાસિક પુરાવો જોતા સિંધમા ગુજરાતીઓનો પ્રવેશ ઘણા જુના વખતનો હોવો જોઇએ. આ રહ્યા મારાં કારણો :—

રસ્તામાં ક્યાંય રેતીના ધોરાઓમાં, ક્યાંય પગ લપસી જાય એવા ઉઘાડા પુલો ઉપર, ક્યાંય કાંટાથી ભરેલા માર્ગોમા, ક્યાંય ધૂળથી ઢંકાએલા ખાડાવાળા રસ્તાઓમા, ક્યાંય કીચડવાળા રસ્તાઓમાં, મચ્છર અને ડાંસથી ભરેલાં સ્થાનોમાં, અને ક્યાંય પાણીથી ભરેલા રસ્તામાં

ઉઘાડે પગે વિહાર કરવો, એ કેટલી કઠીન વસ્તુ છે, તે કલ્પનાતીત છે. એમને જંગલી કુતરાઓનો ઉપદ્રવ નડ્યો હતો, કેટલાક ઠેકાણે તો સર્પો અને વીંછીઓ જેવા પ્રાણીઓનો ભયંકર ત્રાસ હતો અને મારવાડ અને સિંધમાં પીવાના પાણીનો ચાલુ અભાવ એ તો જગજાહેર વાત છે. હાલામાં શ્રી હિમાંશુવિજયજી જેવા રત્નનો હંમેશ માટે વિયોગ થયો. ઘણા સાથીઓ બિમાર પણ પડ્યા હતા. ભૂખ, તરસ, તાપથી ઘણા ખૂબ હેરાન થયા.

મલીરની ધર્મશાળાના વ્યાખ્યાનમાં મહારાજશ્રી પોતાને સિંધમાં આવવાનું એક કારણ જણાવે છે :—

" અમે કેવળ જૈનોને ઉપદેશ આપવા આવ્યા નથી. બની શકે તેટલા અંશે ભગવાન્ મહાવીરની અહિંસાનો સંદેશ સિંધનાં ગામડે ગામડે પહોંચાડવા આવ્યા છીએ. "

૧ સિંધની સિંધુ નદી ૫૪૧ માઇલ ઉત્તર દક્ષિણ સિંધમાં વહે છે. સેંકડો વર્ષ ઉપર આ નદી હમણાની પેઠે અરબી સમુદ્રમાં ન્હોતી પડતી. પરન્તુ કચ્છના રણવાટે થઇને ખંભાત સુધી પહોંચીને ખંભાતના અખાતમાં પડતી હતી. કચ્છ અને કાઠિયાવાડના એ વિભાગને આ નદીએ ભારે ફળદ્રુપ બનાવ્યો હતો. સીકંદર બાદશાહના ઇતિહાસકારો લખી ગયા છે કે–એ નદીના વહેણની સમીપમાં મોટા શહેરો ખેતીવાડી, લીલાં ગામડાં, બાગબગીચા અને ઘીચ વસ્તી હતી. એ રાજમાર્ગ કચ્છ કાઠિયાવાડ અને સિંધને સાંકળની કડીઓની પેઠે ગુંથી રહ્યો હતો. વેપારી સંબંધ એ ત્રણે ય પ્રાંતો વચ્ચે જુનો છે.

૨ કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાત અનાવૃષ્ટિના કારણે થોડા થોડા વરસોના આંતરે દુષ્કાળથી પીડાય છે. આવા વિકટ સમયમાં એ પ્રાંતોની

ગરીબ પ્રજા અને મુંગા જાનવરોને રોજી તથા આતિથ્યનો લાભ ઘણા લાંબા સમયથી સિંધ આપતું રહ્યું છે. જુનો વેપારી સંબંધ હતો. સિંધના જુના બંદરો 'શાહબંદર' અને 'કેટીબંદર' સાથે બહુ જુનો માલ મંગાવવાનો સંબંધ કચ્છ-કાઠિયાવાડનાં બંદરોનો હતો.

૩ લખપતથી રણમાં થઇને બદીના મારફતે સિંધમા આવવાનો રાજમાર્ગ ઘણો જુનો છે. સાધુઓ શ્રીનારાયણ સરોવરની યાત્રા કરી ત્યાંથી આ માર્ગે સિંધમાં હિંગળાજના દર્શને "પ્રાઈ પરસવા" જતા હતા.

૪ મસ્કત અને ઈરાની અખાતના બંદરો ખાતે કચ્છ કાઠિયાવાડના વેપારીઓ છેલ્લા ૨૫૦ વરસોથી સંસ્થાનો સ્થાપી બેઠા છે. એમનો સાગરમાર્ગ સિંધના બંદરો થઇને હતો. એટલે સિંધમાં એમની પેઢીઓની શાખાઓ હતી.

૫ સંવત ૧૮૮૫ લગભગ શેઠ સુંદરલાલજી શીવજી સોદાગરની ઘણી પેઢીઓ સિંધમાં હતી.

૬ કચ્છ, રાજકોટ, જામનગર, ગોંડળ, ધ્રોળ, મોરબી વિગેરેના રાજકર્તાઓ સિંધમાંથી આવ્યા છે. તેમજ ભાટીઆ, લોહાણા, ખોજા, પુષ્કરણા, સારસ્વત વિગેરે કચ્છ કાઠિયાવાડની હમણાંની પ્રજા પણ સિંધમાથી મૂળ આવી છે, તેમ સિંધના ઘણા કુટુમ્બો દસ-બાર પેઢીઓ ઉપર કે તેથી પહેલાના સમયમાં કચ્છમાથી આવી વસ્યા છે. એટલે એ સર્વે પ્રાંતો વચ્ચે વેપારી સબંધ ઘણો જુનો છે. કચ્છી અને સિંધી ભાષામાં બહુજ નજીવો ફરક છે. સિંધના નગરપારકર જીલ્લામા સેંકડો વર્ષો થયા ગુજરાતીઓ રહ્યા છે. હજુ ત્યાંની વસ્તીનો મુખ્ય ભાગ ગુજરાતીઓનો જ છે. ગુજરાતી ભાષા જ ત્યાંની મુખ્ય ભાષા છે. આથી સિદ્ધ થાય છે કે સિંધ સાથે મહાગુજરાતનો વેપાર ઘણો જુનો હતો.

મહારાજશ્રી સ્પષ્ટ વક્તા છે. પોતાના કરાચીના જૈનોની ખામીઓ પણ દર્શાવતાં વાર લગાડતા નથી. એઓશ્રી, કોઇપણ જૈનધનીકે સામાજિક કે ધાર્મિક, સ્થાયી કાર્ય કે સંસ્થા ઉભી ન કરવા માટે ખેદ જાહેર કરે છે; જૈનો માટે ખાસ હોસ્પીટલ, સેનેટેરીઅમ, સુવાવડખાતું, સસ્તા-ભાડાની ચાલો, હાઉસીંગ સોસાયટી, હાઇસ્કુલ સ્થાપી નથી, તે માટે શોચ જાહેર કરે છે. તે સિવાય બધા જૈનો ઉપર સરખી છાપ પાડી શકે એવો વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ, નેતાનો અભાવ પણ દેખાડે છે. જ્યાં એમના ગુણો દેખાય છે, ત્યાં એમની કદર મહારાજશ્રીએ કરી છે. એઓશ્રી કહે છે :

**"એકંદર કરાચીની એંસી હજારની ગુજરાતી વસ્તીમાં સાડા ત્રણ હજારની સંખ્યા ધરાવનાર જૈનોનું સ્થાન વ્યાવહારિક અને ધાર્મિક દૃષ્ટિએ પણ સમય અને સ્થાનના પ્રમાણમાં ઉંચુ ગણી શકાય."**

મહારાજશ્રી એટલે વિજળીક શક્તિ. એમને લોકકલ્યાણમાં આદર અને પ્રેમ છે. 'મારા હાથથી વ્યક્તિ કે સમષ્ટિનું ભલું થાય,' એવી એમની આંતરિક ઇચ્છા એમના હૃદયમાં જાગૃતજ રહ્યા કરે છે. હિંદના દુર્ભાગ્યે આવા લોકનિષ્ઠ સાધુઓ થોડા છે. ભગવાનશ્રી મહાવીરની પેઠે સર્વત્ર લોકોને સમજાવી વિનવીને અહિંસાનો મહિમા પ્રવર્ત્તાવનારા સાધુઓની સંખ્યા હિંદને મોટા પ્રમાણમા જોઇએ છીએ. હિંદુના બુદ્ધ સાધુઓએ ચીન સિવાય ટીબેટ, ઇન્ડોચાઇના, સીયોન, જાવા અને ફીલીપાઇન સુધી ઘુમીને બુદ્ધ ધર્મ ફેલાવ્યો હતો. તે વાતની હજુ ઇતિહાસ સાક્ષી પૂરે છે. સ્વામીશ્રી વિવેકાનંદજી કહેતા કે "હવે હિંદને આળસુ, એદી અને સ્વાર્થી સાધુઓની આવશ્યકતા નથી. હિંદને તો ભૂખ્યાને અન્ન, તરસ્યાને પાણી, વસ્ત્રવિહોણાને વસ્ત્ર અને બિમારને ઔષધ પહોંચાડનાર સાધુઓ જોઇએ છીએ." સ્વામી શ્રદ્ધાનંદજી જેવા શહીદોની દરકાર હવેના હિંદને છે. શ્રી વિદ્યાવિજયજી પણ લોક કલ્યાણની ભારે ધગશ રાખે છે. લોક કલ્યા-

ણુની પ્રવૃત્તિઓ એજ શ્રેષ્ઠ નિવૃત્તિ માર્ગ છે. આપણા ચોપન લાખ સાધુઓ હિંદની કલ્યાણ પ્રવૃત્તિઓ માટે સન્યાસ લે તો હિંદનો ભાગ્યોદય જરૂર જલ્દી થાય. આપણા દેશની અજ્ઞાનતા, વહેમો, કુસંપો મટાડવા સાધુઓ કેટલું બધું કરી શકે ?

મહારાજશ્રી આદર્શ સાધુ છે. એઓ પોતાનાં ધર્મકાર્યો નિયમિત સમાપ્ત કરી લોક કલ્યાણની પ્રવૃત્તિમાં પડે છે. સવારે વ્યાખ્યાન આપવાં, તેમાં પણ કોઇના સંપ્રદાય કે ધર્મ ઉપર જરા પણ આક્ષેપ કરવો નહિ. બપોરે લેખો લખવા, સ્કૂલો અને સંસ્થાઓની મુલાકાતો લેવી, જાહેર પ્રજાજનો આમંત્રણ કરીને લઇ જાય તો ત્યાં વ્યાખ્યન આપવાં, જિજ્ઞાસુઓની શંકાનિવારણ કરવું, ધર્મચર્ચા કરવી, પરધર્મીઓને અહિંસાની ખુબીઓ સમજાવવી, નવી નવી સંસ્થાઓની યોજનાઓ ઘડવી, સંસ્થાઓના કાયદાકાનુનો ઘડવા, હેન્ડબીલો છપાવવાં, પોતાના પુસ્તકોનું લેખન કાર્ય ચાલુ રાખવું, સૌને મિષ્ટવાણીથી સંતોષવા, વિરોધીઓનો પણ આદર કરવો, એવી એવી અનેક પ્રવૃત્તિઓ કરાચીમાં એમણે ચાલુ કરી. એઓ કયાંય પણ પહોંચી જાય. એમનો ઉદ્યોગ અથાગ છે. સારાં કાર્યો માટે આર્થિક સહાય કરનાર પણ પુષ્કળ નીકળી આવે છે. આ બધાનો સંક્ષિપ્ત ઇતિહાસ આ ગ્રંથમાં આલેખાએલો છે. એટલે વિશેષ કહીશું નહિ

ખાસ પ્રવૃત્તિઓમાં અહિંસા પ્રચાર માટે એમણે સતત પ્રયત્નો કર્યા છે. પોતાના ગુરુદેવની જયંતિઓના સરસ મેળાવડા કર્યા છે, હોમ્યોપેથિક કોલેજ, જૈનહુન્નરશાળા વિગેરે સંસ્થાઓ ઉભી કરી છે ' હિમાંશુવિજય ગ્રંથમાળા'નું કામ અને યોજના ચાલુ કર્યાં છે, અનેક સત્પુરૂષોની જંતિઓમાં અધ્યક્ષપદ દીપાવ્યું છે. આ બધી કલ્યાણપ્રવૃત્તિઓ આ ગ્રંથમાં સંક્ષિપ્તમાં વર્ણવાઇ છે. મહારાજશ્રી સમદષ્ટિ રાખે છે. બીજા સંપ્રદાયો તરફ પણ ગુણદષ્ટિ રાખે છે. આથી અહિંના સર્વે વિદ્વાનો અને સજ્જનો એમના તરફ પ્રેમ અને આદર રાખે છે. લોકકલ્યાણની કોઇપણ પ્રવૃત્તિમાં

મહારાજશ્રી સહકાર આપવાની કદિ ના પાડતા નથી. ઘણી વખત શારીરિક ક્લેશો છતાં એઓશ્રી આવાં કાર્યોમા ભાગ લે છે.

મહારાજશ્રી વિદ્યાવિજયજીએ મને આ 'આમુખ' લખવાનું માન આપ્યું છે. તે માટે હું એમનો આભારી છું. સિંધ જેવા પછાત દેશમાં એમના જેવા લોકકલ્યાણ વાંચ્છુ ધર્મગુરુઓનું ઘણું કામ છે. એમણે પ્રવૃત્તિઓ માટે સતત પ્રયત્નો એટલી વિશાળ હદ સુધી કીધા છે કે છેવટે એમનું આધિભૌતિક શરીર એ ભાર સ્વીકારી શક્યું નહિં. એમણે સખ્ત માંદગી ભોગવી, હજુ એમને આરામની જરુર છે. પણ આરામ ગાંધીની દુકાને બીજાઓને મળતો હોય, પણ મહારાજશ્રી માટે તો વેચાતો નથી.

એમને કરાચીની જનતા ધર્મના ભેદભાવોને ભૂલીને કેવું માન આપે છે, તે એમને અભિનંદન આપવાના મોટા મેળાવડા સમયે જણાયું હતું. મહારાજશ્રી જૈનોનાજ માનીતા નથી. પરન્તુ સૌ કોઇ એમને ચાહે છે.

કરાચી

ડુંગરસી ધરમસી સંપટ.

૧૭-૮-૩૯



# પ્રકાશકનું નિવેદન

આ ગ્રંથના લેખક મુનિરાજશ્રી વિદ્યાવિજયજીનો પરિચય કરાવવા માટે હવે કલમ કે કિતાબની જરુર નથી. તેઓશ્રીએ લગભગ ૩૫ પુસ્તકો લખીને જેમ હિંદી ને ગુજરાતી સાહિત્યક્ષેત્રમાં અપૂર્વ નામના મેળવી છે, તેવી રીતે મારવાડ, મેવાડ, માળવા, બંગાળ, મગધ, યુ. પી. સી. પી, ખાનદેશ, મુંબઇ, ગુજરાત, કાઠિયાવાડ, અને હવે સિંધ આદિ દેશમાં હજારો માઇલની મુસાફરી કરી પોતાની અસાધારણ વકતૃત્વ કળા, ઉંચો ત્યાગ, સંયમ અને જનકલ્યાણનાં અનેક કાર્યો કરી આમ જનતામાં તેમજ રાજામહારાજાદિ રાજ્યાધિકારીઓમાં પણ અસાધારણ ખ્યાતિ અને લોકચાહના મેળવી છે. અમારી ગ્રંથમાળા થોડાજ વર્ષોમાં ઉત્તરોત્તર સાહિત્ય જગતમાં જે કંઇ પ્રકાશ પામી શકી છે, એ તેઓશ્રીની અને મુનિરાજશ્રી જયન્તવિજયજીની કૃપાદ્દષ્ટિને આભારી છે. અમારી ગ્રંથમાળાનુ આ ૫૩ મું પુસ્તક પ્રકાશિત થાય છે. આટલું મોટું અને સર્વોપયોગી સચિત્ર પુસ્તક બહાર પાડવાનું સદ્ભાગ્ય અમને પ્રાપ્ત થાય છે. એ માટે અમે મહારાજશ્રી વિદ્યાવિજયજીના વધુ આભારી છીએ.

ફોટાઓની પસંદગીના સંબંધમાં અમારે કહેવું જોઇએ કે પૂજ્ય મહારાજશ્રીની પ્રવૃત્તિમાં કરાચીના બંને સંઘોએ એક યા બીજી રીતે સાથ આપ્યો છે, અને ગુરુભક્તિ કરી છે. એ બધાઓના વ્યક્તિગત ફોટા આપવાનું કાર્ય ઘણુ કપરુ હતું. એટલે સંઘની ખાસ ખાસ કમિટીઓના ફોટા આપીને અમારે સંતોષ વાળવો પડયો છે. આવીજ રીતે જૈનેતર ભાઇઓની પણ એટલી બધી સંખ્યા છે, કે તેમના બધાઓના ફોટા આપવાનું કામ અશકયજ હતું. અને તેથી ચોકકસ ચોકકસ વર્ગવાર પસંદગી કરી છે. આશા છે કે જે સેવાભાવી જૈન-જૈનેતર ભાઇઓના ફોટા નથી આપી શકયા, તેઓ અમને દરગુજર કરશે,

પુસ્તકના પ્રકાશનને અંગે બ્લોકોની સામગ્રી પૂરી કરવામાં કરાચી મ્યુનીસિપલ કેળવણીખાતાના વડા શ્રીયુત લાગૂ સાહેબ, 'ડેલીગેઝેટ'ના એડીટર શ્રી તારાપોરવાળા, 'સિંધસેવક'ના અધિપતિ શ્રીયુત ભદ્રશંકર ભટ્ટ, 'આનંદ પ્રેસ' ભાવનગરના મેનેજર ભાઇ હરિલાલ શેઠ, 'જૈન–જ્યોતિ' અહમદાવાદના તંત્રી ભાઇ ધીરજલાલ ટોકરશી શાહ તેમજ 'ગુજરાત પબ્લીસીટી કોર્પોરેશન'વાળા ભાઇઓ વિગેરે મહાનુભાવોએ પ્રસન્નતાપૂર્વક જે ઉદારતા બતાવી છે, તે માટે અમે તેમનો આભાર માનીએ છીએ. એ સિવાય કરાચીવાળા શ્રીયુત ભાઇ ચતુર્ભૂજ વેલજીનો પણ આભાર માનીએ છીએ કે જેમણે જુદે જુદે સ્થળેથી બ્લોકો મેળવી આપવામાં ખાસ મહેનત લીધી છે.

છેલ્લામાં છેલ્લી ઢબનો પ્રેસકળાનો ઉપયોગ કરીને પુસ્તકને અતિ સુંદર તેમજ વખતસર તૈયાર કરી આપવામાં '**પ્રભાત પ્રેસ**'ના માલિક ભાઇશ્રી મોહનલાલ દવે અને તેમના પુત્રોએ જે કાળજી રાખી છે, એ માટે અમે તેમના પણ અત્યન્ત ઋણિ છીએ.

સિંધમા જવા માટે મુનિરાજોને ઉપયોગી થઇ શકે તેવો જુદા જુદા માર્ગો બતાવનારો નકશો કરાચીના ઈજીનીયર શ્રીયુત ચિમનલાલ કુવાડિયાના પુત્રો ભાઇ નેમિચંદ તથા હસમુખલાલે અતિપરિશ્રમ લઇ બનાવી આપ્યો, તે માટે અમે તેમના પણ આભારી છીએ.

પુસ્તકમાં આવતાં નામો ગામો તેમજ ફોટાઓવાળા મહાનુભાવોનો પરિચય કયાં કયાં છે ? તે જાણવા માટે પુસ્તકની અંતમાં પૃષ્ઠના નંબરો સાથે અનુક્રમણિકા આપવામા આવી છે, તે જોવાથી અનુકુળતા થશે.

**ઉજ્જૈન** ( માળવા ) — **દીપચંદ બાંઠીયા**
૧–૯–૩૯ — મંત્રી શ્રી વિ. ધ. સૂ. જૈનગ્રંથમાળા

# બીજી આવૃત્તિ

માત્ર ત્રણ ચાર મહીનામાજ આ પુસ્તકની પ્રથમ આવૃત્તિ પૂરી થઇ ગઇ હતી. આ પુસ્તકના સંબંધમાં પ્રસિદ્ધ સાહિત્યકારો અને પ્રસિદ્ધ પત્રકારોએ ઊંચામાં ઊંચા અભિપ્રાયો પ્રકટ કર્યા છે. આ પુસ્તકની સમાલોચના 'ઓલ ઇન્ડીયા રેડીયો'ના મુખ્ય સ્ટેશનેથી બ્રોડકાસ્ટ થઇ હતી. તેમજ આ પુસ્તકને વડોદરા ગવર્નમેંટે પોતાના રાજ્યના પુસ્તકાલયો અને ઇનામો માટે મંજૂર કર્યું છે. આ બધું, આ પુસ્તકની લોકપ્રિયતા અને શ્રેષ્ઠતા બતાવવા માટે પુરતા પ્રમાણો છે. આ બીજી આવૃત્તિ બહાર પાડતાં અમને ખરેખર આનંદ થાય છે. આ પ્રસંગે આફ્રિકાવાળા શાહસોદાગર, પોરબંદરની મહારાણા મીલના માલીક દાનવીર શેઠ **નાનજીભાઇ કાળીદાસ મહેતાનો** આભાર માનીએ છીએ કે જેમણે આ બીજી આવૃત્તિના પ્રકાશનમાં આર્થિક સહાયતા કરી છે.

૮–૩–૪૩ **પ્રકાશક.**



# અનુક્રમણિકા



# આભાર



'મારી કચ્છ યાત્રા' નામના અમારા છેલ્લા પુસ્તક ઉપરના જે ચિત્રની પ્રશંસા દરેક જોનાર કરી રહેલ છે. એ ચિત્રના અને આ પુસ્તક ઉપરના ચિત્રકાર છે અગતરાઇ (કાઠિયાવાડ)ના ભાઇ ગોકુલદાસ કાપડીયા. ભાઇ ગોકુલદાસને પોતાની આ કળા ખૂબ વરી છે. તેઓએ હમણાં જૈનોના છેલ્લા તીર્થંકર પ્રભુ શ્રી મહાવીર સ્વામીનુ આખુયે 'જીવનચરિત્ર' ચિત્રોમાં ઉતાર્યું છે. આ ચિત્રો એટલાં તો આકર્ષક બન્યાં છે કે—કોઈપણ કળા-પ્રેમી અને કળાવિદ્ એની મુક્તકંઠે પ્રશંસા કર્યા વિના નથી રહેતો. કેવળ આ ગ્રંથના લેખક મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી પ્રત્યેની ભક્તિથી પ્રેરાઇ નિઃસ્વાર્થવૃત્તિથી ચિત્ર બનાવી આપવા માટે અમે તેમનો ખરા જીગરથી આભાર માનીએ છીએ.

—પ્રકાશક.



# મારી સિંધયાત્રા

—: ૧ :—

## હિંદમાં સિંધનું સ્થાન

ભારતવર્ષની બે મોટી નદીઓ ગંગા અને સિંધુ. એમાં સિંધુ નદીના નામથી પ્રસિદ્ધિ પામેલો દેશ, તે સિંધદેશ. ૧૮૦૦ માઇલની લંબાઇવાળી સિંધુ નદી ઉત્તરથી દક્ષિણમાં પસાર થતાં, પોતાના કાંઠાના જે દેશને પૂર્વ–પશ્ચિમમાં વ્હેંચી નાખે છે એ દેશ તે સિંધદેશ. ઉત્તરમાંથી બલુચિસ્તાન, પંજાબ અને ભાવલપુરે, પૂર્વમાંથી જેસલમેર અને જોધપુરની રિયાસતોએ, દક્ષિણમાંથી અરબી સમુદ્ર અને કચ્છના રણે અને પશ્ચિમમાંથી હાલાપર્વતે જે દેશને ઘેરી લીધો છે, એ દેશ, તે સિંધદેશ. ભારતવર્ષમાં સિંધદેશ પણ પોતાનું અનોખું સ્થાન ધરાવે છે. હિંદુસ્તાનના કોઇ પણ દેશને વિદેશીઓના હુમલાઓ વધારેમાં વધારે સહવા પડયા હોય તો તે સિંધદેશને છે.

### જૂનું સિંધ.

એક સમય હતો જ્યારે સિંધની સીમા અત્યારના કરતાં ઘણી વિશાળ હતી.

પંજાબ, અફઘાનિસ્તાન, વાયવ્ય સરહદ, બલુચિસ્તાન, ભાવલપુર, રાજપુતાના અને જેસલમેર—એ દરેકનો થોડો થોડો ભાગ પ્રાચીન સિંધમાં લેખાતો. એક માત્ર ઉત્તરનો જ રસ્તો ખુલ્લો હતો, કે જ્યાંથી વિદેશી સેનાઓ પ્રવેશ કરતી અને સિંધ પર હુમલા કરતી. સિંધનો ઇતિહાસ બહુ જૂનો છે. કહેવાય છે કે કૌરવ—પાંડવોના સમયમાં જયદ્રથ રાજા સિંધમાં રાજ્ય કરતો હતો. પચ્ચીસસો વર્ષ ઉપર સિંધ, એ ઇરાનના બાદશાહ દરાયસના તાબામા હતો. દરાયસનો એક ગ્રીક સરદાર સ્કાયલેક્ષે દરિયાઇ કાફલાથી સિંધુ નદીના માર્ગે હિન્દુસ્તાન પર ચડાઇ કરી હતી અને સિંધ અને પંજાબ પોતાને કબજે કર્યા હતા. મહાન્ વિજેતા સિકન્દર પણ જેલમ સુધી આવ્યો હતો અને પંજાબના રાજા પૌરસને જીત્યા પછી સિંધ કબજે કર્યું હતું. કહેવાય છે કે યુરોપના લોકોને હિંદુસ્તાન સંબંધી માહિતી મળવા લાગી હોય તો તે સિકન્દરના આવી ગયા પછીજ. સિકન્દર પછી સિથિયન લોકોએ સિંધદેશ જીત્યો અને તેમણે ચારસો વર્ષ રાજ્ય કર્યું.

કેટલાક વિદ્વાનોનું કથન છે કે આ સિથિયન લોકો તે છે કે જેઓ 'સાખી' તરીકે ઓળખાતા હતા. વિક્રમની પહેલાં ઉજ્જૈનની ગાદી ઉપર ગર્દભિલ્લ રાજા હતો. આ ગર્દભિલ્લને ઉખાડીને 'શક' લોકો રાજ્ય કરવા લાગ્યા હતા કે જે શક લોકોને જૈનાચાર્ય કાલકાચાર્ય, ગર્દભિલ્લના જુલ્મોથી કંટાળી, તેને ગાદીથી ઉખેડી નાખવા માટે સિંધુ નદી પાર કરીને, આ સિંધમાંથી લઇ ગયા હતા.

## સિંધમાં હિંદુઓ.

ઇ. સ. પાચમા સકાની આખરમાં રાયવંશીય રાજાઓ થયા છે. તે પછી ઇ. સ. ૬૩૨ થી ૭૧૨ સુધી બ્રાહ્મણ વંશીય રાજાઓએ રાજ્ય કર્યું, એમ ઇતિહાસ કહે છે.

વર્તમાન સિંધની પરિસ્થિતિ જોતાં સિંધની આખી વસ્તી ૩૮૩૫૬૦૦ માણુસોની છે. તેમાં દર સો માણુસે ૭૩ મુસલમાન, ૨૫ હિંદુ અને ૨ બીજી જાતો (યુરોપીયન, ખ્રીસ્તી, પારસી વગેરે) છે. પચ્ચીશ ટકા જેટલા જે હિંદુઓ છે, તેઓના રીતરીવાજો, ખાનપાન અને ઘરની રહેણીકરણી જોતાં લગભગ બધું યે મુસલમાની દેખાય છે. આ બધું જોઇને કોઇને પણ એ કલ્પના થયા વગર ન રહે કે સિંધમાં આટલી બધી મુસલમાની વસ્તી કેમ? અને આ બધા હિંદુઓના રીવાજો મુસલમાનો જેવા કેમ? કારણ એ છે કે સિંધમાં લગભગ બારસો વર્ષ સુધી મુસલમાનોનું જ રાજ્ય રહ્યું છે. નિરંતર બારસો વર્ષ સુધી એક જ કોમની રાજસત્તા ચાલુ રહે, તે દેશમાં થોડી પણ સંખ્યા બીજી કોમની રહેવા પામે, એ જ આશ્ચર્ય ઉત્પન્ન કરે છે. ખરેખર ખુશી થવા જેવુ છે કે ખાનપાન અને રીતરીવાજોમાં મુસલમાની સંસ્કૃતિ પેસી જવા છતાં પણ, સિંધમાં હજુ ૨૫ ટકા જેટલા જે હિંદુઓ મૌજૂદ છે, તેઓ પોતે એક હિંદુ તરીકેનું કટ્ટર અભિમાન રાખે છે.

**મુસલમાની રાજ્ય.**

સિંધમાં મુસલમાની રાજ્યનો પગપેસારો સૌથી પહેલાં જો કોઇનો થયો હોય, તો તે મહમદ બિન કાસીમનો છે. ઇ. સ. ૭૧૨માં આ કાસીમ સિંધ ઉપર ચઢી આવ્યો હતો. અને તેણે સૌથી પહેલાં દેવળબંદર સર કર્યું હતું. હિંદુ મંદિરો લૂટયાં હતાં. અને નેરૂનકોટ (જે હાલનું હૈદ્રાબાદ છે) અને શિવીસ્તાન એ બે કિલ્લા જીત્યા. મહમદ બીન કાસીમની સામે લડનાર અલોરનો રાજા દાહીર હતો. મહમદ બીન કાસીમના સંબંધમાં બગદાદમાં ખલીફા પાસે ગયેલી ફરિયાદના કારણે ખલીફાએ તેને જીવતો ને જીવતો ચામડામાં

સીવીને બગદાદ લાવવાનો હુકમ કાઢયો હતો. આ હુકમનો તરત અમલ થયો. ચામડામાં ગોંધી રાખવાથી ત્રણ દિવસે મહમદ બીન કાસીમનું અકાળ મોત થયું હતું.

ઇતિહાસ કહે છે કે સિંધમાં ૭૧૨ થી ૧૦૨૫ સુધી અરબ રાજ્ય રહ્યું, ૧૦૨૫ થી ૧૦૫૧ સુધી ગજનવી સુલતાનો રહ્યા અને ૧૦૫૧ થી ૧૩૫૧ સુધી સુમરા વંશે સિંધ ઉપર રાજ્ય કર્યું.

## સુમરા અને સમા.

સુમરા લોકો અસલમાં રાજપૂત હતા. રાજપૂતાનામાં દુષ્કાળ પડવાથી અરબોના વખતમાં તેઓ દેશ છોડી સિંધમાં આવેલા. પાછળથી તે મુસલમાન બન્યા. ૧૩૫૧ થી ૧૫૨૧ સુધી 'સમા' વંશે રાજ્ય કર્યું. આ લોકો મૂળ અફગાનીસ્તાનથી આવેલા, અફગાનીસ્તાનનો રાજા નરપત, તેનો પુત્ર સામપત, અથવા 'સમો' તે સિંધમાં આવેલો. સિંધમાં તેણે ને તેના વંશજોએ રાજ્ય સ્થાપવા પ્રયત્ન કરેલો, પણ તે ન ફાવ્યા. તેની ૯ મી પેઢીએ થએલ 'લાખીયારભડે' 'સમા'ના નામથી 'નગરસમૈ' અથવા 'નગરઠઠ્ઠા' વસાવ્યુ, ને સમારાજ્ય સ્થાપ્યું. તેઓ હિંદુધર્મી હતા. તેઓ સેવણની નજીક સમૈ નગરમાં રહેતા હતા. સિંધની હકુમત આવ્યા પછી તેઓ ઠઠ્ઠાની પાસે 'આમુઇ' શહેરમાં રહેવા લાગ્યા.

આ સમા રાજાઓ યાદવવંશી હતા, તેમાંથી જામ જાડાના નામથી તેના વંશજો 'જાડેજા' તરીકે ઓળખાવા લાગ્યા છે. હમણાં તેઓ સિંધમાં લગભગ મુસલમાન ધર્મ પાળે છે અને તેમની વસ્તી લગભગ આઠ લાખ જેટલી છે. અને સુમરાઓની વસ્તી એક લાખની છે. નગરસમૈને વસાવનાર લાખીયાર ભડના પૌત્ર અને લાખા ધુરારાના પુત્ર મોડે કચ્છમાં જઇ રાજ્ય સ્થાપ્યુ. ન કેવળ કચ્છ જ, બલ્કે મોરબી,

જામનગર, ધ્રોળ, સરધાર, રાજકોટ, ગોંડળ અને ઓખામંડળની રાજગાદીઓ સ્થાપનાર પણ આ સમાના વંશજો જ છે.

**અર્ગુન વંશ.**

ઇ. સ. ૧૫૨૧ થી ૧૫૫૪ સુધી અર્ગુન વંશે સિંધમાં રાજ્ય કર્યું. આ લોકો કંદહારના રહેવાસી હતા. અર્ગુન નામના એક મોગલ સરદારના તેઓ વંશજ હતા. આ અર્ગુન વંશ મિરઝા શાહહુશેન જ્યારે સિંધનો રાજા હતો, ત્યારે દિલ્હીનો બાદશાહ હુમાયુ, શેરખાન નામના પઠાણે તેને હાંકી કાઢવાથી, સિંધમાં આવ્યો હતો. સિંધના અમુક ભાગને જીતવા તેણે કોશિષ કરેલી, પણ તે ફાવ્યો નહિ. ત્યાંથી જોધપુર ગયો, ત્યાંથી ઉમરકોટ તરફ પાછો વળ્યો. ઇ. સ. ૧૫૪૨ માં હુમાયુની રાણી હમીદાબેગમે આ ઉમરકોટમાં પુત્રને જન્મ આપ્યો. આ પુત્ર તેજ સમ્રાટ અકબર.

**તુરખાન.**

ઇ. સ. ૧૫૫૪ થી ૧૫૯૦ સુધી તુરખાન વંશના લોકોએ રાજ્ય કર્યું. તુરખાન એ મોગલોની એક જાત છે. છેલ્લો રાજા જાનીબેગ થયો. અને તેના મરણ પછી સિંધની સત્તા અકબરના હાથમાં આવી.

**મોગલ સત્તા.**

ઇ. સ. ૧૫૯૦ થી ૧૭૩૬ સુધી મોગલોની સત્તા સિંધ ઉપર રહી. મોગલ સમ્રાટ્ તરફથી સુબાઓ-નવાબો આવતા અને અહિંનો વહીવટ સંભાળતા.

**કલ્હોરા.**

ઇ. સ. ૧૭૩૬થી ૧૭૮૧ સુધી કલ્હોરા વંશના લોકોએ રાજ્ય કર્યું. કહેવાય છે કે આ કલ્હોરા અરબોના વખતથી સિંધમાં આવી વસેલા

અને એમ પણ કહેવાય છે કે તેઓ મહમદ પયગમ્બર સાહેબના કાકા હજરત અબ્બાસના વંશજ હતા. ઇ. સ. ૧૭૮૯માં ગુલામશાહ કલ્હોરાના વખતમાં અંગ્રેજો પહેલ વહેલાં વેપાર માટે સિંધમાં આવ્યા અને ઠઠ્ઠા અને શાહબંદરમાં પોતાના ડેરા નાખ્યા. ગુલામશાહ શૂરવીર અને બુદ્ધિશાળી હતો. તે એક વારાંગનાનો પુત્ર હતો. કલ્હોરા વંશીય રાજાઓમાં ગુલામશાહ વધારે પ્રસિદ્ધ થઇ ગયેલ છે.

આજનુ હૈદ્રાબાદ એ જૂના નેરૂનકોટ શહેરની જગ્યા ઉપર ઇ. સ. ૧૭૬૮માં નવેસરથી કિલ્લો બંધાવી ગુલામશાહે નવું શહેર વસાવ્યું, તે છે. ગુલામશાહે ખુદાબાદથી હૈદ્રાબાદમાં ગાદી ફેરવી, તેથી ખુદાબાદના ઘણા હિંદુઓ હૈદ્રાબાદ આવી વસ્યા.

## ખુદાબાદના હિંદુઓ.

કહેવાય છે કે લારખાના જીલ્લાના ખુદાબાદમાં આગ લાગવાથી ઘણા હિંદુઓ હાલાની પાસે આવી વસ્યા હતા. અહિં તેમણે જે ગામ વસાવ્યું તેનું નામ પણ ખુદાબાદ જ રાખ્યું. તે પછી તેઓ ગુલામશાહના વખતમાં હૈદ્રાબાદમાં આવી વસ્યા હતા. આથી હાલા પાસે નવું વસાવેલું ખુદાબાદ પણ ખુદાની માફકજ અદશ્ય થઈ ગયું.—વેરાન થઇ ગયું. આ હિંદુઓ એજ મોટે ભાગે અત્યારના આમીલો અને ભાઇબંધો છે.

હૈદ્રાબાદનો કિલ્લો, જ્યાં સુધી બંધાયો નહિ હતો, ત્યાં સુધી ખુદાબાદના આ હિંદુઓ સિંધુ નદીના કાંઠે રહ્યા હતા. આ હિંદુઓમાં ગીદુમલ પ્રધાન હતા. ગીદુમલના નામથી સિંધુનો આ કાંઠો ગીદુબંદર તરીકે પ્રસિદ્ધ થયો. ગુલામશાહે કિલ્લો બાંધવાનું કામ દીવાન ગીદુમલને સોપ્યું હતું. કિલ્લો બંધાયા પછી આ હિંદુઓ હૈદ્રાબાદ આવી વસ્યા.

## મીરોનો સમય.

આ પછી **મીરોનો** સમય આવે છે. ઇ. સ. ૧૭૮૧ થી ૧૮૪૩ સુધી **મીરોએ** રાજ્ય કર્યું. કહેવાય છે કે મીરો બલુચિસ્તાનથી આવ્યા હતા. આથી તેઓને બલોચ કહેવામાં આવે છે. આમાં એક ટાલુખાન નામનો બહાદુર પુરૂષ થઇ ગયો, તેથી તેઓ ટાલપુરા કહેવાય છે. સિંધની સત્તા મળ્યા પછી તેઓ **મીર** કહેવાયા.

## અંગ્રેજી સમય

ઇ. સ. ૧૮૦૯ માં **મીર** અને અંગ્રેજો વચ્ચે પહેલ વહેલા કરારો થયા. અર્થાત્ તેઓની પહેલી મિત્રતા બંધાઇ. સ્વાર્થની મિત્રતા કયાં સુધી રહે? ઇ. સ. ૧૮૪૩ માં **મીર નસીરખાન** અને અંગ્રેજી લશ્કરની વચમાં **મીયાણી** આગળ મોરચાં મંડાયાં. અંગ્રેજો તરફનો નાયક **સર ચાર્લ્સ નેપીયર** હતો. આ લડાઇમાં અંગ્રેજોની જીત થઇ. **મીર નસીરખાન** અને બીજા **મીરો** પોતાનાં હથીઆરો મૂકી દઇ **નેપીયરની** શરણે ગયા. તા. ૧૯–૨–૧૮૪૩ ના દિવસે હૈદ્રાબાદના કિલ્લા ઉપર સર ચાર્લ્સ **નેપીયરે** અંગ્રેજી વાવટો ફરકાવ્યો. કહેવાય છે કે **નાઉમલ ભોજવાણી** નામના કોઇ પ્રખ્યાત હિંદુએ આ વખતે અંગ્રેજ સરકારને સારી મદદ કરેલી. ઇ. સ. ૧૮૪૮ માં આ સિંધ મુંબઇ ઇલાકા સાથે જોડી દેવામાં આવ્યો. તે પછી ઇ. સ. ૧૯૩૬ ના એપ્રીલથી સિંધ પ્રાંતને એક સ્વતંત્ર પ્રાંત બનાવવામા આવ્યો.

## પરિવર્તન.

સિંધના ઇતિહાસની આટલી થોડી પણ ઝાંખી કરનાર કલ્પના કરી શકે કે આ દેશ એક વખતે કેવો હોવો જોઇએ? હમણાં હમણાં સુધી પણ લૂટફાટ, અત્યાચારો, તોફાનો અને કતલોના કિસ્સા આપણે સાંભળતા

આવ્યા છીએ, પરન્તુ બ્રિટીશ ગવર્નમેન્ટના અધિકાર નીચે છેલ્લા કેટલાક દિવસોથી પહેલાની અશાંતિ ઘણી શાન્ત પડી છે, એમ સિંધનો કોઇપણ અનુભવી કહી શકે છે. લશ્કરના પાકા બંદોબસ્તો થયા. દેશી અને અગ્રેજી ભાષાની શાળાઓ દ્વારા પ્રજા શિક્ષિત થવા લાગી. તાર, ટપાલ, વાયર્લેસ, રેડિયો આદિ:સાધનો વધી જવાથી જુલ્મગારો જ્યાં ત્યાં નિર્ભયતાથી ધાર્યું કરતા હતા, તે હવે ડરવા લાગ્યા છે. બંદરી વ્યાપાર વધવાથી તથા વ્યાપારનું ક્ષેત્ર વધવાથી લોકોને પેટ ભરવાનું સાધન મળવા લાગ્યું છે. ધાર્મિક જુલ્મો પણ ઓછા થયા છે. ધીરે ધીરે સાહિત્યનો શોખ પણ વધવા લાગ્યો છે. સિંધુ નદીમાંથી નહેરો કાઢીને જ્યાં ત્યાં પાણીની પુષ્કળ છૂટ થઇ ગઇ છે. અને તેના લીધે ખેતી પણ ખૂબ વધી રહી છે. મ્યુનિસીપાલીટીઓ સ્થપાઇ ચૂકી છે અને તેથી સ્થાનિક સ્વરાજ્યના લાભો મળવા લાગ્યા છે. ઠેકાણે ઠેકાણે દવાખાનાં ઉઘડયાં છે.

આમ સમયના વહેવા સાથે સિંધની સ્થિતિમાં ઘણું પરિવર્તન થવા પામ્યું છે.

આખા સિંધને ગવર્નમેંટે આઠ જીલ્લાઓમાં વિભક્ત કર્યું છે-કરાચી, હૈદ્રાબાદ, થરપારકર, દાદુ, નવાબશાહ, લારકાના, સખ્ખર અને ઉત્તર સરહદ. આમાં કરાચી, હૈદ્રાબાદ વિગેરે કેટલાંક મુખ્ય શહેરો તો ખાસ જોવા લાયક છે. આખા સિંધમાં એકજ દેશી રાજ્ય છે અને તે ખૈરપુર.

## પ્રાચીન સ્થાનો.

સિંધમાં અનેક પ્રાચીન સ્થાનો છે, કે જે પુરાતત્ત્વની દૃષ્ટિએ ઘણું ઊંચું સ્થાન ધરાવે છે.

લારકાના જીલ્લામા બાકરાણી સ્ટેશનથી લગભગ ૨૫ માઇલ દૂર 'મોહન-જો-ડેરો' નામનુ જે સ્થાન છે, એનું ખોદકામ થતાં એક

પુરાણું શહેર ખંડેરરૂપે હાથ લાગ્યાનું વર્ષોથી જાહેર થયું છે. જમીન-માંથી નીકળેલાં મકાનોનું બાંધકામ અને ઘરોની રચના ઘણીજ નવાઇ ઉપજાવે તેવી કહેવાય છે. કહેવાય છે કે ત્યાંની ગટરની રચના તો ઘણીજ અજાયબી ભરેલી છે. એમાંથી જવાહરાત, માટીનાં અને ધાતુનાં વાસણો અને એવી ઘણી પુરાણી અનેક ચીજો નિકળી છે. ઇતિહાસકારો કહે છે કે પહેલાં આર્ય લોકોનું આ નિવાસસ્થાન હતું.

**મોહન–જો–ડેરો**નું જ્યારથી ખોદ કામ થયું છે, ત્યારથી પુરાતત્ત્વના શોખીનોમાં ખૂબ જિજ્ઞાસા જાગી છે. આની શોધખોળે તો દુનિયાના શોધકોને ભારતવર્ષની પ્રાચીન સંસ્કૃતિની સંપૂર્ણ ખાતરી કરી આપી છે. ' મોહન–જો–ડેરો 'નું ખરૂં નામ સિંધીમાં ' મુહેં જો ડેરો ' એવું છે. અર્થાત્ મડદાંનો ઢગલો.

સિંધના એક ઇતિહાસકાર પ્રો. **ભેરૂમલજી**એ ' **મોહન જો ડેરો** ' સંબંધી અંગ્રેજીમાં એક પુસ્તક લખ્યું છે. તેમણે પણ ' **મોહન જો ડેરો** 'નો અર્થ ' મડદાંનો ઢગલો. ' એવો કર્યો છે. પ્રોફેસર **ભેરૂમલજી**એ આની ઉત્પત્તિ સંબંધી જણાવતાં બતાવ્યું કે–' દલુરાય નામનો રાજા વિષયાંધ હતો. તેણે પોતાની ભાણેજ ઉપર કુદૃષ્ટિ કરી. રાજાનો નિયમ હતો કે 'જે કન્યાનું ગામમાં લગ્ન થાય, તે કન્યાને પહેલી રાતે રાજા પાસે મોક-લવી જોઇએ. ' ભાણેજને માટે પણ આ નિયમ લાગુ પડતો હતો. તેણે પોતાની બેનને સૂચન કર્યું. બેન સખ્ત નારાજ થઇ, કોપિત થઇ, અને રાજાને શાપ આપ્યો. બેનના આ શાપથી રાજા અને તેનું નગર રસાતળમાં ધસી ગયું. આ ગામનું નામ હતું બ્રહ્મનાબાદ. અહિં મુડદાંનો જે ઢગલો બન્યો, તેના ઉપરથી '**મહણ જો ઘારો**'–'**મોહન–જો–ડેરો**' નામ પડ્યું છે.'

બીજું પુરાણું સ્થાન ' **સિક્કર જો ડેરો**. ' આ પણ **લારકાના જીલ્લા**-માંજ છે. અહિંથી ઘણા પ્રાચીન સિક્કા મળ્યા છે.

અને ત્રીજું ' કાહુ જો ડેરો ' છે. આ સ્થાન મીરપુરખાસની પાસે શોધાયું છે. બ્રાહ્મણ વંશના બીજા રાજા ચંદારે આ સ્થળે બૌદ્ધ ધર્મના બંધાવેલાં મંદિરો આ સ્થાનમાંથી નિકળ્યાં છે.

આ સિવાય ઠઠ્ઠા, સાધબેલાનું મંદિર અને તે ઉપરાન્ત એવાં અનેક સ્થાનો છે કે જ્યાં પ્રાચીન અવશેષો માલૂમ પડે છે અને દર્શનીય મકાનો છે. કોઇ કોઇ સ્થળે ગરમ પાણીના કુંડો છે, તો કોઇ કોઇ સ્થળે સુંદર પહાડોની ટેકરીઓ છે. કોઇ સ્થળે રેગીસ્તાન ( રેતીનાં રણ ) છે તો કોઇ સ્થળે નહેરોનાં ફેલાએલાં પાણીથી લીલીછમ જમીન આંખને ઠંડક આપે છે.

ખૈરપુર રાજ્યના રાણીપુરથી થોડે દૂર દરાઝ નામનું એક ન્હાનું ગામ છે. અહિં સચલ ફકીરનો મકબરો છે. કરાચીના ભૂતપૂર્વ મેયર ભાઇ હાતીમ અલવી, તેનું વર્ણન કરતાં લખે છે કેઃ

' આ મકબરો એટલો બધો ભવ્ય છે કે અનેક માઈલ દૂરથી તેના ગગનચૂંબક મિનારાઓ જોઈ શકાય છે. આ મિનારો એક ગાઢ જંગલની વચમાં છે અને સેંકડો માઇલ સુધી આધુનિક સંસ્કૃતિનું એકે ચિન્હ નજરે પડતું નથી. '

સચલ ફકીર કોણ હતા ? તેમનો પરિચય ભાઇ હાતીમ અલવીએ પોતાના લેખમા કરાવ્યો છે કે જે, ' મહાગુજરાત ' ના દીવાળી અંકમાં પ્રકટ થયો છે.

સખ્ખર બરાજ.

આખા સિંધને લીલોછમ બનાવનાર, એ ' સખ્ખર બરાજ ' છે. ' સખ્ખર બરાજ ' નામનો સિંધુ નદી પરનો બંધ, એ એક દર્શનીય વસ્તુ કહેવાય છે. આ બંધની લંબાઇ ૧ માઇલની છે. તેમાં ૬૦ ફુટ



હૈદ્રાબાદનાં હવાબારાં ( મંઘ )



સિંધની ઊંટગાડી

પહોળી એવી ૬૬ કમાનો છે. આ બંધમાં ૧૪૦૦ મણ વજનનું એક એક બારણું છે. બારણાની ઉંચાઇ ૧૮ ફુટ છે. આ દરવાજાઓ દ્વારા નહેરોના જુદા જુદા ફાંટાઓમાં પાણી જાય છે. દરવાજા એવા ભારે છે કે એને માટે વીજળીનાં યંત્રો ગોઠવવામાં આવ્યાં છે. 'સક્કર બરાજ'નું એકંદર ખરચ ૨૦ કરોડ રૂપિયા થયાનું કહેવાય છે.

## વિદ્વાનો શું કહે છે?

સિંધ ભારતવર્ષના ઇતિહાસમાં એક અનોખું સ્થાન ધરાવે છે. સિંધની પ્રસિદ્ધિમાં રણ (રેતી), ઉંટ અને ગધેડાંને મુખ્ય સ્થાન કેટલાક લેખકો આપે છે. સિંધના રણનાં વખાણ કરતાં, ગુજરાતના મહાકવિ ન્હાનાલાલ કહે છે:-

"બાગની નગરવેલી કરતાં શકુંતલાની વનવેલડી અધિકી છે, એમ ત્હમારા દેશ કરતા યે ત્હમારાં તો રણ અધિકા, તમારા રણ તો જાણે સંજીવન પાનારા આવ્યાને અમૃત છાંટનારા "[1]

સિંધની પ્રસિદ્ધ ત્રણ ચીજો-રેતી, ઉંટ, અને ગધેડાનું પણ ગુણગ્રાહક દૃષ્ટિએ મહત્ત્વ બતાવતાં વિદ્વાન લેખક જદુરાય ડી. ખંધડીયા કહે છે:—

"એડીશને રેતીમાથી જ કિંમતી અવાજ શોધી કાઢી ફોનોગ્રાફની શોધમાં પૂર્યો છે. એ રેતીમા યે રત્નકણિકાઓ છે. શોધે તેને જડે. ઉંટ ને ગધેડાને પણ કંઇ નાખી દેવાનાં નથી. સિંધની અનેક પ્રેમશૌર્યની કથાઓમા ઉંટે કિંમતી ભાગ ભજવ્યો છે. પવનવેગી સાઢણીએ ઇતિહાસમા જ્વલંત પ્રકરણો રચ્યાં છે. અને સિંધનો વિકાસ કરવામાં પદાર્થો લાવ લઈ જા કરી, ભાર વહેનાર અને તે દ્વારા કિંમતી ભાગ લેનાર ગધેડા અને તેના ગરીબ માલિક હલકા લોક વર્ગના લોકસાહિત્યને આજે નહિં તો ભવિષ્યમા ઉંચુ સ્થાન છે."

૧ જુઓ, 'શ્રી કરાચી ગુર્જર સાહિત્યકળા મહોત્સવ'ના પ્રમુખ તરીકેનું તેમનું વ્યાખ્યાન.

વળી તેઓ સિંધની ગૌરવગાથા ગાતાં કહે છેઃ—

'સિંધ આર્યોનું આદિનિવાસ સ્થાન છે. સિંધ પાછળ જ્વલંત ઇતિહાસ છે. પંજાબ અને અફઘાનિસ્તાનની પડોશમાં રહેલો એ પ્રાંત અત્યારે ઇતિહાસ રચી રહ્યો છે.૨

આમ સિંધ, ઐતિહાસિક દૃષ્ટિએ અને સાહિત્યિક દૃષ્ટિએ પણ મહત્ત્વનું સ્થાન ધરાવે છે. સિંધની અનેક બાબતો છે કે જે ઉલ્લેખનીય છે; પરન્તુ અહિં મારો ઇરાદો સિંધ સંબંધી ટૂંકો પરિચય આપવા પૂરતો હોઇ, આટલેથી જ સંતોષ માનવામાં આવે છે.

૨ જૂઓ, 'કરાચી ગુર્જર સાહિત્યકળા મહોત્સવ' પ્રસંગનો તેમનો 'સિંધી સાહિત્ય અને કરાચી વિષે કંઇક' નામનો લેખ.



—: ૨ :—

# જૈન દૃષ્ટિએ જૂનું સિંધ.

જૈન ધર્મના પ્રચારનો મુખ્ય આધાર જૈન સાધુઓ ઉપર રહેલો છે. હંમેશા પગે ચાલવું, કોઇ પણ જાતની સવારી ન કરવી, દ્રવ્યના વ્યવહારથી દૂર રહેવું, ભિક્ષાવૃત્તિથી નિર્વાહ કરવો, ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો, સાંસારિક પ્રલોભનોથી દૂર રહેવું, સારૂં કે નરસું જે કંઇ મળ્યું તેને ઉપયોગમાં લેવું, સ્ત્રીયોના સંસર્ગથી દૂર રહેવું, ઇત્યાદિ અનેક પ્રકારના કઠિન આચારો હોવા છતાં, જૂના સમયમાં જૈન સાધુઓએ વિકટમાં વિકટ અને ભયંકરમાં ભયંકર જંગલો, પહાડો, નદી, નાળાં અને રણોનું ઉલ્લંઘન કરી દૂર દૂરના દેશો સુધી મુસાફરી કરેલી છે. સિંધ દેશ, કે જેનો ટૂંક પરિચય પહેલા પ્રકરણમા કરાવવામાં આવેલ છે, એવા દેશમાં પણ એક સમયે જૈન ધર્મની જાહોજલાલી હતી. સંખ્યાબંધ જૈનાચાર્યોથી આ ભૂમિ પવિત્ર થતી હતી. કહેવાય છે કે સિંધ દેશમાં એક વખતે ૫૦૦

જૈન મંદિરો હતાં. મુસલમાનોના રાજત્વ કાળમાં પણ આ દેશમાં જૈન સાધુઓએ આવી રાજાઓ ઉપર પોતાના ચારિત્રની છાપો પાડી હતી. જૈનધર્મ પાળનારા અનેક શ્રીમંતોએ જૈનધર્મની પ્રભાવનાનાં અનેક કાર્યો કર્યાં હતાં, એવું જૈન ઇતિહાસમાંથી પુરવાર થાય છે.

## જૂનાં જૈન સ્થાનો.

કદાચિત્ કોઇને ખબર નહિ હોય કે, આજે 'ગોડી પાર્શ્વનાથ'ના નામે જે પ્રસિદ્ધિ થઇ રહી છે, એ ગોડીજીનું મુખ્ય સ્થાન સિંધમાંજ હતું–છે. નગરપારકરથી લગભગ પચીસ માઇલ દૂર અને ગઢરારોડથી લગભગ ૭૦–૮૦ માઇલ દૂર 'ગોડી મંદિર' નામનું એક ગામ છે. અત્યારે માત્ર ત્યાં ભીલોની જ વસ્તી છે. શિખરબંધ ગોડીજીનું મંદિર છે. મૂર્તિ વિગેરે કંઇ નથી. મંદિર જીર્ણ શીર્ણ થઈ ગયું છે. સરકારે તેની મરમ્મત કરાવી છે. આજથી વીસ વર્ષ પહેલાં નગરઠઠ્ઠાના એસીસ્ટેન્ટ ઇન્જીનીયર શ્રીયુત ફતેહચંદજી બી. ઇદનાણી ત્યાં જાતે જોઇ આવેલા. અને સરકારી હુકમથી એમાં શું સુધારો વધારો કરવો આવશ્યક છે, એનુ અંદાજપત્ર તૈયાર કરી આવેલ. મંદિરની પાસે એક ભોંયરૂ છે. તેમાં ઉતરવાની તેમણે કોશિશ કરેલી; પણ ભીલોએ ભય બતાવવાથી તેઓ ઉતર્યા નહિ. ગોડીજીના મંદિરના કોટ વિગેરેના પત્થરો ઉમરકોટમાં એક સરકારી બંગલાના વરંડા વિગેરેમાં લગાવવામાં આવ્યા છે. સત્તરમી સદીના બનેલા એક સ્તવનમાં[૧] સુરતથી એક સંઘ નિકળ્યાનું વર્ણન છે. સંઘ અહમદાવાદ, આબૂ, સંખેશ્વર અને રાધનપુર થઇ સોઇ ગામ, કે જે સિંધમાં જવા માટે ગુજરાતના નાકા ઉપર છેલ્લું ગામ છે, ત્યાંથી રણ ઉતરીને સિંધ તરફ ગયો હતો, પરન્તુ ત્યાંથી આગળ વધવું ઘણુંજ

૧ આ સ્તવનની હસ્તલિખિત પ્રતિ શાન્તમૂર્તિ મુનિરાજશ્રી જયન્તવિજયજીની પાસે છે

કઠીન લાગવાથી ત્યાંજ ગોડીજીની ભાવપૂર્વક સ્તુતિ કરી. ગોડીજી મહારાજે સંઘને ત્યાં દર્શન દીધાં. સંઘ ખુશી થયો. ચાર દિવસ ત્યાં મુકામ રાખી-ઉત્સવ કરી, પીલુડીના ઝાડ નીચે ગોડીજીનાં પગલાં સ્થાપી, સંઘ પાછો રાધનપુર ગયો. અત્યારે આ ખાલી મંદિર જૈનોના કબજામાં છે. નગરપારકરના જૈનો તરફથી એક ભીલ રાખ્યો છે, તે સંભાળ રાખે છે.

આ સિવાય પ્રાચીન તીર્થમાળાઓમાંથી પણ ગોડીજીનું મુખ્ય સ્થાન સિંધમાં હોવાનું જણાય છે. આજ તો ગોડી પાર્શ્વનાથની મૂર્તિઓ મંદિરે મંદિરે દેખાય છે.

આજનું ઉમરકોટ એક વખતે સિંધમાં જૈનોનું મૂખ્ય સ્થાન હતું. આજે પણ ત્યાં એક મંદિર અને પંદરેક શ્રાવકનાં ઘર મૌજૂદ છે.

આ સિવાય થરપારકર જીલ્લાના નગરપારકર તાલુકાનાં બે ગામો પણ જૈનદૃષ્ટિએ અતિ જૂનાં છે. ભૂદેસર ને પારીનગર. ભૂદેશ્વરમાં પ્રસિદ્ધ ધર્મપ્રેમી મેઘો તથા કાજળશા રહેતા હતા, એમ કહેવાય છે. મેઘાશા પાટણથી આવેલ ને સાથે શ્રી પાર્શ્વનાથ પ્રભુની મૂર્તિ લાવેલ. આજે પણ અહિં મૂર્તિવિનાના પ્રાચીન ત્રણ મંદિરો ઉભાં છે, કે જે સરકારને કબજે છે.

નગરપારકરની આસપાસમાં વીરાવાવ, આંધીગામ, ચૂડીયા, બેરાણા વડઇ-એ ગામો છે, કે જ્યાં જૈનોનાં પંદર પંદર વીસવીસ ઘર છે. નગરપારકર અને વીરાવાવમાં તો મંદિર પણ છે. નગરપારકરમાં કુવાડીયા મૂલજી ભવાન અને આંધી ગામમાં જેચંદ ચતુરભાઇ-એ ધર્મપ્રેમી મહાનુભાવો છે. આ ગામોમાં રહેનારાઓની બોલચાલ, ખાનપાન, વ્યવહાર બધું ગુજરાતી છે. લખવા-બોલવાની ભાષા પણ ગુજરાતી છે. ગુજરાતની સાવ નજીક હોઇ ગુજરાત સાથે વધુ સંબંધ છે. અહિં સુધી તો કોઇ કોઇ સાધુઓ પણ આવે છે.

**મી**રપુરખાસની પાસે કાહુ-**જો-ડેરાનું** જે સ્થાન થોડા વર્ષો પહેલાં ખોદવામાં આવ્યું હતું, તેમાંથી ઘણી પ્રાચીન મૂર્તિઓ નીકળી છે. કહેવાય છે, કે એમાંની કેટલીક મૂર્તિઓ જૈન મૂર્તિઓ છે.

અત્યારે મારવાડની હકુમતમા ગણાતું જૂનું **બાડમેર** અને નવું **બાડમેર** એ પણ એક વખતે જૈનધર્મની જાહોજલાલીવાળાં સ્થાનો હતાં, એવું ત્યાંનાં મંદિરો અને જૂના શિલાલેખો ઉપરથી પ્રત્યક્ષ જોઇ શકાય છે.

આ સિવાય બીજાં એવાં અનેક સ્થાનો છે, કે જ્યાંથી જૈનધર્મનાં પ્રાચીન અવશેષો મળે છે.

## જૈન સાધુઓનો વિહાર.

જે દેશમાં જૈનધર્મનાં પ્રાચીન સ્થાનો મળતા હોય, તે દેશમાં કોઇ વખતે જૈન સાધુઓનો વિહાર મોટા પ્રમાણમાં થયો હોય એ એક સ્વાભાવિક વસ્તુ છે, અને જ્યાં જ્યાં જૈન સાધુઓ વિચર્યા હોય, ત્યાં ત્યાં કંઇને કંઇ ધાર્મિક પ્રવૃત્તિઓ થઇ હોય, તે પણ સ્વાભાવિક છે.

જૈનાચાર્યોએ લખેલી જૂની **પટ્ટાવલિયો** અને **પ્રશસ્તિઓમાં** એવાં સેંકડો પ્રમાણો મળે છે કે જેમાં જૈનાચાર્યોના સિંધમાં વિચરવાના ઉલ્લેખો મળે છે. જૂનામાં જૂનું પ્રમાણ વિ. સં પૂર્વે લગભગ ૪૦૦ ના સમયનું છે, કે જે વખતે રત્નપ્રભસૂરિના પટ્ટધર **યક્ષદેવસૂરિ સિંધમાં** આવ્યા હતા. અને સિંધમાં આવતાં તેમને ઘણું કષ્ટ ઉઠાવવું પડયુ હતું. આ યક્ષદેવસૂરિના ઉપદેશથી કક્ક નામના એક રાજપુત્રે જૈન મંદિરો બંધાવ્યા હતાં, અને પછી દીક્ષા લીધી હતી.

કક્કસૂરિના સમયમાં **મરૂકોટ**ના કિલ્લાનું ખોદકામ કરતાં **નેમિનાથ**ની મૂર્તિ નિકળી હતી. આ વખતે **મરૂકોટ**નો **માંડલિક** રાજા કાકુ હતો. તેણે

શ્રાવકોને બોલાવી મૂર્તિ સોંપી દીધી હતી. શ્રાવકોએ એક સુંદર મંદિર બંધાવ્યું અને કક્કસૂરિના હાથે તેની પ્રતિષ્ઠા કરાવી.

વિક્રમરાજાના ગાદી ઉપર આવ્યા પહેલાંની આ વાત છે.

માળવાની રાજધાની ઉજ્જૈનીનો રાજા ગર્દભિલ્લ મહા અત્યાચારી હતો. જૈન સાધ્વી સરસ્વતીને પોતાના મહેલમાં ઉપાડી ગયો. જૈન સંઘે ગર્દભિલ્લને ઘણું સમજાવ્યું, પણ તેણે ન માન્યું. તે વખતના મહાન્ આચાર્ય કાલકાચાર્યે પોતે પણ ઘણી કોશિશ કરી. ગર્દભિલ્લ એકનો બે ન થયો. આખરે કાલકાચાર્યે પ્રતિજ્ઞા કરી કે–' રાજન્ ! ગાદી ઉપરથી ઉખેડી ન નાખું, તો જૈન સાધુ નહિં.' ત્યાગી જૈનાચાર્યથી, પ્રજાના પિતા તરીકે ગણાતા રાજાનો આ અત્યાચાર સહન ન થયો. રાજાની પાશવિક્તામાં પ્રજાની બહેન બેટીઓની પવિત્રતા જોખમમાં આવતી જોઇ કાલકાચાર્યનું ખૂન ઉછળી આવ્યું. તેઓ ઉજ્જૈન છોડે છે, અને અનેક કષ્ટો વેઠી સિંધમાં આવે છે. સિંધુ નદીને પાર કરી તેઓ સાખી રાજાઓને મળે છે. આ સાખીઓ તે હોવાનું કહેવાય છે, કે જે સિથિઅન તરીકે પ્રસિદ્ધ છે. સિકંદર પછી સિથિઅન લોકોએ સિંધ જીત્યો હતો. કાલકાચાર્ય જુદા જુદાં સ્થાનોના કુલ ૯૬ સાખી રાજાઓને મળે છે, અને તેઓને માળવા અને બીજા પ્રાન્તો અપાવવાની શરતે સૌરાષ્ટ્રમાં થઇને લઇ જાય છે. ગર્દભિલ્લની સાથે યુદ્ધ થાય છે. ગર્દભિલ્લને ગાદીથી ઉખેડી નાખવામાં આવે છે, અને તે શાક રાજાઓને માળવા તથા જુદા જુદા પ્રાંતો કાલકાચાર્ય વ્હેંચી આપે છે, અને પોતે તો સાધુના સાધુ જ રહે છે.

આ પ્રમાણે કાલકાચાર્યનું સિંધ દેશમાં આવવું, એ જૂનું છે, અને જૈન ઇતિહાસમાં એક અનોખી વસ્તુ ગણાય છે.

વિ. સં. ૬૮૪માં આચાર્ય દેવગુપ્તસૂરિએ સિંધ પ્રાન્તના રાવ ગોસલને ઉપદેશ આપી જૈન બનાવ્યો હતો. આની પરંપરા વિક્રમની

ચૌદમી શતાબ્દિ સુધી સિંધમાં હતી. છેવટે તેની પેઢીમાં થએલો લુણાશાહ નામનો ગૃહસ્થ મારવાડમાં ગયો, અને તેનું કુળ એ લુણાવત કહેવાયું.

વિ. સં. ૧૧૩૦ની લગભગમાં મરૂકોટ, કે જે અત્યારે મરોટ કહેવાય છે, ત્યાં જિનવલ્લભસૂરિએ એક મંદિરની પ્રતિષ્ઠા કરી હતી અને 'ઉપદેશમાળા'ની એક ગાથા ઉપર ૬ મહિના સુધી વ્યાખ્યાન આપ્યું હતું. આ શતાબ્દિમાં જિનભદ્ર ઉપાધ્યાયના શિષ્ય વાચક પદ્મપ્રભ પણ ત્રિપુરા દેવીની આરાધના કરવા માટે સિંધમાં આવ્યા હતા. તેઓ ડંભરેલપુરમાં ગયા હતા. જસા નામના એક દાની શ્રાવકે મોટો ઉત્સવ કર્યો હતો. અહિંના રાજાએ એક મંદિર બંધાવ્યુ અને ઉપાધ્યાયજીએ તેની પ્રતિષ્ઠા કરી.

વિ. સં. ૧૨૨૭માં આ મરૂકોટમાં જિનપતિસૂરિએ ત્રણ જણને દીક્ષા આપી હતી. 'વિજ્ઞપ્તિ ત્રિવેણી'માં મરૂકોટને 'મહાતીર્થ' તરીકે ઓળખાવ્યું છે.

વિ. સ. ૧૨૮૦માં જિનચન્દ્રસૂરિએ ઉચ્ચનગરમાં કેટલાક સ્ત્રી પુરૂષોને દીક્ષા આપી હતી.

વિ. સ. ૧૨૮૨માં આચાર્ય સિદ્ધિસૂરિએ ઉચ્ચનગરમાં શાહ લાધાએ કરાવેલા મંદિરની પ્રતિષ્ઠા કરી હતી. આ વખતે ત્યાં ૭૦૦ ઘર જૈનોનાં હતાં

વિ. સ. ૧૨૯૩માં આચાર્ય કક્કસૂરિનું ચોમાસું મરૂકોટ (મારોટ)માં થયુ હતુ. ચોરડિયા ગોત્રના શાહ કાના અને માનાએ સાત લાખનું દ્રવ્ય ખર્ચીને સિદ્ધાચળજીનો સંઘ કાઢયો હતો.

વિ. સં. ૧૩૦૯માં શેઠ વિમલચન્દ્રે જિનેશ્વરસૂરિ પાસે નગરકોટમાં પ્રતિષ્ઠા કરાવી તી.

વિ. સ. ૧૩૧૭માં આચાર્ય દેવગુપ્તસૂરિ સિંધમાં આવ્યા અને રેણુકોટમાં ચોમાસું કર્યું. ૩૦૦ ઘર નવાં જૈનોનાં બનાવ્યાં, અને મહાવીરસ્વામીના મંદિરની પ્રતિષ્ઠા કરી.

વિ. સ. ૧૩૪૫માં આચાર્ય સિદ્ધિસૂરિના આજ્ઞાકારી જયકલશ ઉપાધ્યાયે સિંધમાં વિહાર કરીને ઘણાં શુભ કાર્યો કરાવ્યાં હતાં.

વિ. સ. ૧૩૭૪માં દેવરાજપુરમાં રાજેન્દ્રચન્દ્રાચાર્યનું આચાર્યપદ અને કેટલાકોની દીક્ષા થઇ હતી.

વિ. સ. ૧૩૮૪માં જિનકુશલસૂરિએ કયાસપુરમાં અને રેણુકકોટમાં પ્રતિષ્ઠા કરી હતી.

વિ. સ. ૧૩૮૯માં જિનકુશલસૂરિ સિંધના દેરાઉલ નગરમાં સ્વર્ગવાસી થયા હતા, અને તેમના શિષ્ય જિનમાણુકયસૂરિ, ગુરુની સમાધિનાં દર્શન કરવા ગયા હતા. ત્યાંથી જેસલમેર જતાં પાણીના અભાવે તેઓ સ્વર્ગવાસી થવા હતા.

વિ. સ. ૧૪૬૦માં ભુવનરત્નાચાર્યે દ્રોહદ્દામાં ચોમાસું કર્યું હતું.

વિ. સ. ૧૪૮૩માં જયસાગર ઉપાધ્યાયે મમ્મરવાહનમાં ચોમાસું કર્યું હતું.

વિ. સ. ૧૪૮૩માં ફરીદપુરથી નગરકોટની યાત્રા માટે એક સંઘ નિકળ્યો હતો.

વિ. સ. ૧૪૮૩માં જયસાગર ઉપાધ્યાય મામારખપુરમાં આવ્યા હતા. આ વખતે અહિં શ્રાવકોના ૧૦૦ ઘર હતાં.

વિ. સં ૧૪૮૪માં જયસાગર ઉપાધ્યાયે મલીકવાહનપુરમાં ચોમાસું કર્યું હતું.

વિ. સ. ૧૪૮૪માં જયસાગર ઉપાધ્યાયે કાંગડામાં આદિનાથ ભગવાનની યાત્રા કરી હતી.

સોળમી શતાબ્દિમાં થઇ ગએલ જિનચન્દ્રસૂરિના શિષ્ય જિનસમુદ્રસૂરિએ સિંધમાં પંચનદની સાધના કરી હતી.

વિ. સ. ૧૬૫૨માં જિનચન્દ્રસૂરિ પંચનદને સાધીને દેરાઉલનગર ગયા હતા, જ્યાં જિનકુશલસૂરિનાં પગલાંનાં દર્શન કર્યાં હતા.

વિ. સ. ૧૬૬૭માં સમયસુંદરજીએ ઉચ્ચનગરમાં 'શ્રાવક–આરાધના' નામનો ગ્રન્થ બનાવ્યો હતો. શ્રી સમય સુંદરજી મહાન્ કવિ હતા, તેમના સિંધી ભાષામાં પણ બનાવેલાં કોઇ કોઇ સ્તવન મળે છે.

આ સિવાય મુલતાન, ખોજાવાહન, પરશુરોડ કોટ, તગ્પાટક, મલીકવાહનપુર, ગોપાચલપુર, કોટીમગ્રામ, હાજી–ખાં–ડેરા, ઈસ્માઇલ ખા–ડેરા, ભેહરાનગર, બારબારા, દુનિયાપુર, સક્કીનગર, નયાનગર, નવરંગખાન, લોદીપુર વિગેરે એવાં અનેક ગામો છે, કે જ્યાં અનેક જૈન ઘટનાઓ થયાના ઉલ્લેખો, પટ્ટાવલિયો અને બીજા અનેક ગ્રંથોમાંથી મળે છે.

આ ઉપરથી એ સ્પષ્ટ સમજાય છે, કે સિંધમાં એક વખતે સાધુઓનો વિહાર બહોળા પ્રમાણમાં થતો હતો. મંદિરો ઘણા હતા. જૈનધર્મની જાહોજલાલીનાં અનેક કાર્યો થતાં હતાં. દીક્ષાઓ અને પ્રતિષ્ઠાઓ થતી હતી.

ઉપરના સંવતો ઉપરથી આપણે જોઇ શકયા છીએ કે વિ. સં. પૂર્વ ૪૦૦ થી વિક્રમની સત્તરમી શતાબ્દિ સુધી તો જૈન સાધુઓનો વિહાર અને જૈન ઘટનાઓ સિંધમાં બરાબર બનતી રહી છે.

આવી રીતે સત્તરમી શતાબ્દિ પછી સાધુઓ સિંધમાં વિચર્યા હોય, તે સંબંધીનું પ્રમાણ જ્યાંસુધી ન મળે, ત્યાંસુધી આપણે માની શકીએ કે છેલ્લાં લગભગ ત્રણુસો વર્ષથી સાધુઓનો વિહાર સિંધમાં બંધ રહ્યો હોવો જોઇએ.

## ખુલાસો

એક ખુલાસો કરી નાખવો જરૂરનો છે. ઉપર સિંધનાં જે જે ગામોમાં જૈન સાધુઓના આવ્યાનો અને જૈન ઘટનાઓ બન્યાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે બધાંયે ગામો અત્યારે સિંધમાં છે, એવુ નથી. તેમાંના કેટલાંક ગામોનું અત્યારે નામ પણ નથી. કેટલાંક ગામો ભાવલપુર સ્ટેટમાં છે. કેટલાક પંજાબમાં છે. કેટલાક રાજપુતાનામાં છે અને કેટલાક ઠેઠ સરહદ ઉપર છે. આમ હોવાનું એકજ કારણ છે, અને તે પહેલા પ્રકરણમાં બતાવ્યું છે તેમ, સિંધની હદ અત્યારે જેટલી માનવામાં આવે છે. તેટલીજ પહેલાં ન હતી. પંજાબ, અફઘાનિસ્તાન, વાયવ્ય સરહદ, બલુચિસ્તાન, ભાવલપુર, રાજપુતાના અને જેસલમેર, એનો મ્હોટો ભાગ સિંધનીજ અન્તર્ગત હતો, અને તેટલા માટે તે બધાં ગામોનો ઉલ્લેખ સિંધમાં કર્યો છે. ખરી રીતે અત્યારે તો ઉપરના બધા દેશોથી–પ્રાંતોથી સિંધ એટલો બધો છુટો પડી ગયો છે કે જેથી જૈનસાધુઓનું વિચરવું વધારે કષ્ટસાધ્ય અને ભયંકર છે. જૂનાવખતમાં પણ જૈનસાધુઓનો વિહાર, નૈરૂનકોટ કે જે અત્યારનું હૈદ્રાબાદ છે, ત્યાં સુધી અથવા એક વખતનું દસ–વીસ મચ્છીમારોનું ગામડું ઘડબોબંદર, કે જે અત્યારે કરાચી તરીકે ઓળખાઇ રહ્યુ છે, ત્યાં સુધી તો થયાનું પ્રમાણ મળતું નથી. બાકી સત્તરમી શતાબ્દિ સુધી સિંધના અમુક અમુક ભાગમાં સાધુઓ વિચર્યા છે, એ વાત નક્કી છે.



—: ૩ :—

## પ્રસ્થાન.

પચ્ચીસ વર્ષ ઉપરની વાત છે. જગત્પૂજ્ય ગુરૂદેવ **શ્રી** વિજયધર્મસૂરિ મહારાજનું ચતુર્માસ બ્યાવર (નયા શહેર)માં હતું. કરાચીના એક ગૃહસ્થ ગુરૂ મહારાજને વંદન કરવા આવ્યા. થોડા દિવસની સ્થિરતા કરી. પરસ્પર પરિચય થયો. તેમણે સિંધ જેવા અનાર્ય કહેવાતા મુલકમાં ગુરૂમહારાજને પધારવા માટે વિનતિ કરી: " હજારો વર્ષના ઇતિહાસમાં કોઇ પણ જૈન સાધુ સિંધમાં આવ્યા હોય, એવું અમે જાણતા નથી. કષ્ટ ઘણું છે, પણ આપ જ સાહસ ખેડી શકશો અને સિંધનો દરવાજો ખોલી શકશો. " આ એમના શબ્દો હતા. તે પછી તો વર્ષો બલ્કે યુગોનાં વ્હાણાં વહી ગયાં. ગુરૂદેવ પણ સ્વર્ગે સિધાવ્યા, છતાં કરાચીના તે પ્રસિદ્ધ કાર્યકર્તા **ભાઇ પોપટલાલ શાહ** (પી. ટી. શાહ)ની વિનતિએ વિરામ ન લીધો. તેમની વિનતિ બરાબર ચાલુ રહી. સિંધમાં પ્રચાર કરી શકે, કષ્ટો સહન કરી શકે, જૈનેતર પ્રજા ઉપર

પ્રભાવ પાડી શકે, આવા કોઇ પણ સમયજ્ઞ સાધુને સિંધમાં લાવવાની કોશિશ તે અને તેમના મિત્ર ખુશાલભાઇ વસ્તાચંદ વિગેરે કરતા રહ્યા. કરાચીના સંઘમાં પણ તે સંબંધી ઉહાપોહ ચાલુ રહ્યો. ગમે તે ખર્ચે સાધુઓને સિંધમાં લાવવા, આ ભાવના કરાચીના પ્રત્યેક ગૃહસ્થને ઉત્પન્ન થઇ. ભાઇ પોપટલાલ તે પછી તો અનેક વખત મળ્યા અને પત્રવ્યવહાર દ્વારા પણ એમની વિનતિ ચાલુ રહી.

## ઉદયપુરમાં ડેપ્યુટેશન.

સિંધ એટલે જાણે એક બીજી દુનિયા, એમ અમે સમજતા. 'જૈન સાધુથી સિંધમાં જઇ શકાય જ નહિં.' 'સિંધ તો એક રાક્ષસી મુલક છે.' પગે ચાલવાનું, રેતીના રણોને રગદોળી આગળ વધવાનું, ભિક્ષાની દુર્લભતા, જંગલો પસાર કરવાનાં, આવી સ્થિતિમાં જૈન સાધુનું સિંધમાં જવુ વધારે ખતરનાક કહી શકાય. દિવસો વીતતા ગયા, પરંતુ શ્રી પોપટલાલના શબ્દોનો ધ્વનિ કાનોમાં અને દિલમાં બરાબર ગુંજારવ કરતો રહ્યો. તેની સ્હામે અવાજ પણ થતો: "જે દેશમાં સેંકડો વર્ષોથી જૈન સાધુઓનો વિહાર થયો નથી, તે દેશમાં સૌથી પહેલાં જવાનું સદ્-ભાગ્ય સાંપડે તો કેટલું સારૂં?" પરન્તુ જે વસ્તુ જે કાળે બનવાની હોય છે, તેમા ફેરફાર થઇ શકતો નથી. ઘણા વર્ષો સુધી ગુજરાત કાઠિયાવાડને છોડી બંગાળ, મગધ, મારવાડ, મેવાડ, માળવા, યુ. પી., સી. પી., ખાનદેશ આદિ દેશોમા ભ્રમણ કર્યાં પછી, જ્યારે મારે ગુજરાતમાં જવાનું થયુ, ત્યારે પાછુ કરાચીનું પ્રકરણ ઉભું થયું. કરાચીના જૈન સંઘની વિનતિ શરૂ થઇ. ઘણા વર્ષો પછી ગુજરાતમાં જવાનું થએલું હોવાથી એકદમ ગુજરાતને છોડીને બીજા દેશમાં જવું પણ મારે માટે અશક્ય હતું, છતા ભવિષ્યના ઉદરમાં શું ભર્યું છે, એની કોને ખબર છે? પાટણનું ચતુર્માસ નક્કી કરી થોડા દિવસ માટે આબુ જવાનું થયું, ત્યાં તો

ઉદયપુરનું ડેપ્યુટેશન આવ્યું. પાટણ અને ઉદયપુરની 'ટગ ઓફ વોર'માં ઉદયપુર જીતી ગયું. ઉદયપુરના ચતુર્માસમાં પાછી કરાચીના સંઘની વિનતિ શરૂ થઇ, એટલું જ નહિં, પરંતુ આગેવાન ગૃહસ્થોનું એક ડેપ્યુટેશન ઉદયપુર આવ્યુ. આ ડેપ્યુટેશનમાં શેઠ **ખીમચંદ જે. પાનાચંદ**, મણિલાલ લહેરાભાઇ મ્હેતા, શ્રીયુત **પી. ટી. શાહ**, ચુનીલાલભાઇ ગુજરાતી, અને ચત્રભુજ વેલજી–એ મુખ્ય હતા.

**સ્વીકૃતિ.**

નવા પ્રદેશમા પ્રવેશવાની ભાવના હૃદયમાં ઉછળતી હોવા છતાં, પગે ચાલનારા અમારા જેવા સાધુઓના વિહારની વિકટતા સિંધની ભૂમિ માટે એટલી બધી ભયજનક લાગતી કે એકદમ ' હા ' પાડવાનું મન ન થતું. પરંતુ મનુષ્ય સ્વભાવ પણ એક ચીજ છે. કરાચીનો જૈનસંઘ, પોતાના ધર્મની ઉન્નતિ માટે, સિંધમાં જનધર્મનું ઉજ્જવળ મુખ બતાવવા માટે અને ભગવાન્ મહાવીરનો અહિંસાનો સંદેશ સિંધના હિંસક અને માંસાહારી મનુષ્યોના કાનો સુધી પહોંચાડવા માટે હજારો રુપિયાનો વ્યય કરી પોતાના ગુરૂઓને ગમે તે ભોગે લઇ જવાની તાલાવેલી ધરાવે, એને સર્વથા નિરાશ કરવાનું સાહસ મારાથી ન થઇ શકયુ. મને લાગ્યું કે મારા માનનીય બન્ધુ મુનિરાજશ્રી જયંતવિજયજી જો સિંધ આવવાનું કબૂલ રાખે, તો મારે જવું. મારો નિર્ણય મેં ડેપ્યુટેશનને જણાવ્યો, અને જ્યાંસુધી **શ્રી** જયંતવિજયજી મહારાજ તરફથી સ્વીકૃતિનો જવાબ ન આવે, ત્યાં સુધીને માટે મેં શાંતિનો દમ ખેંચ્યો.

ડેપ્યુટેશન મારવાડના તે ગામમાં ગયું કે જ્યાં શ્રી જયંતવિજયજી મહારાજ વિચરતા હતા. ડેપ્યુટેશનની સાથે મારી શર્ત હતી કે–' **શ્રી** જયંતવિજયજી મહારાજ હા પાડે, તોપણ હું મેવાડના ઉત્તર–પશ્ચિમ વિભાગમાં જાઉં છું, ત્યાંથી મારવાડમાં થઇને સિંધમાં આવી શકું. "



કરાચીના સંઘનું ઉદયપુર મુકામે આવેલ પ્રતિનિધિમંડળ



ભાઇ પી. ટી. શાહ
( પોપટલાલ ત્રિભુવનદાસ )

શ્રી જયંતવિજયજી મહારાજે હા ભરી. પરંતુ કુદરતને કંઇક ઓરજ ગમતું હશે. મેવાડના પહાડી પ્રદેશોમાંથીજ નિકળતાં નિકળતાં મને સમય લાગી ગયો. મેવાડમાંથી છૂટી મારવાડમાં ફરૂં અને પછી સિંધ માટે પ્રસ્થાન કરૂં, ત્યા તો ગરમી એટલી બધી ફાટી નિકળે કે વિહાર થઇ શકેજ નહિ. આખરે કરાચીના સંઘની સમ્મતિથી એક ચતુર્માસ મારવાડમાં કરવાનું નક્કી રાખ્યું.

## અણીનું ચૂક્યું સો વરસ જીવે.

' અણીનું ચૂક્યું સો વરસ જીવે. ' જે મુનિરાજોને સિંધમાં આવવાની જરાય ઇચ્છા નહતી, તેઓ ઠંડા કાળજે શાન્તિ પામ્યા. ચાલો, આગે આગે ગોરખ જાગે. સીરોહી સ્ટેટના પાડીવમાં મેં ચતુર્માસ કર્યું અને મુનિરાજ શ્રી જયન્તવિજયજી આદિએ તેની પાસે જ બ્લદૂટમાં કર્યું. અમે જાણ્યું કે ચાર છ મહિનાની મુદતમાં તો કરાચીના સંઘનો, સાધુઓને સિંધમાં લઇ જવાનો ઉભરો શાંત યે થઇ ગયો હશે. પણ ભૂખની વેદના ઝાઝો સમય સહન થઇ શકતી નથી. કરાચીના સંઘને આકંઠ ભૂખ લાગી હતી. એમને મન મુનિરાજોના દર્શન અને મુનિરાજનું વ્યાખ્યાન, એ જીવનની ધન્ય ઘડી સમાન હતું. પચ્ચીસ-પચાસ કે સો વર્ષથી દોરી લોટો હાથમાં લઇ કરાચી પેટ ભરવાને આવેલા આજે એક સારી મોટી સંખ્યામાં, બે પૈસે સુખી અને એક સારૂં મંદિર, ઉપાશ્રય, ધર્મશાળા, વાડીઓ વિગેરેના સાધનોથી પૂર્ણ થવા છતાં, ઘણાંઓને તો જૈનસાધુઓના દર્શન સરખાં પણ નહિ થયાં હશે. કેટલાકોએ લગ્નાદિ પ્રસંગે દેશમાં જતાં એકાદ વખત ક્યાંય સાધુને જોઇ લીધા હોય, તો જોઇ લીધા હોય, આવી સ્થિતિમાં કરાચીનો સંઘ પોતાના ગુરૂઓના દર્શન અને ઉપદેશ શ્રવણ માટે અતિ ઉત્સુક્તા ધરાવે, તો તેમાં આશ્ચર્ય જેવું શું છે?

ચોમાસુ ઉતરતાંજ પાછો તકાદો શરૂ થયો. સાથેના મુનિરાજોને ઘણું સમજાવવા છતાં તેઓનું દિલ આગળ વધતું ન હતું. એકાદ સાધુની સાથે સિંધ જેવા લાંબા અને વિકરાળ પ્રદેશમાં જવાની હિમ્મત ચાલતી ન હતી. પરિણામે લગભગ અમારા મંડળે એવો નિશ્ચય કર્યો કે ' હવે કરાચીનો વિચાર માંડી વાળવો અને કરાચીના સંઘને સિંધમાં આવવાની અશકયતા બતાવી, બીજા કોઇને વિનતિ કરવાનું જણાવવું. '

## સત્યાગ્રહની નોટીસ

તા. ૪ જાન્યુઆરીનો દિવસ હતો. રાત્રિનો સમય હતો. મારવાડના બીવાણદી ગામમાં અમારી સ્થિરતા હતી. એરણપુરારોડથી એક સાથે બે તાર મળ્યા. એક તાર કરાચી સંઘનો હતો, જેમાં આગ્રહ પૂર્વક વિનતિ અને ડેપ્યુટેશનની તૈયારી જણાવી હતી. બીજો તાર કરાચીના એક વખતના પ્રસિદ્ધ આગેવાન શેઠ કાળા ગલાના પૌત્ર ચતુર્ભુજભાઇનો હતો. જેમા ' વિનતિનો સ્વીકાર નહિ કરવામાં આવે, તો પોતે અને બીજાઓ ઉપવાસ ઉપર જશે. ' એવો નિર્ણય જાહેર કર્યો હતો. ઘણી વખત માણસોને એવા ધર્મસંકટમાંથી પસાર થવું પડે છે કે જેનો કંઇ નિર્ણય તેજ સમયે થઇ શકતો નથી. કયા તો સિંધના વિચારને દૂર મૂકી નિશ્ચિન્તતા પૂર્વક બીજી તરફનો કાર્યક્રમ ઘડાઇ રહ્યો હતો. અને કયાં એકાએક આ બામગોળો ફૂટયો. તાર કરનાર અને તેમના મિત્રો ઉપવાસ ઉપર જાય કે ન જાય, છતાં પણ સંઘની અને ઉપવાસ ઉપર જવાની નોટીસ આપનાર ગૃહસ્થ અને તેમના મિત્રોની સાચા દિલની વિનતિ હતી, એમાં તો કંઇ શક ન્હોતોજ.

દિલ પીગળ્યું, વિચારોમાં પરિવર્તન થયુ, સાથીઓની સાથે મસલતો કરી. કંઇક તેમના દિલ પણ ઢીલાં પડયાં. આખરે શિવગંજમાં રહીને આઠ દિવસ સુધી વિચાર કરવાનું રાખ્યું અને સંઘને જવાબ આપ્યો.

બીજીવાર ડેપ્યુટેશન

આંગળી બતાવીએ, તો પોંચો પકડતાં વાણિઆઓને ક્યાં નથી આવડતું ? વિચાર કરવામાં આઠ દિવસ અમારા પૂરા ન થયા, ત્યાં તો શેઠ વાઘજી ગુલાબચંદ, શેઠ ખીમચંદ જે. પાનાચંદ, શ્રીયુત મણિલાલ લહેરાભાઇ મ્હેતા, શ્રીયુત મૂલજીભાઇ જીવરાજ અને ભાઇ ફુલચંદ વર્ધમાન–એ ગૃહસ્થોનું ડેપ્યુટેશન આવીને ઉભું રહ્યું.

મારી તો જીભ અવાક્ હતી. આટલી આટલી કસોટીમાંથી પસાર થવા છતાં, સંઘ હજુ પણ અમને લઇ જવામાં મક્કમ છે, એ વિચારે મારા દિલને રડાવી દીધું. "શા માટે કરાચીનો સંઘ આટલો આટલો આગ્રહ કરતો હશે ? શું એમને કંઇ અમારી પાસેથી સ્વાર્થ સાધવાનો છે ? ના, એમને એકજ ધગશ છે. સિંધની પ્રજાને મહાવીરના ત્યાગી સાધુઓનાં દર્શન કરાવવાં છે. અહિંસાનો સંદેશ સંભળાવવો છે. ગુરૂઓની વાણી સાંભળવાનો લ્હાવો લેવો છે. ધર્મની ક્રિયાઓ સમજવી છે. આ પારમાર્થિક સિદ્ધિને સાધવાને માટે અગ્યારમાં પ્રાણ સમાન પોતાની લક્ષ્મીનો ભોગ આપવા તૈયાર થયા છે. વિહારમાં સાધુઓને જરાપણ તકલીફ ન પડે, તેટલાની ખાતર પોતાના ધંધા રોજગાર છોડી મુસાફરીમાં કષ્ટોને ઉઠાવવા તૈયાર થયા છે. જૈનસંઘ આટલો બધો ભોગ આપવાને માટે તૈયાર હોય, તો પછી અમારે સાધુઓએ શું તેમની વિનતિનો સ્વીકાર ન કરવો ?"

કર્ત્તવ્યનું સ્મરણ.

અમારે ગમે ત્યાં વિચરીને પણ ઉપદેશ તો આપવાનો જ છે. પછી સાધુને ગુજરાત શું અને કાઠિયાવાડ શું ? સિંધ શું અને પંજાબ શું ? મેવાડ શું અને મારવાડ શું ? જ્યાં લાભ દેખાય, ત્યાં પહોંચી જવું, એ

અમારૂં કર્તવ્ય છે. સંયમની રક્ષાપૂર્વક બની શકે તેટલું બીજાનું હિત કરવું, એ અમારૂં કામ છે, ભગવાન્ મહાવીર અને મહાવીરના અનુયાયિઓ અનાર્ય દેશમાં વિચર્યા છે, ને ભયંકર કષ્ટો સહ્યાં છે. આજનો ભક્ત વર્ગ પોતાના ગુરૂને જરાપણ કષ્ટ ન પડવા દે, એટલી કાળજી શ્રદ્ધાપૂર્વક રાખે છે. સાધુને વળી બીજો વિચાર યે શો કરવાનો હોય? ક્ષુધાની નિવૃત્તિ માટે પાશેર અન્ન, શરીરને ઢાંકવાને માટે બે ચાર કપડાં અને સુવા બેસવાને માટે સાડા ત્રણ હાથની જમીન—આટલું જો મળી જતું હોય, તો એક સાધુને માટે—એક મસ્ત ફકીરને માટે બીજી વસ્તુની જરૂર યે શી છે? જ્યાં ભક્તોનાં ટોળાં ખમા ખમા કરતાં ઉભાં રહ્યાં હોય, જ્યાં રોજને રોજ બેન્ડના સરોદાથી સામૈયાં થતાં હોય, જ્યાં ભક્તાણીઓ ચાર ચાર વખત ઇચ્છા મુજબનાં આહાર પાણી વ્હોરાવવાને માટે તૈયાર રહેતી હોય, જ્યાં ઉંચામાં ઉંચી જાતની મલમલો અને સેંકડોની કિંમતની કામળો ઓઢવાને મળતી હોય, જ્યાં લાખોની કિમતના આલીશાન મહેલો રહેવાને મળતા હોય અને જ્યા પગ ઉપર પગ ચઢાવીને આખો દિવસ છીંકણીના સડાકાઓ સાથ ગામ ગપાટા મારવામાં સમય વ્યતીત થતો હોય, એવા સ્થાનોમાં રહીને જીવન વ્યતીત કરવુ, એમાં સંયમની શોભાયે શી છે? સંયમની કસોટી યે શી છે? આનંદ ત્યા છે કે જ્યાં જ્ઞાનની કસોટી કરનારા ચર્ચાવાદીઓ સામે આવીને બેસે છે. આનંદ ત્યાં છે કે જ્યા ઘોર હિંસામાં રચી પચી રહેલા લોકોને અહિંસા દેવીનાં દર્શન કરાવવામાં આવે છે. આનંદ ત્યાં છે કે જેમણે જૈનધર્મનું નામોનિશાન પણ ન સાંભળ્યું હોય, તેઓ જૈનધર્મના રહસ્યોને સાભળવાથી મંત્રમુગ્ધ થતાં હોય. આ બધા આનંદની આગળ વિહારનાં કષ્ટો, એ કષ્ટો તરીકે નથી દેખાતાં. ખરી વાત તો એ છે કે સાધુ જ્યારથી માતપિતાને, ઘરબારને, પુત્ર પરિવારને, જાતિપાતિને, દેશવેષને છોડી સાધુતા સ્વીકારે છે, ત્યારથી જ કષ્ટ એ તો એમને માટે

નિર્માણ થયેલી એક વસ્તુ છે. ઇચ્છાનો રોધ એજ તપસ્યા છે. અને એ તપસ્યા કરવા માટેજ માણુસ સાધુ થાય છે.

વિચારોનું આંદોલન ખૂબ થયું. માનનીય આત્મબંધુ મુનિરાજશ્રી જયંતવિજયજી, મુનિશ્રી વિશાળવિજયજી, મુનિશ્રી હિમાંશુ-વિજયજી, મુનિશ્રી નિપુણુવિજયજી, મુનિશ્રી દાનવિજયજી અને મુનિ-જીવવિજયજી–એમણે સાથ આપ્યો અને સાથે ચાલવા તૈયાર થયા.

**પ્રસ્થાન.**

સંઘના ડેપ્યુટેશનને અમારો નિર્ણય જણાવ્યો– "ચાલો અમે સિંધમાં આવવા તૈયાર છીએ" **શ્રી જયન્તવિજયજી મહારાજે** ઉમેર્યું: "પણ એક શર્ત છે, એક ચોમાસાથી વધારે રહેવાની વિનતિ તમારે ન કરવી." શેઠીઆઓએ જવાબ આપ્યો: "વિનતિ કરવી એ તો અમારો ધર્મ છે, છતાં આપ અમારા સંઘનું માન રાખો છો, તો '**અમે**' આગ્રહ નહિ કરીએ." વ્યવહારકુશળ ગૃહસ્થોના '**અમે**'ની શી મતલબ હતી ? એની ખબર તો, કરાચીમાં એક ચોમાસુ પૂરૂં કરીને વિહારની અનુમતિ માગી, ત્યારેજ પડી કે:–'**અમે**' એટલે ત્યાં આવેલા ૫–૬ ગૃહસ્થોજ; બાકી સંઘના પંદરસો માણુસોને ગમે તેવો આગ્રહ કરવાનો હક્ક હતો. અસ્તુ.

સિંધ તરફ વિહાર કરવાની સ્વીકૃતિ, પેલા ઉપવાસ ઉપર જવાનો નિર્ણય જાહેર કરનાર **ભાઇ ચતુર્ભુજ** ઉપર આ શબ્દોથી લખી મોકલી:–

"ઉપવાસ ઉપર જવાના સત્યાગ્રહની સૂચનાએ મારા દિલને હચમચાવી મૂક્યું હતું. આખરે તમારી અને કરાચીના સમસ્ત શ્રીસંઘની–ન્હાના મોટા સૌની આતરિક લાગણી અને ભક્તિએ વિજય મેળવ્યો છે. **પાલીતાણા** જવાની દૃઢભાવના, એકપણ સાધુની સિંધમાં નહિંજ આવવાની મક્કમતા, આ બધી

બાબતોમાં પલટો ખવરાવી દીધો છે-એક માત્ર તમારા સમસ્ત ભાઈઓ બહેનોના આંતરિક પ્રેમે-લાગણીએ-ભક્તિએ.

" કરાચી આવવાનુ નક્કી કર્યું છે. પોષ સુદિ ૪ના દિવસે પ્રસ્થાન કરીશું. એકાદ મહિનાની અંદર બાડમેર પહોંચવા ધારીએ છીએ. તમે જાણીને ખુશી થશો કે, શ્રી જયન્તવિજયજી મહારાજ અને મારી સાથેના બીજા સાધુઓએ પણ સાથે આવવા કબૂલ કર્યું છે. કુલ છ સાત સાધુઓ આવીશું.

" તમે જાણતા હશો કે હું કરાચી શહેર જોવા નથી આવતો. તમારા જેવા ભક્તોના ઘરની સુંદર ગોચરીઓ વ્હોરવા નથી આવતો હું આવું છુ સિંધમાં કંઈ સેવા કરવાને, ભગવાન મહાવીરનો સંદેશ સંભળાવવાને. આ કાર્યની સફળતા થોડે ઘણે અંશે પણ ત્યારેજ થઇ શકશે કે, જ્યારે વ્યવસ્થા અને સંગઠન પૂર્વક કામ ઉપાડવામા આવશે. આ જમાનો પ્રચાર કાર્યનો છે, એ ભૂલવુ ન જોઈએ."

તા. ૧૬ મી જાન્યુઆરી ૧૯૩૭, મિતિ પોષ સુદિ ૪ સં. ૧૯૯૩ શનિવારનો દિવસ હતો. સવારના સવા નવ વાગે શિવગંજની પોરવાડોની ધર્મશાળાથી, સિંધની યાત્રા માટે દેવગુરૂનું સ્મરણ કરી અમે સાત સાધુઓએ, અન્યમિત્ર સાધુઓની અને ગૃહસ્થોની વિદાય લઇ, પ્રસ્થાન કર્યું.



—:૪:—

# સાધન અને સહકાર

પગે ચાલનારા અને ભિક્ષાવૃત્તિથી નિર્વાહ કરનારા જૈન સાધુઓને સિંધમાં પ્રવેશ કરવો, એ કેટલો કઠિન છે, એ પહેલાં બતાવવામાં આવ્યું છે. ઘણાં વર્ષોથી સાધુઓનો વિહાર બંધ થઇ ગયો હતો, રેગીસ્તાનમાં જવાનું, મુસલમાનોનીજ મોટે ભાગે વસ્તી, હિંદુઓ, તે પણ માંસ–માછલીના ખાનારા, પાણીની મહા કઠિનાઇયો, લોકો તામસિક પ્રકૃતિના, વાતવાતમાં કુહાડીનો ઘા કરતાં વાર લગાડે નહિ, કાળું સુંથણું, કાળું લાંબું પહેરણ અને ખંભે કુહાડી લઇને નિકળેલો માણસ જો કોઇ એકલાને જંગલમાં મળી ગયો હોય તો છાતી ધડક્યા વગર ન રહે. રખેને શું કરશે ! આવા મુલકમાં પ્રવેશ કરવો, એ કેટલો કઠિન છે, એ સ્હેજે સમજી શકાય તેમ છે.

ઘણી વખત અજાણી વસ્તુમાં ભય વધારે લાગે છે. જ્યારે કેટલીક વખત અજાણી વસ્તુમાં જો કોઇએ ભડકાવ્યા ન હોય તો નિર્ભયતા-

પૂર્વક પસાર પણ થવાય છે. પછી ભલેને ભયંકર રસ્તો હોય. આણુથી ઉદયપુર જતાં એક ભયંકર જંગલમાં અમે ઉતરી પડેલા, એવું ભયંકર કે આખી જીંદગીમાં કોઇ વખત નહિ જોએલું, છતાં નિર્ભયતા પૂર્વક તેમાં ચાલ્યા ગએલા. એક વખત માત્ર ૬ ફીટ ઉપર બેઠેલો વાઘ એકાએક મારી નજરે પડયો. જરાક ક્ષોભ થયો, પણ તત્કાળ વાઘ ઉઠીને પુઠ ફેરવી ચાલતો થયો. જો કોઇએ પહેલાંથીજ ડરાવી માર્યો હોત, તો વાઘ મળત કે ન મળત, પરંતુ આખું યે જંગલ ચારે તરફ આંખો ફેરવવામાં ને છાતીની ધડકનમાંજ પસાર થાત.

ભયના ભણકારા.

સિંધના વિહારના પ્રારંભમાંજ ભયના ભણકારા લોકોએ કાનમાં નાખ્યા હતા. 'સિંધ તો રાક્ષસી મુલક છે.' 'સિંધમાં સાપોનો એટલો બધો ઉપદ્રવ છે કે ચાલતાં ઉડીને માણસના માથા ઉપર ચડી બેસે અને ફૂંક મારી પ્રાણ લઇ ચાલતો થાય.' 'રેતીનાં રણ એટલાં બધા જબ્બર છે કે એક વંટોળીયો આવે તો ગામના ગામ દટાઇ જાય.' 'માંસાહાર એટલો બધો છે કે કોઇ નાના ગામમાં તો આપણાથી ઉભું પણ ન રહેવાય, આવો પાપી મુલક આ છે.'

એકે તો ઉમેર્યું: 'સિંધની ભૂમિજ એવી છે કે તે ભૂમિમાં પગ મૂકતાજ બુદ્ધિ ભ્રષ્ટ થયા વગર રહેતી નથી.' આની પુષ્ટિમાં શ્રવણની કથા સંભળાવી. શ્રવણ એક કાવડના બે પલ્લામાં માતાપિતાને બેસાડી કાવડ પોતે ઉપાડી માતાપિતાને સડસઠ તીર્થની યાત્રા કરાવવા લઇ નિકળ્યો. ઘણી યાત્રાઓ કરાવ્યા પછી એક વખત માતાપિતાને ઉપાડી જતાં જતાં એના વિચારોમાં પરિવર્તન થયું. 'આ ઘરડાં ઢાચાઓને ઉપાડી ઉપાડીને ક્યાં સુધી ફરીશ ? ' ગુસ્સામાં કાવડ નીચે પટકી. માતાપિતાને કહ્યું: 'જાત્રા કરો તો કરો, નહિં તો પડો ખાડમાં, મારાથી હવે ઉપાડીને

ચલાતું નથી. ' માતાપિતાની ભક્તિ માટે મરી પડનારો શ્રવણ આજે ભક્તિશૂન્ય બન્યો. માતાપિતા સ્તબ્ધ થયાં. 'આ વ્હાલા શ્રવણને આજે આ શું સૂઝયું ? ' છેવટની અવસ્થાએ પહોંચેલાં માતાપિતા ગભરાયાં, શ્રવણને આજીજી કરી: ' ભાઇ ! થોડું ચાલ, પછી જેમ તને ગમે તેમ કરજે.' મહા મુસીબતે શ્રવણે કાવડ ઉપાડી અને થોડું ચાલ્યો, ત્યાં શ્રવણના વિચારો ફર્યા. પોતાની દુર્ભાવના માટે—માતાપિતા પ્રત્યેના અવિવેક માટે તેણે ભૂરિ ભૂરિ માફી માગી. અને પશ્ચાત્તાપ કર્યો. જે ભૂમિમા શ્રવણની શ્રદ્ધા ઓસરી ગઇ હતી, એ ભૂમિ તે સિંધભૂમિ. થોડું ચાલ્યા પછી દુર્ભાવના દૂર થઇ, તે ભૂમિ તે મરૂભૂમિ ( મારવાડ ). તમે જોશો તો ખબર પડશે કે સિંધમા વાણીયા કે બ્રાહ્મણ, કોઇના દિલમાં જરા યે અરેકારો નથી. ગમે તેવી અનીતિ કે અધર્મ કરતા સંકોચાશે નહિં. " વિગેરે.

## ૬૭ નિશ્ચય

આવી આવી સિંધ સંબંધી અનેક વાતો અમારા કાનો ઉપર પડવા લાગી. સુખ દુઃખ કિંવા ભય કે નિર્ભયતા એ બધું માનસિક ભાવના ઉપર આધાર રાખે છે. વસ્તુ એકની એક હોવા છતાં એકને સુખકર થાય છે, બીજાને દુઃખકર થાય છે. એકને એક સમયે સુખકર થાય છે, તેનેજ, બીજા સમયે દુઃખકર થાય છે. અમારા જેવા સાધુઓ અને તેમાં યે અમારી મંડળી, કે જેણે દેશના દેશો ખુંદ્યા છે. ત્રીસત્રીસ ચાલીસ ચાલીસ હજાર માઇલોની મુસાફરીઓ આ પગેથી થઇ ચુકી છે, તેમને ગમે તેવા વિકટ પ્રદેશમાં જવામાં, બીજા ભયની તો જરાપણ પરવા ન રહે. એક જ વસ્તુ વિચારવાની અને તે ભિક્ષાની—ગોચરીની, કમમાં કમ દિવસમાં એક વખત આ પેટની ક્ષુધાની નિવૃત્તિને માટે અન્ન મળી જતું હોય તો પછી બીજી વસ્તુનો ભય રાખવાનો ન હોય. અને જો આત્મવિશ્વાસ પાકો છે, તો ભિક્ષા એ પણ કોઇ ચીજ નથી.

કહેવાની મતલબ કે ભયજનક અનેક વાતો અમારી પાસે આવવા છતાં, અમે તેથી બિલકૂલ બેદરકાર હતા. એમાં ત્રણ કારણ હતાં:–એક તો **अंगीकृतं सुकृतिनः परिपालयन्ति** એ સિદ્ધાન્તમાં હું માનનારો. બીજું, એક નવો દેશ જોવાની તમન્ના. ત્રીજું એવા દેશમાં જો ગુરૂદેવ કંઇ શક્તિ આપે, તો કંઇક સેવા કરવાની ભાવના. આ ત્રણ બાબતોએ મારા મનને એટલું બધું દૃઢ બનાવ્યું કે ગમે તે ભોગે સિંધમાં જવું તો ખરૂંજ.

સિંધ તરફ પ્રસ્થાન કર્યાના જેમ જેમ સમાચારો વર્તમાનપત્રોમાં બહાર પડતા ગયા, તેમ તેમ મિત્રો, સ્નેહીઓ અને ભક્તોના પત્રોનો રોજને રોજ દરોડો પડવા લાગ્યો. એ પત્રોમાં બેજ બાબતો હતીઃ અમારા સાહસ માટે અનુમોદના અને કેટલાકો તરફથી એવા દેશમાં નહિં જવા માટેની ભલામણ.

## સિંધના માર્ગો

સિંધમાં પ્રવેશ કરવા માટે અનેક રસ્તાઓની સૂચિ અમે મેળવી હતી. ખાસ કરીને 'ગવર્નમેન્ટ સર્વિસના' ટ્રીંગનોમેટ્રીકલના સિંધ સુધીના નકશા અમે મેળવ્યા હતા. સિંધમા જવા માટે, જુદે જુદે સ્થળેથી અનેક રસ્તાઓ મૌજૂદ છે.

ગુજરાતથી આવનારાઓ માટે વીરમગામથી નગરપારકર થઇ ઇસ્લામકોટ, મીઠી, જુદો, મીરપુરખાસ થઇને હૈદ્રાબાદ અને કરાચી જઇ શકાય છે.

કાઠિયાવાડમાંથી મોરબી, માળીયાનું રણ, કચ્છ અને કચ્છમાંથી ખાવડાના રણમાં થઇને અથવા નખત્રાણા થઇને બદીના, ઠઠ્ઠા થઇને કરાચી જઇ શકાય છે.

પંજાબથી જવાવાળાઓને માટે પંજાબથી મારવાડમાં આવવું જોઇએ. અને મારવાડથી જોધપુર લાઇને મીરપુરખાસ અને હૈદ્રાબાદ વિગેરે.

મુલતાન તરફથી આવનારા રેલ્વે લાઇને સક્કર ( રોહરી ) થઇને હૈદ્રાબાદ આવી શકે છે.

અમારે મારવાડમાંથી સિંધમાં આવવાનું હતું. એટલે શિવગંજથી મારવાડના પ્રાંતને ઉલ્લંઘન કરી બાલોતરા આવી રેલના પાટાનો રસ્તો પકડવો, એ અમારો ઇરાદો હતો. અને અમે તેજ પ્રમાણે વિહાર કર્યો.

## શંકાશીલ જગત્

એક બીજી બાબત તેજ પ્રસંગે અમારા ખ્યાલમાં આવી. આ વિહાર એવો નહિ હતો કે એકલા અમે સાધૂજ હોઇએ. ગૃહસ્થોની મંડળી પણ અમારી સાથે ચાલવાની હતી. કરાચીના સંઘ તરફથી સ્વયંસેવકો અમારી સાથે રહેવાના હતા. એટલે જેમ માણસની સંખ્યા વધારે તેમ વ્યવસ્થાનો બંદોબસ્ત પણ વધારે હોય, એ સ્વાભાવિક છે. અમારે પગે ચાલતાં ચાલતાં દરેક સ્ટેશને મુકામ કરવાનો હતો. સ્ટેશન ન્હાનાં હોય કે મોટાં. કોઇ સ્થળે ગૃહસ્થોને યોગ્ય સગવડતા મળી પણ શકે અને ન પણ મળી શકે. ભિન્ન ભિન્ન પ્રકૃતિના માણસો પરિચયમાં આવવાના હતા. આજે જગત્ શંકાના ચકડોળે ચઢેલું છે. નાના પ્રકારની શંકાઓ કરતાં મનુષ્યને વાર લાગતી નથી. અને તેમાં યે સાધુઓના નામથી લોકો એટલા બધા ભડકેલા છે કે ગમે તેવો શિક્ષિત માણસ પણ એકદમ નિઃસંકોચ ભાવે તો સ્થાન ન આપે. સી. આઇ. ડી.઼ઓ પણ સાધુના વેશમાં ફરે અને ચોર-ડાકુઓ પણ સાધુના વેશમાં ફરે, દેશ-દ્રોહીઓ પણ સાધુના વેશમાં ફરતા રહે અને રાજદ્રોહીઓ પણ સાધુના

વેશમાં છુપાતા રહે. આવી સ્થિતિમાં, સારા નરસાનો જ્યાંસુધી પરિચય ન થાય, ત્યાંસુધી સારા ઉપર પણ અજાણ્યા માણસોને તો એકદમ વિશ્વાસ નજ બેસે. સ્ટેશનોના સ્ટેશન માસ્તરો શિક્ષિત હોય છે, સમજદાર હોય છે, છતાં તેઓ નોકર તો ખરાજ. એમને પણ પોતાની નોકરીનો અને ઉપરિ અધિકારીનો ખ્યાલ રાખવાની જરૂર ખરીજ. આ સ્થિતિમાં અમારી મંડળી કોઇને પણ ભાર રૂપ ન થાય, અને અમારી મંડળી પ્રત્યે કોઇને અવિશ્વાસ લાવવા જેવું પણ ન થાય, એવો કંઇપણ પ્રબંધ કરવો, મને આવશ્યક જણાયો.

## સાધનો

ત્રીસ બત્રીશ વરસની વાત છે. જ્યારે અમે બંગાલમાં ગુરૂદેવ **શ્રી.** વિજયધર્મસૂરિ મહારાજની સાથે વિચરતા હતા, ત્યારે અજાણ્યા પ્રદેશો-માં વગર સાધને વિચરવામાં કેવી મુશ્કેલીઓ ઉભી થાય છે, એનો ખૂબ અનુભવ થએલો અને તેમાં ય જ્યારે અમારી સાથે સ્વયંસેવકોની એક સારી ટુકડી સાથે ચાલવાની હતી, તો પછી તેમને પણ, તેમની સેવામાં જેટલાં અનુકૂળ સાધનો શક્ય હોઇ શકે, તેટલાં મેળવવા, એ જરૂરનું હતું. અમને ખબર હતી કે જોધપુરલાઇનમાં પાણીની ઘણીજ મુશીબત છે. આખા દિવસમાં એક જ ટ્રેન એવી પસાર થાય છે કે જેમાં પાણીની એક ટાંકી રહે છે અને તે તમામ સ્ટેશનવાળાઓ પોતાને જરૂર પૂરતું પાણી ભરી લે છે. પછી બીજા દિવસે ભરે. તે દરમિયાન જો કંઇક કારણસર પાણી ખૂટી ગયું હોય તો પાણી વિના બિચારા તપસ્યા કરે. આવી સ્થિતિમાં પસાર થતાં જેટલાં સાધનો વધારે, તેટલી અનુકૂળતા વધારે, એમ લાગ્યુ.

સિંધનો વિહાર એ કંઇ અમારે માટે બહુ લાંબો વિહાર ન હતો. દોઢ–દોઢ કે બબ્બે હજાર માઇલની એક સાથે મુસાફરી કરનારને ૫૦૦

માઇલની મુસાફરી એ કંઇ વધારે ન હતી. મુસાફરી થોડી હોવા છતાં ગામોની, ભિક્ષાનાં ઘરોની, પાણીની, ઠહેરવાના મકાનોની, તે દેશના મનુષ્યોના સ્વભાવની–વિગેરે વિગેરે કંઇક અગવડતાઓ નજર સામે આવતી હતી. તેમાં જેટલી રાહત મળી શકે, સરળતા પ્રાપ્ત થઇ શકે તેટલી કરી લેવી જરૂરની હતી.

## સરકારી સહાયતા.

મને જણાવતા ખુશી થાય છે કે અમારા વિહાર સંબંધી 'ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયા' તરફથી અને જોધપુર સ્ટેટ તરફથી સારામાં સારી અનુકૂળતા કરી આપવામાં આવી હતી. 'ગવર્નમેન્ટ ઓફ ઇન્ડિયા'ના એસિસ્ટેન્ટ પોલીટીકલ સેક્રેટરી મેજર Gaisford સાહેબે એક જનરલ પરિચયપત્ર–રેકમોન્ડેશન લખી આપ્યો હતો કે જેનો ઉપયોગ અમે ગમે ત્યાં, ગમે તે ઓફીસરની આગળ કરી શકીએ.

તે પત્ર આ છે :—

This is to state that I have been requested by Muni Vidya Vijayji, a Jain monk, to give him a general letter of recommendation to help him in his Journey on foot from Rajputana to Karachi. Muni Vidya Vijayji has been known to me for several years both in Central India and Rajputana, and enjoys the reputation of being a Sanskrit scholar. He was, for several years, the Principal of the Jain Pathshala in Shivpuri in Gwaliar state where I first met him. It is to be hoped that, both

he and those friends who accompany him will be afforded every facility in their arduous travels.

**P. Gaisford**
(Major)
Political Department,
Government of India.

*New Delhi*
The 25th. January 1937

આવીજ રીતે જોધપુર સ્ટેટે ત્રણ સરકયુલર કાઢીને અમારી પાર્ટીને ઘણીજ અનુકૂળતા કરી આપી હતી. એક સૂચના **ચીફ મીનીસ્ટર** સાહેબે જોધપુર રાજ્યની હદમા આવતાં તમામ હાકેમો ( પરગણા ઓફીસર ) ઉપર મોકલાવી હતી. બીજી સૂચના જોધપુર રેલ્વેના ચીફ ટ્રાફીક મેનેજર સાહેબે બાલોતરાથી ઠેઠ હૈદ્રાબાદ પાસેના મીરાની સ્ટેશન સુધીના સ્ટેશન માસ્તરો ઉપર મોકલાવી હતી. અને ત્રીજી સૂચના પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ડ સાહેબે તમામ પોલીસ સ્ટેશનો ઉપર મોકલાવી હતી. જે સૂચનાઓમાં અમારી મંડળીને બની શકે તે, તમામ સગવડ કરી આપવા માટે જણાવવામા આવ્યું હતું. **ચીફ મીનીસ્ટર** સાહેબનો જે હુકમ નિકળેલો તે આ છે .—

No. 4506

From, The chief Minister,
Government of Jodhpur
Jodhpur.

Dated Jodhpur 21st. January, 1937

To,

The Hakim Barmer

Muni Vidya Vijayji accompanied by other Sadhus will leave Sirohi for Karachi shortly on foot and pass through your district. I shall be glad if you will kindly arrange that all possible facilities are afforded to him on the way.

**D. W. Field**
Chief Minister.

જોધપુર રેલ્વેના ચીફ ટ્રાફીક મેનેજર સાહેબે બધા સ્ટેશન માસ્તરોને જે સુચના કરી હતી, તે આ છે :—

Jodhpur Railway

No. C. G. 552 T /2/ 307 Jodhpur dated the 17th. Feb. 37.

Re:—Visit of Muni Vidya Vijayji with his party in Rajputana and Sind.

Jain Muni Vidya Vijayji with his Party is leaving Balotra for Karachi shortly and have permission to proceed along the line and to occupy

any shelter and shed available at the station. Please render every facility possible.

DRB/IMS Ag. Chief Traffic Manager.

To,

All station Balotra to Mirani. C/- Chief Minister Jodhpur in reference to his D. O. No. 5744 of 17/2/37 to the Manager.

Jain Muni Vidya Vijayji C/o Head Jain school, Jalor with reference to his D. O. letter dated 1/2/37 to the Chief Minister, Jodhpur.

ઉપર પ્રમાણે બન્ને ગવર્નમેન્ટો તરફથી મળેલાં સાધનોથી, અમારી મંડળીને ઘણી જ અનુકૂળતા થઇ હતી. ન્હાનાં કે મ્હોટાં તમામ સ્ટેશનો ઉપર સારી રીતે સ્થાન મળી જતું, તેમજ પાણી વિગેરેની વ્યવસ્થા પણ ગૃહસ્થો આસાનીથી કરી શકતા. જોધપુર રાજ્યના હુકમને આધારે બે ઉંટના સવારો તહેસીલ તરફથી, એક ઉંટ સવાર પોલીસ તરફથી, એમ ત્રણ ઉંટના સવારો ઠેઠ જોધપુરની હદ સુધી સાથે રહેતા હતા. આ સિવાય બીજી જે જે કંઇ અનુકૂળતાઓ આવશ્યક જણાતી, તે તે અનુકૂળતાઓ જલ્દી પ્રાપ્ત થતી. જોધપુર રેલ્વેમાં ઘણે ભાગે સ્ટેશન માસ્તરો જોધપુર સ્ટેટના જ બ્રાહ્મણો કે કાયસ્થો હતા. તેઓ પોતે સજ્જન હોઇ અને એવા વિકટ દેશમાં ત્યાગી સાધુઓનું વિચરવું જોઇ ઘણાજ ખુશી થતા અને પોતાથી બની શકતી તમામ ભક્તિ કરવાને તૈયાર રહેતા.

## કરાચીસંઘનો બંદોબસ્ત

કરાચીના સંઘ તરફથી દસ-દશ પાંચ-પાંચ જણની ટુકડીઓ અવારનવાર આવજાવ કરતી હતી. અમુક સ્થાનથી અમુક સ્થાન સુધી પહોંચાડવાનું કામ તે ટુકડીઓએ વ્હેંચી લીધું હતું. કરાચી સંઘની વ્યવસ્થા બાલોતરાથી શરૂ થઇ હતી. શ્રીયુત ભાઇ નરભેરામ નેમચંદ અને ભાઇ જટાશંકર પોપટલાલ-એમણે બધી વ્યવસ્થામાં આગેવાની ભર્યો ભાગ લીધો હતો. ભાઇ જટાશંકર પોપટલાલ અને શ્રીયુત મણીલાલ ગુલાબચંદ મહેતા, એ બેની વિહાર પાર્ટીમા ખાસ આગેવાની હતી. એ પ્રમાણેની વ્યવસ્થા, સાધન અને સહકારપૂર્વક અમે અમારી યાત્રા લંબાવી હતી.



—: ૫ :—

## મારવાડ

શિવગંજથી કરાચી સુધીના લગભગ પાંચસો માઇલના વિહાર દરમિયાન જુદા જુદા રીતરિવાજો, જુદા જુદા વેષો, જુદી જુદી ભાષાઓ અને જુદી જુદી રહેણીકરણીને લક્ષ્યમાં લઇને, એ પ્રાંતોના વિભાગ કરીએ તો, તેના અનેક વિભાગો કરી શકાય. 'બાર ગાઉએ બોલી બદલાય' એ કથન પ્રમાણે અમારી આ આખી યાત્રામાં થોડે થોડે દૂર જતાં કંઇક નવીન નવીનજ જોવાનું અને જાણવાનું મળતું. આ દૃષ્ટિએ ઘણા વિભાગો પાડી શકાય, પરંતુ તેમ ન કરતાં શિવગંજથી **બાલોતરા**, કે જે ખાસ **મારવાડી** મુલક કહેવાય છે, અને તે પછી **બાલોતરાથી સુણાબાવ**, કે જેમા **બાડમેરનો** સમાવેશ થાય છે, અને જે '**માલાણી**'ના નામથી પ્રસિદ્ધ છે. **સુણાબાવથી મીરપુરખાસ**, કે જે **ઘાટ** અને **નારના** નામથી ઓળખાય છે. **મીરપુરખાસથી હાલા**, **હાલાથી હૈદ્રાબાદ** અને **હૈદ્રાબાદથી કરાચી**—એ

પ્રમાણે અમારા આખા વિહારને હું વિભક્ત કરવા ચાહું છું. જો કે સિંધનો મુલક 'માલાણી' છોડ્યા પછી—એટલે ખોખરોપાર સ્ટેશનથી શરૂ થાય છે.

## લોકોનું આશ્ચર્ય

શિવગંજ છોડયા પછી, એ વાત જાહેર થઇ ચુકી હતી કે અમારો વિહાર સિંધને માટે થઇ રહ્યો છે. મારવાડની પ્રજા, કે જે ખાસ ગામડાઓમાં રહેનારી છે, એને તો અમારું સિંધ જવું સાંભળીને આશ્ચર્ય થતું. એમના ગામોમાં—મારવાડનાં એ ન્હાનાં ન્હાનાં ગામોમાંજ સાધુઓ ક્વચિત્ નજરે પડતા હોય, તો પછી સિંધ અને કરાચીનું નામ સાંભળીને બિચારા આભા બની જાય, તો એમાં આશ્ચર્યજ શું છે?

## જૈનોની વસ્તી

શિવગંજથી જે જે ગામોમા થઇને અમે મારવાડનો મુલક પસાર કર્યો, તેનાં ગામો ભરચક જૈનોની વસ્તીવાળાં છે. નજીક નજીક ગામો છે. હજાર હજાર, પાચસો પાચસો કે અઢીસો અઢીસો ઘરો એક એક ગામમાં જૈનોના છે. મંદિરો અને ઉપાશ્રયો છે. બહુ શિક્ષિત નહિ હોવા છતાં, શ્રદ્ધાળુ અને ભક્તિવાળા છે, બહુ સારા પૈસાદાર છે. છતાં આવાં ગામોમાં પણ સાધુ—સાધ્વીઓ બહુજ ઓછા વિચરે છે. સાધુ—સાધ્વીઓના ઉપદેશના અભાવે આવા લોકો વખત જતાં ધર્મમાં શિથિલ બને અને પરધર્મમા મળી જાય, તો તે બનવા જોગ છે.

## ઘોર અજ્ઞાનતા

આ દેશના લોકો પૈસાદાર, અને ધર્મના શ્રદ્ધાળુ હોવા છતાં, કંઇક જડતાનો ભાગ વધારે માલૂમ પડે છે. કોઇ પણ ગામ પ્રાયઃ ખાલી નહિ

હોય, જ્યાં બે કે તેથી વધારે તડ ન હોય. નજીવી બાબતોમાં તડ પાડી નાખવાં, એ તો એમને મન સહેલી વાત છે. ભાઇ ભાઇઓમા અંગત દ્વેષ હોય, તેનો ઝગડો સમાજમાં કે ધર્મસ્થાનકોમાં લાવીને નાખે અને તેના લીધે આખું યે ગામ ઝઘડામાં સંડોવાયેલું રહે. કોઇ કોઇ ગામમાં સ્થાનકવાસી અને મંદિરમાર્ગીઓના ઝઘડા હોય, તો કોઇ ગામમાં સ્થાનકવાસી અને તેરાપંથી વચ્ચે ઝઘડા હોય, જ્યારે કોઇ કોઇ ગામમાં ' ત્રણ થુઇ ' ને ' ચાર થુઇ 'ના પણ ઝઘડા જોવાયા.

**સંસ્થાઓ**

છેલ્લાં થોડાક વર્ષોથી, આ પ્રાન્તમાં જુદી જુદી પાઠશાળાઓ, છાત્રાલયો વિગેરે સ્થાપિત થવા લાગ્યાં છે, પરન્તુ એ સંસ્થાઓ પણ એક બીજાની ઇર્ષ્યા અને નિંદાના લીધે પ્રગતિશીલ બની શકતી નથી. જોઇને કંઇક આંખ ઠરી શકે એવી એક સંસ્થા આ દેશમાં જોવાણી અને તે ઉમ્મેદપુરનુ ' જૈન બાળાશ્રમ. ' પરન્તુ આ સંસ્થા માટે પણ ઘણાં ગામોમા વિરોધના સુર સંભળાયા. સંસ્થાના વર્તમાન સંચાલકો માટે અને સંસ્થાના વહિવટ માટે અનેક વાતો સંભળાઇ; પરન્તુ એમા કેટલું સત્ય હશે એ તો જ્ઞાની મહારાજ જાણે.

આવીજ રીતે આહોરમાં અને જાલોરમાં પણ જૈન સંસ્થાઓ મૌજૂદ છે. જાલોરની સંસ્થા પ્રસિદ્ધ ઇતિહાસવેત્તા પંન્યાસજી શ્રી કલ્યાણવિજયજીના પરિશ્રમને આભારી છે. આ સંસ્થા માટે પણ તે પ્રાન્તની જનતામાં એવો જ વિરોધ દેખાયો. જાલોરમાં એક સારામાં સારૂં પુસ્તકાલય છે, એ પણ શ્રીકલ્યાણવિજયજી મહારાજને આભારી છે. તીખીમાં પણ એક સંસ્થા છે. આમ મારવાડી પ્રજામાં ધાર્મિક અને વ્યાવહારિક શિક્ષણને માટે છુટા છવાયા પ્રયત્નો થઇ રહ્યા છે, એ ખુશી થવા જેવું છે. પરન્તુ દરેક સંસ્થાની પાછળ કંઇને કંઇ કાળું ચિત્ર લોકો

ખડું કરેજ છે–બતાવેજ છે. આવા ધનાઢ્ય અને જૈનોની મોટી વસ્તીવાળા પ્રાન્તમાં તો કોઇ સારા સ્થળે બધાઓના સંગઠન પૂર્વક એક વિશાળ ગુરૂકુલ ખોલવામાં આવે, તો થોડાં વર્ષોમાં આ દેશ પ્રકાશમાં આવી શકે. પરન્તુ ચૌદમી સદીમાં જીવી રહેલી પ્રજા અને વાતવાતમાં ઝઘડા ઉભા કરનારી પ્રજા આટલા સંગઠનની સ્થિતિએ આવે, એને તો કદાચ સો વર્ષ જોઇશે.

## જાલોરનો કિલ્લો

આ પ્રાન્તમાં કેટલાંક દર્શનીય સ્થાનો, ઇતિહાસ અને પુરાતત્ત્વના શોખીનોને માટે પણ ઘણા ઉપયોગી છે. આવાં સ્થાનોમાં ' જાલોરનો કિલ્લો ' એ સારામાં સારૂં સ્થાન ગણી શકાય. ' જાલોરનો કિલ્લો ' એ ઇતિહાસ પ્રસિદ્ધ એક વખતનો ' સુવર્ણગિરિ ' છે. જૈનશાસ્ત્રોમાં સુવર્ણ-ગિરિ, કનકાચલ, સુવર્ણાચલ, સુવર્ણભૂભૃત્ કલ્યાણભૂધર, કાઞ્ચનગિરિ, કનકાદ્રિ, સુવર્ણશૈલ વિગેરે અનેક નામોથી એનો ઉલ્લેખ મળે છે. આ પર્વતના ઉલ્લેખ સાથે જાવાલિપુરનો ઉલ્લેખ પણ આવે છે. આ જાવાલિ-પુર એજ આ સુવર્ણગિરિની તળેટીમાં વસેલું અત્યારનું જાલોર છે.

આચાર્ય મેરૂતુંગસૂરિએ, પોતાના ' વિચારશ્રેણી ' ગ્રંથમાં રાજા નાહડના રાજ્યકાલનુ વર્ણન લખ્યું છે. એમાં જણાવ્યું છે કેઃ—

' નાહડ રાજાના વખતમા ૯૯ લાખ રૂપિયાની મિલ્કત ધરાવનારાઓને પણ જ્યા રહેવાને સ્થાન ન્હોતુ મળતુ, એવા જાલોરની પાસેના સુવર્ણગિરિ પર્વતના શિખર ઉપર ' યક્ષવસતિ ' નામનો મહાવીર સ્વામિનો મહાપ્રસાદ તૈયાર થયો. '

આ કથન બતાવી આપે છે કે એક વખતે આ કિલ્લા ઉપર કરોડા-ધિપતિયોજ રહેતા હતા.

ઇતિહાસકારોનું કથન છે કે, 'નાહડ' એ વિક્રમાદિત્યની ચોથી પેઢીએ થયો હતો અને તેનો સમય વિ. સં. ૧૨૬ થી ૧૩૫ સુધીનો છે. એટલે વિક્રમની બીજી શતાબ્દિની બીજી પચ્ચીસીમા અહિં મંદિર ( યક્ષવસતિ ) બન્યું, એ ચોક્કસ થાય છે.

તે પછી વિક્રમની તેરમી સદીમાં 'પાર્શ્વનાથ ચૈત્ય' અને 'અષ્ટાપદ' એ નામના મંદિરો બન્યાનો ઉલ્લેખ મળે છે. 'પાર્શ્વનાથ ચૈત્ય' વિ. સં. ૧૨૨૧ માં કુમારપાલ રાજાએ બનાવ્યુ હતું.

વિ. સ. ૧૩૬૮માં અલ્લાઉદ્દીન ખીલજીના લશ્કરે જાલોર અને તેની પાસેના સુવર્ણગિરિ ઉપર પોતાનો અધિકાર જમાવ્યો હતો અને જૈનમંદિરનો નાશ કર્યો હતો.

તે પછી વિક્રમની સત્તરમી શતાબ્દિમાં રાઠોડવંશીય મહારાજ ગજસિંહજીના વખતમાં પાછું આ 'સુવર્ણગિરિ તીર્થ જીવતું જાગતું થવા પામ્યું હતું.

વર્તમાનમાં આ તીર્થ મારવાડમાં 'તીર્થ' તરીકે ખાસ્સુ પ્રસિદ્ધ છે. ભાદરવા વદિ ૧૦ અને માઘ સુદિ ૧–એમ બે વખત અહિં મેળો ભરાય છે. અહિં અત્યારે પાંચ જૈનમંદિરો છે. જેમાં 'મહાવીર સ્વામીનું મંદિર', 'અષ્ટાપદનું મંદિર' ( ચોમુખજીનું ) અને 'પાર્શ્વનાથનું મંદિર' આ ત્રણ મંદિરો મુહણોત જયમલજીના વખતની મૂર્તિઓથી સુશોભિત છે. પ્રાચીન કારિગરીના સુંદર નમૂના રૂપ છે. મહાવીર સ્વામિનુ મંદિર તો ઘણું ઉંચું છે અને વધારે આકર્ષક છે.

આ ઉપરાત રાજમહેલ, સરકારી મકાનો, શિવમંદિર વિગેરે પણ છે.

આ જાલોરનો કિલ્લો અથવા ' સુવર્ણગિરિ ' અને ' જાલોર 'ના સંબંધમાં ઇતિહાસવેત્તા મુનિરાજ શ્રી કલ્યાણવિજયજીએ ' જૈન ' પત્રના ' જ્યુબિલી ' અંકમાં એતિહાસિક પ્રમાણોથી ભરપૂર એક સુંદર લેખ લખ્યો હતો. આ લેખ ઉપરથી ઇતિહાસ પ્રેમીઓને ઘણુંજ જાણવાનું મળે તેમ છે.

જાલોરના કિલ્લા ઉપરાંત જાલોર ગામના જૈનમંદિરો પણ જૂનાં અને દર્શનીય છે. નવ મંદિરો છે. મૂર્તિઓ મોટી સંખ્યામાં છે. પરંતુ દુઃખનો વિષય છે કે એકાદ મંદિર સિવાય લગભગ બધા યે નિસ્તેજ અને ખૂબ આશાતનાવાળા છે. ગંદકી પણ ઘણી. સેંકડો ઘર જૈનોનાં હોવા છતા, મંદિરોની આ દશા ? આપસના વૈમનસ્યના કારણે કદાચ મંદિરોની આ દશા રહેતી હશે.

## નાકોડા તીર્થ

નાકોડા તીર્થ પણ એક સુંદર સ્થાન છે. આ પણ એક પ્રાચીન તીર્થ છે. ચાર તરફ પહાડો અને તેની વચમાં આવેલું આ તીર્થ ' નગર 'ના નામથી ઓળખાય છે. અત્યારે અહીં ગામ–વસ્તી નથી, પરન્તુ મંદિરોનો જિર્ણોદ્ધાર થવાથી ધર્મશાળા અને બીજાં મકાનો ઘણાં બન્યાં છે. જંગલ હોવા છતાં કુદરતી દશ્ય ઘણુ સુંદર છે. તેરમીથી સોળમી શતાબ્દિ સુધીના શિલાલેખો અહિં મળે છે. જૂના શિલાલેખો ઉપર શાહી પુરતાં સાવધાનતા નહિં રાખવાના કારણે જાણે નવા શિલાલેખો ન કોતર્યા હોય, એવું બનાવી દીધું છે.

બાલોતરા સ્ટેશનથી ૬ માઇલ દૂર આ તીર્થ થાય છે. ઊંટ અને બેલ ગાડીઓ જઇ શકે છે. બાડમેરથી જેસલમેરની યાત્રાએ જનારાઓ બાલોતરા સ્ટેશને ઉતરી આ તીર્થની યાત્રા કરી શકે છે. આ સ્થાનમાં આવવાથી ચિત્ત ખૂબ પ્રસન્ન થાય છે. વધુ રહેવા મન થાય છે.

## બે કાઉસ્સગીયા

ઉપરનાં બે મોટાં તીર્થો ઉપરાન્ત, ગુડાબાલોતરામાં યતિશ્રી રાજવિજયજીના બગીચામાં પ્રાચીન બે કાઉસ્સગીયા છે. તેના ઉપર ૧૨મીથી ૧૩મી શતાબ્દિ સુધીના લેખો છે. આ લેખો ઉપરથી જણાય છે કે 'ખંડેરગચ્છ'ના **શ્રીય**શોભદ્રસુરિના શિષ્ય **શ્રીશા**ન્તસૂરિએ તેની પ્રતિષ્ઠા કરી હતી. કહેવાય છે કે પાસેની જમીનમાંથી આ બે કાઉસ્સગિયા નિકળ્યા હતા. કાઉસ્સગિયા ઘણાજ મનોહર છે. અહી જંગલમાં રાખ્યા કરતા કોઇ સારા મંદિરમાં આને બિરાજમાન કરવાની જરૂર છે.

## જીવદયા પ્રચારક મંડળ.

મારવાડના આ પ્રદેશમા અનેક દેવ–દેવીઓની આગળ પશુવધ થયા કરે છે. શિકારો થાય છે. અને અનેક રીતે હિંસા થાય છે. ખાસ કરીને દેવીઓના મેળામાં હજારો પશુ–વધ પ્રતિવર્ષ થયા કરે છે. આ હિંસાને અટકાવવા માટે પ્રયાસ કરનારી આ દેશમાં એક જ સંસ્થા છે, અને તે ગુડાબાલોતરાનું 'જીવદયા પ્રચારક મંડળ.' યતિશ્રી રાજવિજયજી અને બીજા સંચાલકો આ સંસ્થાદ્વારા અહિંસા પ્રચારનું પ્રશંસનીય કાર્ય કરી રહ્યા છે. યતિશ્રી ઘણા સજ્જન છે. સેવાભાવી છે ને વિદ્વાન્ પણ છે. ગુડાબાલોતરામા અમારી જે જે પ્રવૃત્તિ થઇ, તે યતિશ્રી રાજવિજયજી, યતિશ્રી નેમવિજયજી અને જીવદયા પ્રચારક મંડળના સેક્રેટરી ભાઇ સોનરાજજીના પ્રયત્નને આભારી હતી.

## સિવાણાગઢ

મારવાડના અહિં સુધીના પ્રદેશમાં સિવાણા અને જાલોર એ બે ગામ વધારે ઉત્સાહી અને જિજ્ઞાસાવૃત્તિવાળાં દેખાયાં. હ સવાણામાં સ્થાનક-

વાસી અને તેરાપંથીઓ સાથેની આખો દિવસની ચર્ચાઓ અને વ્યાખ્યાનો માટે લોકોની પડાપડી એ એના પ્રમાણરૂપ હતાં. ત્યાંના લોકોની ધાર્મિક ઉદારભાવના પણ વધારે પ્રશંસનીય દેખાઇ. સિવાણા પણ એક જૂનું ગામ છે. ટેકરી ઉપર મંદિર છે. દૂરથી ઘણું સુંદર દેખાય છે.

અહિં શેઠ વૃદ્ધિચંદજી તુલસાજી અને શેઠ અમીચંદજી વિગેરે ગૃહસ્થો પણ ઉદાર, ધર્મપ્રિય માલૂમ પડ્યા.

## તેરાપંથી

શિવગંજથી બાલોતરા સુધીનાં ૧૬ મુકામોમાં એકજ ગામ અમને મળ્યું કે જ્યાં 'જૈનો'ની સારી વસ્તી હોવા છતાં ભિક્ષા તો દૂર રહી, ઉભા રહેવા માટે પણ કોઇ સ્થાન આપવા તૈયાર ન હતું. તે ગામ છે અસાડા. અમારી સાથે અમારી પાર્ટી ઉપરાન્ત, સિવાણગઢના સોથી મવાસો ગૃહસ્થો હતા. કરાંચી સંઘ તરફથી બે કાર્યકર્તાઓ ભાઇ નરભેરામ નેમચંદ અને ભાઇ જટાશંકર પોપટલાલ પણ અહિં આવી પહોંચ્યા હતા. ઘણી મહેનતના પરિણામે અમને થોડુંક સ્થાન મળી શક્યું. કારણ એકજ હતું. અહિં જે જૈનો હતા, તે બધા યે તેરાપંથી હતા. તેરાપંથીઓને એમના ગુરૂઓ તરફથી એવો પાઠ શિખવવામાં આવે છે કે–'તમારે, અમારા સિવાયના કોઇપણ સાધુને માનવા નહિં, સ્થાન આપવું નહિં અને ભિક્ષા આપવી નહિ. કારણ કે અમારા સિવાય સાધુપણુ કોઇમાં છેજ નહિ.' સાધુઓની વાત તો દૂર રહી, તકલીફમાં આવી પડેલા કોઇ પણ જીવને પણ બચાવવા કોશિશ ન કરવી, એ એમનો ઉપદેશ છે. આ ગામ આખું યે તેરાપંથીઓથી ભરેલું હતું. લોકોના સમજાવવાથી એક જણે થોડીક જગા આપી.

બપોરે, એક ઝાડ નીચે અમે બેઠા અને તેરાપંથી લોકો બધા ભેગા થયા. ખૂબ ચર્ચા થઇ, બિચારા અભણ, શુદ્ધ ઉચ્ચારણ પણ ન કરી

શકે. ઘણાઓની તો ભાષા પણ આપણે ન સમજીએ. 'સામયિક'ને બોલે 'હમાઇ.' બાલોતરામાં પણ સ્થાનકવાસી અને તેરાપંથીનાં ઘર વધારે છે. થોડાક મંદિરમાર્ગી પણ છે. પાંચ મંદિરો છે.

## ગ્રામીણતા

શિવગંજથી તખતગઢ બિલકુલ નજદીક એટલે પાંચ છ કોસ જેટલું હોવા છતાં, શિવગંજના વેશમાં અને તખતગઢના વેશમાં ઘણું અંતર પડી જાય છે. તખતગઢની સ્ત્રીઓનો વેશ લગભગ જાટ જેવો હોય છે. પુરુષોના વેશમાં પણ ગ્રામીણતા વધારે દેખાય છે. જાડાં કપડાં, જાડો ખોરાક, જાડી બોલી અને લગભગ બધું યે જાડું. વિલાયતનું નામ નહિં, ને ફેશનનું યે કામ નહિં.

અહિંથી જેમ જેમ આગળ વધતા જઇએ છીએ, તેમ તેમ ગ્રામીણતા વધારે નજરે પડે છે. આગળ જતાં તો વાણિયો કે મજૂર-એવો ભેદ બહુ વિચાર કર્યા પછીજ જાણી શકાય.

## રેતી અને ભંઠીઆ

ઉમ્મેદપુર પછી રેતીનાં દર્શન શરૂ થાય છે. જાલોર પછી રેતી વધારે દેખાય છે. અને બાલોતરા પછી તો લગભગ રેગિસ્તાન શરૂ થાય છે. કપડું જરા નીચે મૂકો, એટલે હજારો ભંઠિયા કપડાની સાથે વળગેલાં માલૂમ પડશે. એક ભંઠીયું હાથથી ઉખેડવા જાઓ, એટલે ઝીણી પચાસ ફાંસો આંગળીમાં વળગશે. કોઇ કોઇ સ્થળે પગ એટલા ખૂંચી જાય કે ફર્લીંગ ચાલતાં ચાલતાં તો માણસ હાંફી જાય. રેતીમાં નહિ ચાલવાના મહાવરાવાળા માણસોને માટે રેતીમાં ચાલવું ઘણુંજ કઠિન થઇ પડે છે.

સન્માન અને આદર આપતી અશિક્ષિત એવી મારવાડની ભોળી પ્રજાની ભક્તિનો લાભ લઈ, મહા સુદિ ૧૧, તા. ૨૧મી ફેબ્રુઆરી રવિવારે અમે બાલોતરા છોડયું.

—: ૬ :—

# માલાણી

મુલક મારવાડ, જહાં દેશ હે માલાણી,
બહુ બસે મૂઢ, તહા ઘણા વસે બંધાણી.

પ્રકરણનું નામ વાંચ્યા પછી, ઉપરનો દુહો વાંચતાં વાચકોની શંકા થોડે અંશે દૂર થશે કે ' માલાણી ' એ શું છે? માલાણી એ મારવાડનું એક પરગણું છે. બાલોતરા છોડ્યા પછી, પહેલું સ્ટેશન તીલવાડાનું આવે છે. તીલવાડાથી ઠેઠ બાખરેપાર સુધીનો મુલક એ ' માલાણી ' કહેવાય છે. પહેલાં આ દેશ ગવર્નમેન્ટના હાથમાં હતો. હવે તે જોધપુરના તાબામાં છે. ' માલાણી ' શાથી કહેવાય છે? એ જરા વિચારી લઇએ.

જોધપુરના રાજા વીરમદે અને મલ્લીનાથ એ બે ભાઇઓ હતા. મલ્લીનાથ મહાત્મા પુરૂષ હતા. તેમનું મૂળ નામ માલાજી હતું. તેમના નામથી આ પરગણાનું નામ 'માલાણી' પડયું છે. એ દેશમાં ષષ્ઠી વિભક્તિનો પ્રત્યય ' આણી ' વપરાય છે. બાપના નામની સાથે

કે કોઇના પણ નામની સાથે ' આણી ' પ્રત્યય લગાવીને તેનો પરિચય કરાવાય છે. અમોલખચંદજીના પિતાનું નામ ભોજા હોય, તો ' અમોલખચંદજી ભોજાણી ' કહેવાય. વીરપાલના પિતાનું નામ ખેતાજી હોય તો ' વીરપાલ ખેતાણી ' કહેવાય. એમ ' માલાજી 'નો દેશ એટલે ' માલાણી. ' માલાજીને આ પરગણું સોંપાયુ ને માલાજી તો સાધુ થયા, મહાત્મા થયા. પણ દેશની ઓળખાણ ' માલાણી ' રહી ગઇ. તીલવાડામાં આ મહાત્માનું ' સમાધિ મંદિર ' બંધાયુ છે. ત્યાં ફાગણ વદ અગ્યારસથી ચૈત્ર સુદ અગ્યારસ સુધી મેળો ભરાય છે. મોટે ભાગે ઢોરોનો આ મેળો હોય છે. માલાજી ઉર્ફે મલ્લીનાથજીની અનેક ચમત્કારિક વાતો ચાલે છે.

**લોક સ્વભાવ**

આવાજ કોઇ કવિએ અહિંની સ્થિતિ એક દુહામાં સમજાવી છે :—

' પેદલ બેંહન, ભૂશયન, પીવન ખારા પાણી,
પેરણ ફાટા કાપડા, યે હૈ દેશ ' માલાણી. ' '

માલાણીના લોકોની પ્રકૃતિ સંબંધી ઉપરનો દુહો કંઇક ઝાંખી કરાવે છે. માલાણી પરગણામાં વસ્તી બહુ છુટીછુટી છે. ગોળ છત્રીના આકારમાં માટી અને ઘાસનાં ઝુંપડાં, જેની ગોળ દીવાલો લાકડાં અને માટીથી બનાવી એકજ દરવાજો અંદર જવા આવવાનો રાખે છે. આવા મકાનોને ' ઢાણી ' તરીકે ઓળખાવાય છે. આ પરગણાના ઠાકોરોના ઘણે ભાગે સ્થિતિ કેવી છે, તે જાણવા માટે

ઠાકોર મનકે ઠાટસે, મનમેં હી રાખે ઠાઠ,
ઘરમેં ચાદર એક હૈ, ઓઢનવાલે આઠ.

આ એકજ દુહો બસ થશે. અંદરની પોલ અને ઉપરના ઠાઠનો આ તાદશ ચિતાર છે.

જોધપુર સ્ટેટે મોટા મોટા રેતીના પહાડોને કોતરીને આવા દેશમાં લાઇન કાઢી લોકોને ઘણી અનુકૂળતાઓ કરી આપી છે.

## માલાણીની વસ્તી

જોધપુર સ્ટેટનું આ ' **માલાણી** ' પરગણું બહુ મોટું કહેવાય છે. આ પરગણામા ૫૫૦ ગામો છે. એમાં કહેવાય છે કે એકજ ગામ ખાલસાનું છે. બાકીનાં બધાં જાગીરદારોના છે. કુલ ત્રણસો સવા ત્રણસો જાગીરદારો છે. તેમા પાચ મોટા જાગીરદારો છે. જાગીરદારોને દીવાની ફોજદારીનો કંઇ અધિકાર નથી. દીવાની ફોજદારીનો અધિકાર જોધપુર સ્ટેટનો છે. આખા પરગણાની કુલ વસ્તી ૧૭૮૪૩૮ મનુષ્યોની છે.

## જૈન વસ્તી

એમાં ૨૧૪ ગામ એવાં છે કે જેમાં થોડે ઘણે અંશે પણ જૈનો વસે છે. ખાસ કરીને **વીસાલા, બુતવાલા, ચોહટણ, ચોસીરા, સીણકરી, ધોરીમન્ના, જસાઇ, જસોલ, રામસર, ચણીગાંવ, સીહાણી, ટાપરા, તીલવાડા, ઊંટકા** અને **બાડમેર**–આ ગામોમાં જૈનોની વસ્તી વધારે છે. આખા પરગણામાં છેલ્લી વસ્તીની ગણત્રી પ્રમાણે ૬૩૬૮ જૈનો છે. આ બધા યે શ્વેતામ્બરો છે. દિગમ્બરની વસ્તી બીલકુલ નથી.

## જૈનોનું જીવન

આ દેશના મનુષ્યો સંસ્કારહીન, શિક્ષાહીન અને જંગલી જીવન ગાળનારા હોય છે. કોઇ ઓળખી ન શકે કે આ વાણિયો હશે કે કઇ જાતનો હશે.

વાયતૂ સ્ટેશન ઉપર મુસાફરખાનામાં અમે ઉતર્યા હતા. એક માણુસ મારી સામે આવીને બેઠો. પાંચ હત્થુ પહાડી શરીર, લાલ સુરખ ભયંકર આંખો, કોઇ ખાણનું ખોદાણુ કરીને હમણાજ બહાર નિકળ્યો હોય એવાં એના મેલાં-ઘેલાં અને જાડાં કપડાં. ઢીંચણથી ઉંચે સુધી ધોતિયાનો લંગોટો મારેલો. વાત ઉપરથી માલૂમ પડયું કે આ માણુસ રેતીના ખૂબ પાહાડોની વચમાં આવેલા, બાડમેરથી લગભગ ચાલીસ માઇલ ઉપર બાડેવા ગામનો રહેવાસી છે, અને તે **જૈન** છે. તેણે કહ્યું કે-' અમારા ગામમાં હું એકલોજ છુ કે જે પાલીતાણા ગયો હતો, અને ત્યા તમારા જેવા સાધુને જોએલા, એટલે મને લાગ્યુ કે તમે અમારા ગુરૂ હશો.' ' આ જૈન છે, ' એવું જાણીને હું તાજ્જુબ થઇ ગયો. મેં મારી સાથેના સાધુઓ અને ગૃહસ્થોને બોલાવ્યા અને આ માણુસને બતાવતાં મેં ઓળખાણુ આપી કે આ **શ્રાવક** છે. એ પણુ બિચારો બોલી ન શકયો, પણુ એને એમ થતું હોય એમ મને લાગ્યું કે ' આ બધાં મને શું જોવા ભેગાં થયા હશે ? ' તેણે પોતાના ગામનો અને આસપાસના ગામોનો પરિચય આપતાં જણાવ્યું:-બાડમેરથી આથમણી દિશામાં સાત ગાઉ ઉપર વેસાડો ગામ છે. કે જ્યાં સાઠ ઘર શ્રાવકનાં છે અને એક મંદિર પણુ છે. ત્યાંથી આગળ પચ્ચીસ માઇલ ઉપર બાડેવા ગામ છે જ્યાં પચાસ ઘર છે અને ત્યાંથી દસેક માઇલ ઉપર હરસાણી ગામ છે, ત્યાં ત્રીસ ઘર છે. ' તેણે કહ્યુ કે ' આ બધાં ગામોમા બધા ય મંદિરમાર્ગીજ છે. સ્થાનકવાસી કે તેરાપંથી કોઇ નથી. તેરાપંથી સાધુ આવે તો અમે માનતા પણુ નથી.' એણે તેરાપંથી સાધુઓ કેમ ઉપદેશ આપે છે એની હાસ્યજનક નકલ કરી બતાવી. આ માણુસનું નામ સમેડો હતું, અને તે ' મીંઠડીયો વોરો ' એ ગોત્રનો હતો. તેણે પોતાનો પરિચય આપતાં કહ્યું કે:-' યુવાવસ્થામાં રજપુતોની સાથે હથિયારો બાંધીને હું જંગલોમાં ફરતો અને તેઓ જે ધંધો કરતા, તે બધો ય ધંધો હું કરતો. સત્તાવનની સાલમાં મારૂં લગ્ન થયું, તે પછી મેં હથિયારો છોડયાં અને એ ધંધો યે મેં છોડયો.

રેતીના પહાડોની ખોણોની અંદર પણ મહાવીરના પૂજારીઓ કેટલાય ભરાઇ રહ્યા હશે, એની કોને ખબર છે? મેં તેની પાસે 'નવકાર મંત્ર' કહેડાવ્યો. ઘણોજ અશુદ્ધ એણે મને 'નવકાર મંત્ર' સંભળાવ્યો.

**'સમગતની' લ્હાણી.**

હું પહેલાં લખી ગયો છું કે આ જીલ્લાનાં ઘણાં ગામોમાં જૈનોની વસ્તી છે. કોઇ કોઇ સ્ટેશનો ઉપર પણ જૈનોની દુકાનો છે. આ લોકો તમામ લગભગ મૂર્તિપૂજક છે. કોઇ કોઇ સ્થળે તેરાપંથી છે. જંગલોમાં રહેનારા બિચારા ધર્મ–કર્મ શું સમજી શકે? શ્રદ્ધાથી એટલું સમજે કે અમે 'જૈન છીયે અને અમારા બાપદાદા મૂર્તિને માનતા આવ્યા છે. અમારા બાપદાદાઓએ મંદિર બનાવ્યાં છે. મૂર્તિઓ સ્થાપન કરી છે.' તેઓ કોઇ પણ સાધુ પછી તે ગમે તે સંપ્રદાયના હોય, સૌની ભક્તિ કરે છે. જંગલની ઢાણીઓ (ઝુંપડા) માં રહે છે, ને દિવસમાં એક બે વખત **'નમો અરિહંતાણું, નમો સિદ્ધાણું, નમો આરિયાણું, નમો ઉજ્જાણું, નમો લોએ સવસાહુંણું'** એમ અશુદ્ધ નવકારમંત્ર ભણી પોતાના જૈનત્વની શ્રદ્ધા કાયમ રાખે છે.

આ પ્રાન્તમાં કોઇ કોઇ સ્થાનકવાસી સાધુ વિચર્યા છે. તેમાંના એકે પોતાની ચોપડીમાં લખ્યું છે–' અમુક ગામમાં અમુક કુટુંબને 'સમકિત' આપ્યું, અમુક ગામમાં અમુક કુટુંબને આપ્યું ' વિગેરે. મને આશ્ચર્ય થાય છે કે એ સ્થાનકવાસી સાધુજીએ 'સમકિત આપ્યું' એટલે શું કર્યું? બિચારા જંગલમાં રહેનારા જડભરત જેવા લોકો એ 'સમકિત'માં સમજે યે શું? અને '**अच्छा, तुम हमारा समगत लो,**' '**अच्छा महाराज देदो.**' એક નવકાર બોલીને કહી દીધું :–' **अब देखो, हमने तुमको 'समगत' दे दिया है, अब तुम हमारे सिवाय दूसरे किसीको**

**मानना नही, तुम्हारा धर्म पूजेरोंका मीटकर अब स्थानक का हो गया.'**

બસ. સમકિતનું પૂછડું વળગાડીને મહારાજ તો ચાલતા થયા. હવે બિચારા જંગલમાં રહેનારા આ ભોળા જીવને 'સમગત'નું બિલાડુ સંભાળવાનું રહ્યું.

એક સ્ટેશન પર એક વાણીયો મળ્યો. તેણે કહ્યુ–'બાપજી થોડા વખત ઉપર મ્હો ઉપર મુહપત્તિ બાંધેલા મહારાજો આવ્યા હતા. એમણે મને 'સમગત' આપી અને કહ્યું કે–'અમારા સિવાય બીજા સાધુઓને તમારે માનવા નહિ. તો હવે હું આપને ગોચરી આપું, એમાં મને પાપ તો નહિ લાગે' મેં એને કહ્યું:–'ભાઇ તમે ગોચરી આપો, કે ન આપો એની ચિંતા નથી, પણ તમે 'સમગત' લીધી છે, એ વસ્તુ શી છે? એ તમારે આપનાર પાસેથી સમજવી જોઇતી હતી.'

એમ કહીને પછી વસ્તુસ્થિતિ સમજાવી. ધર્મથી અનભિજ્ઞ, જંગલી જીવન ગાળનારા આવા ભોળા લોકોમાં 'સમગત' (સમક્તિ)નો વ્યાપાર કરવા નિકળનારા મહાત્માઓએ સમજવુ જોઇએ કે–'સમક્તિ' તે આમ આપ્યાં અપાતાં હશે? શું એ ડૂંગળી મૂળા જેવી વસ્તુ છે કે એના ગાડાં ભરીને બજારોમાં વેચી શકાય? કેવી મનોદશા! કેવી સંકુચિત વૃત્તિ! કેવી સામ્પ્રદાયિકતાનો નશો!

## નિર્દોષ જીવન

આ દેશના લોકો સંસ્કારવિહીન હોવા છતાં શહેરી જીવનોનું જૂઠ, કપટ અને કાવાદાવા એમને સ્પર્શ્યા નથી. ગમે તેવા માણસને ગમે તે વાત પૂછો. કહેવા જેવી હશે તો તે સાચે સાચીજ કહેશે. રસ્તે ચાલતાં

એક જંગલમાં એક બકરાં ચારનારને મેં પૂછ્યું કે–' તમે માંસ ખાઓ છો ? ' તેણે કહ્યું ' હા, ' મને અજાયબી લાગી. મેં તેને ઉપદેશ આપ્યો અને તેણે તેજ વખતે માંસાહારનો ત્યાગ કર્યો. ઉંચામાં ઉંચી કોમનો માણસ માંસ ખાતો હોય કે દારૂ પીતો હોય, છતાં જો તેને પૂછવામાં આવે તો તે સાફ સાફ કહી દેશે કે હું માંસ ખાઉં છું. તે પછી આપણે ગમે તેટલો ઉપદેશ આપીએ, જો તેના દિલમાં નહિ જામે, તો ગમે તેટલું સમજાવવા છતાં તે છોડશે નહિ, અને સમજ્યા પછી અને છોડ્યા પછી ભાગ્યેજ કોઇ હશે કે જે તે નિયમનો ભંગ કરશે.

જેને અસંસ્કારી ગણવામાં આવે છે, તેનામાં આ ખાસિયત હોય છે. જ્યારે શહેરી જીવન ગાળનારા, શિક્ષણમાં બહુ આગળ વધેલા, મોટા મોટા ધંધાઓ કરનારા, સાધુ–સંતોની પાસે જઇને કાન દઇને વ્યાખ્યાન સાભળનારા, પોતાનું જીવન કેવું ગાળી રહ્યા છે ? પ્રતિજ્ઞાઓનું કેટલું પાલન કરે છે? ઉપદેશનો કેટલો આદર કરે છે? એ બતાવવાની જરૂર છે શું?

## એક અનુભવ

જેમ જેમ અમે સિંધની તરફ આગળ વધતા ગયા, તેમ તેમ ઘણી ઘણી જાતનો અનુભવ થતો ગયો. ઘણી વખતે કોઇ વસ્તુને જોઇને આપણે બહુ ભય ખાઇએ છીએ. પરન્તુ તે વસ્તુ એટલી ભયંકર નથી હોતી. ' સિંધના મનુષ્યો બહુ ભયંકર છે, ખાસ કરીને ઉત્તર અને પૂર્વ સિંધના મુસલમાન સિંધિઓ. ' આ વાત અમારા કાનો ઉપર ઘણી વખત અથડાયેલી. વાયતૂથી અમે સંધાધોરા જઇ રહ્યા હતા. આ તરફ રેતીના પહાડો એક પછી એક એટલા બધા આવે છે કે રેલગાડીને પણ પશ્ચિમથી દક્ષિણ અને દક્ષિણથી પશ્ચિમ–એમ ઘણાં ચક્કર ખાવાં પડે છે. પહાડોની વચમાં થઇને પસાર થતાં છાતી ધડકયા વગર ન રહે. કોઇ આવીને કુહાડીનો ઘા કરી બેસશે તો ? આવા વિચારમાં પસાર થતાં એક મુસલ-

માન પગથી માથા સુધી કાળાં લૂગડાં પહેરેલો, ખંભે બંદુક નાખેલી, એક સ્ત્રી સાથે સામેથી આવે. વેષ ઉપરથી સિંધી મુસલમાન છે, એવો નિર્ણય કરવામાં વાર લાગે તેમ ન હતી. બહુ નજદીક આવતાં અને એની આકૃતિ બરાબર જોતાં કંઇક થોડો ક્ષોભ થયો. હું એકલો હતો, મારી પાસે સિવાય કે થોડાંક વસ્ત્રો બીજું લેવાનું એને શું હતું ? મને લાગ્યું કે એની સાથે કંઇક વાત છેડીએ. મેં પૂછયું:– ' તમે મુસલમાન છો ? ' તેણે કહ્યું કે ' હા. ' મેં પૂછ્યું કે ' તમે ગોશ્ત ખાઓ છો ? ' જવાબ–' હા. ' મેં પૂછયું:– ' કુરાને શરીફમાં ગોશ્ત ખાવું જાયજ માનવામા આવ્યું છે ? ' તેણે કહ્યું ' ના. '

કુરાને શરીફનું નામ સાંભળતાં મને જણાયું કે તે બહુ ખુશી થયો. તે પછી તો લગભગ અર્ધો કલાક મારી અને તેની મીઠી વાતો થઇ અને તેણે અને તેની સ્ત્રીએ ખુદાના સોગંદ પૂર્વક માંસ–મછલીનો ત્યાગ કર્યો.

અમારી આ મુસાફરીમા આવા સેંકડો પ્રસંગો સાંપડયા છે, પરન્તુ તે બધાનો ઉલ્લેખ કરવો આ સ્થળે અશક્ય છે.

### નવું બાડમેર.[૧]

માલાણી પરગણાનું મુખ્ય નગર બાડમેર છે. એ પહેલા કહેવામાં આવ્યું છે, અત્યારનું ' બાડમેર 'એ એક પહાડની ટેકરી નીચે નવું વસાએલું ગામ છે. જોધપુરલાઇનનું આ મોટું સ્ટેશન છે. વ્યાપારનું મોટું મથક છે. અહિંથી જેસલમેર ૧૧૦ માઇલ થાય છે. જેસલમેરની

૧ જૂના અને નવા બન્ને બાડમેરના સબંધમા બે લેખો મારા સ્વ. શિષ્ય મુનિશ્રી હિમાશુંવિજયજીએ લખ્યા હતા. આ બન્ને લેખો મારા સંપાદિત કરેલા ' શ્રી હિમાશુવિજયજીના લેખો ' એ નામના પુસ્તકમા પ્રકટ થયા છે.

યાત્રા કરવા જનારા જૈન યાત્રાળુઓને બાડમેરથી જેસલમેર જવું વધારે અનુકૂળ થાય છે. ઘણા લોકો અહિંથીજ જાય છે. કોઇ કોઇ સાધુ સાધ્વીઓ પણ આ રસ્તે જાય છે.

કહેવાય છે કે-જૂના બાડમેરનો નાશ થયા પછી વિ. સં. ૧૮૦૧ માં રાવત રેતાજી દ્વારા આ ગામ વસાયું હતું. પરન્તુ, આ વાત ક્યાં સુધી સાચી છે, એ કહી શકાતું નથી. કારણ કે અહિંના જુનાં જેનમંદિરો પૈકીના કોઇ કોઇમાં આથી પહેલાંના શિલાલેખો વિદ્યમાન છે.

બાડમેરની આવક ત્રણસો જાગીરદારો વ્હેંચી લે છે. જેમાં પાંચ મુખ્ય છે. આ જાગીરદારોને 'રાવત'નું બિરૂદ છે. હવે આવક એટલી બધી ઘટી ગઇ છે કે બિચારા 'રાવતો' હવેલીઓ છોડી છોડીને ગામડાઓમાં ચાલ્યા ગયા છે. બાડમેરની ટેકરી ઉપર અનુક્રમે ચઢ-ઉતર બનેલી હવેલીઓનુ દશ્ય ઘણુંજ સુંદર લાગે છે.

કહેવાય છે કે સં. ૧૮૮૯માં બ્રીટીશ ગવર્નમેન્ટની ફોજે આવીને બાડમેર લૂંટયું હતું અને બાડમેરના કેટલાક જાગીરદારોને પકડી કાઠિયાવાડમા રાજકોટ લઈ જઇ નજરકેદ રાખ્યા હતા. પછી કચ્છ ભૂજના દરબારે જામીન થઇ તેમને છોડાવ્યા હતા. તે પછી સં. ૧૮૯૨માં આ પરગણું ફરીથી જોધપુરની સત્તા નીચે આવ્યું. સર પ્રતાપસિંહજીની કાર્યકુશળતાનું આ પરિણામ હતું, તેથી માલાણી પરગણામાં ગવાય છેઃ-

વિધવિધ રાજી રાખીયા અંગ્રેજોને આપ
માલાની પાછી લીની, માત લહો પરતાપ

## મુખ્ય પરગણાં

બાડમેર પરગણામાં મોટા ઠેકાણાં પાંચ છે. જસોલ, સીણાદરી, બાડમેર, ગુડા અને નગર. આ પાંચે ઠેકાણાંના જાગીરદારો સોનાનવીસ

( પગમાં સોનું પહેરવાની સત્તાવાળા ) છે. જસોલ અને સીણાદરીના જાગીરદારોને ' રાવલ 'ની પદવી છે. ગુડાના જાગીરદારને ' રાણા 'નો ખીતાબ છે. નગર અને બાડમેરના જાગીરદારો ' રાવત 'નો ઇલ્કાબ ધરાવે છે. આ પાંચ ઠેકાણામા સૌથી મોટું આબાદીવાળું ગામ બાડમેર છે. રેલવે સ્ટેશન છે. અને હાકેમ વિગેરે ઓફીસરો પણ અહિં રહે છે.

## વસ્તી

બાડમેરમાં કુલ ૪૦૦૦ માણસની વસ્તી છે. જેમાં મુખ્ય વસ્તી ઓસવાલ જૈનોની છે. ઓસવાલ જૈનો બધા ય શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈન છે. જૈનોનાં ૪૦૦ ઘર એટલે લગભગ પંદરસો માણસોની વસ્તી કહેવાય. આ સિવાય જોષી બ્રાહ્મણનાં ૩૦૦ ઘર અને અગ્રવાલ મહેશ્વરીનાં પણ ઘર ઘણાં છે. આ બાડમેરની વસ્તી સારી અને ઉજળી છે.

## ઉપજ

બાડમેર વ્યાપારનુ પણ એક મથક છે. અને તેથી દિવસે દિવસે બાડમેરની આબાદી વધતી રહી છે. બાડમેર પરગણામાં ખત્રી-રંગારા ઘણા છે. આ પરગણામાં ઘઉં, ઘી, ગુંદ, ઊન અને બાજરાની ઉપજ વધુ થાય છે. તે સિવાય મુલતાની માટી, પેટ્રોલ સાફ કરવાની માટી, મેટ અને પત્થરોની ખાણો છે. આની મોટી આવક જોધપુર દરબારને થાય છે.

## વેષ વ્યવહાર

બાડમેરના લોકોનો, તેમા યે ખાસ કરીને સ્ત્રીઓનો વેષ ઘણોજ વિંચિત્ર છે. સ્ત્રીઓના વેષમાં જેસલમેર તરફની અસર છે. છાતી એક કામળીના ટુકડાથી ઢાંકે છે. અને ઓઢણાથી શરીરનો ખભો અને હાથને ઢાંકે છે. અહિંના સ્ત્રી પુરૂષો ખૂબ મજબૂત, સાદા અને મહેનતુ હોય છે. ફેશનનો સ્પર્શ નથી. ધંધો-મજૂરી કરી ગુજરાન કરે છે. ઘણા ખરાં

ઓસવાલ જૈનો અને બ્રાહ્મણો ઊંટોથી ભાડાં કરવાનો ધંધો કરે છે. ધાર્મિક જ્ઞાન નહિં હોવા છતાં ધર્મના શ્રદ્ધાળુ છે.

### જૂનું બાહડમેરુ

જે બાડમેરના સંબંધમાં ઉપર પરિચય આપવામાં આવ્યો છે, તે નવું વસાએલું છે. પરન્તુ પ્રાચીન બાડમેર, તે તો આ બાડમેરથી લગભગ ૧૪ માઇલ અને જસાઇ સ્ટેશનથી લગભગ ચારેક માઇલ દૂર થાય છે. અત્યારે આ સ્થાન ' જૂના ' ના નામથી ઓળખાય છે. નકશામાં પણ આનો ' જૂના ' ના નામે ઉલ્લેખ છે.

' માલાણી ' પરગણામાં આ એક ઐતિહાસિક પ્રાચીન સ્થાન છે. પ્રાચીન શિલાલેખો, પટ્ટાવલીઓ અને બીજાં પુસ્તકોમાં આ ગામનું નામ ' બાડમેરુ ' ' બાડમેર નગર ' એ નામે ઉલ્લેખ થએલો જોવાય છે. સોલંકીઓની આબાદીના સમયમાં આ નગર ઉન્નત દશામાં હતું. અનેક જૈન અને હિંદુ મંદિરો અહિં મૌજૂદ હતાં. અત્યારે તેના અવશેષો, તેની પ્રાચીન જાહોજલાલીની સાક્ષી પૂરી રહ્યાં છે. અનેક જૈનાચાર્યો અને ધનાઢ્ય શ્રાવકોથી આ ' જૂના ' નો ઇતિહાસ ઉજ્જવળ બનેલો છે.

### ઉત્પત્તિ

આ બાહડમેરુ ક્યારે વસાયું, એનું પ્રમાણ નહિં મળતું હોવા છતાં, બારમી સદીમાં તો તે હયાત હતું, એવુ કેટલાંક પ્રમાણોથી સિદ્ધ થાય છે. વિ. સં. ૧૧૧૧મા મુગલોએ ભિનમાલનો નાશ કર્યો, ત્યારે પરમાર વંશના રાઉત સોમકરણજીના વંશનાં રાય 'ગાંગા' ભિન્નમાલથી ભાગીને બાહડમેર ગયા હતા. ત્યાં પરમારવંશનો દેવડ રાજા હતો.૧

વિક્રમની તેરમી શતાબ્દિમાં ઉદ્ધરણ નામનો મંત્રી થઇ ગયો. તે જૈનધર્મ પાળતો હતો. તેના પુત્ર કુળધરે બાહડમેરુમાં 'ઉત્તુંગતોરણ' નામનું જૈનમંદિર બનાવ્યાનો ઉલ્લેખ શ્રી ક્ષમાકલ્યાણજીની ખરતર-ગચ્છની પટ્ટાવલીમાં મળે છે.૨

આ ઉલ્લેખો ઉપરથી બાહડમેરુ વિ. સં. ૧૧૧૧ પહેલાં વસાયું હતું, એ તો નક્કી છે.

આ તરફ વસતા લોકોની દંતકથાઓ અને શિલાલેખો ઉપરથી જણાય છે કે છેક સત્તરમી શતાબ્દિ સુધી પણ આ નગર સમૃદ્ધ હતું. કહેવાય છે કે આ નગરમાં એકસો ચાલીસ કુવા હતા.

અહિંના એક જૈનમંદિરનાં જે અવશેષો પડયાં છે, તેમાં એક વિ. સં. ૧૩૫૨નો શિલાલેખ છે. આ મંદિરમાં કુલ પાંચ શિલાલેખો છે. વૈષ્ણવમંદિરોનાં ખંડેરો પણ મૌજૂદ છે.

કિરાડુ.

'માલાણી' પરગણામાં બીજું એતિહાસિક પ્રાચીન સ્થાન છે કિરાડુ. ઉપર બતાવ્યું તે 'જૂના' (જૂના બાડમેર)થી લગભગ ૧૦ માઇલ, અને ખડીન (Khadin) સ્ટેશનથી ૬ માઇલ અત્યારના 'હાથમા' ગામની પડોશમાં એક કિરાડુ નામનું ગામ છે. અહિં પ્રાચીન શિલ્પકળાનો આદર્શ ખડાં કરતાં પાંચ આલીશાન મંદિરો છે. તેમાંનું મોટું મંદિર મહાદેવનું છે. તેમાં ચાર શિલાલેખો છે. આ શિલાલેખો ઉપરથી જાણી શકાય છે કે અહિંનો રાજા, મહારાજા કુમાર-

૧ જૂઓ અંચળગચ્છની મોટી પટ્ટાવલી પૃ. ૨૦૪

૨ જૂઓ ખરતરગચ્છની અપ્રકાશિત પટ્ટાવલી. પૃ. ૧૨

પાળની આજ્ઞામાં હતો. એ શિલાલેખોમાં ગુજરાતના કેટલાક સોલંકી વંશના રાજાઓનાં મહારાજા કુમારપાળ સુધીનાં નામો આપેલાં છે.

## વિશિષ્ટ વ્યક્તિઓ

અમે બાડમેર ગયા, ત્યારે ત્યાંના હાકીમ મગરૂપચંદજી ભંડારી હતા. આ મહાનુભાવ એટલા બધા સહૃદય, કાર્યકુશલ, શાંત અને પ્રામાણિક છે, કે તેમની આખા સ્ટેટમાં ઘણી તારીફ છે. હમણાં તો તેઓ જોધપુરમાં સીટી કોટવાલના સૌથી મોટા હોદ્દા પર છે. આવીજ રીતે બાડમેર સ્ટેશનના સ્ટેશન માસ્તર મનમોહનચંદજી ભંડારી પણ બહુ સજ્જન દરેક શુભપ્રવૃત્તિમાં ઉત્સાહથી ભાગ લેનાર છે. થાણેદાર કિશોરમલજી, રીડર પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ માનમલજી, કસ્ટમ પોત્તદાર માનચંદજી, સરકારી ડોકટર સંપતલાલજી, હેડકોન્સ્ટેબલ પોલીસ બહાદુરમલજી—એ બધા યે અધિકારીઓ જૈન હતા, અને તેમણે અમારી પ્રવૃત્તિમાં ખૂબ ઉત્સાહથી ભાગ લીધો હતો. શહેરના આગેવાન જૈનોમાં શેઠ વ્રજલાલજી, શેઠ અમોલખચંદજી, જુહારમલજી અને બાઇઓમાં કુલીબાઇ ઘણાજ ભક્તિભાવવાળાં છે.

અહિંના યતિ શ્રીનેમિચંદજી સારા વિદ્વાન્ અને સજ્જન માણસ છે. તેમની પોતાની લાયબ્રેરીમાં હસ્તલિખિત પુસ્તકોનો ભંડાર પણ સારો છે.

બાડમેરમાં પાંચ જૈન મંદિરો છે. લગભગ સત્તરમી સદીથી પહેલાનાં હોય, એમ જણાય છે. અંચળગચ્છનું મંદિર પહાડીની ટેકરીમાં ઘણું ઉંચુ છે. આખા ગામનું દશ્ય અહિંથી સુંદર રીતે દેખાય છે.

બાડમેર મારવાડનું એક પરગણું હોવા છતાં, મારવાડની ભાષામાં અને અહિંની ભાષામાં થોડું અંતર છે. અહિંની ભાષામાં સિંધી, મારવાડી અને ગુજરાતીનું મિશ્રણ છે.

## સ્ટેશન માસ્તરો

માલાણી પરગણું ' મુણાવાવ ' સ્ટેશનથી ૧ાા માઇલ આગળ વધ્યા પછી પૂરૂ થાય છે. એટલે મારવાડની હદ સમાપ્ત થતાં સિંધ ગવર્નમેન્ટની હદ શરૂ થાય છે. ખોખરેપાર સ્ટેશન ઉપર બન્ને તરફના સિપાઇઓ રહે છે. જો કે જોધપુર લાઇન તો ઠેઠ હૈદ્રાબાદની પાસેના મીરાની સ્ટેશન સુધી ગઇ છે.

અહિં સુધીનાં દરેક સ્ટેશનના સ્ટેશન માસ્તરો ઘણાજ ભલા, અને ભકિતવાળા દેખાયા. લગભગ બધા યે જોધપુર સ્ટેટના અથવા ગુજરાતી કે કોઇ કોઇ સ્થળે યૂ. પી. ના રહેવાસી હતા. અમારૂં સિંધ તરફ જવું, તેમને ઘણુંજ આશ્ચર્યજનક લાગતું. કેટલાકો એકથી વધારે દિવસ રાખવાનો આગ્રહ કરતા, અને ભક્તિનો લાભ લેતા.



—: ૭ .—

## સિંધમાં પ્રવેશ

મારવાડ અને સિંધની હદ, સાથેજ મળેલી છે. ગયા પ્રકરણની અંતમાં આપણે જોયું તેમ, મુણાવાવ સ્ટેશનથી લગભગ દોઢ માઈલ આગળ વધતાં મારવાડની હદ પૂરી થાય છે, અને સિંધ શરૂ થાય છે. મારવાડ અને સિંધ કંઇકને કંઇક વિશેષ ખાસિયતો ધરાવે છે. કોઈપણ દેશમાં કંઈક તો પોતાની વિશેષતાઓ હોયજ છે. મારવાડ અને સિંધ પણ પણ તેનાથી બચ્યા નથી.

આકડે કી ઝોંપડી, ઔર ફોગનકા સાગ ।
બાજરેકી રોટી, ઔર મોઠનકી દાલ ॥'
દેખી રાજા માનસિંગ તેરી મારવાડ ॥

ઉત્તર

સિંધ ગિંધ પૂજન જિંદ પીરકી,
ગધેકી સવારી કરે, ચાલ ચલે અમીરકી ।
મોચડોંકી માર પડે, જબ શુદ્ધ ન રહે શરીરકી,
દેખી તેરી સિંધ ગિંધ પૂજન જિંદ પીરકી ॥

જોધપુરના મહારાજા માનસિંગના સમયમાં કોઇ સિંધી અને મારવાડીને આસપાસમા થએલા વિવાદની બે કડીઓ ઉપર આપવામાં આવી છે. બન્નેએ એક બીજાના દેશની ખાસિયતો રજુ કરી છે.

પહેલાં કહેવામાં આવ્યું છે તેમ, સિંધમાં ૭૫ ટકા મુસલમાન, ૨૩ ટકા હિંદુ અને ૨ ટકા ક્રિશ્ચિયન, પારસી વિગેરે કોમો છે. જ્યાં મુસલમાનોની વસ્તી વધુ હોય, ત્યાંનો દેશ ગંદો હોય, એ સ્વાભાવિક છે. સિંધમાં પ્રવેશ કરતાં આ ગંદાપણાનું દશ્ય આપણી નજરે પડવા લાગે છે. ઘણે ભાગે મુસલમાનો પગથી માથા સુધી કાળાં કપડાં પહેરે છે, અને હાથમાં કુહાડી રાખે છે. માટી અને ધૂળનો પાર નહિ. એટલે સફેદ કપડાં કાળાં થતાં વાર ન લાગે. નેહરોદ્વારા પાણી આખા દેશમાં ફેલાવવામાં આવ્યું છે. એટલે માટી ચીકણી થઇ ગએલી હોય છે. ચારે તરફ ખેતરોમાં પાણી ભરેલાં હોય છે. એટલે મચ્છર અને ડાંસનો કંઇ પાર નથી. હિંદુ કે મુસલમાન સૌ માંસ મછલીના ખાનારા, એટલે હિંદુ મુસલમાનના નામ માત્રના ભેદ સિવાય બીજી વિશેષતા ઓછી જોવાય છે; કોઇ લોહાણા ભાટીયાના ઘરે પહોચી જાઓ, કે કોઇ સોનીના, કોઇ સુતારના ઘરે કે કોઇ લુહારના, ગમે ત્યાં જાઓ, મચ્છી માંસની દુર્ગંધ આવ્યા વગર નજ રહે. ગામમાં પ્રવેશ કરતા કપડેથી હિંદુ ઓળખાતો માણસ પણ હાથમાં માછલી કે પક્ષી ઉપાડીને જતો નજરેજ પડે. અમારા જેવાને કોઇનું મકાન ઉતરવા યે કામમા ન આવી શકે.

## સાંઇ પ્રત્યે શ્રદ્ધા

માછલી–માંસના ખાનારા હોવા છતાં ' સાંઇ ' પ્રત્યે શ્રદ્ધાવાળા તો અદ્ભૂત છે. સાધુસંતોને આ દેશના લોકો ' સાંઇ ' તરીકે સંબોધે છે. ગામમાં ' સાઇ ' આવ્યા છે, અને અમુક સ્થળે ઉતર્યા છે. એવી ખબર ગામમાં થાય, એટલે જુદી જુદી કોમના મુખિયા અને બીજા લોકો ભેગા

થાય. સૌ જુદી જુદી અથવા પંચાયતી મીઠાઇ કે પતાસાં લઇને સાધુની પાસે આવે, નમસ્કાર કરે. સિંધના લોકોની એ શ્રદ્ધા હજુપણુ ચાલી આવે છે કે **रिक्तपाणिर्न पश्येच्च राजानं दैवतं गुरुम्** ‘ રાજા, દેવ અને ગુરૂ પાસે ખાલી હાથે ન જવાય, ’ દિલના સરલ હોય છે. મચ્છી માંસનો ખોરાક પેઢી દર પેઢીથી ચાલ્યો આવતો હોવા છતાં, ઉપદેશ મળતાં અને દિલમાં ખરી વસ્તુનું જ્ઞાન થતા છોડતાં વાર લગાડતાં નથી. ઘણા લોકો છોડયા પછી કદિપણુ તેને અડતા નથી, જ્યારે કેટલાક સંયોગો ઉપસ્થિત થતાં પ્રતિજ્ઞાનો ભંગ પણ કરે છે.

કોઇ ગૃહસ્થ અમને વિનતિ કરે કે મારે ત્યાં ભિક્ષા માટે પધારો, અને જો અમે એમ કહિએ કે ‘ તમારે ત્યાં મચ્છીમાંસ ખાઓ છો, માટે અમે ભિક્ષા તમારે ત્યાથી ન લઇ શકીએ, ’ તો તે આખી જીંદગી પર્યન્તને માટે પણ મચ્છીમાંસ છોડી દેવાને તૈયાર થાય. જે હિંદુઓ મચ્છીમાંસ છોડી દે છે, તેઓ પોતાને ‘ વિષ્ણુ ’ થઈ ગયો સમજે છે. કોઇ ગૃહસ્થ આપણુને કહે કે ‘ હુ તો બહુ વખતથી વિષ્ણુ થઈ ગયો છું. ’ ત્યારે સમજી લેવું જોઇએ કે તેણે મછલીમાંસનો ત્યાગ કર્યો છે.

## સુક્કામાંથી લીલું

**મારવાડની** હદ છોડયા પછી, ખોખરેપાર, વાસરવાહ, જાલુજેચેનરો, પરચેજી વેરી અને ન્યૂછોર–અહિંસુધી રેતીના ધોરા અને રેગીસ્તાન ચાલુ રહે છે. ન્યૂછોર ગામ ઘણુ મજાનું છે. વસ્તી ઠીક છે. સ્કુલ પણ છે. પરંતુ સ્ટેશન એટલે રેલગાડીનો એક ડબ્બોજ, આ ડબ્બામાં સ્ટેશનની ઓફીસ, સ્ટેશનમાસ્તરનું કુટુંબ અને બધું યે રહે.

ન્ છોરમાં વસ્તી સારી છે. ઉજળી વસ્તી છે. સ્કૂલ પણુ છે. ત્રણસો ચારસો ઘરની વસ્તી છે. ૬૦ ઘર મહેશ્વરીનાં ને ૨૫–૩૦ ઘર બ્રાહ્મણુનાં છે.

આ સ્ટેશનથી થોડાક આગળ વધ્યા, એટલે અજાયબી રીતે આખું વાતાવરણ બદલાઈ ગયેલું દેખાય છે. ચારે તરફ ખેતરોમાં પાણી, સડકની બન્ને બાજુએ લીલાં ઝાડો, ઘાસ–પાણી અને તેના લીધે મચ્છર, ડાંસનો પાર નહિ. ચાલતાં ચાલતાં પણ જોઈએ તો દરેકના કપડાં ઉપર અસંખ્ય જીવો બેઠાજ હોય, માંખો બણબણતીજ હોય, એક માઈલ ઉપરનો કયાં સૂક્કો પ્રદેશ, અને એક માઈલ જતાં જતાં તો એકદમ બધી હવાજ ફરી ગઈ. જ્યાં ઝાડ પાણીનું નામ નહિં, ત્યાં એકદમ જ્યાં જૂઓ ત્યા પાણીજ પાણી ને ઝાડજ ઝાડ.

## ગુજરાતની ઝાંખી

અહિંની વસ્તીમાં ગુજરાતની ઝાંખી થતાં અમને બહુ આશ્ચર્ય થયું. સિંધના પ્રદેશમાં ગુજરાતની ઝલક કયાંથી? પૂછતાં માલૂમ પડયું કે થરપારકર જીલ્લાનું આ ગામ છે. અહિંની સ્કૂલ અને કન્યાશાળામાં પાંચ ચોપડી ગુજરાતી ભણાવાય છે, સિંધી અને હિંદી પણ ભણાવાય છે. ગૃહસ્થો હિસાબ વગેરે ગુજરાતી ભાષામાં રાખે છે, બોલી ગુજરાતી છતાં સિંધી મિશ્રિત બોલે છે, ગુજરાતની થોરની વાડો આખા વિહારમાં અહિંજ જોવામાં આવી.

## ધોરોનારો

મારવાડથી મીરપુરખાસ સુધીના વિહારમાં ધોરોનારોનું મુકામ અમારી આ યાત્રામાં યાદગાર ગણાવવું જોઈએ. સિંધમાં પ્રવેશ કર્યા પછી ચારે તરફ પાણીથી ભરેલાં ખેતરો, સડકની બન્ને બાજુએ ઝાડો, ચીકણો રસ્તો, ભેજ અને મચ્છર–ડાંસનો પાર ન હતો. પરન્તુ ધોરોનારોએ અમને પાછા રેતીના પહાડોના દર્શન કરાવ્યાં. બે માઈલ સુધી લાગટ રેતી અને રેતીના ધોરા આવતાજ રહ્યા. ધોરોનારો એક વ્યાપારનું સારૂં સ્થાન

જણાયું. સ્ટેશન મોટું છે. બજાર છે. જીન છે, અને જીનવાળાઓના બંગલા છે. પણ મુસલમાનોનું એટલું બધુ જોર છે કે વાતવાતમાં અહિં ખૂન થતાં વાર લાગતી નથી. સ્ટેશન માસ્તરો અને સ્ટેશનના બીજા નોકરો અહિંની મુસલમાન પ્રજાથી ડરીને રહે છે. કહેવાય છે કે બકરાંનો કે ગાયોનો ખુલ્લંખુલ્લા વધ કરતાં જરાપણ લોકો અચકાતાં નથી.

## કરાચીના શેઠીઆઓ

અહિં અમે ત્રણ દિવસ મુકામ રાખ્યો. કરાચી જૈન શ્વે. મૂર્તિપૂજક જૈનસંઘની મેનેજીંગ કમીટીના પ્રમુખ શેઠ છોટાલાલ ખેતશીની આગેવાની નીચે મેમ્બરો અને બીજા કેટલાક શ્રાવકો મળીને પચ્ચીસ ત્રીસ શેઠીઆઓ અહિં આવ્યા. ખૂબ ઉપદેશ અને એક બીજાનો પરિચય કરવાનો પ્રસંગ અહિં મળ્યો.

## સાધુઓનુ સમ્મિલન

સ્થાનકવાસી સાધુ ઘાસીલાલજી નવ ઠાણા સાથે હૈદ્રાબાદથી વિહાર કરતા મારવાડ તરફ જઇ રહ્યા હતા, તેઓનો ભેટો અહિં થઇ ગયો. કરાચીના ખીમચંદશાહ, ભાઇ સોમચંદ તથા ત્રિભોવનદાસ શાહ—એ ત્રણ સ્થાનકવાસી આગેવાન ગૃહસ્થો પણ તેમની ભકિત માટે અહિં આવ્યા હતા. સિંધ જેવા માંસાહારી પ્રદેશમાં બન્ને સંપ્રદાયના લગભગ પંદર સાધુઓનું મિલન થાય અને સિંધમાં જૈનધર્મના પ્રચાર સંબંધી વાટાઘાટ થાય, એ પણ દિવસ એક સ્મરણીય દિવસ લેખી શકાય, શ્રીમાન્ ઘાસીલાલજી એ ચાતુર્માસ કરાચીમાં કરીને મારવાડમાં પાછા વળી રહ્યા હતા. એમને કરાચીના જૈનો અને જનતાનો સારો અનુભવ હતો. રસ્તામાં મળેલાં કરાચીનાં છાપાંઓમાં આ સાધુઓની ટુકડી સંબંધી જે કંઇ નિંદાઓ છપાઇ હતી, એ વાંચવામાં આવેલ. આ સંબંધી ઘણી વાતચીત

તેમણે પોતે કરી, કરાચીના સ્થાનકવાસી સંઘનો આખો ચિતાર મારી આગળ રજુ કર્યો. સ્થાનકવાસી સાધુ હોવા છતાં, તેમણે કરાચીના મંદિર માર્ગી સંઘની વધારે તારીફ કરી. તેમની વિરુદ્ધમાં આટલું બધું આંદોલન શાથી થયું ? તેમણે વર્ણવી એવા પ્રકારની એમના મનને દુભાવનારી બીના શાથી બની ? એ વિગેરે ઘણી વાતો તેમણે કહી. કરાચીના સ્થાનકવાસી સંઘમા આવો ઉલ્કાપાત બને, એ તો બહુજ દુઃખકર્તા મને લાગ્યું.

## મૂર્તિપૂજાની ચર્ચા

આ પ્રસંગે કરાચીના સ્થાનકવાસી સંઘ તરફથી તેમણે બહાર પડાવેલ 'ઉપાસક દશાંગ' સૂત્રમાં મૂર્તિપૂજા સંબંધી તેમણે કરેલા અનર્થો સંબંધી ઘણી વાત નીકળી. 'જે કરાચીના શ્વેતાંબર મૂર્તિપૂજક સંઘે તમારી આટલી બધી ભક્તિ કર્યાનું જણાવો છો, તે સંઘનો પણ જરા યે ખ્યાલ રાખ્યા વિના નિરર્થક મૂર્તિપૂજાના પ્રશ્નને છેડવો અને તેનો વિરોધ કરી સમાજમાં કોલાહલ મચાવવો અને વધુ ચર્ચા ઉભી કરવી, એમાં શક્તિનો કેટલો બધો વ્યય થાય છે, અને બીજાં કરવાનાં કાર્યોથી કેટલા બધા પાછા પડાય છે, એ બહુ વિચારવું ઘટે છે, જે વખતે આખા દેશમાં સંગઠનનો પવન ફૂંકાઇ રહ્યો છે, અને એકતા દ્વારા દરેક સમાજ અને ધર્મવાળાઓ પોતાની ઉન્નતિ સાધવા પ્રયત્ન કરી રહ્યા છે, તે વખતે જૂની ચચાને કબ્રસ્તાનમાથી બહાર કાઢી, તેના ઉપર ચુંથણા ચુંથીએ, અને એક બીજાને સાચાખોટા ઠરાવવા પ્રયત્ન કરીએ, એ આ જમાનામાં કયાસુધી યોગ્ય છે ? એ વિચારી જોશો. ફાયદો શું થયો ? તમારા લખાણ ઉપર મૂર્તિપૂજક સાધુઓ ઉતરી પડયા. હજુ પણ ઘણા લખી શકે તેમ છે. અને લખવા તૈયાર છે. કરાચીના મૂર્તિપૂજક અને સ્થાનકવાસી સંઘનું જે સંગઠન છે, એમાં મૂર્તિપૂજક સંઘને મનમાં થોડી પણ ગ્લાનિ ઉત્પન્ન કરવાનું તમે નિમિત્ત આપ્યું. સ્થાનકવાસી સંઘે તો તમારો જે સત્કાર

(?) કર્યો, એ તમે મારી આગળ હમણાંજ કહી ચુકયા છો. એટલે આ જમાનામાં આપણી શક્તિઓને સંગઠિત કરીને અહિંસા અને જૈનધર્મના સિદ્ધાંતોનો પ્રચાર કરવાનું લક્ષ્યમાં રાખીએ, તો કેટલું બધું કાર્ય થઈ શકે!'

વિગેરે મારા નિવેદનને તેઓ બહુજ ધ્યાનપૂર્વક સાંભળતા રહ્યા. તેમણે બચાવમાં અમુક માણસનાં કારણે મારે એમાં લખવું પડયું, એમ જણાવ્યું, પરંતુ એક વ્યક્તિના કારણે આખા સિદ્ધાંત ભેદનો વિષય ચર્ચીને સમાજમાં અઘટિત ચર્ચાઓ ઉભી કરવી, એ ઠીક નથી. એ મારૂં કહેવું, તે વખતે તો તેમને જરૂર ગળે ઉતર્યું. લગભગ બે અઢી કલાકની અમારી એકાંત મુલાકાત આનંદપૂર્વક પૂરી થઇ. બીજા દિવસે તેમણે મારવાડ તરફ વિહાર કર્યો.

## નહેરોના પુલો

આ પ્રાંતમા એક બીજી મુશ્કેલી ખતરનાક હતી. અને તે નહેરોના પુલોની. એક પછી એક નહેરો આવવા લાગી. નહેરો પાણીથી ભરેલી. બાજો રસ્તો મળે નહિ. એટલે પુલ ઉપર થઇનેજ ચાલવાનું. પુલ ઉપર કઠોડો કે પાટીયાં કંઇ ન મળે. રેલના પાટાની નીચે આડી નાખેલી સ્લીપરો ઉપર ચાલવાનું, જે લોકોને આવી સ્લીપરો ઉપર ચાલવાનો અભ્યાસ ન હોય, એવાઓને આવા પુલ ઉપરથી ચાલવું ઘણુંજ જોખમ-કારક–ભયવાળું લાગે. નીચે પાણી ધમધોકાર ચાલ્યું જતું હોય; એટલે જરા નીચે જોવાથી અંધારા અને ચક્કર આવે. કોઇ કોઇ સ્થળે નહેરોનો પટ બહુ પ્હોળો હોય છે, એટલે પુલ બહુ લાંબા હોય. સ્લીપટ ઉપર ચીકાશ થઇ ગઇ હોય, એટલે ધીરે ધીરે ટેકો મૂકી મૂકીને ચાલવું પડે. બીજી તરફથી સ્હામેથી કે પાછળથી ગાડી આવવાનો ભય રહે, 'હાય, ગાડી આવી જશે તો?' જેની ભયસંજ્ઞા વધારે હોય, એને તો આવે

સ્થળે કષ્ટનો જે અનુભવ થાય, એ વર્ણવ્યો વર્ણવી શકાય નહિં. એવો માણસ પુલને પૂરો કરી જમીન ઉપર પહોંચે, ત્યારે એમ સમજે કે 'હા......શ, મને નવો અવતાર મળ્યો.' અભ્યાસવાળા માણસો અથવા નિર્ભય માણસો બેધડક સીધા ચાલ્યા જાય છે. આવા પુલ ઉપર ચાલતાં નીચે દૃષ્ટિ ન કરવી. સાધારણ આગળ દૃષ્ટિ કરીને સીધા ચાલ્યા જવાથી જરાપણ ચક્કર કે અંધારાં આવતાં નથી. બીજી લાઇનોમાં આવા પુલો ઉપર બે પાટાઓની વચમાં પતરા કે પાટીયાં જડેલાં હોય છે. પણ આ તો બાપુની ગાડી ! આવા પુલો આવતા ત્યારે બધાઓના મુખથી નિકળતું: 'જોધપુર સરકારે આવા સ્થળે પાટીયાં લગાવ્યાં હત તો, આમાં શું ખર્ચ થઇ જવાનું હતું ?'

## મીરપુરખાસ

મીરપુરખાસ એ સિંધની એક જીલ્લો છે. જીલ્લા કલેકટરની ઓફીસ અહિં રહે છે. રેલ્વે સ્ટેશન બહુ મોટું છે. વ્યાપારનું પણ સ્થાન છે. રેલ્વે કંટ્રોલ ઓફીસ પણ અહિં છે. અહિં કેટલીક વિશિષ્ટ વ્યક્તિઓએ જે ભક્તિ બતાવી, તેમાંના મુખ્ય આ છે :

જોધપુર લાઇનના કન્ટ્રોલર હરગોવિંદદાસભાઇ, કે જેઓ 'રાવ-સાહેબ' તરીકેજ આખી લાઇનમાં અને એમના મિત્રોમાં પ્રસિદ્ધ છે, તેઓનું હેડ કવાર્ટર મીરપુરખાસમાં છે. સાચી ગૃહસ્થાઇની મૂર્તિ, સાદો વેષ, સાદું જીવન, અને રૂંવાડે રૂંવાડે સાધુભક્તિ. અમારો કંઇપણ પરિચય ન હોવા છતાં દરેક સ્ટેશન ઉપર સ્ટેશન માસ્તરને તેઓ સંદેશો પહોંચાડે અને અમારી મંડળીને કંઇપણ અડચણ ન આવે, એવી વ્યવસ્થા રખાવે. જાતે બ્રાહ્મણ છતાં ધર્મસહિષ્ણુતા એટલી બધી છે કે ધાર્મિક મતભિન્નતાની ગંધ સરખી પણ એમને સ્પર્શી નથી. ધીરે બોલવું,

મીઠું બોલવું અને ઓછું બોલવું, આ એમની ભાષાપ્રકૃતિ. તન–મન–ધનથી સાધુઓની અને મહેમાનોની ભક્તિ કરવા ખડે પગે ઉભા રહેવું, આ એમની આદર્શતા. તેમનો મીઠો સ્વભાવ, અને સાચા દિલનો વિનય જોઇને કોઇને પણ પ્રેમ થયા વગર ન રહે. ન કેવળ તેઓ પોતેજ, તેમનું આખું કુટુંબ સંસ્કારી, વિનયી, નમ્ર અને ભક્ત છે.

તેમનીજ સાથે બીજા કન્ટ્રોલર રામસ્વરૂપજી પંજાબી હતા. આ બન્નેની જોડી. એટલે જાણે રામ લક્ષ્મણની જોડી રામસ્વરૂપજી તર્ક, વિતર્ક કરવામાં બહુ હોશિયાર. એમનું પણ આખું યે કુટુંબ ભક્તિવાળું.

ટીકીટ કલેકટર જસવન્તરાજજી અને પુરૂષોતમદાસજી વિગેરેની મંડળી મીરપુરખાસમાં ખાસ સેવાભાવી મંડળી જોવાઇ.

મીરપુરખાસના મેયર અને આર્યસમાજના પ્રધાન, ગુરૂદિત્તામલજી વૃદ્ધ હોવા છતાં, એક યુવાન જેટલું જબરદસ્ત કામ કરે છે. આ મહાનુભાવ 'મીરપુરખાસ ગેઝેટ' નામનું સિંધીમાં એક પત્ર પણ કાઢે છે. મીરપુરમા અમારા બે ત્રણ વ્યાખ્યાનો કરાવવામાં તેમની ખાસ આગેવાની હતી; હિંદુ બહેન બેટીઓને નસાડી–ભગાડી લઇ જનારા લોકોની સામે તેઓ પ્રબળ પુરૂષાર્થ અને યુક્તિ વાપરે છે. અને તેમ કરીને ત્રણ ગુણી મુસલમાનોની વસ્તી વચ્ચે હિંદુ જાતિનું રક્ષણ કરે છે. તેઓ સિંધના એક પ્રતિષ્ઠિત સિંધી ગૃહસ્થ છે, અને આર્યસમાજી છે.

## મેલેરિયા

મીરપુરખાસ, એટલે મેલેરિયાનો મહાસાગર. ચારે તરફ નહેરો અને ચારે તરફ પાણી ભરેલાં હોવાના કારણે અહિં ભેજ વધારે રહે છે. અને

તેના લીધે મચ્છરોનો ઉપદ્રવ પણ ખૂબ છે, પરિણામે મેલેરિયાનું જોર અહિં વધારે છે. અમારી આખી મંડળીને થોડે ઘણે અંશે મેલેરિયાની અસર અહિંથી લાગુ પડી, એમ કહી શકાય.

કમમાં કમ જેને તાવ નહિં આવ્યો હોય, એણે પણ થોડા ઘણા મેલેરિયાના જીવો ઉપાડ્યા તો હશેજ. આ લેખક તો ત્યાંજ પટકાયો. ૧૦૫ાા ડીગ્રી બુખાર. સારૂ થયું કે–એક ડાકટરે વીસગ્રેન કવીનાઇનનું ઇંજીકશન મારી બેજ દિવસમાં ચાલતો કરી દીધો.

જરા તાવ ઉતરતા જ ૭ મી એપ્રીલે અમે મીરપુર છોડી જ દીધું.



—: ૮ :—

## હાલા

અત્યાર સુધીમાં અમારો વિહાર રેલના રસ્તે પાટે પાટે થએલો. એટલે સ્ટેશન સિવાય અમને સિંધની ખરી સ્થિતિ જાણવાનું બીજું કોઇ સાધન ન હતું. મોટે ભાગે ઉજાડ સ્ટેશનો, વસ્તીહીન, એટલે ચોક્કસ થોડા માણસોના પરિચય સિવાય વધારે પરિચય કરવાનો સમય ન્હોતો પ્રાપ્ત થતો. હવે અમારે અહિંથી સિંધના ઉંડાણમાં ઉતરવાનું હતું.

### અણધાર્યું આમંત્રણ.

મારવાડ છોડીને સિંધમાં પ્રવેશ્યા પછી ધોરાનારા સ્ટેશન સુધીમા અમારો સ્વપ્ને ય ખ્યાલ ન હતો કે કરાચી પહોંચીએ, ત્યાં સુધીમાં આ રેલની લાઇન અમારે છોડવી પડશે. પરંતુ ધોરાનારામાં શેઠ કસ્તૂરચંદજી પારેખ, શેઠ મહેરચંદજી અને શેઠ બાંકીદાસજીનું એક ડેપ્યુટેશન હાલાથી આવ્યું. બેશક, ' હાલામાં કંઇક જૈનોની વસ્તી છે અને ત્યાંના લોકો

કદાચ વિનતિ કરવાને આવશે.' એવો કરાચીના મૂર્તિપૂજકસંઘના સેક્રેટરી તરફથી ઇશારો હતો. શેઠ કસ્તુરચંદજી પારેખ. શેઠ મહેરચંદજી વિગેરે હાલાના આગેવાનો ધોરાનારા આવ્યા, અને તેમણે હાલા માટે વિનતિ કરી, ત્યારે અમને માલૂમ પડયું કે હાલામાં શ્વેતામ્બર મૂર્તિપૂજક જૈનોની ખાસી વસ્તી છે, મંદિર છે, અને ઉપાશ્રય પણ છે. જે ગૃહસ્થો અમારી પાસે આવ્યા હતા, એમનો વેશ અને તેમાંય ખાસ કરીને એમની પાઘડી જોઇને અમને બહુ આશ્ચર્ય થયું કે આ પાઘડી કયાંની ? હાલાના ડેપ્યુટેશનની વિનતિનો સ્વીકાર કરવાની અમારી હિમ્મત એટલા માટે ન હતી કે,—મીરપુરખાસથી કાચા રસ્તે જવાનું હતું. અને ગરમી પડવા લાગી હતી. ગરમીના દિવસોમાં સખ્ત લૂ, વંટોળિયો અને સાપોનો ઉપદ્રવ વધે છે, એવી અમને ખબર હતી. સમય ભરાઇ ગયો હોવાથી અમારે હવે એકપણ દિવસ વધારે કયાંય રોકાવવું, બહુ જોખમ ખેડવા જેવું હતું. ધોરાનારોમાં અમારો નિર્ણય અનિશ્ચિન્ત રહ્યો. છેવટે મીરપુરખાસમાં પાછું ઉપરના ગૃહસ્થોનું ડેપ્યુટેશન હાલાથી આવ્યું. ભવિષ્યના ઉદરમાં શું ભર્યું છે ? સ્વપ્નમાં પણ હાલા તરફ જવાનો વિચાર નહિં હોવા છતાં, હાલા જવાનું નક્કી થયું, એ, ' શ્રી હિમાંશુવિજયજીના દેહાવસાનનું નિર્માણ ત્યાં થયું હશે.' એજ કારણ તો નહિ હોય ? અમે મીરપુરખાસથી ૭મી એપ્રીલે હાલા તરફ પ્રસ્થાન કર્યું. હાલાના ગૃહસ્થો અમારી સાથે હતા. ગૃહસ્થોથી બની શકે તેટલી યોગ્ય સગવડ એ ગૃહસ્થોએ રાખી હતી.

## રસ્તાની વિકટતા

મીરપુરખાસથી હાલા અને હાલાથી હૈદ્રાબાદ સુધીનો રસ્તો ઘણોજ વિકટ હતો. વિચિત્ર રસ્તો, કોઇ વખત રસ્તો મળે અને કોઈ વખત ન મળે. નહેરોના કારણે બાવળનાં ઝાડો એટલાં બધાં કે કઇ વખતે સૂળથી

પગ કાણો થઈ જશે, એની ખબર ન રહે. ક્યારેક એવા મોટા ખાડાવાળો રસ્તો આવે કે એક એક હાથ પગ ધબ દઇને અંદર પડે. ધૂળથી ઢંકાએલો રસ્તો એટલે ખબર ન પડે કે હાથ ઊંડો ખાડો હશે કે બે હાથ? આવા રસ્તામાં થઇને જ્યારે મોટરના ખટારા જતા જોઇએ, ત્યારે તો જાણે ધરતીકંપ જેવુ માલૂમ પડે. એ ખટારામાં બેઠેલા લોકો ઉછળી ઉછળીને એક બીજાની ઉપર પડતાં જોઇએ, ત્યારે રસ્તામાં ચાલતાં પણ અમને સ્હેજે હસવું અને એમની મોટરની મુસાફરી માટે દયાજ આવે.

કોઇ કોઇ સ્થળે નહેરોનાં પાણી ફેલાયેલાં હોવાથી આખો રસ્તો કીચ્ચડવાળો અને મચ્છર–ડાંસથી ભરેલોજ હોય. નહેરોમાંથી કાઢેલા ન્હાનાં નાળાં, એ તો ડગલે ને પગલે આવે. ઉંટ અને ગધેડાની દોડદોડાથી અથવા કોઇ બેલગાડીના ચાલવાથી એ નાળાંની પાળ તૂટી ગઇ હોય, તો જાણે સાબરમતીમાં પૂર આવ્યું હોય, એવું દેખાય.

હાલાથી હૈદ્રાબાદ સુધીનો રસ્તો પણ તેટલોજ વિકટ અને ભયંકર હતો. વખતો વખત આવતી નહેરો બાવળીઆનાં જંગલો વિગેરેનો ઉપદ્રવ બરાબર રહ્યાજ કરતો.

## કૂતરાંનો ઉપદ્રવ

કોઇ કોઇ વખત રસ્તામાં એવી વિચિત્ર ઘટનાઓ બની જાય, કે જે આખી જીંદગી સુધી યાદજ રહે. આવી અનેક ઘટનાઓ પૈકીની એક ઘટના હતી શિકારી કુતરાંના ઉપદ્રવની. હાલાથી હૈદ્રાબાદ જતાં બેબરા અને મટારીની વચમાં એક ખતરનાક ભયંકર જંગલ આવે છે. આ જંગલમાં એકલા નીકળવું ઘણુંજ જોખમકારક ગણાય છે. આ જંગલમાં અમારી મંડળી થોડીક છૂટી પડી ગઈ. સાધુઓ, અને કરાચીના કેટલાક ગૃહસ્થો ઉપરાન્ત હાલાના પણ શ્રાવકો અમારી સાથે હતા. હું મારી

ચાલથી નીચું જોઇને સીધો ચાલ્યો જતો હતો. આગળ પાછળ કોઇ માણસ ન હતું. અકસ્માત્ પાંચ શિકારી કુતરાંએ આવીને મને ઘેરી લીધો. કુતરાં એવાં ડાકી અને ભયંકર હતાં કે એકજ બચકુ ભરતાં માણસ લાંબો થઇ જાય. ઉછળી ઉછળીને મારા શરીર ઉપર હુમલો કરે. મારે આ વખતે મારો બચાવ કરવાનો હતો, પંદર વીશ મીનીટ સુધી કુતરાં મારી ચારે તરફ હુમલો કરતાં રહ્યા અને હું બચાવ કરતો રહ્યો. ગુરૂદેવની કૃપાથી કુતરાઓ પોતાના હુમલામાં ન ફાવી શકયા. બરાબર આ વખતે મૃત્યુ મારી સામે તરવરતું હતું. એક કુતરાએ એક પગ પકડીને જો નીચે પટકી દીધો હોત, તો પાંચે કુતરાને મારૂં શરીર ખલાસ કરતાં વાર ન લાગત. કુતરાને જરા પણ માર્યા વિના હું મારો બચાવ મારી પાસેના દંડાથી કરી રહ્યો હતો. જૈન સાધુઓ હાથમાં દાંડો શા માટે રાખે છે? એનો જવાબ આજનું આ દૃશ્ય જોનારને સ્હેજે મળી જતો હતો. બીજાને નુકસાન પહોંચાડયા વિના પણ દાંડાથી 'આત્મરક્ષા' કેવી થઇ શકે છે, અને સમય ઉપર કેટલી હિમ્મત રહે છે, એ આજે ખૂબ સમજાયું. થોડી વારમા એક જંગલી માણસ દોડતો આવ્યો અને બીજી તરફથી અમારી સાથેના ગૃહસ્થો પૈકીના કરાચીવાળા ભાઇ ચતુર્ભુજ ઉંટ ઉપર તે સ્થાને પહોંચી ગયા. કુતરાં કુતરાને રસ્તે પડયા અને અમે અમારે રસ્તે પડયા.

## લુવાણા વાણિયા

આ તરફના હિન્દુઓ પોતાને 'વાણિયા' તરીકે ઓળખાવે છે. કેવા વાણિયા? તો એ લુવાણા તરીકે કહે છે. લુવાણા, સોની, એ લોકોની વસ્તી લગભગ દરેક ગામમાં છે, પરંતુ તે બધા યે મચ્છી-માંસ-પક્ષી ઉડાવનારા. એટલુંજ નહિ પરન્તુ કેટલાક વાણિયા પોતે મચ્છી-માંસનો વેપાર પણ કરે છે.

## ખરચુ જતાં પાણીનું કામ નહિં.

એક વસ્તુ બહુજ અજાયબી ભરેલી માલૂમ પડી. ભિંડશાહ નામના ગામમાં ગામથી બહાર 'લોકલબોર્ડ'ના એક મુસાફરખાનામાં અમે ઉતર્યા હતા. સામેજ જંગલ હતું. કોઇ કોઇ સ્થળે હાથિઆ થુવરનાં ઝુંડ હતાં. લોકો પગથી માથા સુધી પહેરેલે કપડે હાથ હિલોળતા આવતા અને એ થોરિઆની વાડો તરફ જતા. થોડીવારે ત્યાંથી નીકળતા અને પછી ગામ તરફ જતા. આમ અવાગનવાર લોકોને ત્યાંથી આવતાં જતાં જોયા. તેજ વખતે હાલાના કેટલાક યુવકો મારી પાસે બેઠા હતા. મેં તેમને પૂછયુઃ 'સવારથી લોકો આ થોરની વાડ તરફ શા માટે જાય છે ને આવે છે? મને જવાબ મળ્યોઃ 'તે લોકો ત્યાં ટટ્ટી જાય છે,' મે કહ્યું–'જો ટટ્ટી જતા હોય તો હાથમાં પાણીનો લોટો કે ડબલું વિગેરે કેમ નથી!' તેમણે કહ્યુ.–'આ દેશમાં ટટ્ટી જાય, ત્યારે પાણી લઇ જવાનો રિવાજ નથી, રસ્તે ચાલતાં પત્થર અથવા ઢેકૂં હાથમાં લઇ જાય, અને ત્યાં ટટ્ટી જઇને તેનાથી ઘસી નાખે, પાણીથી સાફ કરવાની એમને જરૂર રહેતી નથી.' મને પેલી કવિતા યાદ આવી.

સિંધ ગિંધ, પૂજા જિંદ પીરકી,
ગધેકી સવારી કરે ચાલ ચલે અમીરકી

સિંધના લોકોની આ ગંદાઇનો આથી વધારે પુરાવો બીજો શું જોઇતો હતો? વાણિયા, બ્રાહ્મણ, સોની પણ સંપૂર્ણ પહેરેલાં લુગડાંએ ટટ્ટી જાય અને પાણીનું નામ નહિં. ઢેફાંથી સાફ કરે અને ઘરે જઇને પછી પોતાનું બધુ કામ કરે. આવો તો આ દેશજ જોયો. પણ મચ્છી–માંસનો વેપાર કરનારા આવો ગંદવેડો રાખે તો તેમાં નવાઇ જેવું શું છે?

## ઉંટ-ગધેડાની સવારી

ઉંટની સવારી ને ગધેડાની સવારી એ તો ડગલે ને પગલે જ્યાં જૂઓ ત્યાં જોવામાં આવે. કયાંય બહાર જતાં આવતાં ગધેડાનું ભૂંકવું કેટલાક લોકો અપશુકન સમજે છે. આવા શુકન અપશુકનના વહેમમાં પડેલા માણસોને આ દેશમાં ભારે થઇ પડે. ગામ પરગામ જતાં ગધેડાનું સંગીત કયાંયથી ને કયાંયથી સંભળાયા વિના ભાગ્યેજ રહે. એમાં કંઇ શક નથી કે સિંધના ગધેડા, એ બીજા દેશનાં ઘોડાઓને પણ માહત કરનારાં છે. ત્રણસો ત્રણસો રૂપિયાનાં ગધેડાં અને ગમે તેવા પવનવેગી ઘોડાઓ કે ઉંટોની હરીફાઇમાં ઉતરનારાં ગધેડાઓની કથા અમે સાંભળી છે. મોટરના જમાનામાં હવે તેની કીંમત ઘટી ગઇ છે. તેની વપરાશ ઓછી થઇ ગઇ છે, છતાં પણ હજુ બે ગધેડાઓની ગાડીઓની, એક ગધેડાના એક્કા અને છૂટક ગધેડાઓની સવારીઓ સારા સારા શ્રીમન્તો પણ કરે છે. ગધેડા અને ઉંટ-એ બેજ આ દેશની મુખ્ય સવારીઓ છે. આજ પણ ઉંટ એવા જબ્બરદસ્ત છે કે જૂની સાંઢણીઓની આપણે કથાઓ સાંભળીએ છીએ, તેની સત્યતાની સાક્ષી આપી શકે, સારા સારા ગૃહસ્થો પોતાને ત્યાં ઉંટ રાખે છે. તેમાં જે ખાસ બેસવા માટેના ઉંટો હોય છે, તે માલ વહન કરવામા નથી વપરાતાં. શ્રીમન્તાઇના પ્રમાણમાં ઉંટ ઉપરનો સામાન પણ કેટલાકો ઘણો સુંદર રાખે છે

## બૂરી આદતો

ભિંડશાહમાં હાલાના જે યુવકો અમારી પાસે બેઠા હતા, તેમાં એક સિંધી લુવાણો પણ હતો. તેણે આ દેશની એક વાત સંભળાવી, અને તે એ કે– ' આ દેશના છોકરાઓ દસ દસ બાર બાર વર્ષની ઉમરમાં બૂરી આદતોમાં પડી જાય છે, અને તેમાં મોટે ભાગે માબાપોનો દોષ હોય છે. આ દેશના ઘણા ખરા લોકો પશુઓ કરતાં પણ નાપાક જીવન ગાળી રહ્યા

છે.' સિંધી યુવકે આથી પણ વધારે સ્પષ્ટતાથી વાતો કરી. એ યુવકના શબ્દો સાંભળી મારૂં તો માથું ભમવા લાગ્યું. અમે બધા થોડીવાર તો અવાક્જ થઇ ગયા. મને આ વખતે જોધપુર લાઇનના એક સ્ટેશન ઉપર એક ઓફીસરે કહેલાં શબ્દો યાદ આવ્યા: 'મહારાજ ! તમે આ પાપી મુલકમાં કયાં જાઓ છો ?' થોડીવાર સુધી મને કંઇ સૂજ્યું નહિ. મને થયું કે હું આ દેશને સુધારવા આવ્યો છું ? આ દેશમાં ઉપદેશ આપવા આવ્યો છું ? મારો ઉપદેશ ઝીલવાને માટે આ દેશની પ્રજા પાત્ર છે ખરી ? શું આ ભાઇ કહે છે તેવું આખા દેરામાં હશે ? માંસ અને મચ્છી સિવાય જેને ઘડીએ ચાલે નહિ, દારૂની બોતલો સિવાય જેનાથી ઘડીયે રહેવાય નહિ, અને એવા તામસિક ખોરાકથી જેનાં શરીરો બની રહ્યાં છે, જેમના જીવનો સાંસારિક વાસનાઓમાં ઓતપ્રોત થઇ રહ્યાં છે, એવાઓની આ દશા હોય, એમા આશ્ચર્ય જેવું શું છે ?'

ટિકાના

સિંધના કહેવાતા વાણિયા અને મોની વિગેરે હિંદુઓનો ખાસ કોઇ ધર્મ નથી. તેઓ માને છે તો સૌને માને છે. અને નથી માનતા તો કોઇને નથી માનતા, એક કહી શકાય. છતાં છેલ્લાં વર્ષોમાં શિખ્ખોએ આ પ્રજા ઉપર અસર કરી છે. અને મોટે ભાગે લોકો ગુરૂ નાનકને માનતા હોય એમ જણાય છે. દરેક ગામમાં હિંદુઓએ એક એક ધર્મસ્થાનક રાખેલું હોય છે, કે જેને 'ટિકાના' કહેવામાં આવે છે. આ ટિકાનામા 'ગ્રુગ્રન્થ-સાહેબ' રાખવામાં આવે છે, કોઇ સાધુ સંત આવે, તો ત્યાં ઉતરે છે. પંચ-પંચાયતો આવા ઠેકાણામાં ભેગી થાય છે. ધર્મકથાઓ અહિ થાય છે. ઘણે ભાગે આવા ગામોમાં જે સાધુઓ આવે છે, તે પણ માંસ-મદિરા અને માછલાંને ઉડાવનારા, પૈસો ટકો રાખનારા અને કોઇ કોઇ તો ગૃહસ્થાઇ ભોગવનારા પણ હોય છે. એટલે આ બિચારી પ્રજાના ઉદ્ધારનો સમય જ કયાથી હોય ?

## લોકોની શ્રદ્ધા

આ દેશના લોકો માંસાહારી હોવા છતાં દિલના શ્રદ્ધાળુ અને જિજ્ઞાસાવૃત્તિવાળા હોય છે. ગામમાં અમુક સ્થળે સાધુ આવ્યા છે, એવું સાંભળતાની સાથેજ મીઠાઇ અને પતાસાં લઇને આવે છે. જ્યારે તેઓ એમ જાણે કે અમે લોકો એવી રીતની કંઇ ચીજ ભેટમાં લેતા નથી; અને એક્કા, ગાડી, રેલમાં બેસતા નથી; પૈસો ટકો રાખતા નથી. અને સગી માતાનો પણ સ્પર્શ કરતા નથી, ત્યારે તો એમના આશ્ચર્યનો પારજ ન રહે.

## હાલામાં જૈનો

સિંધમાં સ્થાનિક અને જૂના વખતના જૈનોનું કોઇ સ્થાન છે, તો તે આ હાલા છે. બે ત્રણ માઇલના આંતરેજ 'જૂનું હાલા' ને 'નવું હાલા' એમ બે ગામ છે. જૈનોની વસ્તી નવા હાલામાં છે. આ હાલામાં લગભગ સાતેક હજાર માણસોની વસ્તી છે. જેમાં ચાર હજાર મુસલમાનો ને ત્રણ હજાર હિંદુઓ છે. હિંદુઓમાંથી જૈનોના ચાલીસ ઘરની ૧૭૫–૨૦૦ માણસની વસ્તી બાદ કરીએ, તો બાકીની બધી યે હિંદુ પ્રજા પણ માંસાહાર કરનારી છે. એમાં કોઇ 'વૈષ્ણવ' થઈ ગયું હોય, તો તે અપવાદ બાદ.

ખાસ કરીને પાલી અને જેસલમેરથી આ લોકો આવેલા છે. અહિં એક મોટું ધનાઢ્ય જૈન કુટુંબ છે. કહેવાય છે કે તે રાધનપુરથી આવીને વસેલું છે. જો કે તેમનો કોઇ જાતનો સંબંધ ત્યાં સાથે રહેલો નથી. સેંકડો વર્ષોથી જુદે જુદે સ્થાનેથી આવીને વસવા છતાં હાલાના જૈનોની પાઘડીઓ એમના મૂળ વતનની ઓળખાણ કરાવી રહી છે. પાલીથી આવનારાઓની પાલીશાહી, જેસલમેરથી આવનારાઓની જેસલમેરી. સર્વસાધારણ રીતે જે લોકો પાઘડીઓ પહેરે છે તે સિંધની કે બીજા દેશોની પાઘડીઓથી નિરાલી છે.

## સ્ત્રિઓનો વેષ

સ્ત્રિઓનો પહેરવેશ ઘણીજ મર્યાદાવાળો અને આખા શરીરને ઢાંકનારો છે, પરંતુ સ્ત્રિઓના હાથમાં કાંડાથી લઇને ઠેઠ બગલ સુધી પહેરાતા હાથીદાંતના ચૂડા બહુ આશ્ચર્ય અને વિચિત્ર દેખાવ રજુ કરે છે. નાનામાં નાની બબ્બે વર્ષની છોકરીઓને પણ હાથીદાંતની ચૂડીઓ પહેરાવવામાં આવે છે. પગમાં કડિયો, તોડા અને લંગર–એ ત્રણની લગભગ અઢીસો તોલા જેટલી ચાંદી ઉપાડે છે. સ્ત્રિયો જે ઘાઘરો પહેરે છે, તે લગભગ ૨૬–૨૭ વાર કપડાનો હોય છે; છતાં પગના ઢીંચણથી નીચેનો થોડોક ભાગ તો જરૂર ઉઘાડોજ રહે છે. ચોળી પહેરે છે, તે પેટ અધું ઢાંકેલું હોય છે. પેટને ઢાંકવા માટે એક કપડું ચોળી સાથે લટકતું રહે છે. ઓઢણાં ઘણે ભાગે બે ઓઢે છે. નાકમાં નથડી અને બુલ્લાં પહેરે છે. બુલ્લાં નાકનાં બે નસકોરાંની વચમાં છેદ કરીને પહેરે છે. આ બન્ને આભૂષણો લટકતાં રહે છે. બુલ્લાં એ મુસલમાની રિવાજની નિશાની છે. ગળામાં રોજને માટે ત્રણ ચાર સળની ' દોહરી ' પહેરે છે. દાણા દાણાવાળી ' તીમણીયા ' અને ' છટરા ' પણ પહેરે છે. વાળ ગૂંથવામાં ખૂબી વાપરે છે. બે ભ્રમરોને ખાલી રાખીને ઠેઠ કપાળ સુધી, વાળમાં મીંણ નાખીને ગૂંથે છે. ન્હાની છોકરીઓથી લઇ મોટી સુધી બધી બાઇઓ લગભગ હોઠને રંગે છે.

આ જૈન બહેનો જૈન મહોલ્લાથી બહાર નીકળતી નથી. વરઘોડા વિગેરેમાં પણ જતી નથી. મંદિર મહોલ્લાની અંદરજ છે. એટલે મંદિર ઉપાશ્રયે જવામાં વાંધો આવતો નથી.

## એકજ મહોલ્લો.

સાત હજાર માંસાહારીઓની વચમાં અને તેમાં યે મોટે ભાગે મુસલ-

માનોની વચમાં આ ચાલીસ ઘરના પોણા બસો જૈનો પોતાનો ધર્મ અને આચાર વિચારને સંપૂર્ણ રીતે પાલન કરતા રહે છે, એ ખરેખર વખાણવા લાયક વસ્તુ છે. ચાલીસે ઘરનો જથ્થો એકજ મહોલ્લામાં વસેલો છે. મહોલ્લાનો મુખ્ય દરવાજો બંધ કરવામાં આવે તો અંદર કોઇ જઇ શકે નહિં. મંદિર, ઉપાશ્રય, ધર્મશાળા બધું યે આ મહોલ્લામાં છે. હાલાના જૈનોને પોતાના ત્યાગી સંવેગી ગુરૂઓનાં દર્શન કરવાનો સેંકડો વર્ષોના ઇતિહાસમાં આ પ્રસંગ મળ્યો, એ એમની ખુશ નસીબીથી એમને કેટલો હર્ષ થતો હતો, એ અમારા હાલાના પ્રવેશ વખતે અને અમે રહ્યા ત્યાં સુધીની એમની ભક્તિ ઉપરથી માલૂમ પડતું હતું.

## ધર્મમાં કટ્ટરતા

અહિં જે ચાલીસ ઘર જૈનોનાં છે, તે બધાં યે વીસા ઓશવાળ છે. આ લોકો ઘણા જૂના વખતથી બહાર ગામોથી આવીને વસેલા છે. જો કે સેંકડો વર્ષો આવે થઇ ગયેલા હોવાથી તેઓ સિંધીજ લગભગ થઇ ગયા છે. છતાં તેઓ આચાર વિચાર અને ધર્મ તો જૈન ધર્મજ કટ્ટર રીતે પાળે છે.

અહિંના જૈનોમાં શેઠ કસ્તુરચંદજી પારેખનું આખું કુટુંબ, ભાઈ મહેરચંદજી, શેઠ હાકેમચંદજી, શેઠ બાંકીલાલજી વિગેરે કેટલાક ગૃહસ્થો બહુ શ્રદ્ધાળુ, ધાર્મિક ભાવનાવાળા અને ઉદાર છે. સ્વ. મુનિ હિમાંશુ-વિજયજીની બિમારીમાં આ ગૃહસ્થોએ ગુરુ-ભક્તિનો સારો લાભ લીધો હતો.

## હાલાનું મંદિર

હાલામાં એક મંદિર છે. કોણ જાણે શા કારણથી, જાણે કોઇ ગૃહ-

રથનું ઘર હોય, એવુંજ મંદિર અત્યાર સુધી રાખ્યું છે. મંદિરમાં ઘણી મૂર્તિઓ છે, અને તે બધી યે અસ્થિર છે. સેંકડો વર્ષોથી જૈનો અહિં રહેવા છતાં એક પણ મૂર્તિ સ્થાપિત કેમ નહિં કરી હોય, એ ન સમજી શકાય તેવો કોયડો છે. અત્યારે મંદિરમાં કહેવાય છે કે ત્રીસ ચાલીસ હજારની મૂડી છે અને કહેવાય છે કે તે મૂડી સંઘના એક આગેવાન ગૃહસ્થ પાસે છે; પરંતુ સત્તાના મદમાં તેનો ન કંઇ સરખો જવાબ આપે છે કે ન તેની યોગ્ય વ્યવસ્થા કરે છે. તેઓ એક મોટી પેઢીના માલીક છે, બીજું કેટલુંક ઘરેણું વિગેરે પણ તેમની પાસે હોવાનું કહેવાય છે. પણ આપવાનું નામ નહિ. આવી ફરીયાદ હાલાના કેટલાક આગેવાન ગૃહસ્થો કરે છે. આ મૂડી શા માટે રાખી મૂકવામાં આવી છે ? મંદિરની પ્રતિષ્ઠા કેમ નથી કરવામાં આવતી ? એ પ્રશ્નનો ઉકેલ અમારી આગળ કરવામાં આવ્યો નથી. લગભગ બધે સ્થળે બનતું આવ્યું છે, તેમ, હાલાના જૈન સંઘના એક બે આગેવાનો આપખુદ સત્તાનો વધારે ઉપયોગ કરનારા કહેવાય છે, અને એવાં કેટલાક કારણે આવા એક નાનકડા સંઘમાં કુસપનુ ઝેર ફેલાયું છે. સૌથી મોટામાં મોટા જે શ્રીમન્ત ગૃહસ્થ કહેવાય છે, એઓ જો થોડુંક દિલ દિલાવર રાખે અને પોતાના જાતિ ભાઇઓ તરફ લક્ષ્ય રાખે તો હાલાના સંઘમાં ન કોઇ ભૂખ્યો દેખાય, અને ન કોઇ જાતનો કુસંપ રહે.

અમારી સ્થિતિ દરમિયાન શોક અને હર્ષની બે ઘટનાઓ હાલામા બનવા પામી હતી.

## શહીદ હિમાંશુવિજયજી

શોકની બીના એ બની કે સંસ્કૃત અને પ્રાકૃતનો અસાધારણ વિદ્વાન, ઇતિહાસનો શોખી, શોધખોળમાં રસ લેનાર, સારો વકતા અને લેખક એવો એક ત્રીસ વર્ષનો જુવાન સાધુ અમે ત્યાં ગુમાવ્યો, અને તે મારા

શિષ્ય શ્રી હિમાંશુવિજયજી. કરાચીના સંઘે, કરાચીના ડૉ. ન્યાલચંદે, કરાચીના ભાઈ તલકશીએ, પી. ટી. શાહે, ભાઈ ખુશાલચંદે, ભાઈ વ્રજલાલે, રવિચંદે, અને બીજા અનેક સ્વયંસેવકોએ તેમજ હાલાના સંઘે—એ બુઝાતા દીપકને સંભાળી લેવાની કોશિશ કરવામાં કંઈ બાકી રાખી નહિ હતી. અને તેમાં યે ડૉ. ન્યાલચંદના રાતદિવસના ઉજાગરાઓ અને ચોવીસે કલાકની ઉભા પગની સેવા છતાં, આખરે એ દીપક બુઝાયો તે બુઝાયો.

જે કાળે જે વસ્તુ બનવાની હોય છે, તે મિથ્યા થતી નથી. આયુષ્ય જ્યાં ખતમ થવાનું હોય છે, ત્યાંજ તે થાય છે. હાલા આવવાનો સ્વપ્ને પણ વિચાર નહિ હોવા છતાં, એ સાધુનો આત્મા હાલાની ભૂમિ માગી રહ્યો હતો. એનું અવસાન હાલા માટે નિર્માણ થયું હતું, એમાં ફેરફાર કેમ થઈ શકે ?

## મહાવીર જયન્તી

હર્ષની ઘટના એ હતી કે હાલાના સંઘે ઉદ્યાપન, અઠ્ઠાઈ મહોત્સવ, વરઘોડો, સ્વામિવાત્સલ્ય વિગેરે ધાર્મિક ક્રિયાઓ કરવામાં બહુ ઉત્સાહથી ભાગ લીધો હતો. કરાચી અને હૈદ્રાબાદથી આવેલા લગભગ બસો જેટલા મહેમાનોનું આતિથ્ય સંભાળવામાં સારામાં સારી ગૃહસ્થાઈ બતાવી હતી, તેમજ સિંધ જેવી માંસાહારી પ્રજાની વચમાં ભગવાન્ મહાવીરની જયન્તી હિંદુ-મુસલમાનોના સહકાર પૂર્વક ઉજવવાનો એક સુંદર પ્રસંગ પ્રાપ્ત થયો હતો.

ઉપર કહેવામાં આવ્યું છે, તેમ હાલા, એ મુસલમાનોની મોટી વસ્તીવાળું ગામ છે. બલ્કે સિંધમાં હાલા મુસલમાનો માટે એક પ્રસિદ્ધ

સ્થાન ગણાય છે. અહિં પીરોની બે મોટી ગાદીઓ છે. ઘણા મુસલમાનો આ ગાદીઓને માનવાવાળા છે આ બન્ને ગાદીઓ ઉપર અત્યારે જે પીરો છે, તેમનો પરિચય થતાં તેમણે ભગવાન્ મહાવીરની જયન્તી નિમિત્તે તે દિવસે કોઇ પણ મુસલમાન હિંસા ન કરે, એવી સૂચના એમના મુરીદોમાં બહાર પાડીને જયન્તીના કાર્યમાં સારો સહકાર આપ્યો હતો. ત્યાંની હિંદુ પ્રજાની જુદી જુદી કોમોના મુખીઓએ પણ પોતપોતાની જાતિમાં રીતસર સૂચનાઓ કાઢીને મહાવીર જયન્તીમાં બધી કોમોએ સારી રીતે ભાગ લીધો હતો, અને તે દિવસે હિંસા બધાઓએ બંધ રાખી હતી.

સિંધ જેવો મુલક અને આખું યે ગામ જ્યાં માંસાહારી હોય, ત્યાં તમામ કોમના સહકાર સાથે એક અદ્ભૂત મહાવીર જયન્તી ઉજવાય, એ ખરેખર ખુશી થવા જેવો પ્રસંગ કહી શકાય. 'મહાવીર જયન્તી' માટેની ગૌશાળાના મેદાનમાં થએલી સભાનું દૃશ્ય જેમણે નજરે જોયું હશે, તેમને તે સભા ચિરસ્મરણીય રહેશે. જૈનોના તીર્થંકરની જયન્તીમાં મુસલમાનો અને હિંદુઓ આગેવાની ભર્યો ભાગ લે અને મહાવીરના અહિંસાના સંદેશને પોતાના મુખ દ્વારા એ હિંસા કરનારી અને માંસાહારી પ્રજાને સંભળાવે, એ એક ખાસ કરીને એ સભાની વિશેષતા હતી. હૈદ્રાબાદ અને કરાચીના ઘણા ગૃહસ્થો આ જયન્તી પ્રસંગે આવ્યા હતા. કરાચીવાળા ભાઇ ખુશાલચંદ વસ્તાચંદે વરઘોડામાં ને જયન્તીની સભામાં વ્યાખ્યાનો આપીને લોકોને ખૂબ રંજિત કર્યા હતા.

હાલાના જૈનો ધારે તો સિંધમાં જૈનધર્મનો ઝંડો ફરકાવી શકે તેમ છે. તેઓમાં શ્રીમંતો છે, ધાર્મિક ભાવનાવાળા છે, સમજદાર છે, કાર્ય કરનારા છે, પરંતુ ચોક્કસ માણસોની આપખુદી સત્તા અને કૃપણતાથી તેઓની વસ્તી સિંધ માટે લગભગ અન્યથાસિદ્ધ જેવી છે.

હાલાના જૈનસંઘ પાસે ગામથી ૧-૧॥ માઇલ દૂર એક દાદાવાડી પણ છે. તેમાં જમીન પણ છે, પરન્તુ એનો સદુપયોગ જોઇએ તેવો થતો નથી. હાલાના જૈનો પોતાનું કર્તવ્ય સમજે તો ?

હાલા તરફની મુસાફરીમા કડવા-મીઠા સુખ-દુઃખના પ્રસંગોનો અનુભવ કરી, એક વિદ્વાન્ અને શક્તિશાળી સાધુનો ભોગ આપી, અમે તા. ૩૭ મે ૧૯૩૭ના દિવસે હાલા છોડયું, અને તા. ૯ મીએ હૈદ્રાબાદની ફુલેરી નદી પર આવી, ત્રણ દિવસ ત્યાં મુકામ રાખી, તા. ૧૨મી મે બુધવારના દિવસે હૈદ્રાબાદ શહેરમાં પ્રવેશ કર્યો.



—: ૯ :—

# હૈદ્રાબાદ

આખા યે સિંધ દેશમાં 'હૈદ્રાબાદ' એ પોતાનું અનોખું સ્થાન ધરાવે છે. એક વખતનું નૈરૂનકોટ, એ અત્યારનું હૈદ્રાબાદ છે. ઇ. સ. ૧૭૬૮માં ગુલામશાહે નવેસરથી નૈરૂનકોટનો કિલ્લો બંધાવી આ શહેર વસાવ્યું હતું. ગુલામશાહની રાજગાદી ખુદાબાદ હતી. ત્યાંથી ફેરવીને પોતાના નવા વસાવેલા આ હૈદ્રાબાદમાં ગાદી રાખી. ખુદાબાદથી ઘણા હિંદુઓ હૈદ્રાબાદમાં આવીને વસ્યા.

હૈદ્રાબાદ મીરોના વખતમાં વધારે આગળ વધ્યું. હૈદ્રાબાદની કુલ વસ્તી લગભગ સવા લાખ માણસની છે. કહેવાની જરૂર નથી કે હૈદ્રાબાદ એક વખતનું રાજધાનીનું શહેર હોવાથી અને સેંકડો વર્ષ સુધી મુસલમાનોનું આધિપત્ય રહેવાથી મુસલમાનોની બહોળી વસ્તી આ શહેરમાં છે.

### શહેરનું દૃશ્ય

શહેરની ખાસ વિશેષતા, એ ત્યાંના મકાનોની બાંધણી સંબંધી છે. હિંદુઓની ઉંચી ઉંચી હવેલીઓ આકાશ સાથે સ્પર્શ કરી રહી છે. આ હવેલીઓના ઠેઠ નીચેના તળીયા સુધી ઉપરની ખુલ્લી હવા સરેરાટ કરતી ચાલી આવે, તેને માટે દરેક મકાનની છત ઉપર નીચે સુધી હવા આવવા માટેનાં જાળીઆં રાખવામાં આવેલાં હોય છે.

પૂર્વ અને દક્ષિણ દિશા તરફ બે ન્હાની ભીંતો ઉભી કરી પશ્ચિમ અને ઉત્તરની હવાને મકાનની અંદર જવાનો અવકાશ આપવામાં આવે છે. દરેક મકાન ઉપર આ પ્રમાણેનાં હવાબારાં બનાવેલાં હોવાથી હૈદ્રાબાદનાં મકાનોનું દૃશ્ય દૂરથી ઘણુંજ વિચિત્ર માલૂમ પડે છે. આ હવાબારાને સિંધામાં ' મંઘ ' કહેવામાં આવે છે. હૈદ્રાબાદની આ મંઘાઓની નકલ સિંધના બીજાં ગામોમાં પણ થવા માડી છે. એટલે ગામડાઓની અંદર પણ નાના નાના મકાનો ઉપર પણ આવા ' મઘા ' બનાવેલા હોય છે. હૈદ્રાબાદની બાંધણી ઉંચી નીચી ટેકરીઓ ઉપર છે. સુંદર સડકો અને મકાનોની લાઇનોથી શહેરની શોભા બહુ સુંદર છે. સિંધનું આ શહેર સદ્ભાગી છે કે જેના કાંઠે ફુલેરી નદી વહી રહી છે. એના બાંધેલાં ઘાટો અને તેના કાઠા ઉપરનાં વૃક્ષો, એની શોભામાં વધારો કરી રહેલાં છે. સેંકડો ભક્તજનો પ્રાતઃકાળમાં આ નદીના કાઠે સ્નાન સધ્યાનો અને દર્શનનો આનંદ લૂંટી રહ્યા છે.

### સિંધી હિંદુઓ

હૈદ્રાબાદમાં સિંધી હિંદુઓની જે વસ્તી છે, તેમાં મુખ્ય બે કોમ કહેવાય છે :—' આમીલ ' અને ' ભાઇબંધ.' હૈદ્રાબાદના આમીલો

' હૈદ્રાબાદી ' તરીકેજ ઓળખાય છે. કરાચી વિગેરેમાં આ આમીલો રહે છે. તેઓની ઓળખ ' હૈદ્રાબાદી ' તરીકેજ થાય છે. મોટે ભાગે આ ' આમીલો ' જમીનદાર છે. અથવા નોકરી કરનારા છે. કલેકટર, કમીશ્નર જેવા મોટા હોદ્દાઓ ભોગવનારા પણ આ ' હૈદ્રાબાદી ' આમીલો છે. ભાઇબંધ લોકો મોટે ભાગે વ્યાપારી છે. આ કોમોના સંબંધમાં વિશેષ હકીકત ' સિંધના હિંદુઓ ' એ પ્રકરણમાં જોવાશે.

અહિંના સિંધી હિંદુઓ—આમીલ અને ભાઇબંધ બન્ને કોમોમાં માંસાહાર અને દારૂની વપરાશ ખૂબ છે. અત્યારની શિક્ષાથી ખૂબ રંગાયેલા છે. પાસે ખૂબ પૈસો છે, મોટા મોટા હોદ્દા ભોગવે છે, વિલાયત વિગેરે ખૂબ ફરે છે, અને બારસો બારસો વર્ષ સુધી મુસલમાની આધિપત્યમાં રહેલા છે, એટલે એમના રીતરિવાજો ને ખાનપાન લગભગ મુસલમાની સંસ્કૃતિવાળાજ છે. એમનો વેષ યુરોપીયન, સ્ત્રીઓનો વેષ પારસી અને બંગાળી સ્ત્રીયોને પણ પાછો પાડી દે એવો છેલ્લામાં છેલ્લી ઢબનો, છતા પણ તેઓ પોતાને હિંદુ તરીકે ઓળખાવે છે. ઓળખાવે છે એટલુંજ નહિં પણ કટ્ટર હિંદુ તરીકેનુ અભિમાન રાખે છે.

## સિંધી લોકોની શ્રદ્ધા.

આ હિંદુઓ શ્રદ્ધાળુ પણ ઘણા છે. માંસાહારી હોવા છતાં ત્યાગીઓ પ્રત્યે અનુરાગ ધરાવે છે. મોજશોખમાં મસ્ત રહેવા છતાં સદુપદેશ સાંભળવાની જિજ્ઞાસા ધરાવે છે. કોઇ સારા વિદ્વાન્ સાધુ—સંત આવ્યા છે, એવું સાંભળે છે, તો ટોળાંને ટોળાં દોડયાં આવે છે. સિંધમાં આ હિંદુઓને જો સાચા ઉપદેશકોનો સહવાસ સાંપડે, તો આ કોમ ઘણી આગળ વધી શકે.

હૈદ્રાબાદની અમારી સ્થિતિ બહુજ થોડા દિવસની રહી. એટલે એક અઠવાડિયાથી વધારે નહિં. સખ્ત ગરમીના દિવસો હતા. સુખશાલિયા

સિંધી લોકો છેક સાંજ થયા પહેલાં ઘરથી બહાર નિકળી શકે નહિં. હૈદ્રાબાદની ગરમી પણ સિંધમાં અસાધારણ ગરમી કહેવાય છે. આવા સંયોગોમાં પણ જે જે સિંધી લોકો અમારા પરિચયમાં આવ્યા, તેઓએ ઘણીજ સારી ભક્તિ બતાવી. એમની જિજ્ઞાસાવૃત્તિએ અને એમની શુદ્ધ શ્રદ્ધાએ અમારા દિલ ઉપર સુંદર અસર કરી. કેટલાક કુટુંબોને તો એટલો બધો રાગ થયો કે અવારનવાર ઉપદેશ લાભ લેવાને કરાચીમાં પણ આવતાજ રહ્યા છે.

## વિશિષ્ટ વ્યક્તિઓ

હૈદ્રાબાદ તો એક આલીશાન શહેર છે. આવા મોટા શહેરમાં અનેક દાની, માની, વિદ્વાન્ અને પ્રસિદ્ધ કાર્યકર્તાઓ હોય, એ સ્વાભાવિક છે, પરંતુ અહિં અમારી સ્થિરતા બહુજ ઓછી રહી, એટલે ઘણા લોકોનો પરિચય ન થયો. જેઓનો પરિચય થયો અને જેમના જીવનમાં કંઇક વિશેષતા જોવાઇ, એવા બે મહાનુભાવ. એક સાધુ વાસવાની અને બીજાં બેન પાર્વતી સી. એડવાની.

## સાધુ વાસવાની

હૈદ્રાબાદની નહિં, સિંધની નહિં, પણ આખા હિંદુસ્તાનની અનેક વિભૂતિઓમાંની આ એક વિભૂતિ છે. બલ્કે દુનિયાની પ્રસિદ્ધ વ્યક્તિઓ-માંની આ એક છે. સાધુ વાસવાનીને એક સાધુ તરીકે ઘણા સિંધીલોકો પૂજે છે. તેમની સાદાઇ અને જીવદયા પ્રત્યેનો પ્રેમ અસાધારણ છે. તેમનું વ્યક્તિત્ત્વ બીજાઓ ઉપર અસર નાખે છે. ભાઈ ઇન્દુલાલ ગાંધી પોતાના ‘ અસ્પષ્ટ દર્શન ’ નામના લેખમાં લખે છેઃ—

‘ સિંધી સાહિત્ય અને સંસ્કૃતિના સ્મરણ સાથેજ સિંધના વિવેકશીલ સાધુ વાસવાણીની સૌમ્ય મૂર્તિ સૌ પહેલાં આંખો સામે આવીને ખડી

થાય છે. સિંધમાં આર્યસંસ્કૃતિના પ્રવાહને જાગતો રાખનારા અગ્રણી વ્યક્તિઓમાં એમનું નામ પ્રથમ પંક્તિમા છે. ' ૧

સિંધના માંસાહારી સિંધીઓમાં તેમણે અહિંસાનો સારો પ્રચાર કર્યો છે. તેમનું પ્રાતઃકાળનું પ્રવચન સાંભળવા ભાવિક ભાઇઓ બહેનો હર્ષભેર એકત્રિત થાય છે. તેમનાં પુસ્તકો કે જે અંગ્રેજીમાં હોય છે, યુરોપ અને અમેરીકામાં પણ આદર પૂર્વક વંચાય છે. તેઓ ભગવાન મહાવીરસ્વામી પ્રત્યે ઉંચું માન ધરાવે છે. સ્વ. ગુરૂદેવ શ્રીવિજયધર્મસૂરિ મહારાજના તેઓ મ્હોટા પ્રશંસક છે. હૈદ્રાબાદમાં અમારો પરસ્પરનો મેળાપ થતાં સૌને આનંદ થયો હતો. સિંધમાં જીવદયાનો પ્રચાર કરવામાં દરેક પ્રકારે સાથ આપવા માટે તેમણે વચન આપ્યું હતું. ' મહાવીર ચરિત્ર ' અંગ્રેજીમાં લખવા માટે ઘણી વાટાઘાટ થઇ હતી. કરાચી પણ તેઓ આવ્યા હતા, પરંતુ કેટલાક અનિવાર્ય સંયોગોને લીધે એ કામ પાર પાડી શકાયું નથી.

## બહેન પાર્વતી

હૈદ્રાબાદમાં દીવાન લાલચંદ એડવાણીનું કુટુંબ એક સંસ્કારી, શિક્ષિત, શ્રીમંત, અને ધર્મપ્રેમી કુટુંબ ગણાય છે. બહેન પાર્વતી સી. એડવાની આ કુટુંબની એક સંસ્કારી, વિનયી, અને ભક્તિવાળી કુમારિકા છે. સિંધી લોકો ઘણે ભાગે પર્શિયન ભાષા સાથે સંબંધ વધુ રાખે છે. ભાગ્યેજ કોઇ સંસ્કૃત ભાષા લેતું હશે. બહેન પાર્વતી ગ્રેજ્યુએટ છે. અને સંસ્કૃતની સારી વિદુષી છે. તેનું આખું કુટુંબ બહુ શ્રદ્ધાળુ અને ધર્મપ્રેમી છે. સાધુઓની સેવા, એ ઉત્તમ લાહો સમજે છે. અમારી હૈદ્રાબાદની સ્થિતિ દરમિયાન બહેન પાર્વતીના કુટુંબે સારી સેવા કરી હતી. એટલુંજ નહિં પરંતુ કરાચીમાં પણ વખતો વખત વ્યાખ્યાન

(૧) જૂઓ ' મહાગુજરાત 'નો દીપોત્સવી અંક.

શ્રવણનો લાભ લેવા માટે આવતાં જતાં બહેન પાર્વતી કટ્ટર વનસ્પત્યાહારી બની છે. મારા પાંચ પુસ્તકોનો તેણે સિંધીમાં અનુવાદ કર્યો છે, કે જે પ્રકાશિત થઇ ચુક્યાં છે, અને આખા સિંધમાં તેનો પ્રચાર સારો થયો છે. માંસાહારી સિંધી લોકોમાં આ પુસ્તકના પ્રચારથી જે સારો લાભ થયો છે, એના પુણ્યમાં બહેન પાર્વતીનો હિસ્સો મોટો કહી શકાય. જૈન ધર્મનું જ્ઞાન મેળવવા સંબંધી અને બની શકે તેટલે અંશે તેનું આચરણ કરવા સંબંધી તેનું લક્ષ્ય બહુ વધારે છે. તેની નિર્દોષ શ્રદ્ધા, બીજા સિંધી લોકો કરતાં જરુર જુદી પડે છે. સ્વ. ગુરૂદેવ વિજયધર્મસૂરિ મહારાજની જયન્તીઓ પ્રસંગે આ બહેને અંગ્રેજીમાં વ્યાખ્યાનો આપીને અને વખતો વખત પોતાની સંગીત કળાનો પરિચય કરાવીને લોકોને સારો લાભ આપ્યો હતો. મારી ભયંકર બીમારી પ્રસંગે પણ આ બહેને અને તેણીના કુટુંબે સારી ભક્તિ બતાવી હતી. તેણે ગુરૂમહારાજનું જીવનચરિત્ર પણ સિંધીમાં લખ્યું છે. તેમજ ભગવાન મહાવીરસ્વામીનું 'લોર્ડ મહાવીર'એ નામનું એક ટુંકુ ચરિત્ર પણ લખ્યું છે. આ બહેનના, બલ્કે એમના આખા કુટુંબની પ્રેરણાના કારણે હૈદ્રાબાદ અને કરાચીમાં અનેક સિંધી કુટુંબોને વખતો વખત ઉપદેશ સાંભળવાનો અને ઘણુાઓએ માંસ–મચ્છી ત્યાગવાનો લાભ ઉઠાવ્યો છે, અને ઉઠાવી રહ્યાં છે. એમાં હૈદ્રાબાદમાં મુખી ડિંગોમલ અને પૂતલીબાઈ વિગેરેના કુટુંબે અને કરાચીમાં ગોવિંદ મીરચંદાનીનું, દીવાન જીવતરામ એડવાનીનું, દીવાન ઝમટમલજીનું, ડોકટર ગિડવાનીનું વિગેરે કુટુંબો મુખ્ય છે.

સિંધી લોકોમાં આવા ઘણા આત્માઓ છે, કે જેઓને સંસ્કાર નાખવામાં આવે તો ઘણો લાભ થઈ શકે. રીઢા થઇ ગએલા ઘડાઓ ઉપર ગમે તેટલું પાણી નાખવામાં આવે, તે લગભગ નિરર્થક જાય છે, જ્યારે આવા નિર્દોષ અને નિર્લેપ આત્માઓને ઉપદેશ આપવામાં થોડામાંથી ઘણો લાભ મેળવી શકાય છે. બહેન પાર્વતીની બીજી બહેનો અને

ભાઇઓ પણ તેવાંજ સુશીલ અને ભક્તિવાળાં છે. તેની વયોવૃદ્ધા માતા તો તેના કુટુંબમાં જાણે સાક્ષાત્ દેવી છે.

## જૈનોની વસ્તી

હૈદ્રાબાદમાં જૈનોનાં લગભગ પચ્ચીસેક ઘર કહી શકાય. જેમાં શેઠ વનેચંદભાઇ ' કાકા ', ( હમણાં તેઓ સ્વર્ગવાસી થયા છે. ) શેઠ સાકરચંદભાઇ, ભાઇ હિમ્મતલાલ અને કેશવલાલભાઇ એ વિગેરે મુખ્ય છે. લગભગ એકાદ બે ઘરને છોડીને બધા યે સ્થાનકવાસી સંપ્રદાયમાં છે. છતાં તેમની ભક્તિ, શ્રદ્ધા અને વિવેક બહુ પ્રશંસનીય છે. અમારી સ્થિતિ દરમિયાન કરાચીના સેંકડો ભાઇઓ અને બહેનો હૈદ્રાબાદ ખાતે આવેલા, તે બધાઓનો આતિથ્ય સત્કાર કરવામાં તેમણે ઘણીજ સુંદર ગૃહસ્થાઇ બતાવી હતી.

## ગુજરાતી સમાજ

હૈદ્રાબાદમાં ગુજરાતી લોકોનો બહુ મોટો જત્થો નહિ હોવા છતાં, એકંદર સમુદાય સારો કહેવાય. તેમાં ડોકટર ભટ્ટ સાહેબ અને ઇન્જીનીયર દવે સાહેબ તેમજ ઇન્જીનીયર મગનલાલ શાહ એમનું સ્થાન આગળ આવે છે. હમણાં હમણાં હૈદ્રાબાદમાં એક ' ગુજરાતી સમાજ ' સ્થાપન થયો છે. અને તે કેટલીક જનહિતકારી પ્રવૃત્તિ કરી રહ્યો છે. લગભગ સર્વત્ર દેખાય છે તેમ, માત્ર થોડાજ સમયથી સ્થપાયેલો હોવા છતાં, આ ' સમાજ 'ની વૈમનસ્યની જે વાતો બહાર આવે છે, એ દુઃખકર્તા છે.

## દર્શનીય સ્થાનો

હૈદ્રાબાદનાં દર્શનીય સ્થાનોમાં શહેરના પાસેનો ગંજાવર રેલ્વે પૂલ, મીરોના વખતનો કિલ્લો, હેવરીનો કીર્તિસ્તંભ એ મુખ્ય છે. અને જો વ ઉમેરીયે તો ગિદૂબંદરનું પાગલખાનું પણ કહી શકાય.

—: ૧૦ :—

# હૈદ્રાબાદથી કરાચી

મારવાડ છોડયા પછી અનેક મુશ્કેલીઓનો સામનો કરતાં, અનેક વિઘ્નોમાંથી પસાર થતા અમારી મંડળી હૈદ્રાબાદ સુધી પહોંચી હતી. અમે જેમ જેમ કરાચી તરફ આગળ વધતા હતા, તેમ તેમ અમને લાગતું હતું કે આ વિકટ વિહારની મુશ્કેલીઓ ઓછી થતી જશે. પરન્તુ અમારી કલ્પના ખોટી ઠરતી ગઇ. હૈદ્રાબાદ આવતાં આવતાં ગરમી ખૂબ વધી ગઇ હતી, એ વાત હું ગયા પ્રકરણમાં લખી ચૂકયો છું. જેમ જેમ સિંધમા ગરમી પડે છે, તેમ તેમ જંગલોમાં સાપોનો ઉપદ્રવ વધે છે, એ દેખીતું હતું. છતાં અમને લાગતુ હતું કે હૈદ્રાબાદથી કરાચી સુધી રેલ્વે લાઇને લાઇને જવાનું હોવાથી અમારી મંડળીને વધારે તકલીફમાં ઉતરવાનુ નહિં થાય. પરન્તુ હૈદ્રાબાદથી કરાચી સુધીની રેલ્વે લાઇન એટલે ત્રાહિ તોબા! સ્ટેશનો આઠ આઠ દસ-દસ માઇલોના અંતરે પહેલાં હતા, પરન્તુ વચલાં વચલાં કેટલાંક સ્ટેશનો કાઢી નાખેલાં હોવાથી વીસ-વીસ

માઇલોનું આતરૂં સ્ટેશનોની વચમાં થઇ ગયું હતુ, અને એ ઉખડી ગએલાં સ્ટેશનોના મકાનો એટલે દાદા આદમનાં વખતનાં જાણે કબ્રસ્તાનો. બે માણસોને બેસવા જેટલી જમીન સાફ કરતા પણ કલાકો જોઇએ. પચ્ચીસ ત્રીસ માણસના કાફલાને માટે એવાં સ્થાનોમા મુકામ કરવો, એ જોખમકારક હતુ. પડવાને પ્રમાદે ઉભી રહેલી એ દિવાલો અને છાપરૂ કઇ વખતે છાતી ઉપર ચડી બેસશે, એ ન કહી શકાય. તે ઉપરાન્ત ચારે તરફ નજર ફેરીએ તો મોટા જંગી દરો.

## સાપો અને વીંછીઓ

આવાં સ્થાનોમા મુકામ કરવો એ બિચારા માનવજાતિથી ભયભીત થઇને પોતપોતાના દરોમા નિવાસ કરી રહેલા સાપોને ત્રાસ આપવા જેવું પણ ખરૂ. ધૂળના ઢગલાઓમાં, પત્થરોના પડ નીચે, દિવાલોનાં છિદ્રોમાં શાંતિથી સમાધિ લગાવીને બેસી રહેલા વીછીઓની સમાધિમાં વિઘ્નભૂત થવા જેવુ પણ ખરૂં !

## સારાં ગામો

હૈદ્રાબાદથી કરાચી સુધીનો વિહાર મારવાડના રેગિસ્તાનથી પણ વધારે કઠીન અને ખતરનાક હતો. આ વિહાર દરમિયાન કોઇ કોઇ સારાં ગામો પણ જોવામા આવ્યાં. જંપીર, જંગશાહી, દાબેચી એ સ્ટેશનો કંઇક સારી વસ્તીવાળાં અને સાધનયુકત જોવાયા. હૈદ્રાબાદથી પાત્રીસ માઇલ આવ્યા, ત્યારે જંપીર જ એક ગામ જેવુ ગામ જણાયું. કહેવાય છે કે અહિં બે ચાર હાથ જમીન ખોદવાથીજ પાણી નીકળે છે. હવા માટે પણ આ સ્થાન વખણાય છે. પાત્રીસ માઇલમાં ઝાડ પણ અહિંજ જોયા.

જંગશાહીમાં કરાચીના એક ગુજરાતી ગૃહસ્થ જેઠાલાલભાઇનું કારખાનું છે. રેવાશંકરભાઇ જૈન તેના મેનેજર છે. આ બન્ને ગૃહસ્થો

સારા ભક્ત છે, વિનયી છે, જિજ્ઞાસાવૃત્તિવાળા છે. અમારી આખી મંડળીને ચાર દિવસ રોકી રાખી ખૂબ ભક્તિ કરી. કરાચીથી પણ ઘણા ગૃહસ્થો અહિં પહોંચ્યા હતા.

### સ્વયંસેવકોનો આનંદ

મારવાડથી મીરપુરખાસ સુધી સ્વયંસેવકોની જુદી જુદી ટુકડીઓ આવ-જા કરતી હતી. મીરપુરખાસથી હાલા અને હાલાથી હૈદ્રાબાદ સુધી હાલાના ગૃહસ્થો ભક્તિનો લાભ લેતા હતા. હૈદ્રાબાદથી કરાચી સુધીનો રસ્તો જેમ વધારે કઠીન હતો, તેવીજ રીતે હૈદ્રાબાદથી કરાચીની જે સેવકોની ટુકડી અમારી સાથે હતી, એ કાર્યકુશળ, વિનોદી, હિમ્મતબાજ અને કષ્ટોને સહન કરવામાં ખડતલ પણ હતી. આ યુવકોમાં ભાઈ વીકમચંદ, ભાઈ તલકશી, (અદો), ભાઇ અજરામર દોસી, ભાઇ ભાઇલાલ, ભાઇ કાન્તિલાલ અને ભાઈ રમણુલાલ એ મુખ્ય હતા. એક સરખી ટોળી અને બધા યે સેવાભાવી અને ભક્તિવાળા યુવકો હતા. મુશ્કેલીઓના સમયમા પણ આ સ્વયંસેવકો એવા આનંદમા રસ્તો અને સમય પસાર કરાવતા કે એ દિવસો કદી ભૂલાય તેમ નથી.

જંગલમા એક સ્થળે બેઠા હતા. પાછળ પાછળ આવનારાઓની રાહ જોતા હતા. એક પછી એક આવીને બેસતા, મંડળીનું જુથ વધતું જતું હતું. બિલકુલ જંગલ હતું, સુંદર શાંતિ હતી, વાતાવરણ શાંત હતું. અજરામર દોસીએ મધુર સ્વરે લલકાર્યું:-

કોઠારીડા નિંદર તારી ઉડાડ,
માટે જાવુ છે પેલે પાર……કોઠારી.

વીકમ ર સરદારનો હુકમ થયો, ને
બોરૂ બાંધે હથીયાર,

વીરાજી૩ બોઠાની બાંધી ઉભો છે,
ગાડાવાળા થાઓ હોશિયાર······કોઠારી.

ભોલારો૪ જાગે ને લાકડા માગે,
ચૂલો પેટાવાને કાજ,
કાનજીભાઇ૫ તો બીડીયુ માગે,
ધૂમાડા કાઢવા આજ······કોઠારી.

મોતીલાલ૬ ને લાડુ ન ભાવે
શીરો કરે તૈયાર,
ચાલો પપૈયા૭ ને ચાલો દેશાઇ૮
ઝટપટ ખાવાને ચાર······કોઠારી.

પાર્વતી બેને૯ પ્રભુ બોલાવ્યા,
ગાયા ભારત કેરા ગાન
અજરામરને૧૦ કંઠે ગર્જ્યા
ચિત્તરંજનને બુદ્ધ ભગવાન······કોઠારી.

ત્રિલોક૧૧ અહા તો ડોકટર કરતા
હિંદુ મુસલમાં માટ,
હાથ, પગ, પાંસળુ, પેટ દુઃખે તો
ચાંપે ચોળે ભલી ભાત······કોઠારી.

ભાઇલાલ૧૨ તો શૂરા સિપાઇ
પહેરો ભરે લાબી રાત,

---

નોટઃ—૧ ચુનીલાલ વિઠ્ઠલ દાઠાવાળા, ૨ વીકમચંદ તુલસીદાસ કરાચી-વાળા, ૩ મારવાડી નોકર, ૪ બહેરો અને મૂંગો નોકર, ૫ રસોયો, ૬ મારવાડી શ્રાવક, ૭ મારવાડી નોકર, ૮ દેસાઈ ભૂલાભાઈ, ૯ હૈદ્રાબાદવાળાં સિંધી બેન પાર્વતી સી. એડવાની, ૧૦ અજરામ દોસી કરાચીવાળા, ૧૧ ભાઇ તલકશી

રમણિકભાઈને૧૩ નિંદર ન આવે,
  આવે બેન ભાઇ બાની યાદ……કોઠારી.

શેઠ સાકરચંદ૧૪ ભડના ભાઈ
  વનું૧૫ કાકો સરદાર,
કોઠરીએ૧૬ તો કુમ કુમ છાટયા,
  વાગી એકતાની સીતાર……કોઠારી.

સિંહ સમા નિર્ભય સમ ગર્જે
  સુણી રેવાશંકર૧૭ ની પાસ
કેઇ નાઈ બંસરી બેસુરી બજાવે,
  વીર સંતાનોની પાસ……કોઠારી

અકસ્માંત સંભળાવેલી આ કવિતાથી અમારી આખી યે મંડળીનો થાક ઉતરી ગયો અને કેટલાક તો ' ફરી સંભળાવો ' ' ફરી સભળાવો ' કરી ઉઠયા. આમ, આવા વિકટ પ્રદેશમાં પણ અમારો વિહાર આનંદમાં પસાર થતો હતો.

હૈદ્રાબાદથી કરાચી સુધીના વિહારમાં, રેલ્વે ગાર્ડ મગનલાલભાઇએ, અમારી સાથેની સ્વયંસેવક મંડળીને, વખતો વખત જે અનુકૂળતા કરી આપી હતી, એ એમની સેવા જરૂર ઉલ્લેખનીય છે.

નિરંતર વિહાર કરવામાં મહીનાઓ વીતી ગયા હતા. હવે તો સૌને એમ થતુ હતું કે જલદી નિશ્ચિત સ્થાને–કરાચી પહોચાય તો સારૂ. બીજી

---

મગનલાલ દવાવાળા કરાચીના, ૧૨ ભાઇ ભાઈલાલ રામચંદ કરાચીવાળા ૧૩ ભાઇ રમણલાલ ગણેશજી શાહ કરાચીવાળા, ૧૪ સાકરચંદ બી. શેઠ હૈદ્રાબાદવાળા, ૧૫ હૈદ્રાબાદના આગેવાન શેઠ વનેચંદ ખેતશી, ૧૬ હૈદ્રાબાદથી કરાચી જતા પહેલું મુકામ કર્યું તે ગામ, ૧૭ જુંગશાહીના કારખાનાના મેનેજર.

તરફથી પોતાના ગુરૂના દર્શન કરવાને અને ઉપદેશનો લાભ ઉઠાવવાને આતુરતા ધરાવનારા કરાચીના જૈન અને જૈનેતર ભાઇઓ અને બહેનોની ધીરજ પણ પૂરી થઇ હતી. અમારી મંડળીને દિનરાત એ વિચાર રહેતો કે કયારે કરાચી પહોચીએ અને કરાચીવાસીઓને થતું કે કયારે મુનિરાજો પહોંચે ?

આ દરમિયાન એક ઘટના ઘટી.

જૂંગશાહી મુકામે કરાચીથી આવેલા કેટલાક ભાઇઓ દ્વારા એ જાણવામા આવ્યું કે ' અમે જ્યારે મલીર પહોચીશુ, ત્યારે કરાચીથી બે ચાર હજાર માણસ ઉતરી આવે, એવી સંભાવના છે, એટલુંજ નહિં પરન્તુ જો તેમ થાય તો કરાચીના સંઘે તે આવનારાઓનું ઉચિત આતિથ્ય કરવુ જોઇએ.'

## શ્રી સંઘને સંદેશ

અમને તો આ વાત ઘણીજ ભારે પડતી લાગી. મલીર કરાચી શહેરથી પંદર માઇલ દૂર. બે ચાર હજાર માણસો આવે, તો રેલ અને મોટરબસોમા કેટલું બધું ખર્ચ થાય ? અને વળી તે ઉપરાન્ત સંઘને, તે બધાઓના સત્કારમા જે ખર્ચ થાય એ જૂદુ. અમારે કરાચી પહોચવાનું જ હતુ. શુ બે દિવસ પછી તેઓ દર્શનનો ને ઉપદેશનો લાભ લઇ ન શકે ? બે દિવસ પહેલા મળવાની ઉત્સુકતામા સમાજના ઘરમાથી હજારો રૂપિયાનો વ્યય થાય. એ અમને ઠીક ન લાગ્યું. અને કોઇપણ રીતે મલીરમાં લોકોનું આવવું ન થાય તો સારૂં, એવા ઇરાદાથી મેં નીચે પ્રમાણેનો એક પત્ર સંઘના સેક્રેટરી ઉપર લખ્યો. અને તે જાહેર કરી દેવાનું સૂચવ્યું:—

" મારા જાણવામા આવ્યું છે કે-મલીરમા કરાચીથી મોટી સંખ્યામાં ભાઇઓ-બહેનોનુ દર્શનાર્થે આવવું થશે. જો કે એ તમારા તરફની ભક્તિ અને લાગણીનું ચિહ્ન છે, પરન્તુ જો એમ થાય તો ઘણો મોટો વ્યય કરાચીના સંઘને થઇ જાય. ભલે તે વ્યક્તિગત ખર્ચ થતો હોય, પણ પરિણામે તો એ બોજો

સમષ્ટિ ઉપરજ પડે. બેશક જ્યા ભક્તિ હોય છે, ત્યા આવા ખર્ચનો હિસાબ ન રહે. પરન્તુ તેમ કરવાથી સમાજ ઉપર તો બોજો પડેજ છે. અને તેથી હુ એજ ચાહુ છુ કે કરાચીના ભાઇઓ બહેનો આવુ ખર્ચ ન કરે, તેજ સારૂ છે. અને તેટલા માટે મારી આ ઇચ્છા મંદિરમાર્ગી અને સ્થાનકવાસી સમસ્ત ભાઇઓ–બહેનોને જણાવશો. અને અમે શહેરમા પ્રવેશ કરીએ ત્યાં સુધી આવુ કંઇપણ પ્રોગ્રામ ન રાખવામા આવે, એમ કરશો.”

ઉપર પ્રમાણેની સૂચના મોકલવા છતાં, કરાચીના એ ધર્મશીલ અને ભક્તિવાળા ભાઇઓ, બહેનો હજારોની સંખ્યામાં મલીર ઉતર્યાં અને ચોક્કસ વ્યવહારકુશલ મહાનુભાવોએ સારામાં સારો આદર સત્કાર તે આવનારા ભાઇઓ બહેનોનો કર્યો.

## ‘ સિંધ સેવક ’ના તંત્રી

કરાચીની જનતા કેટલી સજ્જન છે ? કેટલી ભક્તિવાળી છે ? કેટલી ગુણજ્ઞ છે ? કેટલી જિજ્ઞાસાવૃત્તિ વાળી છે ? એનું માપ કાઢવાનો અવસર મલીરથી જ મળ્યો. ન કેવળ જૈનોજ, જૈનેતર પ્રજાનો પણ એટલોજ ઉમળકો. હજુ તો મુકામ કરતાં જરા વાર યે નથી થઇ, ત્યાં તો સ્થાનિક પત્રના પ્રતિનિધિઓ જાણે અમારી સિંધની સેવામા સહકાર આપવાની મનોવૃત્તિને પ્રકટ કરવાજ ન આવ્યા હોય ? અથવા જાણે અમારી સેવા માટે અમને હિમ્મત આપવા જ ન આવ્યા હોય ? એવી રીતે તેમણે અમારૂં સન્માન કર્યું. ખાસ કરીને ‘ સિંધ સેવક ’ ના અધિપતિ ભાઇ ભદ્રશંકર ભટ્ટ અને તેમના રિપોર્ટર ભાઇ રવજી ગણાત્રા એમણે–અમને સૌથી પહેલાં સત્કાર્યા. તેમણે મારો જે ઇન્ટરવ્યુ લીધો તેની મતલબ આ હતી :—

**પ્રશ્ન**—સિંધના વિહાર દરમિયાન સિંધની પ્રજા માટે આપનો શો અભિપ્રાય બંધાણો છે ?

**જવાબ**—સિંધના લોકો મને ઘણા ભોળા લાગ્યા. એમનામાં સરળતા, સહૃદયતા અને શ્રદ્ધાનો અંશ વધુ છે. તેઓ એટલા બધા શ્રદ્ધાળુ છે કે જોઇએ તેથી પણ વધારે કહી શકાય. શ્રદ્ધા તો મર્યાદિત હોય તો ફાયદાકારક થાય. આવો ત્યાગ તો જાણે અશકય છે, એમજ તેઓ માને છે. અને તેથી જૈન સાધુ તરફ અત્યંત શ્રદ્ધાળુ બની જાય છે. આથી અહિંસાના પ્રચાર માટે આ દેશ સારો છે. એમ હું માનું છુ.

**સવાલ**—સિંધમા માસાહાર બંધ કરવાનું શકય છે ?

**જવાબ**—જરૂર. મને તો એવું જણાય છે કે સિંધના મુસલમાન કરતાં હિંદુઓ માસાહાર વધુ કરે છે. અમારા વિહારમા ઘણા મુસલમાનો મળ્યા. લગભગ તે બધાઓનું એવું કહેવુ છે કે તેઓ એટલા બધા ગરીબ છે, કે તેમને માંસાહાર કરવો પરવડતો જ નથી. સિંધના ગામડાઓની પ્રજા એટલી બધી ગરીબ અને કંગાળ છે કે તેઓ માસ ખરીદી શકે એવી હાલતમા નથી. સિંધના હિંદુઓ માલદાર છે, જમીનદાર છે, ભોગવિલાસમા મસ્ત છે. તેઓમા પ્રચાર કરવાની ખાસ જરૂર છે. બેશક, હિંદુઓ શ્રદ્ધાળુ છે, એટલે તેઓને સમજાવવામા આવે તો માસાહાર જરૂર ઓછો થાય. ઘણે અંશે ઓછો થાય.

**સવાલ**—આપની પ્રવૃત્તિમા અમે કંઈ સહકાર આપી શકીએ ?

**જવાબ**—જરૂર, હું મારી દરેક પ્રવૃતિમા આપના પત્રનો સાથ ઈચ્છું છું. આજ પ્રચારકાર્યોના સાધનોમા પ્રેસ પત્ર અને પ્લેટફોર્મ એ ત્રણ સાધનો મુખ્ય છે. તમારૂં પત્ર સિંધમા સારી સેવા કરી રહ્યું છે, એવુ મેં જાણ્યું છે. અને તમે જો મારી પ્રવૃત્તિમા મદદગાર થશો, તો હું તમારો આભાર માનીશ.''

## અમે શા માટે આવ્યા છીએ ?

મલીરના મેળાએ અમારી મંડળીને ખૂબ ઘેરી લીધી હતી. તમામ સાધુઓ પાસે ટોળાંને ટોળાં આવજા કરતાં હતાં. દરેકની પાસે પ્રશ્નોત્તરીની હારમાળાઓ ચાલતી હતી. થાકયા પાકયા હતા, કરાચીમાં

જવાનું હતું. આરામની જરુર હતી. છતા લોકોનો ધસારો એટલો બધો હતો કે સાંજ સુધી જરા પણ શાંતિ ન મળી લોકોએ આગ્રહ કર્યો કંઇ પ્રવચન આપવા માટે. આજે શું પ્રવચન આપી શકાય ? વિચારસરણી મંદ પડી ગઇ હતી. છતાં 'દેવધર પ્રાગજીની ધર્મશાળા'ના મેદાનમા થોડા શબ્દોમાં અમારો સિંધમા આવવાનો ઉદ્દેશ અને સાથે સાથે જરા ભવિષ્યને માટે ચિમકી લગાવી. મેં તે પ્રવચનમાં જે કહ્યુ તેનો ટુંકસાર આ છેઃ—

"આજે તમે મારૂં પ્રવચન સાભળવા ઉત્સુક બની રહ્યા છો, પણ અમે જ્યારે કરાચી આવીશું ત્યારે તમે અમને સાભળવા માટે આટલી ઉત્સુકતા હંમેશને માટે રાખશો કે કેમ ? એનો જવાબ આપશો. તે વખતે તમે એમ તો નહિં કહોને કે 'સાહેબ, અમને વખત નથી મળતો. અમે કામ ધધામા ગુંથાઇ રહીએ છીએ ?'

"અમે કેવળ જૈનોને ઉપદેશ આપવા નથી આવ્યા, બની શકે તેટલા અંશે ભગવાન મહાવીરની અહિંસાનો સંદેશ સિંધના ગામડે ગામડે પહોચાડવા આવ્યા છીએ.

"વ્યાખ્યાન સાભળ્યા પછી તેને તમારા જીવનમા ઉતારશો નહિં, ત્યાસુધી કંઈ લાભ થવાનો નથી, તમે સુખી થવા ચાહતા હો તો બીજાને સુખી કરવા પ્રયત્ન કરો દુઃખીયાઓ પ્રત્યે સહાનુભૂતિ રાખો. અમારામા એવી શક્તિ નથી કે સિંધમા અહિંસા પ્રચારનું મહાન્ કાર્ય હુ અને મારા સાથીઓજ કરી શકીએ. અમને પત્રકારોના, શ્રીમન્તોના અને સેવાભાવી યુવકોના સહકારની ઘણી જરૂર રહેશે. કરાચીમા પ્રવેશ કર્યા અગાઉ તમારા તરફના સહકારની ભિક્ષા માગી લઉં છુ."

મલીરથી ડિગ્રોડ અને ડિગ્રોડથી ગુજરાતનગર થઇને જૈન અને જૈનેતર સમસ્ત પ્રજાએ કરેલા સ્વાગત પૂર્વક અમે તા. ૧૦–૬–૩૭ સવારના સાત વાગે કરાચી શહેરમા પ્રવેશ કર્યો.

—: ૧૧ :—

## પ્રવેશ

**૧૦મી** જુન ગુરૂવારનો દિવસ હતો, સવારના ૬ વાગે ગુજરાતનગરથી પ્રસ્થાન કરી અમારી મંડળી સદરમાં આવી. સદરનું એક સ્થાન સદરમાં રહેતા જૈન ભાઇઓના હાર્દિક ઉમળકાથી શણગારવામાં આવ્યું હતું. ધીરે ધીરે ભાઈ બહેનોનાં ટોળાં એકત્રિત થયાં. શહેરના અજૈન નાગરિકો આવવા લાગ્યા. પારસી, સિંધી તેમજ મસ્તક સુધી ધારણ કરેલી શુદ્ધ ખાદીથી કેટલાકો 'કોંગ્રેસવાદીઓ' તરીકે પણ ઓળખાઇ જતા હતા. શિખ મીલીટરી બેન્ડ સાથે જૈન યુવકોનું બેન્ડ પણ હૃદયની ભક્તિના સુર કાઢતું હતું. ઠીક સાત વાગે સદરથી શહેર તરફ પ્રસ્થાન કર્યું. અમારા જેવા ભિક્ષુકોનું-સેવકોનુ આટલું સન્માન શાને માટે? અમારી સેવા તો હજુ બહુ દૂર હતી. કાલે શું થશે અને શું કરીશું? એની કોઇને ખબર ન હતી. કદાચ હોય, તોયે સેવા પછીજ સન્માન હોય, પણ સેવા પહેલાં આટલું સન્માન શા માટે? આ સન્માન પણ કેવળ

જૈનસંઘ તરફનું ન હતું. કરાચીની સમસ્ત કોમોના પ્રતિનિધિઓ તરફનું આ સમ્માન હતું. એટલે અમારા માટે વધારે બોજો હતો. આવા સમ્માનને અમે યોગ્ય છીએ કે નહિં ? એનો જવાબ પ્રતિક્ષણ આત્મા પાસેથી હું માગતો હતો. કોઇ પણ જાતના પરિચય વિના, કંઇ પણ કાર્ય કર્યા વિના અજાણી વ્યક્તિઓને કરાંચીની સમસ્ત જનતા આટલું સમ્માન આપે, એ કેવળ એમની સજ્જનતા, એમની ધર્મભાવના અને એમની ભક્તિના પડઘા સિવાય બીજું શું કહી શકાય ? જ્યારે બીજી તરફથી અમારે માટે મોટામાં મોટો પરિષહ હતો. જૈનસાધુઓને પોતાના સંયમની રક્ષામાં બાવીસ પરિષહો સહન કરવા પડે છે. એમાંનો આ પણ એક પરિષહ છે. 'ડાંસ, મચ્છર, ભૂખ, તૃષા, ખરાબ જમીન કે એવા અનેક પરિષહો કરતાં આ 'સત્કારનો પરિષહ' સહન કરવો અતિ કઠણ છે. બસ આજ વિચાર પ્રતિક્ષણ મારા મનમાં આવ્યા કરતો હતો. સત્કાર અને સમ્માનના સમયમાં માણસને ફૂલાઇ જતાં વાર લાગતી નથીઃ તેને હર્ષ થયા વિના રહેતો નથી. અને ફૂલાઇ જવું અને હર્ષ થવો, એજ સંયમમાં બાધા પહોંચાડે છે. સંયમને બાધા પહોંચાડે એવાં કાર્યો, એજ ઉપસર્ગ કે પરિષહ છે.

## પત્રકારોની સજ્જનતા

આ પ્રમાણેના સમ્માનથીજ ન કેવળ અમારા ઉપર ઉપસર્ગ થઇ રહ્યો હતો. બલ્કે સ્થાનિક પત્રોએ અગ્રલેખો લખીને પણ અમને ખૂબ તપાવ્યા હતા. આજે વર્તમાન પત્રો, એ જગત્‌ને જાગ્રત કરનાર, સાવધાન કરનાર, ઓળખાણ કરાવનાર બ્યૂગલો છે. કોઇપણ લખાણ કે વચન ઉપરથી લખનારના કે બોલનારના હૃદયગત ભાવોનો પરિચય થાય છે. જેવા જેવા હૃદયમાં ભાવો હોય છે, તેવાં તેવાં વચનો નિકળે છે. એમાં જેના માટે વચનો નિકળ્યાં હોય, એના કરતાં વચન કાઢનારનીજ યોગ્યતા

કે અયોગ્યતાનો પરિચય વધુ થાય છે. સ્હામો માણુસ ગમે તેવો હોય, પરન્તુ માન અપમાન કરનાર સ્વયં પોતાની યોગ્યતાનો પરિચય કરાવે છે. અતિથિના સત્કાર કરવો કે ન કરવો ? કેવો કરવો ? એ તો સત્કાર કરનાર ઉપર આધાર રાખે છે. એટલે 'અતિથિ'નો કરેલો સત્કાર એ ખરી રીતે અતિથિનો સત્કાર નથી, પરન્તુ કરનારનો સત્કાર છે. કરાચીની જનતાએ જે સમ્માન કર્યું, તે અમારૂં સમ્માન નહિં હતું, પરન્તુ તેમનું પોતાનુંજ સમ્માન હતું. આવીજ રીતે જે જે પત્રકારોએ પોતાના અગ્રલેખો દ્વારા અમને સત્કાર્યાં–સમ્માન્યા, તે અમારી મંડળીનું સમ્માન નહિં હતું, પણુ તેમનું પોતાનું સમ્માન હતું. પોતાની સજ્જનતાનો પરિચય હતો.

જે જે પત્રકારોએ અમારા આ પ્રવેશ પ્રસંગે અગ્રલેખો લખી પોતાની સજ્જનતાનો પરિચય કરાવ્યો હતો, તેમાંના બેના ઉતારા અહિં કરવા ઉચિત સમજુ છું.

"જૈનોના સ્વ૦ મહાન્ સૂરિસમ્રાટ શ્રીવિજયધર્મસૂરીશ્વરજી મહારાજના દિલમાં સિંધ પ્રદેશમા અહિંસાના પ્રચારાર્થે આવવાની એક પ્રબળ ભાવના હતી, પણ તેઓશ્રીના સ્વર્ગવાસથી સિંધની ભૂમિ આ મહાન્ વિભૂતિના દર્શન વિહોણી રહી ગઇ. મુનિ મહારાજ શ્રીવિજયધર્મસૂરીશ્વરજીને આજે કોણ નથી પીછાનતું ? તેઓશ્રી બાબત જાહેરસભામાં બોલતાં ઇંદોરના એક વિદ્વાન ડૉકટરે જણાવ્યું હતું કે– 'આચાર્ય વિજયધર્મસૂરીને નહિં જાણતા હોય એવા કેટલાક શિક્ષિતો હિંદમાં હશે, પણ જર્મનીમાં દરેક ગામ અને મહોલ્લામાં આચાર્યનું નામ પ્રખ્યાત છે. ખુદ મેં પોતે આચાર્યશ્રીનું નામ પહેલવહેલું જર્મનીમાં સાંભળ્યું હતું.'

આવા વિશ્વવિખ્યાત આચાર્યશ્રીના વિદ્વાન્ શિષ્યો–મુનિ મહારાજશ્રી વિદ્યાવિજયજી અને મુનિ મહારાજશ્રી જયંતવિજયજી અને બીજા ત્રણ મુનિ-રાજો શિવગંજ ( મારવાડ ) થી લગભગ ૫૦૦ માઇલ પગે ચાલીને ભૂખ અને

તરસની પરવા કર્યા વગર મારવાડ અને સિંધના ભયંકર જંગલો અને વેરાન રેતીનાં રણો વઠાવીને, મારવાડની કકડતી ઠંડી અને સિંધની આગ વરસાવતી સખ્ત ગરમી સહન કરતા કરતા સિંધ દેશના પાટનગર કરાચી ખાતે તેઓશ્રીના પુનીત પગલા થયા છે, એ સિંધના લોકોના અહોભાગ્ય ગણાય. આ મહાન્ ત્યાગીઓને કરાચીના આગણે અમે દિલોજાન આવકાર આપીએ છીએ.

મુનિશ્રી વિદ્યાવિજયજી મહારાજ એક પ્રખર વિદ્વાન, વક્તા, લેખક અને મહાન સુધારક છે, એટલુંજ નહિ પણ સર્વધર્મ સમભાવી છે. તેમણે હિંદી અને ગુજરાતી ભાષામા લગભગ પાત્રીસેક જેટલા પુસ્તકો લખ્યા છે. જે લોકોમા સારો આદર પામેલ છે.

મુનિશ્રી જયંતવિજયજી મહારાજ ઇતિહાસતત્ત્વવેત્તા અને મહાન અભ્યાસી છે. તેઓશ્રીએ આબુ પહાડની દરેકે દરેક માહીતી આપતુ ' આબુ ' નામનું પુસ્તક રચ્યું છે. આ પુસ્તક ભારતવર્ષની પ્રાચીન શિલ્પકળા અને ઐતિહાસિક શોધખોળના અભ્યાસીઓ અને યાત્રીઓને માટે ઘણું ઉપયોગી પુરવાર થઈ ચૂકયુ છે. આવા કેટલાક પુસ્તકો તેઓશ્રીએ પણ લખ્યા છે.

આ મહાન્ યોગીઓ કંચન અને કામિનીના સંપૂર્ણ ત્યાગીઓ છે સિંધ પ્રદેશમાં આવવાનો તેઓશ્રીનો ઉદ્દેશ સિંધ દેશમા ભગવાન્ મહાવીરનો અહિંસાનો સંદેશો ' જીવો અને જીવવા દો ' એનો પ્રચાર કરવાનો છે.

સિંધ દેશની અંદર વરસો થયા ચાલી આવતી માસાહારની જડ ઉખેડી નાખવાની મુનિઓની મનોવાચ્છના પૂરી થાય, અને તેમ કરવામા ફક્ત જૈનોજ નહિ, પણ સર્વ ધર્મના જીવદયા પ્રેમીઓ અને જીવદયાપ્રેમી સંસ્થાઓ તેમને સહકાર આપે, એટલુ ઈચ્છી આ પવિત્ર આત્માઓને કરાચીના આગણે અમે સત્કારીએ છીએ.' ( હિતેચ્છુ તા. ૧૦-૬-૧૯૩૭ )

' દિવસે દિવસે વધુ ને વધુ દુઃખી થતો જતો સંસાર કયા જઇને થોભશે, એ આજના માનવીઓનો ઘણો અકળાવનારો સવાલ છે. સંસારીઓના દુઃખ એટલા અસહ્ય થતા જાય છે કે માનવીઓ ગભરાઈ જતા દુઃખમુક્તિ માટે કાઇને

કાંઇ અનિચ્છનીય કરવા તરફ ઘસડાઈ જાય છે. આજના વર્તમાનપત્રો ખાસ કરીને દૈનિક વર્તમાનપત્રોમાં દુઃખના માર્યા કંઈક આત્માઓ આત્મહત્યા તરફ ખેંચાઇ જતા માલુમ પડે છે. જેમ દિવસો જાય છે, તેમ આવા બનાવો વધતા ને વધતા જતા દેખાય છે.

માનવ સમાજ માટે આ સામાન્ય બાબત નથી. સમયે સમયે માનવ સમાજ માટે ઉપસ્થિત થતા વિવિધ સવાલોનો ઉકેલ, સમાજના અસ્તિત્વ અને નિભાવ માટે લાવવાની જરૂર હોય છે, તેમ હાલના સમયમા, માનવ સમાજના અસ્તિત્વ અને નિભાવ માટે માનવીઓની આત્મહત્યાઓનો વધતો જતો પ્રશ્ન તાત્કાળિક ઉકેલ માગે છે. મુંબઇ શહેરમા રોજ બરોજ સ્ટવથી દાઝી મરવાના બનતા બનાવોની પાછળ જાહેર થયેલું સંસારીઓનુ દર્દ, કલકતામા કન્યાદાન આપવા માટે સાધન નહિં હોવાના કારણે થતી આત્મહત્યા, પરીક્ષામા પાસ નહિં થવાને કારણે વડોદરામા સુરસાગરમા અપાતા યુવાનોના ભોગ, અસહાય વિધવાઓને નિભાવના સાધનોને અભાવે જીવનનો અન્ત લાવવાવી પડતી ફરજ, ભૂખમરાથી પીડાઇ અને રીબાઈ કાંઈ પણ આધાર નહિ મળતા અનેક બેકારોને રૂંધવા પડતા શ્વાસોશ્વાસ, આવા પ્રતિદિન બનતા બનાવો આજના માનવ સંસારની દુઃખદ અવસ્થા જાહેર કરે છે. અને જો એ જાહેરાત આવી દુઃખદ અવસ્થામાની માનવીઓની મુક્તિ કયી રીતે થાય, તેનો ઉકેલ માગતી નહિં હોય, તો એ જાહેરાત શા માટે છે ? વર્તમાન પત્રોમા આવા બનાવો આજના સંસારની સ્થિતિ માનવજગત સમક્ષ રજુ કરવા અને તેનો ઉકેલ લાવવાની ગર્ભિત સૂચના કરવા માટે અપાય છે. અર્થાત્ આજના જગત્‌ના મુખ્ય સવાલો-માનો આ પણ એક ગંભીર સવાલ છે કે માનવ સંસાર જે દુઃખીને દુઃખી થતો જાય છે, તેની એ દુઃખદાવસ્થામા મુકિત શી રીતે થાય ?

આવા ગંભીર સવાલનો ઉકેલ માત્ર તત્ત્વજ્ઞાનીઓજ બતાવી શકે. તત્ત્વ-જ્ઞાનીઓ સંબંધી સામાન્ય સમજ એવી હોય છે કે તેઓ તો અવધુત હોય, હીમાલયમાં વસતા હોય, દુનિઆ સાથે જેમને નિસ્બત ન હોય, વિગેરે. તત્ત્વ-જ્ઞાનીઓનો વ્યવહાર સાધારણ એવો હોય છે, પણ તત્ત્વજ્ઞાનીઓનો અર્થ એટલોજ નથી હોતો. તત્ત્વજ્ઞાનીઓ એટલે તથ્યાતથ્ય, વિવેકાવિવેક, કર્તવ્યા-કર્તવ્ય સમજનાર. ગાંધીજી હીમાલયમાં નથી વસતા છતાં તત્ત્વજ્ઞાની છે. આમ

તત્ત્વજ્ઞાનીઓ માનવ સમાજમાં પણ માનવસમાજના પ્રશ્નોના ઉકેલ માટે વિચારતા હોય છે.

આવા એક તત્ત્વજ્ઞાની મહાપુરૂષ મુનિ શ્રીવિદ્યાવિજયજી મહારાજ કરાચીના પાદરે આવી પહોંચ્યા છે સિંધમાંના માનવ સમાજના દુઃખ દર્દોની આગને તત્વની સમજથી શાંત કરવા. ફીલ્સુફો વિચરે છે દુઃખી સમાજને શાંતિ આપવા અને દુખોનો નાશ કરવાનો ઉપાય બતાવવા. તત્વજ્ઞાન માટે જનતાનો શબ્દ હોય તો તે ધર્મ છે. ધર્મ એટલે વાડો કે પંથ નથી. ધર્મ એટલે તથ્યાતથ્યનો સમાજ, વિવેકાવિવેકનું જ્ઞાન, કર્તવ્યાકર્તવ્યની ઓળખ, અને જુદા જુદા ધાર્મિક પંથોના મૂળતત્ત્વો તપાસતાં તે બધાંનો સાર આજ માલમ પડશે.

ગાંધીજી જ્યારે કરાચી પધારે છે, ત્યારે જો કે તેમની પ્રવૃત્તિની વ્યવસ્થા કોંગ્રેસ તરફથી થાય છે, છતાં તેમનો ઉપદેશ સાર્વત્રિક હોય છે. તેજ પ્રમાણે મુનિ શ્રીવિદ્યાવિજયજીની પ્રવૃત્તિઓની વ્યવસ્થા શ્રી જૈન સંઘ તરફથી થશે, પણ તેઓ જનસમાજને ઉપયોગી એવો બોધ પ્રચારવા અહિં પધારે છે. ગાધીજીનો બોધપાઠ અહિંસા, દયા, વિવેક, સુવિચાર વિગેરે સર્વ તત્ત્વોપર મુનિશ્રી ઉપયોગી બોધ આપી શકવા સમર્થ છે. તે સાથે રાષ્ટ્રધર્મના પણ પ્રખર પ્રચારક છે. એવા તત્વજ્ઞાનીનું કરાચીને આંગણે સ્વાગત કરતાં અમને હર્ષ થાય છે. અમો આશા સેવીએ છીએ કે એમનો બોધ ગ્રહણ કરવા કરાચી અને સિંધવાસીઓ તત્પર રહેશે.

સિંધ સેવક તા. ૮ જુન ૧૯૩૭

ઉપર્યુક્ત પત્રકારોએ અમારા માટે જે શબ્દો ઉચ્ચાર્યા છે, એમાં એમની સજ્જનતા સિવાય બીજું શું છે ? વધુમાં એક પત્રકાર તરીકે તેમણે અમારા જેવા ધર્મ, સમાજ અને દેશ સેવકો તરફ જે આશાઓ વ્યક્ત કરી છે, એ પણ એમની રાષ્ટ્ર સેવાની ધગશને પ્રકટ કરે છે.

### હૃદયગત ભાવો

શહેરના જુદા જુદા લતાઓમાં ફેરવીને ૧૧ વાગે અમારી મંડળીને

રણછોડલાઇનમાં, વોરાપીરની પાસે જૈન ઉપાશ્રયે પહોંચાડી. આખા માર્ગમાં મારા હૃદયમાં જે વિચારોનું આંદોલન ચાલી રહ્યું હતું, તેજ વિચારો મારા પ્રાથમિક મંગલાચરણમાં શબ્દો રૂપે સરી પડયા. કરાચીની જનતાનો આભાર માનતાં તે વખતે મેં જે કંઇ કહ્યું હતું, તેનો સારાંશ આ છેઃ–

'સમય ખૂબ થઇ ગયો છે, એટલે ટૂંકામાં પતાવીશ. મને આ પ્રસંગે બે બાબતનું દુઃખ થઇ રહ્યું છે. અમારા પૂજ્ય ગુરૂદેવ વિજયધર્મસૂરિ મહારાજ વીસ પચીશ વર્ષ પહેલાં સિંધમાં આવવાની ભાવના રાખતા હતા. તેઓ સિંધને પોતાના ચરણોથી પવિત્ર કરે, તે પહેલાં એમણે આ મનુષ્ય દેહનો ત્યાગ કર્યો છે. આજે તેઓ મૌજૂદ હત અને સિંધના પ્રવેશ વખતે તેઓશ્રીનું તમે આવું સમ્માન કર્યું હત, તો તે ઘણું જ વ્યાજબી લેખાત. અને હું માનું છું કે તેઓના ચરણ સ્પર્શથી સિંધ પવિત્ર બની જાત. તેમની સેવામાં પાછળ પાછળ ચાલતાં અમને જે હર્ષ થાત, તે હર્ષ આજે નથી. આ વાતનું મને દુઃખ છે. અને બીજું સિંધમાં મારી સાથે સેવા કરવાનાં સ્વપ્ન સેવી રહેલો મારો વ્યવહાર દૃષ્ટિએ શિષ્ય અને સાથીદાર પ્રખરલેખક, વક્તા અને શોધક શ્રી હિમાંશુવિજયજી અકાળે હાલામાં સ્વર્ગવાસ થતાં હાલ તે મારી સાથે નથી. તે કલકત્તા યુનિવર્સીટીના ન્યાય-વ્યાકરણ સાહિત્યનો ડિગ્રીધારી સાધુ હતો. એના અવસાનથી અમારી પ્રવૃત્તિમાં એની ખોટ વખતો વખત જણાયા વગર નહિ રહે. પરન્તુ અમારા સ્નેહીઓ, ભકતો અને મિત્રોએ સૂચવ્યું છે તેમ, આપણે ધૈર્ય ધારણ કરી આપણી પ્રવૃત્તિને આગળ ધપાવવી, એજ આપણું કર્તવ્ય છે. અને એ પ્રવૃત્તિમા સહકાર આપવા માટે અહિંના પત્રકારોને, શ્રીમન્તોને, જૈનસંઘને અને સેવાભાવી યુવકોને જે મેં વિનતિ મલીરમાં કરી હતી, તેજ વિનતિ આજે ફરી કરુ છું.

'તમે બધા અત્યારે કેટલા બધા ખુશીમાં છો, એ તમારા ચહેરા ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. પરન્તુ તમારા આ સત્કારથી મને જે હૃદયમાં આંદોલનો ઉઠી રહ્યાં છે, તે જાહેર કરવા દેશો ? ઉત્તરાધ્યયન સૂત્રમાં સાધુઓને

માટે બાવીશ પરિષહ બતાવ્યા છે. જેમા માકડ, મચ્છર, ડાસ ભૂખ–તૃષા, ટાઢ–તડકો એ બધાની સાથે ' સત્કાર પરિષહ ' પણ કહેવામાં આવ્યો છે.

' સત્કાર પરિષહ ' સહન કરવો એ બહુ કઠણ છે. તમે બધા સમજતા હશો કે સાધુઓ આવી ધૂમધામથી ખૂબ રાજી થશે, પરન્તુ હું તમને ખરેખર કહું છું કે તમારા આ સમ્માનથી મારી આખો નીચે ઢળે છે. અમે શું એવું બહાદુરીનું કામ કર્યું છે કે જેથી તમો આટલું બધું સમ્માન કરો ? અને આ સમ્માનને જીરવવાની પણ અમારામા શક્તિ કયા ? અમારો ધર્મ છે કે ગામે ગામ વિચરવું, તમામ જનતાને સમભાવથી ઉપદેશ આપવો. એમા વળી આવા પરિષહો શા ? છતા હું જાણું છુ કે આ બધું તમારી ભક્તિનું પ્રતિબિમ્બ છે એટલે અમે એને પાછી ઠેલવાને માટે અશક્ત છીએ. જનતાના હૃદયની ઇચ્છાને રોકવી, એ પણ ઘણુ મુસ્કેલ છે. તમે જાણો છો કે મલીરમા અમારે છૂપી રીતે આવવાનું હતું. છતા તમે ભેગા થયા. અમારા મનમા હતું કે ત્યા ખર્ચ ન થાય, તો સારૂં, છતા તમે તમારો વિવેક ન ભૂલ્યા. પણ એક વાત જરૂર કહું. અત્યારે તમે જે ઉત્સાહ બતાવી રહ્યા છો, તેજ ઉત્સાહ કાયમને માટે તમારા હૃદયમા રાખશો. જીવદયા અને બીજાં કાર્યો માટે તમારી પાસે અપીલ કરવામા આવે ત્યારે કોથળીનું મો ખુલ્લુ રાખશો. અને તન, મન, ધનથી ઉભા રહેજો. અમારો આવવાનો ઉદ્દેશ કેવળ શ્રાવકોને ઉપદેશ આપવાનો કે માત્ર ક્રિયાકાડ કરાવવા પુરતો નથી. અમારૂં સિંધમા આવવાનુ ધ્યેય કેટલું ઉંચું છે, એ તમે જાણો છો આપણે આપણી ભાવના અને ધ્યેયમા આગળ વધવા પ્રયત્ન કરીએ, એજ આપણું કર્તવ્ય છે આપણે માટે પણ શ્રી હિમાંશુવિજયજીનો માર્ગ તો મુકરર થએલો છે. આપણે એ પંથે પ્રયાણ કરીએ, તે પહેલા આપણા સમયને સફળ કરી લઈએ. વિજળીના ચમકારામા મોતી પરોવવાના છે. કેટલુ કઠણ છે, એ વિચારી શકો છો. વિજળીના ચમકારાને તો કંઇક સમય લાગશે, પણ આપણા સમયને જતા વાર નહિ લાગે. આખ મિંચાતા કેટલીવાર ? આ વસ્તુને જો સમજી લઈએ, તો આપણે જરાયે પ્રમાદ ન કરીએ. '

આ પ્રમાણે ટૂકામાં પ્રવચન પતાવી, ગઇ કાલે એટલે તા. ૯ના ' સિંધસેવક ' અને ' મહાગુજરાત 'ના અધિપતિએ પ્રકટ કરેલા મારા નિવેદન તરફ ઇશારો કર્યો. તે નિવેદન આ હતું:—

'કરાચીમાં અમે પહેલે પહેલ આવીએ છીએ. અમને અહિંની પ્રજા સાથે વિશેષ પરિચય નથી. છતાં કરાચીમાં રહેનારા જૈનો–સ્થાનકવાસી અને મંદિરમાર્ગીનો ઐકયભાવ, સમભાવ બધા ક્ષેત્રો કરતા હું વધારે જોઇ શકયો છુ. હું તો એ જરૂર ચાહું છું કે જૈનધર્મના જુદા જુદા ફિરકાઓ કદાચિત્ બધા મટીને એક ન થઇ જાય, તો પણ સામુદાયિક દૃષ્ટિએ પોતાની ક્રિયામાં ચુસ્ત રહીને, જૈનધર્મની ઉન્નતિ અને ખાસ કરીને ભગવાન્ મહાવીરની અહિંસાને ધ્યાનમાં લઇને સાર્વજનિક કાર્યોમા પરસ્પરના સહકાર પૂર્વક કાર્યો કરે, તો તે વધારે ઇચ્છવા જોગ અને લાભકર્તા થઇ પડે.

'સામ્પ્રદાયિકતાના કારણે જૈનધર્મને ઘણું સહવું પડયું છે. જગત્મા શાન્તિને સ્થાપન કરનારો મહાવીરનો ધર્મ, તેને જો જૈનો બરાબર ઓળખે, તો વર્તમાનમાં ચાલતા ઘણા કલેશો પોતાની મેળેજ શાન્ત થઇ જાય. જ્યાં જીદ્–આગ્રહ હોય છે, ત્યા રાગ–દ્વેષની વૃદ્ધિ હોય છે, અને જ્યા રાગ–દ્વેષની વૃદ્ધિ, ત્યાં જૈનત્વની ખામી.

'અહિંના જૈનો માટે તો મારો એટલોજ સંદેશ છે કે તેઓએ અત્યારે પ્રારંભમાં જે ઐકયભાવ બતાવ્યો છે, તેવો કાયમનો અને સાચા દિલનો રાખે. અને જો તેમ થશે તો અમારૂં કરાચી આવવું વધારે અંશમા સફળ થશે.

'કરાચીની જૈન સિવાયની અન્ય પ્રજા પ્રત્યે પણ હું એજ ભાવના રાખું છુ કે—અમે કરાચીમા જે કંઈ સેવાનું કાર્ય કરી શકીએ, તેમા અમને સહકાર આપે.'

આ પ્રસંગે 'સિંધસેવક'ના અધિપતિ શ્રીયુત ભદ્રશંકર ભટ્ટ, ભાઇ **પી. ટી.** શાહ અને સનાતનધર્મસભાના પ્રમુખ અને કરાચીના પ્રસિદ્ધ નાગરિક સિંધી ગૃહસ્થ શેઠ લોકામલ ચેલારામે પોતાની હાર્દિક ભક્તિના ઉદ્ગારો વ્યક્ત કર્યા પછી આજનો પ્રારંભિક મંગલાચરણનો મેલાવડો વિખરાયો હતો.

●

—: ૧૨ :—

# ત્રાસદાયક ત્રિપુટી

સંસારની દરેક વસ્તુની બે બાજુ હોય છે. સારી અને નરસી, સુખની અને દુઃખની. અમારી આ આખી યે યાત્રામાં જેમ અનેક વસ્તુઓ આનંદદાયક હતી, તેમ કેટલીક વસ્તુઓ ખૂબ ત્રાસદાયક પણ હતી. આવી જે જે વસ્તુઓ ત્રાસદાયક હતી, તેમાં ત્રણ તો વધારે ત્રાસદાયક હતી. તે ત્રણ વસ્તુઓ આ હતી: રેતી, સાપ અને પાણીનો અભાવ. આ ત્રણે વસ્તુઓ એવી છે કે જેનો લગભગ ઉપાયજ ન હોઇ શકે, અને તેમાં યે જૈન સાધુઓને માટે તો સિવાય કે ' ભાગ્ય ભરોસે હાંકયા રાખવું, ' બીજો ઉપાયજ શો હોઇ શકે? સાથના ગૃહસ્થો પોતાથી બને તેટલો ઉપયોગ રાખે, પરન્તુ જ્યાં એમનો પણ ઉપાય ન ચાલે, ત્યા તે પણ શું કરે?

## રેતીના ધોરા

બાલોતરા પછીથીજ આ દેશનો રસ્તો રેતાળ આવવા લાગ્યો હતો, દૂર દૂરથી દેખાતા

પહાડો, એ પત્થર કે વનસ્પતિના નહિં, પરન્તુ રેતીનાજ. ન કેવળ દૂરથીજ દેખાય. કોઇ કોઇ સ્થળે તો રેલવે સડકની આજુબાજુમાં પાસેજ મોટા પહાડ ઉભા હોય. સડકની બે બાજુએ દૃષ્ટિપાત કરીએ તો માઇલો સુધીમાં ન દેખાય ઝાડ કે ન મળે ઉભું રહેવાનું ઠેકાણું. પાણીનું નામ નહીં. ક્યાંય હોય તો પણ ખારૂં. છ–છ આઠ–આઠ દસ–દસ માઇલથી લોકો પાણી ભરી જાય, ચાર ચાર ને આઠ આઠ દિવસે એ ગામોનાં ઢોરો પાણી ભેગાં થાય.

બાલોતરા પછી પગે ચાલનારાઓને માટે રેલ્વે સડકને છોડીને બીજા રસ્તે ચાલવું ભયંકર છે. એ રેતીના પહાડોમાં એકાદ પગદંડી ચૂકીએ તો કયાં ઉતરી જવાય, એનો પત્તો ય ન ખાય. રેતીનાં રણોમાં ભંડીયા અને ગોખરૂની એટલી બધી બહુલતા કે લુગડું નીચે મૂકી શકાય નહિં. પગ મૂકતાં આખો પગ ભંડીયાથી ભરાઇ જાય ને નીચે બેસતાં તમામ કપડાં ભંડીયાથી લેપાઇ જાય. હાથથી એકાદ ભંડીયું ઉખાડતાં સેંકડો ઝીણી ઝીણી ફાંસો આંગળીઓમાં પેસી જાય. રેલના પાટે પાટે ચાલતાં પણુ આમાંની કઠીનતાઓ તો ખરીજ. ઘણે સ્થળે જ્યાં રેલવે લાઇનની પાસેજ રેતીના પહાડો હોય છે, ત્યાં આખી લાઇન રેતીથી ભરાયેલી હોય છે. આવે સ્થળે રેલની પગદંડીએ ચાલતાં પણ ઘણી તકલીફો પડે. શ્વાસ ચઢી જાય. પગદંડીને છોડીને પાટાઓની વચમાં ચાલીએ, તો કાંકરાથી પગ કાણા થાય. બે પાટાઓની વચમાં સ્લીપર ઉપર પગ મૂકી ચાલીએ તો પગલાં લાંબાં લાંબાં પડે એટલે થોડી વારમાં સાથળમાંથી નસો ખીંચાવા લાગે. ધીરે ધીરે ચાલવા જઇએ, તો રેતીમાંથી બહાર નીકળવાનો કેમ યે આરો આવે નહિં. અને જે લોકો ઉતાવળા ચાલે, તે આગળ જઇને પાછા થાય–એવા થાકી જાય કે થોડે દૂર જઇને બેસવુંજ પડે. કોઇ કોઇ સ્થળે તો રેતીથી પાટા પણ ઢંકાઇ ગએલા હોય છે. આવે સ્થળે બારમાસી ( રેલના મજુરો ) પાવડા લઇને રેતી દૂર કરતાજ હોય છે. ભોજન પણ લોકો કોઈ

બંધમકાનમાં કરે તો ઠીક, નહિં તો થોડી ઘણી રેતી ભોજનમાં પડ્યા વિના ન જ રહે. એટલું સારૂં છે કે જોધપુર લાઇનમાં સ્ટેશનો બહુ નજીક નજીક હોય છે. ૯ માઇલથી વધારે દૂર સ્ટેશન ભાગ્યેજ કોઇ હશે.

બાડમેર પછી તો રેગીસ્તાન આવે છે, બલ્કે બાલોતરા પછીથીજ રેતીના ધોરા દેખાવા લાગે છે. લગભગ દોઢસો માઇલ સુધી રેતીના મોટા મોટા પહાડો વીસ વીસ માઇલ સુધી ઉત્તર દક્ષિણમાં ઉભા છે. તેની ઉંચાઇ સીત્તેર સીત્તેર ફૂટ જેટલી પણ હોય છે. બસો હાથ ખોદવા છતાં પણ પાણી ન નીકળે, ને નીકળે તો ખારૂંજ.

## નાહિંમ્મતનાં નગારાં

રેતીનો ને સાપોનો જે ભય વિહારના પ્રારંભમાં અમે સાંભળતા હતા, તેના સાક્ષાત્ દર્શન હવે ધીરે ધીરે થવા લાગ્યાં. એટલે બાલોતરા છોડ્યા પછી અમારી સાધુમંડળીના મન શિથિલ થવા લાગ્યાં, અને જાણે નાહિમ્મતનાં નગારાં અમારા કાનો પર અથડાવા લાગ્યાં. હજુ તો પાશેરામાં પેલી પૂણી હતી. સેંકડો માઇલ જવાનું હતું. કેમ ચાલી શકાશે ? શું થશે ? એક તરફ ઠંડી હજુ પડી રહી હતી. એટલે અમારી સાથેના શ્રી નિપુણવિજયજીને ધીમો ધીમો તાવ અને છાતીનો દુખાવો પણ શરૂ થયો. અમને તો રોજ એજ ચિંતા રહેવા લાગી કે–આ બિચારા ડોસા ( જો કે ડોસા નહિં હતા, પણ અમારા બધામાં વધારે ડોસા જેવા એજ લાગતા ) કરાચી સુધી શી રીતે પહોંચશે ? પણ એ તો મુકામ કરીએ, ત્યાં કપડા કામળી ઓઢીને પડ્યા રહે. ને સવારમાં અમારી પહેલાં તૈયાર થઇને ધીરે ધીરે ચાલવા માંડે. બાલોતરા છોડ્યા પછી એક સાધુ તો વગર પૂછે–ચૂપચાપ ક્યારે પાછો ગચ્છન્તિ કરી ગયો, તેનો પત્તો યે ન લાગ્યો. પાછળથી માલૂમ પડ્યું કે તે નાકોડા તીર્થમાં પહોંચી ગયો છે. કોઇ કોઇ

સાધુનું એવું પણ મન થયું કે–" આમ ચાલી ચાલીને આપણો સંઘ દ્વારકા કેમ પહોંચશે ? વાણીઆ એક બે ડોળીઓ ખાલીતાણુાથી મંગાવે તો ઠીક થાય !" આ તો બધા વિચારો જ. બાકી જેમ તેમ હિમ્મત રાખીને અમે આગળ વધતાજ ગયા.

## સાપોનો ઉપદ્રવ

સાપોના ઉપદ્રવની જે હકીકતો વિહારની શરૂઆતમાં અમે સાંભળતા હતા, તેની સત્યતા માલાણી પરગણામાથી જણાવા લાગી. જે વાતો સંભળાતી હતી, તેથી પણ વધારે સંભળાઈ. રેતીનાં મેદાનોમાં અને પહાડોમા ભયંકર સર્પો રહે છે. ઉડી ઉડીને શ્વાસને ચૂસી લેનારા સર્પો પણ અહીં છે. લાખો કરોડો દરોની અંદર કયાં ઉંદર છે, કયાં નોળીયો છે, કે કયાં સાપ છે, તે જાણી શકાય નહિં. કયાંય પગ મૂકતાં કઇ વખતે નાગદેવતા ચરણસ્પર્શ કરી લે, એની પણ ખબર ન પડે. જુદી જુદી જાતના સાપોના કરડવાથી અનેકના મૃત્યુ થયાની કથાઓ સાંભળવામાં આવી. રેલના પાટાઓમાં પણ સાપો લપાઈ રહે અને જરાક ખડખડાટ થતાં ભડકીને એકદમ હુમલો કરે. રેલના ચાલવાથી અનેક સાપોનાં માથાં કપાઇ ગએલા પાટા પાસે પડેલા જોવામાં આવવા લાગ્યાં. ઘણે ભાગે આ દેશમાં સાપો ગરમી અને વરસાદના દિવસોમાં વધારે નિકળે છે. અમારી આ પરગણાની મુસાફરી વખતે વધારે ગરમી પડવી શરૂ નહોતી થઇ. હજુ ઠંડક હતી, એટલે અમને તેનાં દર્શન ક્વચિતજ થતાં. 'પીવન' નામનો સર્પ પીળા રંગનો અને ન્હાનો થાય છે. મોટા ભોરિંગોથી લોકો જેટલા નથી ડરતા, તેટલા આ નાના સર્પથી ડરે છે. કહેવાય છે કે મોકો મળતાં આ સાપ છાતી ઉપર ચડી જાય છે, અને શ્વાસ ખેંચી લે છે. દિવસ ઉગતા માણસ પથારીમાંથી મરેલો માલૂમ પડે. દીવાની આગળ આ સાંપ આંધળો બની જાય છે. બલ્કે દીવો દેખીને તે આવતો જ નથી.

રેગીસ્તાન છોડયા પછી સિંધમાં પણ સાપોનો એટલોજ ઉપદ્રવ છે. જેમ જેમ અમે નિર્વિઘ્નતા પૂર્વક આગળ વધતા જતા, તેમ તેમ અમારી મંડળી રોજ વિચાર કરતી કે 'ચાલો, અત્યાર સુધી તો બચ્યા છીએ.' પરન્તુ અભિમાન ઘણી વખત તત્કાળ પરચો બતાવ્યા વગર નથી રહેતું.

### સાપ કરડયો

મીરપુરખાસથી અમારી મંડળી હાલા જતી હતી. રેલ્વે સડક છોડી હતી. બિલાવલમરીથી અમારી સાથેના કેટલાક ગૃહસ્થો આગલી રાતે રવાના થયા. તેમની સાથે બેલગાડી હતી. રસ્તામાં ગાડીનાં પૈડાંથી એક નાળાની પાળ તૂટી ગઇ. નાળામાં વહેતું પાણી, જાણે જંગલની મજા ઉડાવવાનો અવકાશજ ન મળ્યો હોય, એમ જોતજોતામાં ફેલાઈ ગયું. અંધારી રાત હતી. રસ્તો સૂઝે નહિ, ગાડું પોતાના બન્ને પગ ( પૈડાં ) કીચ્ચડમાં ઘૂસેડીને એવું સત્યાગ્રહ કરી બેઠું, કે જાણે ગાંધીજીના સત્યાગ્રહીઓ. આખી રાત મહેનત કરવા છતાં, એક કદમ પણ આગળ ન વધ્યું. આ દરમિયાન એક ભોરિંગે આવીને ગાડાવાળાના પગને ચુંબન કર્યું. થોડીવારમાં ગાડીવાળો બેહોશ થયો. ભરભાંખરૂં થતાં મહામુસીબતે ગાડું બહાર કાઢી, ગાડાવાળાને ગાડામાં નાખી લોકો બેરાણી પહોંચ્યા, ત્યાંસુધીમાં તો અમે સાધુઓ પણ પહોંચી ગયા. સાપ–કરડેલા માણસની સ્થિતિ નાજુક હતી. ગુરૂદેવની કૃપાથી જે કંઇ ઉપચારો બન્યા તે કરવામાં આવ્યા. સાંજ પડતાંજ તે માણસ સ્વસ્થ થયો અને બીજા દિવસે તો બિલકુલ આરામ થઇ ગયો.

### લોકો કેમ રહે છે ?

સાપોનો આટલો બધો ઉપદ્રવ હોવા છતાં, લોકો કેમ રહી શકતા હશે ? એ શંકા જરૂર થાય. પરંતુ કુદરતના એવા નિયમો છે કે રોગની

સામે ઔષધિઓ પણ તૈયાર હોયજ છે. ઘણે ભાગે આ દેશના મનુષ્યો ડુંગળીનો ઉપયોગ વધુ કરે છે. ડુંગળીની ગંધથી સાપ દૂર ભાગે છે, એમ કહેવાય છે. એટલે લોકો પોતાની પાસે ડુંગળી રાખે છે. ઘરમાં ડુંગળીના ઢગલા પડયા હોય, અને મોઢામાંથી પણ ડુંગળીની બદબૂ નિકળતી હોય. આમ અનેક સાધનો દ્વારા મનુષ્ય પોતાનો બચાવ કરતા રહે છે. છતાં જેનાથી જેની તૂટી હોય,' એની બૂટી નથી. જે નિમિત્તે મૃત્યુ થવાનું હોય એ તો થાયજ છે.

## પાણીનો જીવલેણ ત્રાસ

જોધપુરની આ લાઇનમાં સ્ટેશનો, પહેલાં કહેવામાં આવ્યું છે તેમ, નજીક નજીક છે, પરંતુ દેશ રેતાળ, રેગીસ્તાનવાળો હોવાથી પાણીનું કષ્ટ છે એક પ્રકરણમાં પહેલાં કહેવાયું છે તેમ, દિવસમાં એક વખત એક ગાડી સાથે પાણીની ટાંકી રહે છે. આ ગાડીને 'જીવન' કહે છે. આ જીવનમાંથી દરેક સ્ટેશનનાં માણુસો એક દિવસ માટે જોઇતુ પાણી લઇ લે છે. જો આ પાણી ખૂટી જાય, તો તેને ભારે થઇ પડે. વરસાદ આવે છે તો પાણીની છૂટ થાય છે, અને પાણીની છૂટ હોય તો એ રેતાળ મુલકમાં પણ કેટલાક લોકો ઝુંપડાં કરીને રહે છે, અને પોતાના ઘેટાં બકરાંને ચરાવી અથવા થોડી ઘણી ખેતી કરી પોતાનું ગુજરાન ચલાવે છે. પરન્તુ જો વરસાદ ન થાય, તો તમામ લોકો પરદેશમાં ચાલ્યા જાય છે, અને આખો મુલક વેરાન જેવો દેખાય છે. અમે જે વર્ષમાં સિંધમાં આવ્યા, તે વખતે બે વર્ષથી વરસાદ નહિં પડેલો. અને સ્ટેશન ઉપર માણુસ મળે તે સિવાય આખા રસ્તે કોઇ ચકલું પણ ફરકતું ન જોવાય. પાંચ-પાંચ દશ-દશ માઇલ દૂરથી લોકો પાણી ભરી જાય, અને પોતાનો નિર્વાહ કરે. પાણીની ટાંકીવાળી ગાડી સ્ટેશન ઉપર આવે, ત્યારે સ્ટેશનની આસપાસમાં રહેનાર રેલ્વેના મજૂરોની બૈરીઓ અને છોકરાંઓ મટકાં લઇ લઇને તે

ટાંકી પાસે ઉભાં હોય. જેટલું આપ્યું તેટલું લીધુ, લેવાણું તો લીધું, નહિ તો ખાલી મટકે બીજા દિવસની રાહ જોતા બિચારાં ચાલતાં થાય. જોધપુર રેલ્વેની લાખો રૂપિયાની ઉપજ જોધપુર સ્ટેટને છે, છતાં દુઃખનો વિષય છે કે બાલોતરાથી મુણાબાવ સુધીનાં સ્ટેશનો રેગીસ્તાનના મુલકમાં આવેલાં છે. તેમાંનાં ઘણાં સ્ટેશનો ઉપર પાણીની સગવડ નથી. જોધપુર સ્ટેટ પોતાનું કર્તવ્ય સમજે તો કેટલાય જીવોનો આશીર્વાદ મેળવી શકે. પાણીની સગવડ કરવી તો દૂર રહી, રેલ્વે ઓફીસરો તરફથી હુકમ છે કે સ્ટેશનના સ્ટાફ સિવાય કોઇને પણ પાણી ન આપવું ! અને જે માસ્તરો પાણી લેવા દે છે, તેઓનો દંડ કરવામાં આવે છે. સ્ટેશન માસ્તરો પણ મનુષ્ય છે. એમનાં હૃદયમાં દયાના અંકુરો છે. ભયંકર રેતીની ગરમીમાં તપી રહેનારા બિચારા મજૂરો અથવા રસ્તે થઇને જનારા આવનારાઓ તૃષાથી ત્રાહિ ત્રાહિ પોકારતા સ્ટેશન ઉપર આવે, અને રેલની ટાંકીમાંથી અથવા પોતાની પાસે ।। પાણીમાંથી એક લોટો પાણી આપ્યા વિના એ માસ્તરો કેમ રહી શકે ? લાખોની પેદાશ કરનાર જોધપુર લાઇન પાણી માટે આટલો બધો ત્રાસ લોકોને ભોગવવા દે, એ તો બહુ દુઃખ અને આશ્ચર્ય ઉત્પન્ન કરે છે. ગઢરારોડ સ્ટેશન પર સાર્વજનિક કુવો હતો, એ કુવો થોડીકજ કિંમત આપી જોધપુર રેલ્વેએ ખરીદી લીધો, અને હવે ત્યાં પણ લોકો પાણી ભરતા બંધ કર્યા છે, એમ જાણવામાં આવ્યું. કેટલો દુઃખનો વિષય ! !

### જોધપુર રાજ્યનું કર્તવ્ય.

જોધપુરના મહારાજા બહુ દયાળુ છે. પોતાની પ્રજાના સુખને માટે, પોતાની પ્રજાને ઉંચી લાવવાને અનેક પ્રકારના સાધનો ઉભા કરે છે. તો પોતાની રેગીસ્તાનમાં રહેનારી પ્રજાને માટે, કમમાં કમ આ સ્ટેશનો ઉપર ટાંકીઓ માર્ફત અથવા કુવાઓ દ્વારા પાણીનું સાધન શું ઉભું ન કરી

શકે ? એમ લોકો કહે છે. લોકોનું એ પણ કહેવું છે કે પાણીની સગવડ થાય તો જે લોકોને પાણીના અભાવે આ દેશમાંથી ચાલ્યા જવું પડે છે, તેઓ જ્યાં રહેતા હોય ત્યાંજ આબાદી કરીને રહી શકે. ઢોરઢાંખરને પોષી શકે. સ્ટેશનો પાસે આબાદી વધે. આબાદીના કારણે વેપારીઓ પોતાની દુકાનો લગાવે, ટ્રાફીકમાં વધારો થાય, કસ્ટમમાં વધારો થાય, અને સ્ટેશનો, કે જે ઉજાડખંખ જેવાં છે, તેની પણ રોનક વધે. આમ રાજ્યને ફાયદો થયા સિવાય નુકસાન તો નથીજ.

સજાનુ સ્થાન.

કેટલાંક સ્ટેશનો તો એવાં ભયંકર લાગે છે કે ત્યાં એ માસ્તરો બિચારા કેમ રહી શકતા હશે ? એજ વિચાર થાય. ચારે તરફ કાં તો રેતીના પહાડ હોય અને કાં તો માઇલોના માઇલો સુધીનુ મેદાન હોય. સ્ટેશનની એકાદ કોટડીમા ટેલીફોનનું ભૂંગળું, તારનુ ટેબલ અને ટીકીટોનું નાનકડું કબાટ સાચવીને માસ્તર બેસી રહ્યો હોય. ન કોઇ માણુસ આવે કે ન કોઇ ઢોર. આવા સ્થાનમાં પોતાની પત્ની સાથે તો બિચારો રહેજ શું કામ ? ચોવીસ કલાકમાં બે ચાર માણુસ પણ આ સ્ટેશન ઉપર ન દેખાય. આવા એક સ્ટેશનમાં એક નવયુવક નવા આવેલા સ્ટેશન માસ્તરને મેં પૂછ્યું: 'માસ્તર, તમારાથી અહિં કેમ રહી શકાય છે?' મને જવાબ આપ્યો: 'મહારાજશ્રી ! આપને ખબર નથી. આ સ્ટેશનો એ કાળાપાણી તરીકે મુકરર થયાં છે. કોઇ સ્ટેશન માસ્તરે કંઇક ગુન્હો કર્યો હોય, એને બીજી સજા ન કરતાં ત્રણુ મહીના માટે આવાં સ્ટેશનો ઉપર ધકેલવામાં આવે છે. કાળા પાણી કરતાં પણ આવા સ્થાનમાં રહેવું વધારે ભયંકર છે. ત્રણુ મહીના કે જેટલો સમય અમારે આ સજા ભોગવવાની હોય છે, ત્યાં સુધી અમારો જાન જોખમમાં હોય છે. સો-બસો રૂપીઆ દંડ કરે કે જોધપુરની જેલમાં છ-બાર મહીના રાખે, તે સજા સારી છે; પણ આવા સ્ટેશન ઉપર રહેવાની

સજા ભારે છે, મારા જેવા કોઇ નવા ઘોડાને શીખવવા માટે પણ આ સ્ટેશનો ઠીક સાધનભૂત છે. ઝાઝો સામાન સાચવવાનો નહિં, ઝાઝી ટીકીટોનો હીસાબ રાખવાનો નહિં, તેમ માલ પણ ઝાઝો જવા આવવાનો નહિં, એટલે નવો ઘોડો પલોટાય છે અને સ્ટેશનનું સ્ટેશન સચવાય છે. ”

## સ્વયંસેવકોને પડેલો ત્રાસ

જોધપુર લાઇનની માફક પાણીનો ત્રાસ તો હૈદ્રાબાદથી કરાચી જતાં વધારે અનુભવવો પડયો. જોધપુર લાઇનમાં તો સ્ટેશનો નજીક આવે, એટલે વ્હેલાં મોડાં પાણી મળે યે ખરૂં. પરન્તુ હૈદ્રાબાદથી કરાચી સુધીમાં, કેટલાંક સ્ટેશનો કાઢી નાખેલાં હોવાથી, ભારે વિટંબણા ભોગવવી પડે છે. એવોજ એક કિસ્સો ઓંગરનુ મુકામ કરેલું, ત્યાં બની ગયો. ‘ પાણી મળી જશે, ’ એવી આશાએ સ્વયંસેવકો આગળ ગયા. પત્થરના પહાડોની વચમા એક વખતનું જૂનું આ સ્ટેશન અત્યારે ઝૂંપડા સરખું પણ નથી. સ્વયંસેવકો એક ગાર્ડની મહેરબાનીથી ભુલારીથી આગળ ગયા. અને ઓંગર જઇને ઉતરી પડયા. તૂટેલાં ફૂટેલાં અને ઉપર વર્ણન કરવામાં આવ્યું છે તેવાં, એક બે મકાન અહિં હતાં. અમારી સાધુમંડળી પાછળ ભુલારી-ના સ્ટેશન ઉપર રહી હતી. સ્વયંસેવકોએ કેટલી યે તપાસ કરી, આખા જંગલમાં કયાંય પણ પાણી તેમને ન મળ્યું. કોઇ ગાડી આવે તો તેને ઉભી રાખી, છેવટે ઇન્જીનમાંથી પણ પાણી લઇશું, એમ વિચાર કરતા રહ્યા. ગાડીઓ તો ધણી યે આવી અને ગઇ. પણ આ ભલા માણસોને માટે કોણ ગાડી ઉભી રાખે ? ન હતુ ખાવાનું કે ન હતું પીવાનું. દિવસ ચઢતો ગયો તેમ અગ્નિનો વરસાદ વરસવા લાગ્યો. પાસેના પહાડની ગરમીએ અગ્નિમાં લાકડાં નાખવા જેવું કર્યું. બિચારા સ્વયંસેવકો ત્રાહિ ત્રાહિ થઇ ગયા. ભૂખ્યા તરસ્યા તડફડીયાં મારવા લાગ્યા. ગમે તેવા કષ્ટમાં દિવસ તો નિકળી ગયો, પણ રાત કાઢવી એમને ભારે થઇ પડી.

ચાદરૂં બિછાવીને આકાશમાં આળોટતા-તડફડીયાં મારતા, સાપ વીંછી-ઓના ભયથી ભયભીત થતા આ યુવકો પડયા રહ્યા. ગળાં સુકાઇ ગયાં, જીભે કાંટા થવા લાગ્યા. માથામાં ગરમીઓ ચડી ગઇ. કેટલાકોને તો નાકમાંથી લોહી નિકળ્યાં, માત્ર એમાંથી કોઇ ઓછો ન થયો, એટલું જ ગુરૂદેવની કૃપાથી બાકી રહ્યું. બીજે દિવસે આઠ–સાડા આઠ વાગે અમારી સાધુમંડળી *પહોંચી ગઇ. તે પછી થોડી વારે એક ગાડી આવી, તેમાંથી તે લોકોએ જોઇએ તેટલું પાણી ભરી લીધું, અને એમના તપેલા દેહોને શાંત કર્યો.

આવી આવી અનેક વિટંબણાઓ અમારી આ ત્રાસદાયક ત્રિપુટીએ વખતો વખત ઉભી કરી હતી. પરન્તુ ગુરૂદેવની કૃપાથી અમારી મંડળી પંથ કાપતીજ રહી.



—: ૧૩ :—

## વિહારમાં પ્રવૃત્તિ

જૈન સાધુઓનો પાદવિહાર, એ આજના યંત્રવાદના જમાનામા લોકોને બહુ આશ્ચર્યમાં નાખે છે. સમયનો બચાવ કરવાનાં સાધનો એક પછી એક નિકળતાંજ રહ્યાં છે. ઘોડા, ઉંટ, ગાડી, રેલ, મોટર અને હવાઇ જહાજ સુધીનાં સાધનો કૂદકે અને ભૂસકે નીકળી રહ્યાં છે. દેખીતી રીતે આ સાધનોનો ઉપયોગ કરનાર થોડા સમયમા ઘણું કાર્ય કરી શકે છે, એમ બાહ્ય દૃષ્ટિએ જોનારને જરૂર દેખાય છે, પરન્તુ સંસારનો ત્યાગી વર્ગ, કે જેણે કેવળ નિઃસ્વાર્થ વૃત્તિથી જગતનું કલ્યાણ કરવા માટે ભેખ ધારણ કર્યો છે, એવાઓને માટે આ વર્ત-માન સમયનાં સાધનો, સિવાય કે એમને સંયમથી નીચે પાડે–ધીરે ધીરે પોતાની સાધુ-તાથી દૂર હઠાવે, બીજો ફાયદો કરી શકતાં નથી. ગૃહસ્થોને માટે એ સાધનો જરૂર ઉપયોગી લેખી શકાય ! બલ્કે ગૃહસ્થોને પણ એ સાધનો પરાધીનતા–ગુલામીરૂપ બને છે. અને તેનો અનુભવ ધીરેધીરે લોકોને થઇ રહ્યો છે. ખેર, પરન્તુ સાધુને માટે તો–ત્યાગીને માટે તો

નિતાન્ત હાનિકર્તાજ છે, એ વાત બહુ સૂક્ષ્મતાથી વિચાર કરતાં સમજાયા વગર નહિં રહે. અને તેનુંજ પ્રત્યક્ષ ઉદાહરણ છે કે હિંદુસ્તાનના બહોત્તેર લાખ સાધુઓની આજે આ દશા થઇ છે. સાધુઓનો માન મર્તબો શાથી ઓછો થઇ ગયો છે ? સાધુઓના નામથી લોકોને કેમ ઘૃણા ઉત્પન્ન થઇ છે ? એનું મૂળ તપાસવામાં આવે તો એકજ માલૂમ પડે છે કે સાધુમાં જે ત્યાગવૃત્તિ જોઇએ, જે જિતેન્દ્રિયતા જોઇએ, જે નિર્લોભતા અને સ્વતંત્રતા જોઇએ, તે નથી રહી. શાથી નથી રહી એનો જવાબ સીધો અને સરળ છે.

## આચાર પાલન

એક પગથિયું ચૂકનારો માણુસ નીચે આવીને પડે છે. સાધુ ત્યાગી છે. એણે ત્યાગનો ઉપદેશ આપવાનો છે. એણે સંસારી જીવોને સંસારનાં પ્રલોભનોમાંથી દૂર રહેવાનો ઉપદેશ આપવાનો છે. એણે સંસારના જીવોને નીતિપરાયણ બનાવવાના છે–સદાચાર તરફ વાળવાના છે. સંસારની વાસનામાં રચીપચી રહેલા જીવોને આત્મિકભાન કરાવવાનું છે. આ બધી યે બાબતોમાં જે માણુસ કુશળ હશે, પોતે તે પ્રમાણેનું આચરણ કરતો હશે, તેજ બીજાઓને સમજાવવાનો અધિકારી છે. સ્વયં લાલચમાં ફસાએલો માણુસ બીજાને ઉપદેશવાનો અધિકારી નથી. દેશના ઉદ્ધાર માટે આજે સેંકડો માણુસો 'દેશનાયક' તરીકેનું બિરુદ ધરાવનારા બહાર પડયા છે, વ્યાખ્યાનપીઠોને ગજાવે છે, ક્ષણભર માટે હજારો મનુષ્યોનાં હૃદયોને હચમચાવી મૂકે છે. આ બધુ છતાં આંટીઘુંટીનો પ્રશ્ન આવે છે ત્યારે, એકબીજા તરફથી સ્વાર્થની ગંધ આવે છે ત્યારે, સૌને એમ થાય છે કે ચાલો આપણે મહાત્મા ગાંધી પાસે. કારણ એ છે કે 'એ કોઇનો પણ પક્ષ કર્યા વિના અથવા પોતાની સ્વાર્થવૃત્તિનો જરા પણ અંશ રાખ્યા વિના પોતાના અંતર આત્માના અવાજ પ્રમાણે પોતાને સત્ય લાગે છે, તે રાહ બતાવે છે.' એવી શ્રદ્ધા લોકોની છે. અને તે શ્રદ્ધા

તે તરફ લઇ જાય છે. કંચનકામિનીની આસક્તિમાંથી સંસારના જીવોને બચાવવાનો ઉપદેશ, કંચનકામિનીનો સર્વથા ત્યાગી સાધુજ કરી શકે.

ભોજ-કાલીદાસનો સંવા

સાધુ તરીકેની, ગુરૂ તરીકેની જવાબદારી બહુ મોટી છે. સીડી ઉપર તો ધીરે ધીરે ચડાય છે, પણ પડતાં વાર નથી લાગતી. કારણ કે એક પગથીયું ચૂકતાં નીચે પટકાયા સિવાય માણસ રહી શકતો નથી. આના સંબધમાં ભોજ અને કાલીદાસનો સંવાદ બહુ સારું પ્રમાણ પૂરું પાડે છે.

ભોજરાજા એક દિવસ કાલીદાસને પૂછે છે:—

પ્રશ્ન:-' કોનામાં વિચાર નથી હોતો ? '

ઉત્તર.-' સમયે બતાવીશ. '

એક વખત ભોજરાજા પોતાના મહેલમાંથી બહાર નીકળી રહ્યા છે. સામેથી એક ફકીર આવે છે. એની ઓઢેલી ચાદર ઘણી જીર્ણશીર્ણ થઇ ગઇ છે. ભોજરાજાના હૃદયમાં દયા અને ભક્તિ ઉત્પન્ન થાય છે.

ભોજ પેલા ફકીરને કહે છે:—

પ્રશ્ન:—સાધુ, આ તમારી ચાદર જીર્ણ થઇ ગઇ છે, હું બીજી અપાવું ?

ઉત્તર- ના, મારી આ જીર્ણ ચાદર નથી, પણ માછલાં મારવાની જાળ છે.

પ્રશ્ન- તમે માછલાં ખાઓ છો ?

ઉત્તર– હા, એકલાં નહિં, મદિરાની સાથે.

પ્રશ્ન– દારૂ પીઓ છો ?

ઉત્તર– એકલો નહિં, વેશ્યાની પાસે બેસીને.

પ્રશ્ન– વેશ્યાને ત્યાં જાઓ છો ?

ઉત્તર– હા, દુશ્મનના માથા ઉપર પગ મૂકીને.

પ્રશ્ન– તમારા જેવા સાધુને દુશ્મન હોય ?

ઉત્તર– હા, ચોર છું. રોજ ચોરી કરૂં છું.

પ્રશ્ન– તમે સાધુ થઇને ચોરી કરો છો ?

ઉત્તર– હા, જુગાર ખેલવો પડે છે, પૈસા કયાંથી કાઢું ?

પ્રશ્ન– ત્યારે શું તમારામાં બધા યે દુર્ગુણો છે ?

ઉત્તર– હા, જે માણસ નષ્ટ–ભ્રષ્ટ થઈ જાય છે, આચાર ચૂકી જાય છે, એનામાં કોઇ વિચાર રહેતો નથી.

ભોજ રાજાને માલૂમ પડયું કે આ કોઇ સાધુ ફકીર નથી, પણ કાલીદાસ પંડિત છે. રાજાને ખાતરી થઈ કે ખરેખર એક પગથિયું ચૂકનાર નીચેજ પડે છે.

આજના ગૃહસ્થોનો ગૃહસ્થાશ્રમ જૂઓ. હજારો લાખો ઘરોમાં દેખાય છે કયાંય શુદ્ધ ગૃહસ્થાશ્રમ ? સાધુઓના પતનમાં પણ એ ગૃહસ્થો તરફથી મળતાં પ્રલોભનો વધારે કારણભૂત છે.

પગે મુસાફરી કરનારા સાધુઓ પોતાના આત્માનું કલ્યાણ કરવા સાથે ધર્મની, સમાજની અને દેશની ઘણી સેવા કરી શકે છે. સેવાનું ક્ષેત્ર વિશાળ છે. સેવાનાં સાધનો અસંખ્ય છે. પોતપોતાના આચારના પાલન પૂર્વક ગમે તે ક્ષેત્રમાં અને ગમે તે સાધનથી મનુષ્ય સેવા કરી શકે છે અને રાષ્ટ્રના ઉત્થાનમાં પણ મોટો ફાળો આપી શકે છે. સૌ પોતપોતાની મર્યાદામાં રહીને, પોતપોતાના ધર્મમાં રહીને પોતાનાં કાર્યો કરે, તો તે વગર હાનિએ મોટો લાભ કરી શકે છે. પોતાના ધર્મને ચૂકીને સેવા કરનારો માણસ લાભ કરતાં નુકસાન વધારે ઉઠાવે છે. લાખના બાર હજાર કરે છે.

સાધુ ' સાધુ ' છે, તો તે ત્યાગથીજ છે. બાહ્ય ક્રિયાકાંડમાં થોડોક અપવાદ વિકટ પ્રસંગોમાં ઉઠાવવો પડતો હોય તો તે ' સંકટ સમયે સાકળ ખેંચવા ' જેવું છે. આપદ્ધર્મ તરીકે કોઇ ચોક્કસ પ્રસંગ પૂરતો કોઇ બાહ્ય અપવાદ ઉઠાવવો પડે, પણ તેના મૂળમાં તો હાનિ નજ પહોંચવી જોઇએ.

પાદવિહારની આ ખાસ ખૂબી છે. મહાત્મા ગાંધીજીની ' દાંડીની કૂચ ' એ જૈન સાધુઓના પાદવિહારની એક અમુક સમય માટેની ટુંકી આવૃત્તિ હતી.

## લાલો

'ટકાની તોલડી તેર વાનાં માગે.' પાદવિહારને ચૂકયા પછી એક પછી એક એવાં લફરાં જીવનમાં પેસી જાય છે, કે જેમાંથી નિકળવું તો દૂર રહ્યું, પણ એ જાળ વધારે ને વધારે ગૂંથાતી જાય છે. આના ઉદાહરણ રૂપે કાશી, અયોધ્યા, હરદ્વાર અને એવાં સ્થાનો કે જ્યાં સાધુઓના અખાડા ને અખાડા પડયા હોય, ત્યાં જોવાથી વધારે ખાત્રી થશે. જૈન સાધુઓમાં

પણ 'ઇરાદે ધર્મ કે' અથવા એવાં બીજાં કારણોએ 'રેલ વિહાર' કરનારાઓની શી દશા થઇ છે? એ કોઇથી ક્યાં અજાણ્યું છે? બિચારા ગૃહસ્થાશ્રમમાંથી યે નીચે ગયા છે. 'વટલેલી બ્રાહ્મણી તરકડીમાંથી યે જાય' એ કહેવત શું ખોટી છે?

જ્યારે પાદવિહારથી કેટલો બધો ફાયદો થાય છે! કેટલો અપૂર્વ આનંદ! પ્રાતઃકાળમાં પાંચ-દસ-પંદર માઇલની મુસાફરી થાય છે. જંગલોની સુકી હવા તંદુરસ્તી અને મનને તાજગી આપે છે. જુદા જુદા ગામના મધુર પાણી પીવાનાં મળે છે. પહાડો અને જંગલોનાં કુદરતી સુંદર દૃશ્યો જોવાનાં મળે છે. ક્યાંય કષ્ટોની સામે થવું પડે છે. તો ક્યાંય કોઇ સુંદર ઝાડની નીચે, આકાશના તારા ગણતા અપૂર્વ આનંદ અનુભવાય છે. દેશ દેશના રીતરિવાજો જાણવાના મળે છે. મનુષ્ય સ્વભાવ પારખવાના મળે છે. ટૂંકમાં કહીએ તો સંસારનું દૃશ્ય સંસારનું સત્ય સ્વરૂપ અને વિશ્વજ્ઞાનની પ્રબળ પ્રેરણા એક માત્ર પાદચારણથી મળે છે. ઇતિહાસના શોખીનોને માટે ખૂબ ઐતિહાસિક સામગ્રી મળે છે. પુરાતત્ત્વના શોધકોને માટે પુરાતત્ત્વના અનેક સ્થાનો જોવાના મળે છે. લેવાય તેટલું લઇ શકાય છે. લેનાર જોઇએ.

### એક જ ચર્ચા

શિવગંજ (મારવાડ) થી કરાચી સુધીની લગભગ ૫૦૦-૬૦૦ માઇલની મુસાફરીમાં જે અપૂર્વ આનંદ અમારી મંડળીને આવ્યો હતો ને, વર્ણવી શકાય તેવો નથી. અમારી આખી મુસાફરીમાં જ્યારે ને ત્યારે, જ્યાં ને ત્યાં આ પ્રશ્ન તો ચર્ચાતોજ હોય: "મહારાજ, આટલા આટલા કષ્ટ ઉઠાવીને તમે જાઓ છો, એના કરતાં તમે રેલમાં કેમ જતા નથી? તમે ધારો તો હવાઇ જહાજમાં જઇ શકો છો." આ પ્રશ્નનો ઉત્તર

અમારા તરફથી જે આપવામાં આવતો, તે ઉપરના વિવેચન ઉપરથી સમજી શકાય તેમ છે. મારું તો માનવું છે કે અનેક પ્રકારના કાવાદાવા, પ્રપંચ અને જુઠને શરીરનાં રુંવાડે રુંવાડે, એકેક એક નસમાં, અરે નાનામાં નાના એક બિંદુમાં પણ-ભરી રાખનાર શહેરની જનતાને ઉપદેશ આપવામાં જે લાભ સમાયો છે, તેના કરતાં ભોળી, ભદ્રિક અને શ્રદ્ધાળુ ગામડાની જનતાને થોડો પણ ઉપદેશ આપવામાં વધારે લાભ રહેલો છે. દેશની સાચી સ્થિતિનું ભાન પણ શહેરની જનતા કરતાં ગામડાની જનતામાંથી વધારે થાય છે.

## ઉદ્દેશ ને સાધનો

અમારી મુસાફરીની પ્રવૃત્તિમાં ત્રણ ઉદ્દેશો રખાયા હતા (૧) માંસાહાર નિષેધ, (૨) દરેક કોમ અને ધર્માનુયાયીઓમાં પરસ્પર પ્રેમની વૃદ્ધિ અને (૩) જૈનધર્મના સિદ્ધાન્તોની વાસ્તવિકતાનો પ્રચાર. જ્યાં જ્યાં જેવા જેવા પ્રકારની આવશ્યકતા જણાઇ, ત્યાં ત્યાં તેવા તેવા પ્રકારનો ઉપદેશ થતોજ રહ્યો. પુસ્તકોનો પ્રચાર, જ્ઞાનચર્ચા અને જાહેર વ્યાખ્યાનો—આ અમારી પ્રવૃત્તિનાં સાધનો હતાં. ચાહે એકજ માણસ હોય, ચાહે હજાર હોય, ગમે તે વિષય ઉપર ગમે ત્યારે માત્ર જોઇતો ઉપદેશ કરવો એ અમારું ધ્યેય હતું.

## મારવાડમાં પ્રવૃત્તિ.

મારવાડના લગભગ પ્રત્યેક ગામમાં જાહેર વ્યાખ્યાનો દ્વારા પ્રવૃત્તિ કરવામાં આવી હતી. ઘણાં ગામોમાં કેવળ જૈનોનીજ વસ્તી; એટલે ત્યાંના જૈનોમા જે જે કુરિવાજો હતા, તેને દૂર કરવાનો ઉપદેશ મુખ્યત્વે થતો. પાઠશાળાઓ કે કન્યાશાળાઓ સ્થાપન કરાવવી, આપસમા તડ હોય ત્યાં એકતા કરાવવી, એ અમારી મારવાડની પ્રવૃત્તિ હતી. જો કે વાત વાતમાં

પકડનાર ને પકડયા પછી નહિં છોડી તડ પાડી નાખનાર મારવાડીઓ અમારી કરાવેલી એકતાને કયાંસુધી જાળવી રાખશે, એનો અમને ખૂબ અનુભવ હતો. ઘણે ભાગે તો મહારાજને રાજી કરવાને માટે મહારાજની સ્થિરતા સુધીમાંજ એમની એકતા જળવાઇ રહે છે. મહારાજ વિદાય થઇ જાય, એટલે પાછા તેના તેજ. બાંયો ચડાવે અને પાઘડીનો છેડો નીકળી જાય, ત્યાંસુધી હોહા કરે. છતાં કોઇ કોઇ ગામોમાં કંઇક વધુ સમય પણ સંપ જળવાઇ રહે. એટલે તે વિષયમાં પ્રયત્ન કરવો એ તો અમારૂં કર્ત્તવ્ય હતું જ.

## જાહેર વ્યાખ્યાનો.

તખતગઢ, ઉમ્મેદપુર, ગુડાબાલોતરા, આહોર, જાલોર, મોકલસર, સિવાણાગઢ, બાલોતરા, બાડમેર, ન્યુછોર, મીરપુરખાસ, હાલા અને હૈદ્રાબાદ–આ અને આવાં બીજાં કેટલાંક ગામોમાં જાહેર વ્યાખ્યાનો પણ અપાયાં. ગુડાબાલોતરા, આહોર, જાલોર, સિવાણાગઢ, બાડમેર અને હાલાની પ્રવૃત્તિ વિશેષ આનંદદાયક અને લાભકર્તા થઇ હતી.

## સાંપ્રદાયિકતાની ગંધ.

કેટલેક સ્થળે સામ્પ્રદાયિકતાની ગંધ વધારે અનુભવવા મળી. ગઢસિવાણામાં સ્થાનકવાસી અને તેરાપંથીઓની વસ્તી વધારે છે. અમારી પ્રવૃત્તિ સાર્વજનિક અને દરેક ધર્મોમાં ઐકયની સ્થાપના કરાવવાની હોવા છતાં કેટલાક સ્થાનકવાસી અને તેરાપંથીઓ પોતાની પ્રકૃતિ પ્રમાણે સામ્પ્રદાયિક ચર્ચામાં ઉતર્યા વગર નથી રહી શકતા. એમને બિચારાઓને એમાંજ રસ પડે છે. એટલે બાહ્યક્રિયાઓનાં સાધનોને ધર્મ સમજી એવી ચર્ચાઓ છેડયા વગર રહેતા નથી. કોઇ છેડે, એટલે તટસ્થવૃત્તિથી વસ્તુસ્થિતિ સમજાવ્યા વગર તો ચાલે પણ નહિ. આવી ચર્ચાનો પ્રસંગ ગઢસિવાણામાં અને અસાડામાં વધુ આવ્યો.

## સિંધમાં પ્રવૃત્તિ

**બાડમેરમાં** ત્યાંના હાકીમ **મગરૂપચંદજી** ભંડારી અને સ્ટેશન માસ્તર **મનમોહનચંદજી** ભંડારી વિગેરે મંડળીના પ્રયાસથી જાહેર વ્યાખ્યાનો ખૂબ થયાં અને હજારો લોકોએ લાભ ઉઠાવ્યો. **હાલા** જેવા મુસલમાનોના કેન્દ્રસ્થાનમાં 'મહાવીર જયન્તી' ઉજવાય અને તે પણ માંસાહારી હિન્દુ-મુસલમાનોના સહકાર પૂર્વક ઉજવાય, એ એક ખાસ વિશેષતા હતી. હૈદ્રાબાદમાં નિયમિત પ્રાતઃકાળમાં વ્યાખ્યાન થતું. સેંકડો સિંધી **આમીલો** અને **ભાઇબંધ** કોમના લોકો લાભ લેતા. આખો દિવસ ધર્મચર્ચાઓ થતી. ઘણા લોકો મચ્છી-માંસનો ત્યાગ કરતા. ઉપરાન્ત બે જાહેર વ્યાખ્યાનો પણ કરી શકાયાં. અહિં અમારી સ્થિરતા થોડીજ રહી. માત્ર એક અઠવાડીયું. હૈદ્રાબાદની ગરમી સિંધમાં મશહૂર છે. સિંધી લોકો છેક સાંજ થયા પહેલાં બહાર નિકળેજ નહિં, છતા સ્થાનિક જૈનસંઘના આગેવાનોના પ્રયત્નથી ઠીક પ્રવૃત્તિ થઇ.

અહિંથી વિહાર કરી, પહેલું મુકામ કોટ્રી કર્યું હતું. કરાચીના પણ ઘણા ભાઇઓ બહેનો સાથે હતા. હૈદ્રાબાદના જૈનો ઉપરાન્ત સિંધી ભાઇઓ બહેનો પણ આવેલ. આજની ગરમી આખી જીંદગી યાદ રહેશે. ગરમી ન્હોતી, અંગારા વરસી રહ્યા હતા. મકાન કંઇક સારૂં મળેલું, એટલું સદ્ભાગ્ય. બપોરે સિંધી બહેનો-ભાઇઓએ કહ્યું: 'ઉપદેશ આપો ?' આવી ગરમીમા ઉપદેશ ? છતાં એ લોકોની ઇચ્છાને માન આપી બધા ભેગા થયા. ઉપદેશ આપ્યો. પછી તો રંગ જામ્યો. સિંધી બહેનો—બહેન **પાર્વતી** અને **ચંદ્રિકાએ** સુંદર ભજનો સંભળાવ્યાં. વૃદ્ધ સિંધી માતા **પૂતલીબાઇએ** **મહાભારત** અને **રામાયણની** કેટલીક વાતો કરી. કરાચીથી સ્વયંસેવક તરીકે આવેલા **અજરામર** દોસી પણ ખીલ્યા. આખો દિવસ અપૂર્વ આનંદમાં ગયો.

## મુનિરાજોનો ઉત્સાહ

સ્ટેશનો ઉપર જ્યારે જ્યારે મુકામો થાય, ત્યારે ત્યારે સ્ટેશનના માસ્તરો ને બીજા સ્ટાફના લોકો સાથે જ્ઞાનચર્ચા ખૂબ થતી. લોકોને બોધ આપવામા અમારી આખી યે મંડળી ઉત્સાહિત રહેતી. કોઇ વખત શ્રી વિશાલવિજયજી આવીને ખબર આપે કે આજે આટલા માણુસોને માંસાહાર છોડાવ્યો, તો કોઇ વખત શ્રી દ્દાનવિજયજી ખબર આપે કે આટલા માણુસને માંસાહાર છોડાવ્યો. શાન્તમૂર્તિ મુનિરાજશ્રી જયન્તવિજયજી અને સ્વ. શ્રી હિમાશુવિજયજી તો રાતદિવસ એ કાર્ય માટે પ્રયત્નશીલજ રહેતા હતા. કહેવાની મતલબ કે દરેકને એટલો બધો ઉત્સાહ હતો કે રસ્તે ચાલતા પણુ જે કોઇ મળે, તેની સાથે અર્ધો કલાક ખોટી થઇને પણુ ઉપદેશ આપવાનું સૌને મન થતું.

જ્યાં જ્યાં જુનાં સ્થળો મળે, તે જોવાં, ત્યાં શીલાલેખો વગેરે ઐતિહાસિક સામગ્રી મળે, તો તેનો સંગ્રહ કરવો. કંઈક દંતકથા મળે તો તે નોધી લેવી. આ પ્રવૃત્તિ પણુ મુનિરાજ શ્રી જયન્તવિજયજી અને સ્વ. મુનિ શ્રી હિમાંશુવિજયજીની થતી જ રહેતી.

## ધર્મચર્ચાના વિષયો

ધર્મચર્ચાઓમાં ઘણે ભાગે ઇશ્વર, કર્મ, જીંદગીનું ધ્યેય, એ વિષયો મુખ્ય રહેતા. સાધુની પાસેથી આ સંબંધી કંઇપણુ જ્ઞાન મેળવવું, એવી જિજ્ઞાસા લગભગ સર્વત્ર જોવાતી. મનુષ્ય સંસારની માયામાં ફસાયેલો છે. છતાં એક નાસ્તિકને પણુ હૃદયના ઉંડાણુમાં એવી ભાવના રહી છે કે 'હું કોણુ છુ ? કયાથી આવ્યો છું ? મારૂં શું કર્તવ્ય છે ? હું શું કરી રહ્યો છું ? અને કયાં જવાનો છું ? ' આ પ્રશ્નોના ધ્વનિ તરીકે ઘણા ભદ્રપુરૂષો ચર્ચાઓ કરતા.

## પરિણામ

આ પ્રમાણેની અમારી આખા વિહારની પ્રવૃત્તિ બરાબર ચાલતી રહી. એમાં જરા પણ અતિશયોક્તિ વગર કહી શકાય કે સેંકડો માણસોએ માંસાહારનો ત્યાગ કર્યો છે. ઘણાઓએ દારૂ છોડયો છે, અને ઘણા જીવોએ અનેક પ્રકારની પ્રતિજ્ઞાઓ કરી છે. ટૂંકામાં કહીએ તો જે લાભ, ગુજરાત કાઠિયાવાડની રીઢી થઇ ગએલી અથવા બીજા શબ્દોમાં કહીએ તો અતિપરિચયના કારણે આકંઠ ધરાએલી બલ્કે અજીર્ણ ભોગવનારી પ્રજામાં નથી થઇ શકતો, તેનાથી હજાર ગણો લાભ આવી પ્રજાને ઉપદેશ આપવામા થાય છે, એવો અમારો સચોટ અનુભવ થયો છે.



—: ૧૪ :—

## કરાચી

**ક**રાચી એટલે સિંધનું પાટનગર. સર ચાર્લ્સ નેપિયરના શબ્દોમાં કહીએ તો 'કરાચી એટલે પૂર્વનું કીર્તિમંદિર, પંજાબનું બંદર અને હિંદનું લીવરપુલ.' કવિ નાનાલાલના શબ્દોમાં કહીએ તો 'કરાચી એટલે ભારતનું દુર્ગદ્વાર.' કરાચી માટે નાનાલાલે આજથી દસ વર્ષ પહેલાં એક ભવિષ્યવાણી ભાખી હતીઃ—

"કરાચી! આવતી કાલે તારે આંગણેથી વીસમી સદીના હનુમાનવિમાનો છલંગો ભરશે. એશિયા અને યુરોપના આભ ઓળંગી પાર ઉડશે અને કવિતા નહિં, કલ્પના નહિં, આશ્ચર્ય કથા નહિં, આજના યુગની એ સત્ય વાર્તા કહેવાશે. હનુમાન કુદકાથી દશગણો ગગન કુદકો કાલે તારે કાંઠેથી કુદશે. ઇતિહાસ એને કલ્પના નહિ કહે. હકિકત કહેશે." ૧

મહાકવિની આ ભવિષ્યવાણી આજે સાચી ઠરી છે. કરાચી એટલે દુનિયાની સાથેનો સંબંધ જોડનારૂં હવાઇ—ઝહાજનું મથક.

૧ જૂઓ. 'શ્રી કરાચી ગુર્જર સાહિત્ય કળા મહોત્સવ'ના પ્રમુખ તરીકેનું વ્યાખ્યાન.

## કરાચીનું સ્થાન

સિંધનું પાટનગર ભારતના શહેરોમાં પાંચમું સ્થાન રાખવા છતાં સુંદરતા અને સફાઇમાં એનું સ્થાન મોખરે આવે છે. માત્ર ત્રણ–સાડા-ત્રણ લાખની વસ્તીનું આ શહેર વિશાળતામાં ખૂબ ફેલાયું છે. કરાચીનો પ્રત્યેક માર્ગ, કરાચીના મકાનોની હારમાળાઓ, કરાચીની ખુશનુમા હવા —એ બધું યે હિંદુસ્તાનની આખી મુસાફરી કરીને આવનારને મુગ્ધ બનાવે છે. એક વખતનું માછીમારોનાં પાંચ–પચીસ ઝુંપડાવાળું ગામડું આજે ભારતના મનમોહક શહેરોમાંનું એક બન્યું છે. એક વખતનું ગંધાતું 'ઘડઓ બંદર' આજનું જગમશહૂર અને સેંકડો સ્ટીમરોને આવકાર આપતું આલીશાન બંદર બન્યું છે. ગામ તો ઘણાં ય વસાય છે, જંગલમાં મંગલ બને છે, છતાં કરાચીની રચના તો એવા કોઇ શુભ ચોઘડીએ અને એવા કોઇ ભદ્રપુરૂષના હાથે પાયો પડયો છે, કે તેણે કરાચીને જગમશહુર બનાવ્યુ છે. કરાચીની આ નવી રચના અને કરાચીની સુંદરતા, કહેવાય છે કે ભાઇ જમશેદ મહેતાના બહુજ વિચારશીલ ભેજાનું પરિણામ છે. બાર–બાર વર્ષ સુધી લાગટ કરાચીની મ્યુનિસીપાલીટીના પ્રમુખપદે રહીને ભાઇ જમશેદે કરાચી શહેર માટે જે જે પ્રયત્નો કર્યા છે, એ કરાચીના ઇતિહાસમા સોનેરી અક્ષરોએ કોતરાયેલા રહેશે.

આ કરાચીની ઉત્પત્તિના ઇતિહાસમાં પણ કંઇક વિશેષતા છે. અને તેથી આપણે જરા કરાચીના ભૂતકાળના કુવામાં ભૂસકો મારી લઇએ તો કંઇ ખોટું નથી.

## ઉત્પત્તિ

ઇતિહાસ એની ઉત્પત્તિના સંબંધમાં આમ વદે છે:–

આ એક પાંચ–પચીસ મચ્છીમારોનું ગામડું હતું. 'કલાચી-જો-ગોઠ' એ નામે ઓળખાતા એ ગોઠનો નેતા 'કલાચી' એ આ મચ્છીમારોમાં મુખ્ય હતો. હબ નદીના પશ્ચિમ કિનારા પર આવેલા ખડક ગામના વ્યાપારીઓને દરિયાઇ વેપાર ચલાવતાં વચમાં રેતી નડતી હોવાથી તેઓ ખાડી પાસે રહેવા લાગ્યા. તે વખતે તેનું નામ '**કલાચી કુન**' જણાયુ. અહિં જ્યારે વસ્તી વધી, ત્યારે ધીરે ધીરે માટીનો કિલ્લો બાંધવામાં આવ્યો. આ કિલ્લાને પૂર્વ અને ઉત્તર એમ બે દરવાજા હતા. તેનાં નામ **ખારો** દરવાજો ને **મીઠો** દરવાજા આજે **ખારાધર** અને **મીઠાધર**ના નામે જે સ્થાન ઓળખાય છે, તેજ તે વખતના દરવાજા ઇ. સ. ૧૭૭૪–૭૫મા લેફ્ટેનન્ટ **જોહન પોર્ટરે** આ **ક્રોચીટાઉન** શોધી કાઢી તેનો ઉલ્લેખ કર્યો છે. એમ કહેવાય છે કે '**બલોચી**'નો અપભ્રંશ લોચી--ક્રોચી- કરાચી થયુ છે. તે વખતના **સિંધ**ના કલોરા રાજાઓ તરફથી આ ગામ **બલો**-ચીઓને અપાયેલું. હિંદુ વ્યાપારીઓએ તેનો વિકાસ કર્યો છે. એવી ઇતિહાસમા નોધ છે. ૧૭૯૫માં **તાલપુરા** લોકોએ આ ગામ લડાઇમાં જીત્યું. ઇ. સ ૧૮૩૪મા **બ્રીટીશ** લશ્કર **અફઘાનીસ્તાનમા રૂશિયા સાથે** લડાઇ કરવા સિંધમાં થઇને જવા માટે કિનારે આવ્યુ, ત્યારે તેમના માનમાં 'મનોરા'ની ટેકરી પરથી **તાલપુરોના** સેનાપતિએ તોપોના બાર કર્યા. બ્રીટીશ લશ્કર સમજ્યું કે આ તો લડાઇ માટેનું આહ્વાન થયું. એટલે એ લશ્કરે પણ સામેથી ધડાકા કર્યા. પરિણામે સિંધીઓ ભાગ્યા એટલે બ્રીટીશ લશ્કરે કરાચી કબજે કર્યું. તે પછી અંગ્રેજી અમલમાં તેનો વિકાસ થતો રહ્યો.

**એક દંતકથા**

કરાચી સંબંધમાં એક દંતકથા પણ કહેવાય છે.

'હૈદ્રાબાદના મીરના બે જુવાન **મીરજાદાઓ** બહુ ઈશ્કી હતા. એક દિવસ હજામત કરતા કરતાં તેના હજામે એમાના એકને કહ્યું: 'સુંદરીઓ

તો ઘણી જોઈ, પણ નગરશેઠ **નાઉમલ** લોજવાણીના છોકરાની વહુ જેવી કયાય થવાની નથી ' બન્ને **મીર**જાદા હઠે ચડયા. **નાઉમલ**ના ઘરમા જઇ સ્ત્રીઓની આબરૂ પર હાથ નાખવાનો નિશ્ચય કર્યો સાજના સમયે **નાઉમલ**ની ડેલી વટાવી **મીર**જાદા દાખલ થયા. **નાઉમલ** શેઠ વખારે હતા, પણ તેમના ભાઈ **જીવતરાય** રાજકુમારોની આ હિલચાલ સમજી ગયા. તેમણે એક વફાદાર નોકરની મદદ લઇ બન્ને **મીર**જાદાઓને ઘરમાં બાધ્યા અને તેમની સાથેના ખવાસનું ખૂન કર્યું. પોતાનો જાન બચાવવા પચ્ચીસ પવનવેગી સાઢણીઓ ઉપર કિંમતી ઝવેરાત અને પોતાનું કુટુંબ લઇ **જીવતરાય** શેઠ રાતોરાત હૈદ્રાબાદ છોડી **તાલ**પૂરાઓના ' **ઘડબો બંદર** ' આવી પહોચ્યા. બીજા દિવસે મીરની તપાસમા **મીર**જાદા છુટયા. **નાઉમલે** ઘણો બચાવ કરવા છતા આખરે તેને સજા થઇ અને કબ્રસ્તાનમા કબ્રો ખોદવાનું કામ સોપ્યુ. **નાઉમલ** ઉસ્તાદ સીંધી હતો. કબ્રસ્તાનના ઉપરીને લાલચ આપી ત્યાથી છુટયો ને ' **ઘડબો બદર** ' આવી પહોચ્યો. **મીરે** કબ્રસ્તાનના ઉપરીને પૂછયું, ત્યારે તેણે જવાબ આપ્યો કે–' હિંદુઓનો હનુમાન આકાશમાથી આવી **નાઉમલ**ને ઉચકી ગયો. હું પકડી રાખતો હતો, પણ હું પણ સાથે ઉંચકાયો. પછી પેલા કાફર દેવે મને જમીન પર પછાડયો.' મીરે બિચારાએ સંતોપ વાળ્યો.

" બીજી તરફ **નાઉમલ** અને **જીવતરાય** એ બન્ને ભાઇઓએ અંગ્રેજોની મદદ માગવાનો નિશ્ચય કર્યો. **જીવતરાય મુંબઇ**ના ગવર્નરને મળ્યા. આ બન્ને ભાઇના ભરોસે **મુંબઇ**થી અંગ્રેજી લશ્કરની મનવાર ' **ઘડબો બંદર** ' પહોંચી અને બંદર હાથ કર્યું. કહેવાય છે કે એ લશ્કરને ' **જોડીયા બજાર** 'ના કાઠિયા-વાડી લુવાણા વ્યાપારીઓએ સામાન વિગેરે પૂરો પાડેલો.

" આ ગામને ખીલવવામા એક હરકત આવતી હતી, અને તે એ કે **કલાત** બલુચીબાઇની આજ બાજુ પુષ્કળ જગ્યા હતી અને તેમા પોતાના સેંકડો ઢોરોને તે પાળતી હતી. એ જો ખસે તો ' **ઘડબો બંદર** ' શહેરનું સ્વરૂપ લે. બાઇને બીજી જગ્યા અને દ્રવ્ય વિગેરેની લાલચ આપી, પણ એ બાઈએ પોતાની ભાષામા ' આઉં કલાતચી–કલાતચી ',એમ બોલી જણાવ્યું કે ' હું લડાયક તોખમની છું. નહિં ખસું. ' સેનાપતિએ ખાત્રી આપી કે આ જગ્યાનું નામ

તારૂં ' કલાતચી ' પાડીશું'. બાઈ ખુશી થઈ અને ખસી ગઇ. તે દિવસથી આ ગામનું નામ કલાતચો–કલાચી–કરાચી પડયુ. એનું અસલ નામ 'ઘડબો બંદર' હજુ પણ વ્યાપારીઓને ચોપડે લખાય છે. "૧

## ગુજરાતનું મહાનગર.

કહેવાય છે કે લગભગ ૧૦૦ વર્ષ ઉપર જ્યારે અંગ્રેજી અમલ આવ્યો, તે વખતે આ શહેરની વસ્તી આઠથી નવ હજાર માણસની માત્ર હતી. જેમ જેમ બંદરની ખીલવણી થતી ગઇ, વ્યાપાર અને જમીનની સગવડ વધતી ગઇ, તેમ તેમ આ શહેરની વસ્તી વધતી ગઇ. આજે તો લગભગ ત્રણ લાખ માણસની વસ્તી છે. જેમાં લગભગ એક લાખ ગુજરાતીઓ છે. ગુજરાતીઓએ સિંધના આ પાટનગરમાં પોતાનું સ્થાન કેટલું જમાવ્યુ છે, અને મહાગુજરાતના મુખ્ય સ્થાન તરીકે આ શહેરને કેટલું શોભાવ્યું છે, એ કરાચીનો થોડો પણ અભ્યાસ કરનાર જોઇ શકયા વગર રહી શકતો નથી. સિંધનું પાટનગર હોવા છતાં કરાચી એટલે જાણે કોઇ ગુજરાતનું જ મહાનગર ન હોય, એવું ભાન થયા વગર રહેતુ નથી. જ્યાં જૂઓ ત્યાં ગુજરાતી જ ગુજરાતી. વ્યાપારમાં, મ્યુનિસીપાલીટીમાં અને એવાં બીજાં અનેક પ્રધાન સ્થાનોમાં ગુજરાતી-ઓની સંખ્યા તરી આવ્યા વગર રહેતી નથી, તેમ ગુજરાતનું દિમાગ પણ કામ કરી રહેલું બરાબર જોવાય છે.

## એશિયાનો દરવાજો

કરાચીનું બંદર આબાદ બંદર બન્યું છે. હિંદુસ્તાનનાં દરેક નાનાં મોટાં બંદરો જોડે તેનો વ્યાપાર ચાલે છે અને બીજા દેશો સાથે પણ માલની

---

૧ જૂઓ ' શ્રી કરાચી ગૂર્જર સાહિત્ય કળા મહોત્સવ અંક 'માં શ્રી જદુરાય ડી. ખંધડીયાનો લેખ.

સીધી આવ-જા આ બંદરથી થાય છે, અને એટલા માટે કરાચી બંદરને ' એશિયાનો દરવાજો ' કહેવામાં આવે છે. હવાઇ ઝહાજનું તો આ મુખ્ય મથક ડ્રીગરોડમા છે. જ્યાંથી મુંબઇ, મદ્રાસ, કલકત્તા વિગેરે શહેરોમાં, બલ્કે દુનિયાના દરેક ભાગ ઉપર વિમાન મારફત જઇ શકાય છે હવે તો ટપાલનો વ્યવહાર પણ હવાઈ ઝહાજથી ચાલુ થયો છે.

## કેળવણીની સંસ્થાઓ

મ્યુનિસિપલ સ્કુલ બોર્ડ અને જીલ્લા લોકલ બોર્ડ-એ કેળવણી ખાતાના મુખ્ય વહિવટદારો છે. મ્યુનિસીપાલીટીના કેળવણીખાતાના વડા શ્રીયુત અનન્ત હરિ લાગુ ઘણાજ વિદ્વાન્ બાહોશ અને ભલા અધિકારી છે. ચોથા ધોરણ પછીની અંગ્રેજી સ્કુલો સરકાર પોતે ચલાવે છે.

કરાચીમા કોલેજો છે. હાઇસ્કુલો છે. સરકારી અને મ્યુનિસીપલ સંસ્થાઓ ઉપરાત બીજી ખાનગી અને સામાજિક શાળાઓ પણ ઘણી છે. કહેવાય છે કે હિંદુસ્તાનના કેળવણી વિભાગને સિંધે બહુ મોટી સંખ્યામા શિક્ષકો પૂરા પાડયા છે.

કરાચીમા દરેક પ્રકારનાં છેલ્લામાં છેલ્લી શોધનાં યંત્રો આવી પહોચ્યા છે.

## દર્શનીય સ્થાનો

કરાચીનાં દર્શનીય સ્થાનોમાં મઘાપીર, મનોરા, હવાબંદર, એક્સ્ટનશન, ટેકરી, ગાંધીગાર્ડન, ભૂતખાના, (મ્યુઝીયમ) કિયામાડી અને મલીર વિગેરે મુખ્ય છે.

કરાચીમાં અત્યાર સુધીમાં જે ઐતિહાસિક પ્રસિદ્ધ ઘટનાઓ બની છે, તેમાં ઇ. સ. ૧૯૩૧ માં 'મહાસભાનું અધિવેશન' એ ખાસ ઘટના છે. કરાચીના જે સ્થાનમાં એ મહાસભા મળી હતી, તે મેદાન–તે જંગલમા આજે તો મંગલસ્વરૂપ 'ગુજરાતનગર' શોભી રહ્યુ છે.

એકંદર રીતે કરાચી હવાને માટે તેમજ સુંદરતા અને સફાઇને માટે પણ બીજાં શહેરો કરતાં ઉંચુ સ્થાન ભોગવે છે.



—: ૧૫ :—

## સિંધી હિંદુઓ

પાછલાં જુદાં જુદાં પ્રકરણોમાં જ્યાં જ્યાં સિંધના હિંદુઓ સંબંધી હકીકત આપી છે, ત્યાં ત્યાં તેમનો થોડો થોડો પરિચય આપ્યો છે. છતાં સિંધના હિંદુઓના સંબંધમાં હજુ પણ કેટલીક વસ્તુઓ કહેવા લાયક હોવાથી આ સ્વતંત્ર પ્રકરણ રાખવામાં આવ્યું છે.

પહેલાજ પ્રકરણમાં આપણે જોઇ ગયા છીએ કે, જદા જુદા સમયે જુદી જુદી જાતના હિંદુઓ સિંધમાં આવી વસ્યા હતા. અને તેઓ મુસલમાન થયા હતા, છતાં તેમાંના કોઇ કોઇ તો એક અથવા બીજા કારણે પોતાનું હિંદુત્વ જાળવી રહ્યા હતા. તેઓ અને તે પછી મુલતાન, જેસલમેર આદિથી આવેલા ઘણા હિંદુઓ, આજે ‘ સિંધી હિંદુઓ ’ તરીકે ઓળખાય છે. આખા સિંધમાં હિંદુઓની વસ્તી ૨૩ ટકા છે, એ વાત પહેલાં કહેવામાં આવી છે. જ્યારે સિંધમાં મુસલમાનોની વસ્તી ૭૫ ટકા છે અને ૨ ટકા ક્રિશ્ચીયન, પારસી વિગેરે કોમો છે.

## જુદી જુદી કોમો

સિંધી હિંદુઓમાં ઘણી કોમોનાં નામો છે. સિંધી, પંજાબી, પુષ્કરણા બ્રાહ્મણ, સારસ્વત બ્રાહ્મણ, લુવાણા, નસરપુરી, શીકારપુરી, ભાઇબંધ, હૈદ્રાબાદી, આમીલ, વિગેરે વિગેરે. આ બધામાં વાણીયા તરીકે ઓળખાતા લોકોનો જો ટૂંકામાં સમાવેશ કરીએ, તો મુખ્ય હૈદ્રાબાદી ને શિકારપુરી અથવા આમીલ અને ભાઇબંધ–આ કોમોની પ્રધાનતા ગણી શકાય. આ એજ કોમોની પ્રસિદ્ધિ છે.

આ બન્ને કોમોનું ખાનપાન લગભગ એકજ જાતનું અને કેટલાક રિવાજો પણ એક સરખા હોવા છતાં આ સિંધીઓ બે કોમ તરીકે વ્હેંચાઇ ગયા છે; એટલુંજ નહિં પરન્તુ, એકજ કુટુંબમાં એક ભાઈ આમીલ કહેવાય, તો બીજો ભાઇ ભાઇબંધ કહેવાય, એવા પણ દાખલા મળે છે. જો કે ધીરે ધીરે તો આ બન્ને કોમોમાં ઉંચ નીચનો ભાવ પણ પેસી ગયો છે, અને એમના ઘણા ખરા રિવાજોમાં પણ ફર્ક પડી ગયો છે. આમીલ લોકો પોતાને ભાઇબંધ કોમથી ઉંચા સમજે છે. કહેવાય છે કે આમીલ લોકો ભાઇબંધ કોમની કન્યા લે છે ખરા, પણ દેતા નથી. જો કે હવે કોઇ કોઇ દેવા--લેવા પણ લાગ્યા છે.

## આમીલ

ઉપરની બન્ને કોમોમાં વધારે ઉજળી વધારે શિક્ષિત અને આગળ પડતી કોમ તે 'આમીલ' છે. 'આમીલ' લોકો 'આમીલ' કેમ કહેવાય છે? એની ઉત્પત્તિનો ખાસ ઇતિહાસ નથી જણાતો. ઘણા લોકોને–ખાસ કરીને ઇતિહાસજ્ઞોને પૂછવાથી માલૂમ પડે છે કે, મીરોના જમાનામાં જે લોકોના હાથમાં 'અમલ' હતો, 'અધિકાર' હતો, ને લોકો 'આમીલ' કહેવાયા, અને તે સિવાયના ભાઇબંધ કહેવાયા. આમીલો અત્યારે 'દીવાન' તરીકે

પણ ઓળખાય છે. એનું કારણ એ છે કે મીરોના જમાનામાં દીવાન અને એવા મોટા હોદ્દા તેઓ ભોગવતા હતા. અત્યારે પણ તેમની પરંપરાના લોકો 'દીવાન'જ કહેવાય છે. પોતાના અધિકારના સમયમાં આ લોકોને બાદશાહો તરફથી મોટી મોટી જાગીરો અને જમીનો મળેલી, એ જમીનોની જમીનદારી આજ પણ ઘણા આમીલો ભોગવી રહ્યા છે. અને તેથી તેઓમાંના ઘણા મોટા Land Lord (જમીનદાર) તરીકે પ્રસિદ્ધ છે. એવા કેટલાયે આમીલો છે, જેમને ત્યા હજારો વીઘા જમીન આજ પણ છે. અને ખેતીની મોટી આવક ધરાવે છે.

આમીલો મોટે ભાગે નોકરી કરનારા છે. કલેકટર, કમીશ્નર અને એવા એવા હોદ્દેદારો આજ પણ છે. જો કે હવે એ લોકોને નોકરીઓ બહુ ઓછી મળે છે, સિંધમાં મુસલમાનોની રાજદ્વારી પ્રબળતા હોવાના કારણે.

અટકો

આ લોકોમાં ગીદવાણી, એડવાણી, વઝીરાણી, ગુલરાજાણી, પુનરાજાણી, મીરચંદાની, જહાગીયાણી વિગેરે અટકો છે. આ અટકો તે તે નામના પૂર્વ પુરુષો ઉપરથી પડી છે. દીવાન ગીદુમલના નામથી ગીદવાણી કહેવાય છે. આ ગીદુમલ કહેવાય છે કે મુલતાનથી આવેલ. તેમના નામથી હૈદ્રાબાદની પાસેનું ગીદુબંદર નામ પડેલું છે. આ ગીદુમલની સાથે આદુમલ આવેલા, તેમની પરંપરાના લોકો એડવાની કહેવાય છે. હૈદ્રાબાદમાં 'એડવાની' નામની ગલી છે. તેની બે પડખે બે ગલ્લીઓ છે. જેનું નામ 'ગુલરાજાણી' અને 'પુનરાજાણી' છે. 'ગુલરાજ' અને 'પુનરાજ' એ બે હિંદુ સોની હતા. અને તે કહેવાય છે કે બલુચીસ્તાનથી આવ્યા હતા.

'માલાણી'ના પ્રકરણમાં વાચકો વાંચી ગયા છે કે માલાજીના નામ ઉપરથી તે દેશનું નામ 'માલાણી' પડયું છે. ષષ્ઠિ વિભક્તિનો પ્રત્યય 'અણી' તે દેશમાં વપરાય છે, તેજ વસ્તુ અહિં પણ દેખાય છે. 'ગીદુ'ના વંશજો 'ગીદવાણી', 'આડુ'ના વંશજો 'એડવાણી', 'ગુલરાજ'ની ગલી 'ગુલરાજાણી', 'પુનરાજ'ની ગલી તે 'પુનરાજાણી'. જુના વખતમાં રાજપૂતાના (મારવાડ), ભાવલપુર, અફઘાનિસ્તાન, પંજાબ વિગેરેનો ઘણો ખરો ભાગ સિંધમાં હતો. એટલે તે વખતે આ 'અણી' કે 'અની' પ્રત્યય બધે ય વપરાતો હોય, એવું દેખાય છે.

ભાઇબંધ

આમીલોથી અતિરિક્ત બધા 'ભાઇબંધ' કહેવાયા. જેઓ વ્યાપારમાં જોડાયા, તે બધા ભાઇબંધ, પછી ભલે એક જ કુટુંબના ભાઇ જ કેમ ન હોય ! વ્યાપાર કરનારાઓ પણ તેમના ભાઇ જ હતા, સગા હતા, સંબંધી હતા, એટલે તેઓ 'ભાઇબંધ' કહેવાયા. કહેવાય છે કે ભાઇબંધોમાં શીકારપુરી લોકો સૌથી પહેલાં વ્યાપારમાં જોડાયા હતા. અત્યારે પણ શીકારપુરીઓ મોટા મોટા શહેરોમાં અને વીલાયત સુધી વ્યાપાર ખેડે છે. હવે તો નસરપુરી અને બીજા ઘણા વ્યાપારો કરે છે.

ભાઇબંધ કોમ વ્યાપારી હોવાથી એમનામાં ઉદારતાનો ગુણ કંઇક વિશેષ જોવાય છે. બીજા ઘણા ખરા રિવાજોમાં તો આમીલોના જેવાજ તેઓ પણ છે.

ખાન-પાન

બન્ને કોમોનું ખાનપાન મચ્છી, માંસ, દારૂ અને ઈંડાં જરૂર છે. સાધારણ રીતે રોટી અને ભાજી (શાક) એ એમનો દેશી ખોરાક. પૈસાદાર

સિંધી ભાષામાં ઝાઝું સાહિત્ય નથી ખેડાયું. કહેવાય છે કે ' ફારસી લિપિ 'ના સિંધી સાહિત્યમાં એમનો વિદ્વાન શાહ અબ્દુલ-લતીફ થઇ ગયો છે. એની વાર્તા, કવિતા અને ફીલુસુફીના થોડા ગ્રન્થો બહાર પડયા છે. ' વાણિયા લિપિ 'માં કવિ મેઘરાજ વખણાય છે.

આ લોકોના સાહિત્યમાં ' સુફીઝમ 'ની બહુલતા વધારે જોવાય છે. પ્રસિદ્ધ વિદ્વાન્ અને સાહિત્યકાર શ્રીમાન્ ડુંગરસી ધરમસી સંપટનો મત છે કે:—

" સિંધી ભાષા મૂળ સંસ્કૃતમાથી નીકળી છે. એક વખત એની લિપિ પણ સંસ્કૃત હશે. હજુસુધી ' વેપારી સિંધી 'ની લિપિ સંસ્કૃત અને પ્રાકૃતની પૌત્રી છે. પરન્તુ મુસલમાન શાસન દરમિયાન ' અરબી સિંધી ' લિપિમા સ્વીકારાઈ, તે અદ્યાપિ પર્યન્ત ચાલુ છે. સિંધી ભાષાના શબ્દોમા મોટો ભાગ સંસ્કૃત મૂળ ધરાવે છે, પરન્તુ પાછળથી ફારસી, અરબી શબ્દો પણ ઘણા ઘુસ્યા છે. રાજ્યવિપ્લવોના ઉલકાપાતોથી ભાષાને સુસંસ્કૃત બનાવવાના જોઇએ તેવા પ્રયત્નો થયા નથી, એટલે સિંધીભાષા ઘણી પછાત છે. એનું કોઈ સારૂં વ્યાકરણ કે શબ્દકોષ અસ્તિત્વમા હોવાનું જાણમા નથી. "[1]

## ધર્મ

સિંધી હિંદુઓમાં ખાસ કોઇ એક ધર્મ નથી જોવાતો અને તેનું કારણ સ્પષ્ટ છે કે લગભગ બારસો વર્ષથી મુસલમાનોના આધિપત્ય નીચે આ હિંદુઓની વંશપરંપરા ચાલી આવી છે. જે લોકો મુસલમાન થઇ ગયા, તે તો થઇ ગયા, પરન્તુ જેઓ હિંદુ રહ્યા, તેઓના રીતરિવાજોમાં અને ખાનપાનમાં મુસલમાન સંસ્કૃતિ પેસી જવા છતાં, તેઓ પોતાને હિંદુ તરીકે ઓળખાવી રહ્યા છે, અને અભિમાન રાખી રહ્યા છે. વચલા

૧ જુઓ ' મહાગુજરાત 'ના દીપોત્સવી અંકમા તેમનો લેખ.

ગાળામાં પંજાબ અને સિંધ લગભગ એક હોવાના કારણે, અને ઘણે ભાગે કહેવાય છે તેમ, ઘણા ખરા આજના હિંદુઓ પંજાબથી આવ્યા હોવાના કારણે, તેઓમા શિખ્ખ તત્ત્વ વધારે દેખાય છે. ઘણાખરા હિંદુઓએ શિખ્ખ મંદિર સ્થાપન કર્યાં છે, જેને '**ટિકાના**' કહે છે અને કેટલાકો તો પોતાના ઘરમાં એકાન્ત સ્થાનમાં 'ગુરુગ્રન્થસાહેબ'ને બહુજ આદર પૂર્વક રાખે છે. અને તેની પૂજા પાઠ અને ભાવભક્તિ કરે છે. આમ શિખ્ખ ધર્મનો આદર કરવા છતાં, તેઓ કડું, કાંસકો, કિરપાણ, કેશ અને કચ્છ–એ શિખ્ખોની નિશાનીની વસ્તુઓ નથી રાખતા. આમીલો સિવાયના કેટલાક લોકો હિંદુધર્મની જુદી જુદી સામ્પ્રદાયિક શાખાઓને માનતા જોવાય છે. તેમાં વળી મોટે ભાગે તો આખા સિંધમાં '**દરિયાલાલ**' દેવને વધારે માને છે. 'દરિયાલાલ' એટલે દરિયાનો કોઇ અધિષ્ઠાયક દેવ.

આમ છતાં સાધારણ રીતે જોઇએ તો, કોઈ પણ ધર્મ ઉપરની કટ્ટરતા એમનામાં નથી.

## વેષ અને ફેશન

બન્ને કોમનો સાધારણ રીતે વેપ લગભગ સરખો છે. કોટ, પાટલુન, નેકટાઇ, કોલર એ અંગ્રેજી વેષ પુરુષોએ સ્વીકાર્યો છે. અને સ્ત્રીઓએ છેલ્લામાં છેલ્લી પારસી, બંગાળી કે અંગ્રેજી કોમની ફેશન સ્વીકારી છે.

આમીલ કોમનો કોઇપણ પુરુષ ધોતીયું પહેરેલો કદિ નહિ જોવાય. ભાઇબંધ કોમમાં શિકારપુરી અને બીજા લોકો, કે જેઓ ખાસ કરીને વ્યાપારમાંજ પડેલા છે, તેઓ દેશી વેષમાં જોવાય છે. સ્ત્રીઓ ઘરની અંદર ઘણે ભાગે સુંથણું (પાયજામો) પહેરે છે. એને 'પતલૂન' પણ કહે છે. ઘણી સ્ત્રીઓ તો બહાર પણ પાયજામો પહેરીને નીકળે છે.

અત્યારની સ્વદેશી ચળવળનો આદર આ કોમમાં બહુ ઓછો છે. સ્ત્રીઓમાં કે પુરુષોમાં વિદેશી તત્ત્વજ વધુ જોવાય છે. અત્યારની શિક્ષામાં આગળ વધેલી અથવા વધી રહેલી સ્ત્રીઓ તો રેશમી કપડાં સિવાય ભાગ્યેજ બીજું કપડું પહેરે છે. અને તેમની સાડી પહેરવાની ખાસ કોઇ એક ફેશન નથી, જુદા જુદા સમયની જુદી જુદી સાડી ને જુદી જુદી ફેશન. આ સ્ત્રીઓ, જેવા ને જે ઢબે કપડાં પહેરે છે, તેમ પોતાના શરીરને શણુ-ગારે છે, એનું વર્ણન અમારા જેવાને કરતાં યે ન આવડે અને અમારા જેવાથી થાય પણ નહિં.

કહેવાય છે કે લગભગ પચીસ વર્ષ પહેલાં આ સિંધી હિંદુઓની સ્ત્રીઓમાં જુનામાં જુના મારવાડના પડદાને પણ ભૂલાવે તેવો પડદો હતો. સ્ત્રીઓના હાથ-પગની આંગળી સરખી પણ કોઇ જોઇ ન શકે. માથાથી પગની પાની સુધી આખું શરીર ઢંકાએલુંજ રહે. અંદર રાખેલી આંખ ઉપરની જાળીથી, અથવા હાથની આંગળીઓથી એક આંખે જરા જોઇ લેતી. નાકમા મોટા કુંડળાવાળી એક નથ પહેરે અને માથાના વાળની એક ઝીણી લટથી એ નથને બાંધે. હમણા હમણાં કોઇ કોઇ વૃદ્ધ સ્ત્રીઓ આ પુરાણા રિવાજના નમુના તરીકે જોવામા આવે છે. કહેવાની મતલબ કે છેલ્લામાં છેલ્લી ઢબની ફેશન આ કોમમા પેસી ગઇ છે. કેટલીક બુઢ્ઢી માતાઓ પોતાની જુની આંખે આ નવા જમાનાના નખરા જોઇને તો આખમાથી આંસુ સારે છે. એ માતાઓના મન તો આજના નખરા એક ઉલ્કાપાત સમાન દેખાય છે.

માત્ર વીશ-પચ્ચીશ વર્ષ જેટલા ટૂંકા સમયમાં આટલી બધી ફેશન આવી જવામાં-એટલું બધું પરિવર્તન થવામાં ખાસ કારણો હોવાં જોઇએ. મને તો એમ લાગે છે કે, સેંકડો વર્ષો સુધી સિંધના હિંદુઓની સ્ત્રીજાતિ મુસલમાનોના જુલ્માટના કારણે ઘોર અંધારામાં સબડી રહી

હતી. એણે જગત્‌નો જરા માત્ર પણ પ્રકાશ જોયો ન હતો. એમાં કંઇક છુટકારાનો દમ લેવાનો અવકાશ મળ્યો, એટલે કમાન એકદમ છટકી ગઇ.

બીજી તરફથી પુરુષોની માફક આ જાતિની સ્ત્રીઓમા પણ ધીરે ધીરે શિક્ષાનો પ્રચાર ખૂબ વધ્યો. સ્કૂલો-કોલેજોમાં જવાનું મળ્યું. આ જાતિમાં-ખાસ કરી આમીલ સ્ત્રીઓમાં આધુનિક શિક્ષાનો એટલો બધો પ્રચાર છે કે ભાગ્યેજ કોઇ કુટુંબ હશે કે જે કુટુંબમાં એક બે બહેનો પણ ગ્રેજ્યુએટ અથવા અન્ડર ગ્રેજ્યુએટ ન હોય. આ કોમની સ્ત્રીઓ શિક્ષામાં એટલી આગળ વધી છે કે ભાગ્યેજ હિંદુસ્તાનની બીજી કોઇ કોમમાં હશે. પાસે પૈસો તો હતોજ, બીજી કોમોના સહવાસમાં આવવાનું મળ્યું. આ બધાં કારણોથી ફેશન-અમર્યાદિત ફેશન એમનામાં વધી ગઇ. માણસ બહુ બંધનમાં રહ્યા પછી જરા છુટો થાય, તો તે સ્વતંત્રતા ભોગવવામાં માઝા મૂકે છે. આ દશા સિંધી હિંદુ સ્ત્રીઓની થઈ.

ઘણાઓનો મત છે કે સિંધી લોકોની આ અમર્યાદિત ફેશન એ આખી યે કોમને કયાં લઇ જઇ પટકશે, એ કંઇ કલ્પી શકાતું નથી. એક મારા મિત્રે મને કહેલું કે-'પારસી સ્ત્રીઓમાં ફેશન જરુર આગળ વધી છે, છતાં પારસીયોમાં એક વાત જરુર છે. પારસી બાઇઓમાં ધર્મની ભાવના છે. ધર્મના સંસ્કારો છે. એમના હૃદયમાં દયા છે. એઓ પોતાના ધર્મસ્થાનોમાં-અગિયારીમાં જશે, પ્રાર્થના કરશે અને પરત્માની દુવા માગશે. એઓ પોતાની દયાલુતાના કારણે બે પૈસા ધર્મમાં ખરચશે, બલ્કે પૈસાદાર પારસી બહેનો મોટી મોટી સખાવતો પણ કરે છે. એમની ફેશન આજ નહિ તો કાલ બદલાશે. એઓ ગમે ત્યારે પણ સમજશે. જ્યારે આમીલ લોકોમાં ધર્મની ભાવના બહુ ઓછી હોય છે. ખાવું, પીવું, ઐશ આરામ, એ સિવાયનું લક્ષ્ય બહુજ ઓછી બહેનોમાં જોવાય છે. વળી એમના ઉપર ધર્મગુરુ કે કોઇનો અંકુશ પણ નથી. એટલે આ કોમ કયાં જઇને પટકાશે, એ કહી શકાય નહિ.'

કેટલાકોનો આવો મત હોવા છતાં, મારો તો અનુભવ છે કે સમય સમયનું કામ અવશ્ય કરશે. જે વસ્તુ અતિમાત્રામાં વધી જાય છે, એજ પાછી મૂળ ઠેકાણે આવે છે. આ સ્ત્રીઓમાં પણ એવી બહેનોની સંખ્યા ઓછી નહિં હોય–નથી, કે જેઓ સાદાઇ અને આધ્યાત્મિક જીવન જીવવાનું વધુ પસંદ કરે છે, એટલુંજ નહિ પરન્તુ ધાર્મિક સંસ્કારો પણ સારા જોવાય છે.

## લેતી દેતીનો રીવાજ

સારામાં સારી શિક્ષિત, આગળ વધેલી, મોટા મોટા હોદ્દા ભોગવનારી, યુરોપ, અમેરીકા જેવા દેશોમાં જનારી–આવનારી વીસમી સદીના વિજ્ઞાનનો અનુભવ કરનારી–આવી ઉંચી સિંધી હિંદુ કોમમાં એક રિવાજ એવો ઘર કરી ગયો છે કે જે એ આખીએ જાતિને માટે કલંકભૂત કહી શકાય છે. અને તે રિવાજ છે '**લેતીદેતી**'નો.

સિંધી લોકોમાં 'લેતીદેતી'નો જે રિવાજ છે, એવો રિવાજ ભાગ્યેજ દુનિયાની બીજી કોઇ કોમમાં હશે. પારસીઓમા જરુર હતો અને કંઇક અંશે હજુ પણ હશે; છતા સિંધી હિંદુઓના આ રિવાજે તો હદજ કરી છે.

' લેતીદેતી ' એટલે જેને આપણે 'વરવિક્રય' કહીએ. મારવાડ અને ગુજરાત કાઠિયાવાડમાં ' કન્યા વિક્રય ' નો રિવાજ પહેલાં બહુ હતો, એથી પણ વધારે આ લોકોમા 'વરવિક્રય' નો રિવાજ આજ પણ છે. કન્યાનો બાપ વરની પસંદગી કરવામાં જેટલી મોટી રકમ ખરચે, તેવો વર મળે કન્યાનો બાપ કન્યાને યોગ્ય વર શોધવા જાય, એટલે એણે ૧૦–૨૦–૨૫ હજાર રૂપિયા આપવા પડે, વર જરા સારો હોય તો એક કન્યાનો બાપ ૧૦ હજાર આપવા તૈયાર થાય, તો બીજીનો બાપ ૧૫

હજાર અને ત્રીજીનો બાપ ૨૦ હજાર. વરનો ભાવ તેજી ઉપર ચાલ્યોજ જાય. કોઈ ગ્રેજ્યુએટ છોકરીને યોગ્ય વર શોધવામાં તો એના બાપને તેજીના ટોનમાં એટલું બધું તણાવવું પડે કે બિચારાનો દમજ નિકળી જાય. વળી જોઈએ તેટલો પૈસો આપવા છતાં પણ, જો કોઈ સારો ખાનદાન અને સદાચારી વર ન મળ્યો, તો બિચારી છોકરીના પૂરા ભોગજ.

મોટી ખૂબી તો એ છે કે કન્યાનો બાપ જે હજારોની રકમ વરની ખરીદીમાં ખરચે છે, એમાં કન્યાનો કંઈપણ હક રહેતોજ નથી. એતો જે માણુસ વરરૂપી માલ વેચે છે, એ માણુસના પલ્લે પડે છે. અર્થાત્ કન્યાના નામે એ રકમ જમાં ન થતાં, વરનો બાપ તે રકમ લે છે.

પરિણામ એ આવે છે કે લગ્ન થયા પછી એ પતિ-પત્નીને કદાચ ન બને, અને પતિ તે સ્ત્રીને ધૂતકારી કાઢે, તો રૂપિયાના રૂપિયા જાય છે ને પતિનો પતિ જાય છે. એટલે બિચારી બાઈને આખી જીંદગી દુઃખી હાલતમા ગુજારવી પડે છે.

આ ભયંકર 'લેતીદેતીના' રિવાજે, આવી ઉજળી શિક્ષિત અને ધનાઢ્ય કોમને કલંકિત બનાવી રાખી છે આ 'લેતી દેતી' ના રિવાજનું પરિણામ એ આવ્યુ છે કે આ કોમની ૨૫-૩૦-૩૫ અને કોઈ કોઈ તો ૪૦ વર્ષની ઉમર સુધી છોકરીઓ કુંવારી જીંદગી ગાળે છે, બલ્કે કેટલીક તો આખી જીંદગી કુંવારીજ રહે છે. ઉમર લાયક થતી છોકરીઓ વરની પસંદગી માટે કેવા કેવા નખરા કરે અને છેવટે એનુ પરિણામ શું આવે? એ કહેવાની ભાગ્યેજ જરુર રહે છે. જે ગૃહસ્થને છોકરો ન હોય, બે ચાર છોકરીઓજ હોય અને પાસે પૈસો ઓછો હોય, એની શી દશા થાય? એ પણ સ્હેજે સમજી શકાય તેમ છે.

## વિચારોમાં પલટો

સંસારમાં હમેશાં બનતું આવ્યું છે તેમ, કોઇ પણ વસ્તુ માટે સમસ્ત મનુષ્યોનો એક સરખો વિચાર હોતો નથી, તેમ એકજ વિચાર કાયમને માટે રહેતો પણ નથી, અને તેમાં યે આ બુદ્ધિવાદના જમાનામાં, ક્રાન્તિના જમાનામાં, કોઇ પણ કોમમાં બે મત થયા વિના રહેવાતા નથી. જુની ઘરેડમાં ચાલ્યા આવતા લોકો કદાચ ગમે તેવા જુના વિચારને વળગી રહેવા કોશિશ કરતા હોય, પરન્તુ વિચાર સ્વાતંત્ર્યના આ જમાનામાં આવા કુરિવાજ માટે કોઇનો પણ ખ્યાલ ન જાય અને એનો નિષેધ કરનારા ન નિકળે, એ તો બનવા જોગજ નથી. સિંધી હિંદુઓના ' લેતી દેતી 'ના આ રિવાજનાં અનિષ્ટ પરિણામો, જોનારાઓની સગી આંખે સ્પષ્ટ દેખાઇ રહ્યાં છે. કોમનો એક ભાગ આ રિવાજ માટે ચમકી ઉઠયો છે. સંભળાય છે કે ઘણા વિચારકો, જેમાં સ્ત્રીઓનો પણ સમાવેશ થાય છે, આ રિવાજ તરફ ધિક્કારની નજરથી જોવા લાગ્યા છે, અને આ રિવાજને પોતાની કોમમાં એક ભયંકર પાપ તરીકે સમજી રહ્યા છે. આ સંબંધી એક યુવકે મને એક અંગ્રેજીમાં કવિતા કહી સંભળાવી હતી, તે આ હતી:

### SECRET !

Some days ago said a friend of mine
Sind expected rain not of water this time
But of Bombs which with gases would be filled,
In a few hours, all the people would be killed
I for one, not in the least I' am afraid I said,
I am not going to wear a mask on my head,
Nor build a house with a gas-proof room,

Which is another form of meeting one's own door
Look ! this is what I am going to do,
I am ordering an eagle from the London Zoo,
So that when the warning of war is given,
I will jump on my eagle and go off to heaven
Though it may be far, but my eagle will fly faster,
I will take a bag of rice and a jar of water,
And once there I will tell my story soon,
At his door I will ask for one little boon
Kind God, help us, we are Sindhis by birth,
And Sind is the best on the face of the earth,
People there are very honest and speak no lies,
Though Deti-Leti and Lapo-rasai nobody denies
With a big army I ofcourse at his command
Will go and catch their planes as fishes in pond,
Then at once I will drive them straight down to hell
But it is a secret friend so don't anybody tell.

*Diwani C Adwani*

## વાત છાની ?

મારે મિત્રે ગભરું હૃદયે વાત છૂપી કરી કે
સિન્ધુદેશે અનવધિ થશે વૃષ્ટિ—ના અમ્બુ કેરી;
કિન્તુ—બોમ્બો વિવિધ વિષ ફેલાવતા વાયુઓની
ભૂંસાશે સિન્ધુ સૃષ્ટિ અવની પટ પરે મિત્ર જો જે ક્ષણેકે.

તોયે મારું હૃદય ધ્રૂજ્યું ના મિત્રની વાત જાણી
રક્ષાર્થે ના ધરું મુખ પરે મેં કહ્યું હું છુપાની

ના બાધું હું ઘર વિષ ભર્યા વાયુથી રક્ષવાને
એ તો છે ત્રણ માર્ગો ભીરૂજન પળતા મૃત્યુને ભેટવાને

મેં તો મારે મન થકી કર્યું નક્કી છે આટલું કે
મંગાવી હું વિહગવરૂ રાખું કને લંડનેથી;
બાજે જેવી સમર તણી શરણાઈ—અસ્વાર થૈને
ઉંચે ઉંચે ઉંડુ હુ વિહગવર પીઠે વૈકુંઠે—વિષ્ણુ લોકે

છોને મારા દૂર દૂર રહ્યાં વૈકુંઠીવાસ મોંઘા
જ્યાં સુધી છે ગરૂડ, જલ ને ગાઠડી તંડુલોની
શું છે ચિંતા, જરૂર જઇને વાત પૂરી કરીશ
ન દેવાધિ પદોની રજચૂમી, નમીને નાખું હું વેણ એક

રક્ષો દેવા મનુજ સઘળાં સિંધુના તીરવાસી
રક્ષો દેવા પૃથ્વિપટની કુંજશો સિન્ધુ દેશ;
લોકો જ્યા ના અસત વદતા, સત્યને પૂજનારા
લાપો રસ્સાઇને છે જરીક જરીક રે દેતીલેતીની પૂજા.

રીઝાઇને સકળ નિજનું સૈન્ય દેશે મને તે
સિન્ધુ પુત્રી પતિ જરૂર શ્રદ્ધા મને એટલી છે
નર્કાગારે રિપુજન અને તેમના સો વિમાનો
જશે થોડી ક્ષણોમા, નવ નવ કહેજો વાત છે બહુજ છાની

જો કે ઉપરની કલ્પના છે તો મશ્કરી રૂપે, પરન્તુ એમાં 'લેતીદેતી'ના રિવાજ પ્રત્યેની ઘૃણાનું પ્રતિબિંબ સ્પષ્ટ છે.

કહેવાની મતલબ કે હવે ઘણાઓને આ રિવાજ તરફ ઘૃણા થવા લાગી છે. સમજુ છોકરીઓ પોતાનાં માબાપોને, પોતાના માટે પૈસા આપીને 'પતિ' ખરીદવાનો સાફ ઇન્કાર કરી રહી છે, જ્યારે કેટલાક યુવકો પણ સ્ત્રીને માટે પોતાનું વેચાણ થાય, એને નાપસંદ કરવા લાગ્યા

છે. છતાં હજુ આ રૂઢીના બંધનને તોડવાની ખુલ્લે ખુલ્લી હિમ્મત બહુજ ઓછા લોકો કરે છે. હવે તો આ રિવાજને દૂર કરવા અથવા તેના ઉપર અંકુશ મૂકવા સંબંધી સિંધની ધારાસભામાં બીલ પણ આવ્યું છે, એટલે સમય સમયનું કામ કરે છે, તેમ સિંધની આ હિંદુ જાતિનો આ રિવાજ પણ એક સમયે નાબુદ થશે જ.

## શ્રદ્ધા અને ભક્તિ

સિંધની સમસ્ત હિંદુ જાતિમાં એક ગુણ ખાસ કરીને વધારે દેખાઇ આવે છે અને તે શ્રદ્ધાનો છે. અમારી આખી સિંધની મુસાફરીમાં જ્યાં જ્યા અમે ગયા, હિંદુ લોકોમાં અખૂટ શ્રદ્ધા જોવાઇ. 'સાંઇ' (સાધુ) નું વચન 'ઇશ્વર' નું વચન. સાધુના ચરણોનો સ્પર્શ અને સાધુના મુખની આશીષ એ તો જાણે એની કાર્યસિદ્ધિનુ એક રામબાણ ઔષધ. અને તેમાં યે પૈસો ટકો નહિં રાખનારા, સ્ત્રીઓનો સ્પર્શ નહિં કરનારા, સંસારના પ્રલોભનોથી દૂર રહેનારા, પગે ચાલનારા એવા ત્યાગી સાધુઓને જૂએ, ત્યારે તો બિચારા ગાડાઘેલા થઇ જાય. બાઇઓ, ચરણ સ્પર્શ કરવા આવે અને અમે ચરણ સ્પર્શ ન કરવા દઇએ, ખસી જઇએ, ત્યારે એના દિલમાં થએલા આઘાતથી કેટલીક બહેનોને રડી પડતાં અમે જોઇ છે.

'असीं तव्हांजे चरन छुहणजे लायक न आहुं ?
छा असिं आलू मर्दनखाव वधिक पापी आहुं ?

અર્થાત્ 'તમારા ચરણનો સ્પર્શ કરવાને અમે લાયક નથી ? શું અમે, પુરુષો કરતા વધારે પાપી છીએ ?' આમ બોલતી બોલતી રડી પડે છે. બિચારા જીવોને શી ખબર કે અમારો આચાર વિચાર કેવો છે ? દુનિયામાં એક સરખા સાધુ કે એક સરખા ગૃહસ્થો નથી હોતા. વસ્તુ-

સ્થિતિ બધી સમજાવવામાં આવે, ત્યારે એમનો આત્મા ઘણોજ ખુશી થાય. અને આવા કડક નિયમની આવશ્યકતા જરૂર સ્વીકારે. બાકી–
' महाराज, मुखे आसीस कयों त मां इम्तहानमे पास थीवन्यां. '
' મહારાજ, મને આશીષ કરો કે હું આ વર્ષની પરીક્ષામાં પાસ થાઉં, '
' મહારાજ, આપ આશીષ કરો કે મને નોકરી જલ્દી મળી જાય. ' આમ અનેક પ્રકારની સાંસારિક લાભોની આશીષ માગવી, એ તો સિંધી લોકોનો એક સાધારણ રિવાજ જ પડી ગયેલો હોય છે. ગમે તેમ પણ, આ માંગણીની પાછળ એમની શ્રદ્ધા, ભકિત, યકીનનો જે આશય સમાયેલો છે, એ તો ખરેખર જ પ્રશંસનીય છે.

ન કેવળ આ શ્રદ્ધા અને ભક્તિ સામાન્ય વર્ગમાંજ છે, મોટામાં મોટો કલેકટર કે કમીશ્નર કેમ ન હોય, ગમે તેવો શિક્ષિત કે અશિક્ષિત અને ગમે તેવો ગરીબ કે તવંગર–સૌની એવીજ શ્રદ્ધા અને ભક્તિ. ગમે તેવો મોટો માણસ, રસ્તે ચાલતાં પણ અથવા સેંકડો માણસોની વચમાં પણ ઠેઠ પગમાં પડીને નમસ્કાર કરવામાં સંકોચ નહિં કરે. તેઓ માને છે કે ' સાધુઓનો આશીર્વાદ એ અમારું કલ્યાણ કરનારી વસ્તુ છે. અમને સાંસારિક લાભો પણ પ્રાપ્ત કરાવે છે અને આત્મ કલ્યાણ કરાવશે. ' જો કે લગભગ આખી દુનિયામાં છે તેમ, આ લોકોની શ્રદ્ધા અને ભકિતમાં ઐહિક સુખોની અભિલાષા વધારે હોય છે, આત્મકલ્યાણની ભાવનાથી શ્રદ્ધા કે ભક્તિ રાખનારા લોકો બહુ ઓછા હશે, પરન્તુ છે લોકો શ્રદ્ધાળુ અને ભક્તિવાળા.

### શ્રદ્ધાનો ગેરલાભ

સિંધી ભાઇઓ બહેનોમાં શ્રદ્ધા અને ભકિતની માત્રા જોઇએ તેના કરતાં વધારે છે, એમ પણ જોઈ શકાય છે અને તેજ કારણ છે કે કેટલાક લોકો તેનો ગેરલાભ ઉઠાવતા હોય એમ જોવાય છે. કોઇ પણ વસ્તુ મર્યાદામાં

હોય ત્યાંસુધી લાભકર્તા થાય છે. મર્યાદાનો અતિરેક થતાં તેજ વસ્તુ હાનિકારક થાય છે. અતિરેક થઇ ગએલી શ્રદ્ધા ધૂર્તોને પોષણ આપવાવાળી થાય છે.

સંસારની વાસનાઓમાં રચી પચી રહેલા લોકો બિચારા નોકરી, પુત્રપ્રાપ્તિ, પૈસો, સ્ત્રી અને બીજા સાંસારિક લાભોની આશાથી જ્યાં ત્યાં ભટકે છે, પરન્તુ જેઓ સાચા ત્યાગી છે, તેઓ તો આવા લોકોને સાફ સાફ સંભળાવે છે કે:

" ભાઇઓ કે બહેનો, તમે ઇશ્વરનું ધ્યાન કરો. પાપને ઓછું કરો, બીજા જીવોનું ભલું કરો. તમારૂં ભલું થશે. "

**લોભીયા હોય ત્યાં......**

પણ, જેઓ ધૂર્ત છે, ઠગારા છે, વિષય વાસનાઓમાં આસક્ત છે, લોભીયા છે, જ્યાં ત્યાં પૈસો અને વિષયના શિકારો શોધતા ફરે છે, એવા ઓને આવા ભોળા અને સંસારના લોભી માણુસોની શ્રદ્ધા અને ભક્તિ સાધનભૂત થાય છે. એ કહેવત ખોટી નથીજ કે ' લોભિયા હોય, ત્યાં ધૂતારા ભૂખે ન મરે. '

સિંધમાં ' ઓમ મંડળી ' જેવી સંસ્થાઓ ઉભી થાય, એ સિંધી લોકોની શ્રદ્ધાનો ગેરલાભ ઉઠાવવાની મનોવૃત્તિ સિવાય બીજું શું કહી શકાય ? " ચાલો, ચાલો, દાદા લેખરાજની ' ઓમ મંડળી 'માં દાખલ થઇએ. ખૂબ ખાવા પીવાનું મળશે, મેવા–મીઠાઇના થાળો ઉડાવાશે. મોજ મજાઓ ઉઠાવવાની મળશે. કૃષ્ણ ભગવાનની ' ગોપી ' તરીકેનું માન મેળશે. પતિ અને સાસુ–સસરાઓના બંધનોમાંથી મુક્તિ મળશે. અને સાથે સાથે દાદા લેખરાજ બ્રહ્મજ્ઞાન આપી ' બ્રહ્મ-

સ્વરૂપી ' બનાવશે. " બિચારી ભોળી સિંધી બહેનો શ્રદ્ધા અને ભક્તિના પરિણામે આવી જાળોમાં ન ફસાય, તો થાય શું ?

શા માટે ' ઓમ મંડળી ' જ ? સિંધમાં તો જ્યાં જૂઓ ત્યાં ત્રિકાળજ્ઞાનિઓનાં પાટીયાં લટકેલાં મળશે. જ્યાં જૂઓ ત્યાં હાથમાં ટીપણું લઇને ત્રિકાળજ્ઞાનિઓ ફરતાજ દેખાશે. અરે, સિંધમાંજ શા માટે ? બીજા બીજા દેશોમાં પણ એક અથવા બીજી જાતની જાળો ફેલાવનારા, તેજી-મદી બતાવવાની લાલચે લોકોનાં ટોળાં પોતાની પાછળ ફેરવનારા, અને તે નિમિત્તે પૈસો ભેગો કરનારા, તેમજ કોઇને ' પતિવશ ' નો કે કોઇને ' પુત્રપ્રાપ્તિ 'નો, કોઇને ' ધનપ્રાપ્તિ 'નો કે કોઇને ' રોગનિવારણ 'નો મંત્ર આપી પોતાની લાલસાઓને તૃપ્ત કરનારા મહાપુરૂષો ( ! ) ક્યાં નથી પડયા ? એટલુંજ નહિં, પરન્તુ પોતાની દુકાન ખૂબ જમાવવા માટે ચોક્કસ વ્યક્તિઓનાં પેટભરી, એમની દ્વારા ચમત્કારની વાતો ફેલાવનારા પણ ક્યાં નથી પડયા ?

આજે સંસાર દુઃખી છે. કોઇને કંઇ દુઃખ છે, તો કોઇને કંઇ દુઃખ છે. કોઇ કંઇ અભિલાષા રાખે છે, તો કોઇ કંઇ ચાહે છે. ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ અને અનિષ્ટ વસ્તુનો વિયોગ-આ બે માટે આખું જગત્ ફાંફાં મારી રહ્યું છે. એને માટે પત્થર એટલા દેવ માનવાને દુનિયા તૈયાર છે. એની આશામાં ને આશામાં વર્ષો સુધી પડયા પાથર્યા કોઇ પણ સ્થળે રહેવાને તૈયાર છે. આશા અમર છે. બિચારા જીવો સમજે છે કે આજ નહિં તો કાલે ફળશે. કેટલી શ્રદ્ધા ! કેટલી ભક્તિ ! પરંતુ એ શ્રદ્ધા અને એ ભક્તિ, દુરૂપયોગ કરવા માટે તો નથી જ હોતાં, એનો ગેરલાભ ઉઠાવવા માટે તો નથી જ હોતાં. યદિ એક સાધુ, સાચો સાધુ છે, સાચો ત્યાગી છે, સાચો મહાત્મા છે, અને સાચો બ્રહ્મચારી છે, અને બીજી તરફથી અભિલાષા રાખનાર માણસ શ્રદ્ધાળુ હશે, ઉદયકાળ સારો હશે, એના અન્તરાયનું

આવરણ દૂર થયું હશે, તો તેને ફાયદો થશે જ. શ્રદ્ધા રાખનારા જીવો પોતાની શ્રદ્ધાના બળે, અને પોતાનો અંતરાય દૂર થવાના કારણે, મેળવવાના હશે તો મેળવી લેશે. એ સિવાય તો કોઇની પણ તાકાત નથી, અરે ઈશ્વરની પણ તાકાત નથી કે અશુભકર્મના-અંતરાયકર્મનાં આવરણો દૂર થયા વિના કોઇ કોઇને કંઇ આપી શકે. તો પછી આજના પામર જીવો શું આપી શકવાના હતા? બિચારા ભદ્રિક જીવોને અનેક પ્રકારના ચમત્કારોના ઓઠા નીચે લાલચો આપી આપીને ફસાવવા, એ ભયંકરમાં ભયંકર ધૂર્તતા સિવાય બીજું શું કહી શકાય? એ શ્રદ્ધાળુઓની શ્રદ્ધાનો દુરુપયોગ કે ગેરલાભ સિવાય બીજું શું કહી શકાય? જેને ગરજ હોય છે, તે તો બિચારો ગધેડાને પણ 'બાપ' કહેવા તૈયાર થાય છે. બિચારા ગરજવાનની ગરજનો લાભ લઇ, પોતાનો શિકાર સાધવો, એના જેવું પાતક બીજું કયું હોઇ શકે? દશ માણસને ગુપ્ત રીતે એક બે ત્રણ-એમ દસ નંબર ફિચરના બતાવે, એમાં એક નંબર તો આવવાનોજ. જેનો નંબર આવવાનો, તે માણસ તો સમજે કે મહારાજે કેવું રામબાણ બતાવ્યું. પણ એને બિચારાને કયાં ખબર છે કે નવ જણ મહારાજના કહેવાથી ફસાયા ને હવે પછેડી ઓઢીને રોઇ રહ્યા છે? પેલો કમાનારો તો મહારાજની વચનસિદ્ધિનાં બણગાં સો જગ્યાએ ફૂંકે, એટલે મહારાજની પાછળ તો ભકતોનું, ભકતોનું નહિં પણ, લોભિયાઓનું ટોળું ફરતું જ હોય.

અરે, જેને પોતાના:ભાગ્યમાં શું ભર્યું છે, એટલું જાણવાની શકિત નથી, એ બીજાને શું આપી શકવાનો હતો? આપશે એનું ભાગ્ય!

બેશક, જે સાચો સાધુ છે, એનામાં સાધુતા છે, તો તેનો આશીર્વાદ જરુર આત્મશકિતને લાભ કર્તી થાય છે. પરન્તુ દુનિયામાં અનેક પાપોમાં ખદબદી રહેલા અને પૂછનારના કરતાં જરા યે પણ વિશિષ્ટતા નહિ

રાખનાર મનુષ્યો બીજાના જોષ જોવા તૈયાર થાય, બીજાઓને આપવાની લાલચો આપે, પૈસા ખરચી ખરચીને પોતાના મહત્ત્વનાં બ્યુગલો બીજાઓ પાસે ફુંકાવે, એવા માણસો બીજાને શું આપી શકવાના હતા ? સિવાય કે બિચારા ભોળા જીવોને જાળમાં ફસાવે અને પોતાની ઇચ્છાઓ તૃપ્ત કરે.

એક પવિત્ર મહાપુરૂષનો આશીર્વાદ મનુષ્યની શ્રદ્ધાના સરોવરમાં પડે છે, તો એના આત્માની શુદ્ધિ જરુર થાય છે. એનો આત્મા પાપના પંથેથી પાછો હટી સન્માર્ગના સીધા માર્ગે વળે છે. જે સાંસારિક લાભો સાધુએ સ્વયં છોડ્યા છે, એ સાંસારિક લાભો બીજાને આપવાનો ઢોંગ કરનાર સાધુ કેવો સાધુ હોય ? એ સમજુ લોકો જરુર સમજી શકે છે.

સિંધી લોકોની શ્રદ્ધાનો અને ભક્તિનો ગેરલાભ ઘણા લોકો લઇ રહ્યા છે. પરંતુ જેઓ સમજદાર છે, શિક્ષિત છે, એઓ જ્યારે સાચા ત્યાગને જૂએ છે, સાચી સાધુતાનું સ્વરૂપ સમજે છે, મનુષ્યની હયાતિનું શુ ધ્યેય છે ? એ જ્યારે જાણે છે અને ત્યાગી જ ત્યાગનો ઉપદેશ આપી શકે, તેમ ત્યાગી ત્યાગનો જ ઉપદેશ આપી શકે, એ વસ્તુ જ્યારે એમના ગળે ઉતરે છે, ત્યારે તેઓ એવી સાંસારિક લાલચોના પ્રશ્નોથી અને એવી માગણીઓથી દૂર રહે છે. આત્મકલ્યાણની ભાવના તરફ વળે છે.

અમારા પરિચયમાં આવનાર હજારો સિંધી ભાઇઓ બહેનોએ જ્યારે આ વસ્તુ સમજી લીધી ત્યારે તેઓ પોતાથી બને તેટલા અંશે પ્રભુભક્તિ, સાધુસેવા અને ગૃહસ્થના ખાસ ખાસ ગુણો મેળવવા માટે પ્રયત્નશીલ થવા લાગ્યાં.



—: ૧૬ :—

## ગુજરાતીઓનું સ્થાન.

કહેવાય છે કે 'પરદેશમાં સ્વદેશનું કૂતરૂં પણ પ્યારૂ લાગે છે.' સિંધની અમારી મુસાફરીમાં મારવાડ છોડયા પછી કોઇ સ્ટેશન ઉપર સ્ટેશન માસ્તર કે સ્ટેશન સ્ટાફમાંનો કોઇ માણસ ગુજરાતી હોય તો તે માણસને અને અમારી મંડળીને અપૂર્વ આનંદ થાય. ખૂબ પેટ ભરીને વાતો થાય. એક બીજાના સુખ-દુઃખની કહાનિઓ શરૂ થાય.

### સિંધના ગામડામાં

મીરપુરખાસથી હાલા જતાં અને હાલાથી હૈદ્રાબાદ જતાં કોઇ કોઇ સ્થળે ' અલ્યા ઓ જો તો ખરો, આ આપણા મલકના વાણિયાના ગુરુ આ દેહમાં ક્યોંથી ? ' આવું વચન ક્યાંય કાનમાં પડી જાય, એટલે ઝટ ચમકી જવાય. ' અલ્યા, તમે કોણ છો ભાઇ ? ' ' એ બાપુ, અમે તો વાઘરી સીએં. ' ' અલ્યા, આ દેશમાં ક્યાંથી ? ' ' બાપજી, આવા પાપી મલકમાં પેટ ખાતર આવવું પડયુ સે. ' આવી વાતો વખતે એક બીજાના દિલમાં કંઇક ઓરજ ભાવ ઉત્પન્ન થતો. સિંધના એક નાના ગામડામાં, એક નાનકડા ઝુંપડાની ઓશરીમાં રાત્રે

થાકયા પાકયા અમે નિંદ્રાદેવીની ઉપાસના કરી રહ્યા હતા. કોઈ ઉંઘતું હતું તો કોઇ જાગતું હતું. હાથમાં તંબુરા અને મંજીરા લઇને પાંચ-દસ માણસનું એક ટોળું આવ્યું. 'એલ્યા, કોણ છો ?' 'બાપજી અમે ઢેઢ સીએં' ભાષાથીજ માલૂમ પડયું કે તે ગુજરાતી છે. 'અલ્યા ભાઇ, અહિં કયાંથી?' 'અહિં ખેતરોમાં અનાજ વાઢવાનું કામ કરીએ સીએ. ઘણા વરહથી અહિં રહીએ સીએ બાપુ. અમને ખબર પડી કે આપણા દેહના મારાજ આવ્યા સે, એટલે અમે આપ ।। દરશન-પરશન કરવા આવ્યા. બાપુ જરા ભજન હંભળાવીએ ?' 'હા, ભાઇ ખુશીથી.'

ચાલ્યો તબુરાનો તાર અને ખડખડવા લાગ્યા મંજીરા. હરિજનોની ધૂન જામી ગઇ. ઉંઘનારાઓની ઉંઘ ઉડી ગઇ. થયા બેઠા અને લાગ્યા સાંભળવા ભજનો.

આવા આવા તો અનેક પ્રસંગો વિહારમાં પ્રાપ્ત થયા. સિંધના ગામડામાં પણ ગુજરાતીઓ પહોંચી ગયા છે ખરા. કોઇ ખેતી કરે છે, તો કોઇ શાકભાજી ઉત્પન કરી પોતાનું ગુજરાન ચલાવે છે. કોઇ ઝાડુ કાઢવાનું કામ કરે છે, તો કોઇ ટટ્ટીઓ સાફ કરે છે. આમ જુદા જુદા કાર્યો દ્વારા પોતાનું પેટ ભરતા હજારો ગુજરાતીઓ સિંધમાં જ્યાં ને ત્યા નજરે પડે છે.

હૈદ્રાબાદમાં તો ગુજરાતીઓની ખાસી વસ્તી જોવાઇ. વાણિયા કે બ્રાહ્મણ, તેલી કે તંબોલી, દરજી કે સુતાર, મોચી કે ભંગી-ઓડ્‌-ગી-વસ્તી સૌની વસ્તી હૈદ્રાબાદમાં છે.

## 'ગુજરાતી કરાચી'

કરાચીમાં તો ગુજરાતીઓએ, શ્રી ખંધડીયાના કથન પ્રમાણે 'ગુજરાતી કરાચી' બનાવી દીધુ છે. અત્યારે કરાચીની કુલ વસ્તી ત્રણેક

લાખની કહેવાય છે. જેમાં એંશીથી નેવું હજાર કેવળ ગુજરાતીઓજ છે. આ ગુજરાતીઓમા કચ્છી, કાઠિયાવાડી અને ગુજરાતીનો સમાવેશ થાય છે. ભાઇ હીરાલાલ ગણાત્રાના શબ્દોમાં કહીએ તોઃ–

કચ્છ કાઠિયાવાડના સાહસિક મેમણભાઇઓ, વ્યવહારકુશલ સિદ્ધપુરના વોરાઓ અને સખાવતે શૂર પારસી ભાઇઓ પણ ગુજરાતીઓ છે. હરિજનોની તો ઘણી મોટી સંખ્યા કરાચીમા નિવાસ કરી રહી છે.૧

કોઇપણ દેશમાં ગુજરાતી ઝળકયા વિના નથી રહી શકતો. ગુજરાતીની બુદ્ધિમત્તા, ગુજરાતીની કાર્યકુશળતા અને ગુજરાતીની ઓજસ્વિતા કયાંય ઢાંકી નથી રહેતી. બંગાળ કે આસામના એક નાનામા નાના ગામડામા એક બે ગુજરાતી જ કાં ન હોય ! જાણે, એણે ગામ વશ કર્યું હશે. કરાચીમાં ગુજરાતીઓનું સ્થાન જોયા પછી કવિ ન્હાનાલાલના આ શબ્દો યાદ આવે.–

" જયાં જયાં વિચર્યાં ત્યા ત્યાં ગુજરાતીઓએ ગુજરાત વસાવ્યું. રામ–લક્ષ્મણ–જાનકી વિંધ્યાચળ ઓળંગી મહા અરણ્યમાં પ્રવેશ્યા અને જ્યાં જયા આશ્રમ કીધા ત્યા ત્યા આર્યસંસ્કૃતિ વાળી. એમ ગુજરાતના વનવાસી રામ–લક્ષ્મણ–જાનકીઓએ પૃથ્વીમા જ્યા જ્યા પગલા કીધા, ત્યા ત્યાં ગુજરાત સ્થાપ્યુ ને ગુર્જર સંસ્કૃતિના મંડપો ને કુંજો માડયા.

" ગુજરાતણના પગલાં એ તો જાણે કંકુના પગલાં. જાનકીજીએ જેમ પંચવટીની વાટિકા રસ સૌંદર્યથી શણગારી હતી, એવી રીતે ગુજરાતણોએ મહાગુજરાતની વાડીઓ શણગારી છે."૨

---

૧ જૂઓ 'શ્રી કરાચી ગુર્જર સાહિત્ય કળા મહોત્સવ' પ્રસંગનું તેમનું વ્યાખ્યાન.

૨ જૂઓ 'કરાચી ગુર્જર સાહિત્યકળા મહોત્સવ' પ્રસંગનું તેમનું વ્યાખ્યાન.

આજે કરાચીમાં કોઇ પણ કોમના ગુજરાતીઓ નજરે પડશે. કચ્છી, લુહાણા, ભાટિયા, જૈન, વોરા, ખોજા, મોચી, હજામ, વાઘરી, મેઘવાળ અને કડિયા, મિસ્ત્રી, સુતાર–આદિ તમામ કોમ છે.

ધાર્મિક દૃષ્ટિએ વિચારીએ તો કોઇપણ ધર્મના અનુયાયીઓ કરાચીમાં મૌજૂદ જણાશે. સનાતની કે જૈન, રામાનુજ કે વલ્લભ-સંપ્રદાયી, કબીરપંથી કે સ્વામીનારાયણી, પારસી કે મુસલમાન–સૌ કોઇ ધર્મના અનુયાયિઓ કરાચીમાં છે. ધર્મ એ તો મનુષ્યની સાથે સાથે છાયાવત્ ચાલનારી વસ્તુ છે. જ્યા માણસ જાય ત્યાં તેનો ધર્મ યે જાય. તેજ હિસાબે દરેક ધર્મવાળાઓએ પોતપોતાનાં ધર્મસ્થાનકો બનાવી આ ‘ અનાર્ય ’ કહેવાતી ભૂમિને પણ ‘ આર્યભૂમિ ’ બનાવી છે. અને તેમ કરીને આર્યોનુ આદિ ‘ નિવાસસ્થાન સિંધ છે, ’ એ કથનને પુનર્જીવન આપ્યું છે.

## શરુઆત કયારે થઇ ?

એ કહેવાની ભાગ્યેજ જરુર છે કે સિંધ એ કચ્છ અને ગુજરાત કાઠિયાવાડથી વધારે દૂર નથી. પરન્તુ આટલા નજીકના મુલકમાં પણ આવવું ઘણુ કઠણુ હતું. કચ્છનું રણ ઉલ્લંઘવું કે થરપારકર જીલ્લાના રેતીના પહાડો ઉલ્લંઘવા, એ કંઇ રહેલી વાત નથી. અત્યારે જૈનસાધુઓને ગુજરાત કાઠિયાવાડથી કે મારવાડ-મેવાડથી સિધમાં આવવુ જેટલું કઠણુ છે, એના કરતાં વધારે કઠણુ તે વખતે ગૃહસ્થોને સિંધમાં આવવાનુ હતું. છતાં સાહસ શું કામ નથી કરી શકતું ? પુરુષાર્થ કઇ સિદ્ધિ નથી મેળવી આપતુ ? અને તેમાં યે જ્યારે પેટનો સવાલ આવીને ઉભો થાય છે, ત્યારે માણસ ન કરવાનું અને અશકયમાં અશકય સાહસ પણુ ખેડી નાખે છે.

આજથી સવાસો વર્ષ ઉપરની વાત છે. સિંધમાં મીરોનું રાજ્ય હતુ અને લુંટારાઓનો ભયંકર ત્રાસ હતો. કહેવાય છે કે તે વખતે ગુજરાતીઓએ–ખાસ કરીને લોહાણા અને ભાટીયા ગુજરાતીઓએ સૌથી પહેલાં સિંધમાં પ્રવેશ કર્યો હતો અને નગરપારકર થઇને તેઓ પહેલાં નગરઠઠ્ઠામાં આવ્યા હતા.

કરાચીના એક આગેવાન નાગરિક ભાઇ હીરાલાલ મણીઆએ, આજથી દશ વર્ષ ઉપર પોતાના એક વ્યાખ્યાનમાં લગભગ એકસો દશ વર્ષનું ગુજરાતીઓનું સરવૈયું રજુ કર્યું હતુ. તેમાં તેમણે કહ્યું હતું કે:

'આ કાઠિયાવાડની પ્રજા પોતાનો બંદરી વેપાર ખેડવા અને કમાવા આજથી ૧૧૦ વર્ષ પહેલા કરાચી બંદરે દેશી વહાણોમા આવી આ વખતે કચ્છ કાઠિયાવાડથી કરાચી આવવા માટે રેલ્વે કે સ્ટીમરનું સાધન ન હતુ. માણસો પગ રસ્તે કચ્છના રણને ઓળંગી નગરઠઠ્ઠા, જુંગશાહી કે તેવા બીજા ઠેકા પગ રસ્તે આ તરફ આવતા, અથવા વહાણમા દરિયા રસ્તે માંડવી, જોડીયા, જામનગર બંદરથી આવતા. આમ કચ્છી બધુઓના લતાને 'કચ્છી-ગલ્લી' તથા કાઠિયાવાડથી આવી વસેલાને આજે પણ 'જોડીયા બજારના' નામથી આખી કરાચી ઓળખે છે.' ૧

કહેવાય છે કે કરાચીની જુની અને જાણીતી શેઠ લાલજી લક્ષ્મીદાસની પેઢી ઉપર સં. ૧૮૭૫ના શેઠ પ્રેમજી પ્રાગજીના ચોપડા હયાત છે. કહેવાની મતલબ કે ગુજરાતીઓને સિંધમાં પ્રવેશ કર્યે લગભગ ૧૨૫ વર્ષ વ્યતીત થઇ ચૂકયાં છે. એક વાત ફરીથી સ્પષ્ટ કરૂં.

---

૧ જુઓ 'શ્રી કરાચી ગુર્જર સાહિત્ય કળા મહોત્સવ' પ્રસંગનું સ્વાગત-કારિણી સમિતિના પ્રમુખ તરીકેનું તેમનું ભાષણ.

'ગુજરાતી' એટલે માત્ર હિન્દુ જ નહિ. પારસી, વોરા, ખોજા મેમણ વિગેરેનો પણ સમાવેશ ગુજરાતીઓમાં જ થાય છે. એટલે ગુજરાતી તરીકેની પ્રવૃત્તિમાં તે તે કોમોનો સાથ જ છે, એમ સમજવું.

## પારસી વોરા વિગેરે

કરાચી અને સિંધના બીજા સ્થાનોમાં મળીને પારસી ભાઇઓની વસ્તી પણ સિંધમાં સારી, એટલે લગભગ ચાર હજાર જેટલી છે. લગભગ ૩૬૦૦ જેટલી વસ્તી તો કરાચીમાં જ છે. અને બીજા શહેરોની જેમ કરાચીમાં પણ તેમનું સ્થાન ઝળકતું અને ઉચું છે. ભાઇ રૂસ્તમ સીધવા પોતાના એક લેખમાં લખે છે તેમ, પારસીઓને સિંધમાં આવે લગભગ સો ઉપર વર્ષો થયાં છે.

આવીજ રીતે વોરા અને ખોજા ભાઇઓની પણ મોટી વસ્તી છે. તેઓને પણ સિંધમાં આવ્યાને લગભગ સો જેટલા વર્ષો થયાનું કહેવામા આવે છે.

છેલ્લા દશ વર્ષમાં તો ઉપરની બધી કોમોના ગુજરાતીઓની વસ્તીમા અને તેની પ્રગતિમાં ઘણોજ ફેરફાર થઇ ગયો છે. તેણે સામાજિક, ધાર્મિક, આર્થિક અને રાજકીય બાબતોમાં પણ પોતાનું ઓજસ્ બતાવી આપ્યું છે, એટલું જ નહિ પરન્તુ કવિ ન્હાનાલાલ કહે છે તેમ, 'બુદ્ધિથી, શ્રમથી, નિજના ઓજસ્થી અને વર્ચસ્થી 'ગુજરાતી ધૂળમાંથી ધન સર્જે છે' એ કહેવતને સાચી પાડી છે.'

## ગુજરાતીઓની પ્રવૃત્તિ

આજે કરાચીમાં ગુજરાતીઓનું જે સ્થાન છે, તે બતાવવા માટે એટલુંજ કહેવું બસ થશે કે કરાચીની એવી એક પણ પ્રવૃત્તિ નથી કે જ્યાં ગુજરાતીઓ ઝળકયા વિના રહ્યા હોય કે રહેતા હોય.

ભલે સિંધ દેશ, સિંધીઓનો ને મુસલમાનોનો મુલક કહેવાતો હોય, અને ભલે તેઓની વસ્તી વધારે હોય, છતાં કરાચીમાંથી જો ગુજરાતીઓની પ્રવૃત્તિને બાદ કરીએ, તો બાકીમાં એક નજીવી વસ્તુ જ બચી શકે.

કહેવાય છે કે સં ૧૯૩૧માં કરાચીમાં 'મહાસભા'નું અધિવેશન થયું, એમાં સર્વાધિક શ્રેય જો કોઇના ફાળે જતું હોય, તો તે ગુજરાતીઓને છે. ગુજરાતીઓએ ન કેવળ એક કોંગ્રેસ દ્વારાજ, પરન્તુ સંવત્ ૧૯૯૫માં 'શ્રી ગુર્જર સાહિત્ય કળા મહોત્સવ,' ગુજરાતના મહાકવિ શ્રીયુત નાનાલાલભાઈના પ્રમુખપણા નીચે ઉજવીને સવાસો વર્ષોથી પોતાની માતૃભૂમિ અને દેશબંધુઓથી દૂર થવા છતાં, તેઓ પોતાના દેશ, વેષ, જાતિ, ભાષા અને સાહિત્યને—અરે પોતાના સર્વસ્વને સંપૂર્ણ રીતે સંભાળી રહ્યા છે, એટલુંજ નહિ, પરન્તુ ગુર્જરગિરાના મંદિરે અનેક રત્નો અર્પી રહ્યા છે, એની ખાત્રી કરી આપી હતી.

તે પછી હમણા ગત વર્ષમાં 'ગુજરાતી સાહિત્ય પરિષદ્'નું તેરમું અધિવેશન શ્રીયુત કન્હૈયાલાલ માણેકલાલ મુનશીના પ્રમુખપણા નીચે ભરીને પોતાની સાહિત્યિક પ્રગતિનું પણ સરવૈયું કાઢી બતાવ્યું હતું.

**સંસ્થાઓ**

કરાચીમાં વસતા ગુજરાતીઓના આંગણે કેળવણીના ક્ષેત્રમાં ભાગ લેનારી અનેક સ્કૂલો—સંસ્થાઓ મૌજૂદ છે. પ્રાથમિક શિક્ષણ આપનારી શાળાઓનો ઉલ્લેખ કરવો, આ સ્થળે અશકય છે. કરાચીમાં, ખાસ કરીને હાઇસ્કૂલો તરીકે કામ કરતી, ગુજરાતીઓના સંરક્ષણ નીચે ચાલતી ચાર સ્કૂલો જનતાનું વધારે ધ્યાન ખેંચે છેઃ—

**૧ હરિભાઈ પ્રાગજી કારિયા હાઈસ્કૂલ**—એક વખતની તા. ૨—૧૦—૩૦ ના દિવસે કરાચીના પ્રસિદ્ધ શિક્ષાપ્રેમી ભાઇ **એમ. બી.**

દલાલના હાથે શરૂ થએલી ' યુનીયન સ્કૂલ ' તે અત્યારની ' શ્રીમાન્ હરિભાઇ પ્રાગજી કારિયા હાઇસ્કૂલ 'ના નામે ઓળખાય છે. લગભગ ૫૦૦ વિદ્યાર્થીઓ આ સ્કૂલમાં અભ્યાસ કરે છે. એક કમીટી દ્વારા આ સંસ્થાનું સંચાલન થઇ રહ્યુ છે. જેમાં કરાચીના પ્રસિદ્ધ નાગરિકો–રાય સાહેબ ભગવાનજી મોરારજી, ભાઈ હીરાલાલ ગણાત્રા અને શ્રીયુત એમ. બી. દલાલ વિગેરે છે. આ સંસ્થાના સંચાલકો વિદ્યાર્થીઓના માનસિક અને શારીરિક વિકાસ માટે પણ નવી નવી યોજનાઓ અમલમા મૂકી રહ્યા છે, કરાચીમાં જ નહિ, પરન્તુ સમસ્ત ગુજરાતી આલમમા ' કિંગ ઓફ ફિઝિકલ કલચર ' તરીકે પ્રસિદ્ધ ભાઇ ભૂપતરાય દવેની હમણા આ સસ્થામા નિયુક્તિ એટલા માટે કરવામા આવી છે કે ભારતવર્ષની પ્રાચીન **પ્રાણાયામ** અને **આસન** વિદ્યાદ્વારા બાળકોનાં શરીરો સગઠિત અને તંદુરસ્ત બનાવવામાં આવે. આવી જ રીતે એક સારા સંગિતકારની નિયુક્તિ કરી સગીત કલાસ પણ ખોલવામા આવ્યો છે. હમણા આ સંસ્થાના પ્રીન્સીપાલ તરીકે પ્રસિદ્ધ સાક્ષર ગૌરીશંકર અંજારિયાની નિમણુંક કરવામા આવી છે, એટલે અત્યારની સ્થિતિ કરતાં પણ આ સસ્થા વધારે પ્રગતિશીલ બનશે, એમ સૌ આશા રાખી રહ્યા છે.

૨ **ગુજરાત વિદ્યાલય**–ઇ. સ. ૧૯૨૬ની સાલમાં શ્રીયુત ચંદ્રશંકર બુચ, ધીરજલાલ વ્યાસ અને શ્રી ગૌરીશંકર અંજારિયા વિગેરે કેટલાક સાક્ષરોના પ્રયત્નથી ' **ગુજરાતી એજ્યુકેશન સોસાયટી** ' નામની કોઈ સંસ્થા સ્થાપન થયેલી, તેના હાથ નીચે ' કરાચી મીડલ સ્કૂલ ' નામની કોઇ સ્કૂલ ચાલતી. ૧૯૩૦માં આ નાનકડી સ્કૂલે ' હાઇ સ્કૂલ 'નું રૂપ પકડ્યું. કરાચીના પ્રસિદ્ધ ગુજરાતી નાગરિકો શેઠ મણિલાલ મોહનલાલ અને શેઠ મનુભાઇ ડુંગરસી જોશી આ બે ઉદાર ગૃહસ્થોએ કરેલી વીસ વીસ હજારની સખાવતોનું પરિણામ છે કે આ સ્કૂલ પોતાનું

એક આલીશાન મકાન ધરાવે છે. આ વિદ્યાલયની સાથે જ છોકરીઓ માટેની ' મહિલા વિદ્યાલય ' પણ ચાલે છે. વિદ્યાલયમા લગભગ ૭૫૦ જેટલા વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે; જ્યારે ' મહિલા વિદ્યાલય 'માં લગભગ ૨૦૦–૨૫૦ જેટલી બાળાઓ અભ્યાસ કરે છે.

આવી એક સુંદર સંસ્થા હમણા જ થોડા વખત ઉપર સત્તાની સાઠમારીના ચકડોળે ચઢી હતી. સંચાલકો અને શિક્ષકોના સંઘર્ષણમાં આટલી વિશાળ સંસ્થા જમીનદોસ્ત થવા બેઠી હતી. આ વખતે કરાચીનો સમજુ વર્ગ, સંસ્થાની હયાતી સંબંધી જેટલો વિચાર કરતો હતો, તેના કરતાં યે વધારે આજના શિક્ષણમાં આગળ વધીને પોતાને ' સબકુછ ' સમજનારા કેટલાક સાક્ષરોની–કેળવણીકારોની સંસ્કૃતિ ઉપર વધારે વિચાર કરતો હતો. ગયા વર્ષમાં 'ગુજરાતી સાહિત્ય પરિષદ્'ના તેરમા અધિવેશન પ્રસંગે કરાચીના જે કેટલાક ' સાક્ષરો ' એ પોતાની 'સાક્ષરતા'નો પરિચય કરાવ્યો હતો, એનોજ પડઘો આ વિદ્યાલય ઉપરનો પ્રકોપ હતો, એમ બોલાતુ. 'વળી જે સાક્ષરો કે શિક્ષકો બાળકોનાં જીવનો ઘડવાની જવાબદારી લઇ બેઠા હોય, અથવા જેઓ પોતાની કવિતાઓ કે લેખો દ્વારા જનતાને બોધ આપતા હોય, તેવા સાક્ષરો કે શિક્ષકો પૈકીના કોઇ કોઇ દ્વારા સાધારણ મનુષ્યોચિત વ્યવહારોથી અનુચિત પ્રવૃત્તિઓ થતી જોવાય ત્યારે તો **'सलिलादग्निरुत्थिता'** જેવુ જ લાગે. અને સામાન્ય વર્ગને ભારે જ ખેદ થાય. ' એમ પણ સામાન્ય વર્ગમા સ્પષ્ટ બોલાતુ. અસ્તુ. આખરે ડાહ્યાઓના ડહાપણે કામ કર્યું અને દૂધ દૂધમાં અને પાણી પાણીમા મળી ગયાં.

**૩ શારદા મન્દિર**–કરાચીના ભાઇ મનસુખલાલ જોબનપુત્રાની હાર્દિક લાગણીથી તારીખ ૯ મી એપ્રીલ ૧૯૨૧ ના દિવસે **' ભારત સરસ્વતી મંદિર'** એ નામની સંસ્થા કંઇ પણ સ્થાન સાધન વિના

સ્થપાણી. તે પછી આ સંસ્થા ધીરે ધીરે આગળ વધતાં, ઇ. સ. ૧૯૩૮ની સાલમાં આ સંસ્થાની વ્યવસ્થાપક સભાએ બાળાઓને પણ 'માધ્યમિક કેળવણી' આપવાનો પ્રયાસ આદર્યો. આજે આ સંસ્થા પણ પોતાનું સ્વતંત્ર સ્થાન ધરાવે છે. ભાઇ મનસુખલાલ જોબનપુત્રા આ સંસ્થાના ' આત્મા ' તરીકે બધું સંચાલન કરી રહ્યા છે. કરાચીના નાગરિક ભાઇ જમશેદ મહેતા અને શેઠ હરિદાસ લાલજી, તેમજ શેઠ ભગવાનલાલ રણછોડદાસ વિગેરે કેટલીક ઉદાર વ્યક્તિઓ આ સંસ્થાનું પોષણ કરી રહી છે.

' શારદા મંદિર 'નું મકાન આપણા જુના આશ્રમોની ઝાંખી કરાવે છે. ત્યાનું વાતાવરણ હર વખતે શાંત દેખાય છે. વ્યાયામ, સંગીત અને એવા કેટલાક લાભદાયક વિષયોની નવી નવી યોજનાઓ આ સંસ્થામા અમલમા મૂકાય છે. બાહ્ય સ્વરૂપે સંસ્થાની આ પ્રવૃત્તિ રાષ્ટ્રીય ભાવનાવાળી દેખાય છે આંતર દૃષ્ટિએ પરિણામ તો સરકારી સ્કૂલોના પરિણામ જેવું જ સ્પષ્ટ છે. આ સંસ્થાના શુભેચ્છકો ગમે તેવા ભોગે પણ આ સંસ્થા 'રાષ્ટ્રીય વિદ્યાપીઠ' બને, અને 'સહશિક્ષણ' ની પદ્ધતિ બંધ થાય, એ બે વસ્તુઓ ચાહી રહ્યા છે. આમ થાય તો દેશનું સદ્‌ભાગ્ય !

૪ **મહાવીર વિદ્યાલય**—કરાચીની ઉપરની સંસ્થાઓની સાથે 'મહાવીર વિદ્યાલય' નું નામ પણ મૂકી શકાય છે. સં. ૧૯૩૩ના એપ્રીલની ૧૩મી તારીખે આ સંસ્થાનો જન્મ થયો છે. અંગ્રેજી પાંચમા ધોરણ સુધી બાળકોને શિક્ષણ આપવાનું કાર્ય આ સંસ્થા કરી રહી છે. નાતજાતના કંઇપણ ભેદ વિના કોઇપણ ગુજરાતી બાળકને કેળવણી આપવી, એ આ સંસ્થાનો ઉદ્દેશ છે. સાંભળવા પ્રમાણે આ વર્ષથી છઠું–સાતમું ધોરણ પણ દાખલ કરવાના છે. સંસ્થાના પ્રીન્સીપાલ મોતીચંદ શાહ

સુશીલ, વિનયી અને અનુભવી છે, અને સંસ્થાનું વધુ સદ્‌ભાગ્ય છે કે તે શ્રીયુત નર્મદાશંકર ભટ્ટ સાહેબ જેવા કેળવણી ખાતાના માજી ઇન્સ્પેકટર જેવા વયોવૃદ્ધ, જ્ઞાનવૃદ્ધ અને અનુભવવૃદ્ધ મહાનુભાવની સેવાનો લાભ મેળવે છે. સંસ્થા જલ્દી હાઇસ્કૂલ બને, એમ સૌ કોઇ ઇચ્છી રહ્યું છે. એમાં જૈનસંઘની પણ શોભા છે. કરાચીના મ્યુ. કોર્પોરેટર ભાઇ ખીમચંદ એમ. શાહ, અને મણીલાલ લહેરાભાઈ મહેતા, આ વિદ્યાલયના પ્રધાન સંચાલકો છે. આ બન્ને ગૃહસ્થો જૈનસંઘમાં આગેવાન છે. એક સ્થાનકવાસી સંઘના પ્રમુખ છે, તો બીજા મૂર્તિપૂજક સંઘના માનદ મંત્રી છે. ધાર્મિક શ્રદ્ધાવાળા અને સુસંસ્કારી છે. તેઓ જો થોડો પ્રયત્ન વધારે કરે તો તેમની લાગવગથી આ સંસ્થા કરાચીના જૈનસંઘને આંગણે એક સુંદર, ભવ્ય સંસ્થા બની શકે.

## અન્ય સંસ્થાઓ

ઉપરની સંસ્થાઓ ઉપરાન્ત કરાચીના આંગણે ગુજરાતીઓ તરફથી ચાલતી બીજી અનેક સંસ્થાઓ છે. અહિંના ગુજરાતીઓ 'બાળમંદિર' અને 'બાળવિહાર' જેવી જેમ બાળકોના જીવન ઘડનારી સંસ્થાને શોભાવી રહ્યા છે, તેવી રીતે 'ગુજરાતી કલબ', 'ગુજરાતી જીમખાના' અને 'વ્યાયામ શાળાઓ' દ્વારા શારીરિક અને માનસિક વિકાસો પણ સાધી રહ્યા છે.

વળી અહિંના 'બેંક' અને 'હાઉસીંગ સોસાયટી' દ્વારા મધ્યમ વર્ગની આર્થિક સ્થિતિઓઓને પહોંચી વળવા પણ પ્રયત્ન કરી રહ્યા છે. તેમ 'ગુજરાતી મહિલા સમાજ' અને 'ગુજરાતી ભગિની સમાજ' જેવી સંસ્થાઓ દ્વારા ગુજરાતી બહેનો, સ્ત્રી સમાજની અપૂર્ણતાઓ અને સંકટો દૂર કરવા પણ કોશિશ કરી રહી છે. મહિલાસમાજનું કાર્ય, બહેન માણેકબહેન લાલચંદ પાનાચંદ, રંભાબહેન ગણાત્રા, સમજુબહેન

છોટાલાલ ખેતશી અને ગંગાબ્હેન–આ બ્હેનોની લાગણી પ્રેમ અને સતત પરિશ્રમથી ચાલી રહ્યું છે. આ બ્હેનો વયોવૃદ્ધા, અનુભવી અને કષ્ટોને સહન કરવામાં ખડતલ અને શ્રીમન્ત હોઇ બ્હેનોના હિતના પ્રશ્નોમાં આગળ આવે છે. 'ભગિની સમાજ'ની સંચાલિકા બ્હેનો પણ, બ્હેનોમાં ભાષાજ્ઞાનના પ્રચારનું તેમજ સ્ત્રીઓને ઉપયોગી સીવણ ગૂંથણ આદિ પ્રવૃત્તિ કરી રહી છે. હિંદુસ્તાનની પાંજરાપોળોમાં પોતાનું પ્રધાન સ્થાન ધરાવનાર તેમજ લાખો જીવોનો આશીર્વાદ મેળવનાર કરાચીની 'પાંજરાપોળ' એ પણ શ્રીમાન ડુંગરશી મહારાજ અને એમના જેવા બીજા દયાળુ શ્રીમન્ત ગુજરાતીઓના સતત પ્રયત્નને આભારી છે. એ કહ્યા વિના કેમ ચાલે ?

## વર્તમાન પત્રો

'સિંધ સેવક' અને 'સિંધ સમાચાર' જેવા દિવસમાં બબ્બે વાર નિકળતાં પત્રો, 'હિતેચ્છુ' જેવું પચ્ચીસ વર્ષનું જુનું દૈનિક પત્ર, 'હિંદુ-સમાજ' જેવું દૈનિક પત્ર, 'અમન ચમન' અને 'જ્વાલા' જેવાં અઠવા-ડિક પત્રો આ બધાં ગુજરાતીઓની અસ્મિતાનાં પારદર્શક યંત્રો કરા-ચીમા વસતા ગુજરાતીઓજ ચલાવી રહ્યા છે. અને હમણાં હમણાં 'ડેઇલી મીરર' નામનું દૈનિક અંગ્રેજી પત્ર–એ પણ ગુજરાતીનાજ ભેજાનું પરિણામ છે. 'કોલેજનું મેગેજીન' એમાં યે જો ગુજરાતી વિભાગ ન હોય તો તે કૃપણ શેઠની લક્ષ્મી જેવું જ શોભે.

## મુસલમાનોની પ્રવૃત્તિ.

આ તો બધી હિંદુઓની સમ્પત્તિ. વોરા અને ખોજા જેવી મુસલ-માન ગુજરાતી કોમોમાં પણ અનેક ધનાઢયો, અનેક વિચારકો હોવા ઉપરાંત અનેક સંસ્થાઓ પણ ચાલી રહી છે. બહુજ જુના વિચારના

ગણાતા મુસલમાન બિરાદરોમાં ભાઇ હાતીમ અલવી જેવા અનેક સુધારકો, શિક્ષિતો અને કાર્યકર્તાઓ છે કે જેઓ કોઇ મોટી જાહેર સભાઓમાં અને મ્યુનિસીપાલીટી આદિ સ્થાનોમાં ગાજે છે, ત્યારે 'ગુજરાતનાં નૂર' તરીકે જોઇને કોઇ પણ ગુજરાતીની વેંત વેંત છાતી ફૂલ્યા વિના નથી રહેતી.

## પારસીઓની પ્રવૃત્તિ

અને આ ઉપરાન્ત, હિંદુસ્તાનમાં બિલકુલ ન્હાની, પરન્તુ પોતાની શ્રીમંતાઇમાં અને દાનવીરતામા મશહૂર થએલી પારસી કોમનો ફાળો પણ કરાચીમાં કયા ઓછો છે? કરાચીની સમસ્ત ગુજરાતી જનતાના શિરછત્રરૂપ ભાઇ જમશેદ મહેતા જેવા એક આદર્શ પુરુષ એજ કોમમાં હસ્તી ધરાવી રહ્યા છે. 'પારસી વીરબાઇજી હાઇસ્કૂલ' 'મામા ગર્લ્સ હાઇસ્કૂલ' અને એવી અનેક કેળવણીની સંસ્થાઓ એ કોમના ભૂષણ સમાન ચાલી રહી છે. 'પારસી રાજકીય સભા' 'યંગમેન ઝોરાસ્ટ્રીયન એસોસીએશન' અને એવી અનેક જાહેર પ્રવૃત્તિમાં અગ્રગણ્ય ભાગ લેનારી સંસ્થાઓ પણ એ કોમમા વિદ્યમાન છે. આ ઉપરાન્ત ડૉ. ધાલા, ભાઇ નરીમાન ગોળવાળા, ભાઇ પેશોતન વાણિયા, ભાઇ રૂસ્તમ દસ્તુરજી અને પી. દસ્તુર જેવા બાહોશ લેખકો, વિદ્વાનો, ઇત્તિહાસજ્ઞો અને સર્વ ધર્મવાળાઓ સાથે ઉદારતાપૂર્વક ભળનારા મહાનુભાવો પોતાની કોમને અને કરાચીને શોભાવી રહ્યા છે. અને પારસી હોવા છતાં બધી યે કોમોની સેવા કરી રહેલું અને બહોળો ફેલાવો પામેલું 'પારસી સંસાર' નામનું અર્ધ સાપ્તાહિક પત્ર એ પણ એ કોમનું ગુજરાતી તરીકેનું ગૌરવ જાહેર કરે છે.

આવી રીતે ભાટીયા, લોહાણા, જૈન અને બીજી બીજી કોમોવાર તપાસવા જઇએ, તો એ બધી યે કોમોમાં અનેક સામાજિક અને ધાર્મિક

સંસ્થાઓ ચાલી રહી છે કે જે બધાઓનો ઉલ્લેખ આ સ્થાને બિલકુલ અશક્ય છે.

## પ્રભુતત્વ પ્ર. મંડળ

હા, ગુજરાતી તરીકેનું અભિમાન રાખનાર, બધી કોમોમાં ઐક્ય અને પ્રેમભાવ ઉત્પન્ન કરાવવા માટે પ્રયત્ન કરનાર અને જાહેરજીવનમાંજ પોતાની જીંદગી અર્પી ચૂકેલ શ્રીયુત જમીયત આચાર્ય અને ભાઈ નરીમાન ગોળવાળાના નેતૃત્ત્વ નીચે ચાલતુ **'પ્રભુત્વ પ્રચારક મંડળ'** પણ ભૂલી શકાય તેમ નથી. આ મંડળ ઉદાર ભાવે, સર્વ ધર્મોની વચમાં પ્રેમવૃદ્ધિ ઉત્પન્ન કરવાના અને દરેક ધર્મવાળાઓને બહુજ નજીકમાં લાવવાના બની શકતા દરેક પ્રયત્ન કરે છે.

## ગુજરાતીઓની ઉદારતા

કરાચીના ગુજરાતીઓનું સ્થાન ન કેવળ એક પોતાના દાયરા પૂરતુંજ મર્યાદિત છે. આજે ભારતના કોઇ પણ ખૂણામાં ધરતીકંપ થાય કે દુકાળ પડે, જલપ્રલય થાય કે ગોળીબારો થાય, સત્યાગ્રહ થાય કે હિઝરત થાય–ગમે તે પ્રસંગે કરાચીના ગુજરાતીઓ તન–મન–ધનથી મદદ કરી, એક ગુજરાતી તરીકેનું પોતાનું મસ્તક ઉંચું રાખે છે. કરાચીમાં થતા ફાળાઓમાંથી જો ગુજરાતીઓનો ફાળો બાદ કરવામાં આવે, તો ભાગ્યેજ કોઇ પણ ફાળામાં જીવન જેવી વસ્તુ જોઇ શકાય.

## રાજકીય પ્રવૃત્તિ

ન કેવળ ગુજરાતીઓએ સામાજિક, ધાર્મિક કે વ્યાપારિક પ્રવૃત્તિમાંજ પોતાનું સ્થાન રાખ્યુ છે. રાજકીય પ્રવૃત્તિમાં પણ ગુજરાતીઓનું સ્થાન નીચે તો નથીજ. સિંધની ધારાસભામાં ભાઇ જમશેદ મહેતા,

ભાઇ સીધવા, ડા. પોપટલાલ અને શ્રીયુત નારાયણદાસની ગર્જના ન હોય તો ધારાસભા ફીક્કીજ લાગે. મ્યુનિસીપાલીટીના લગભગ ૫૬ મેમ્બરોમાં ૨૦ જેટલા ગુજરાતી મેમ્બરો, અને તેમાં કરાચી મ્યુનિસીપાલીટીના ઘણા જુના કોરપોરેટર ભાઇ હીરાલાલ ગણાત્રા, જયેષ્ટારામભાઇ અને ખીમચંદ શાહ જેવા હિંદુઓ, અને ભાઇ હાતીમ અલવી જેવા માજી અને શ્રી સીધવા જેવા ચાલુ વર્ષના મેયરો—એ ગુજરાતીની વિભૂતિનાં રત્નો મ્યુનિસીપાલીટીને શોભાવી રહ્યાં છે. કોંગ્રેસની પ્રવૃત્તિમાં જૂઓ તો ડો. પુરૂષોત્તમદાસ ત્રિપાઠી જેવો મુઠ્ઠીભર હાડકાંનો માળો, કોંગ્રેસ કમીટીના સેક્રેટરી તરીકેની મોટી જોખમદારી ખેડનાર પણ ગુજરાતી જ છે. એટલું જ શા માટે ? કોંગ્રેસ કમીટીના પ્રમુખ ભાઇ સિધવા અને ટ્રેઝરર શેઠ હરિદાસ લાલજી એઓ પણ કયાં ગુજરાતી નથી?

## ગુજરાતનગર

કરાચીના હિંદુ ગુજરાતીઓનું ' ગુજરાતનગર ' એ પણ ગુજરાતી પ્રજા માટે અભિમાન લેવડાવનારી વસ્તુ છે. આ ગુજરાતનગર તેજ સ્થાને વસાવ્યું છે કે જ્યાં કોંગ્રેસનું અધિવેશન થયું હતું. મહાત્મા ગાંધીજીના નિવાસ સ્થાને એક સ્તૂપ બનાવીને ગુજરાતીઓએ એ સ્મૃતિ તાજી બનાવી છે. શેઠ હેમરાજભાઇ અત્યારે આ સોસાયટીના પ્રમુખ છે તે, અને શેઠ જસરાજભાઇ અને બીજા કેટલાક મહાનુભાવો આ ગુજરાતનગરની શોભાસ્વરૂપ છે. શિવમંદિર, વ્યાખ્યાનહોલ, ટેનીસકોર્ટ, સ્કૂલ વિગેરેથી ગુજરાતનગર ઘણુંજ રળીયામણું લાગે છે.

આમ સિંધની દરેક પ્રવૃત્તિમાં, ખાસ કરીને કરાચીની પ્રવૃત્તિમાં ગુજરાતી નરનારીઓનો મોટો ફાળો છે અને કવિ ન્હાનાલાલના શબ્દોમાં કહિએ તોઃ

" ગુજરાતીઓએ મહાગુજરાતને વસાવ્યું,
ગુજરાતણોએ મહાગુજરાતને શણગાર્યું" છે. "

—: ૧૭ :—

# વિશિષ્ટ વ્યક્તિઓ.

સંસારના પ્રત્યેક માનવમાં કંઇક ને કંઇક તો વિશિષ્ટતા રહેલી હોયજ છે. મનુષ્ય સ્વભાવજ એવો છે કે દરેક માણુસ કમમાં કમ એવા ગુણુથી યુક્ત હોય છે કે, જે ગુણુ બીજામાં ઓછો દેખાય અથવા ન દેખાય. હજારો દુર્ગુણોથી ભરેલા માણુસમાં પણુ કંઇક તો ગુણુ હોયજ છે. કોઇમાં વિદ્વત્તા હોય છે, તો કોઇમાં સદાચરણુ હોય છે; કોઇના મુખમાં મીઠાશ હોય છે, તો કોઇમાં કાર્યકુશળતા હોય છે; કોઇમાં સેવાભાવ હોય છે, તો કોઇમાં ધાર્મિકવૃત્તિ હોય છે, કોઇમાં પ્રામાણિકતા વિશેષ દેખાય છે, તો કોઇમાં ઓજસ્વિતા હોય છે; કોઇ સંસારમાં રહેવા છતાં વૈરાગી–ઉદાસીન હોય છે, તો કોઇ સત્યવાદી હોય છે; કોઇમાં વક્તૃત્વનો ગુણુ હોય છે, તો કોઇ લેખક હોય છે, કોઇ કવિ હોય છે, તો કોઇ ગ્રન્થકાર હોય છે, કોઇ અર્થશાસ્ત્રી હોય છે, તો કોઇ વિજ્ઞાની હોય છે; કોઇમાં સંગીતકળાની સ્વાભાવિકતા હોય છે, તો કોઇ

નૃત્યકાર હોય છે; કોઇનું ભેજું ગણિતમાં આરપાર ઉતરી જાય છે, તો કોઇ આકાશના તારાઓને આંગળીઓના વેઢા ઉપર રમાડે છે; કોઇ અભિનય કળામાં કુશળ છે, તો કોઇ જાદુના ઝપાટા લગાવે છે. આમ માનવસમૂહમાં જુદી જુદી શક્તિઓ અને જુદા જુદા ગુણોને ધારણ કરનારી વ્યક્તિઓ આપણી આંખો સ્હામે આવીને ઉભી રહે છે.

**અશકયતા**

કરાચી, પહેલાં કહેવામાં આવ્યું છે તેમ, ત્રણથી સાડાત્રણ લાખની વસ્તીવાળું શહેર છે. જે માણસ વધારે મનુષ્યોના પ્રસંગમાં આવે છે, એને અનેક પ્રકારની વિશિષ્ટતાવાળી વ્યક્તિઓનો સમાગમ થાય છે. અમારા જેવા સાધુઓ, કે જેની પાસે સુખી કે દુઃખી, ત્યાગી કે ભોગી, રોગી, કે શોકી, ગરીબ કે તવંગર, વિદ્વાન્ કે મૂર્ખ–સૌને આવવાની છુટ હોય છે અને જે જૈન કે અજૈન, પારસી કે યાહુદી, હિંદુ કે મુસલમાન–સૌની વચમાં જવામાં જરા યે સંકોચ ન રાખતા હોય, બલ્કે પોતાનો ધર્મ સમજતા હોય, એવાની દૃષ્ટિ સમ્મુખ ત્રણ લાખ માણસોની વસ્તી-માંથી ઉપર બતાવ્યા તેમાંનો કોઇ ને કોઇ ગુણ ધરાવનાર કેટલી વિશિષ્ટ વ્યક્તિઓ આવી હશે, એનું અનુમાન વાચકો સ્વયં કરી શકે છે. આટલી બધી વિશિષ્ટ વ્યક્તિઓ, કે જેની સંખ્યાજ ન કહી શકાય, અને જેના ભેદ પાડવા યે મુશ્કેલ થઇ પડે, તે બધાઓનો પરિચય અહિં કરાવવો એ કેટલું કઠીન કાર્ય છે, એ પણ સ્હેજે સમજી શકાય તેમ છે. એટલુંજ નહિં પરન્તુ, ઘણા મિત્રોને–ઘણા ગુણવાનોને અન્યાય કરનારું પણ થઇ પડે, એ ભય સ્હેજે ઉત્પન્ન થાય તેવું છે. તેમ છતાં પણ મારા અત્યંત નિકટના પરિચયમાં આવેલા અને જેઓના માટે મારા મન ઉપર વધારે અસર થઇ હોય, એવાઓના સંબંધમાં પણ સર્વથા મૌન રહેવાથી, જેમ મારી આ કૃતિમાં અપૂર્ણતા રહે, તેમજ મારા હાર્દિક ભાવોને છુપાવવા જેવું પણ મેં કર્યું છે, એવું મને હંમેશા ડંખ્યા કરે; અને તેટલાજ માટે

ઉપર કહ્યા તેવા ગુણોવાળી જે અનેક વ્યક્તિઓ મારી નજર સામે આવેલી છે અને જેમના ગુણો માટે મને માન ઉત્પન્ન થયું છે, તે બધાઓ પ્રત્યેનું માન મારા હૃદયમાં કાયમ રાખીને, એવાઓમાંના થોડાકનો ટૂંક પરિચય આપવો હું ઉચિત સમજું છું.

### ડા. ધાલા

પારસીઓના આ વડા ધર્મગુરુ ન કેવળ પારસીઓમાં પ્રસિદ્ધ છે, ન કેવળ કરાચીમાંજ પ્રસિદ્ધ છે, પરંતુ સમસ્ત કોમોમાં અને સમસ્ત દેશોમાં લગભગ તેઓ પ્રસિદ્ધ છે. તેમની વિદ્વત્તા અદ્ભૂત છે. પારસી ધર્મગુરૂઓ, કે જેઓ 'દસ્તુર' કહેવાય છે, તેઓમાં પણ પોતાના ધર્મશાસ્ત્રોના મુખપાઠ સિવાય, અર્થનું જ્ઞાન ધરાવનારા બહુ ઓછા મહાનુભાવો જોવામાં આવે છે. ડા. ધાલા પોતાના ધર્મગ્રન્થોના એક ઊંડા અભ્યાસી છે. તેઓ, ન કેવળ પારસી ધર્મનું, પરન્તુ એક તત્ત્વજ્ઞાનીમાં જોઇએ, તે પ્રમાણેનું બધા ધર્મોનું વિશાળજ્ઞાન ધરાવે છે. તેમનાં પુસ્તકો, યુરોપ અને અમેરિકા આદર પૂર્વક પ્રગટ કરે છે. અને માનની દૃષ્ટિથી તેનો અભ્યાસ કરે છે. પારસી કોમનું તેમના પ્રત્યે ઉંચુ માન છે. પારસીઓમાં ઘણા સુધારાઓને અવકાશ છે. ડા. ધાલા પારસીઓના હિતની વસ્તુઓ વખતો વખત ભાષણો અને પુસ્તકો દ્વારા જાહેર કરે છે. તેઓ એમ. એ, પીએચ, ડી, છે. 'શમ્મ-ઉલ-ઉલેમા' છે, અને, લિટ્ ડી' ની ઉંચી ડીગ્રી ધરાવે છે. એક કોમના ધર્મગુરૂ હોવા સાથે આટલા વિદ્વાન્ અને પ્રસિદ્ધ પુરુષની કરાચીમાં હયાતી, એ કરાચીની શોભા છે. તેમનું પૂરું નામ છેઃ દસ્તુર ડોકટર માણેકજી ન. ધાલા.

### જમશેદ મહેતા

પાતળું શરીર, લાંબો કોટ, સાદું પાટલુન, માથે સાદી ટોપી, શુદ્ધ સ્વદેશી વેષ, જરા લાંબી આકૃતિ, ચહેરા ઉપર શાંતતા, આંખોમાં

મારી સિધયાત્રા

પારસીના વડા ધર્મગુરુ



ડૉ. દસ્તુર ધાલા, પીએચ ડી.

: સિંધના નામદાર ગવર્નર :



હીઝ એક્સેલેન્સી સર લેન્સેલોટ ગ્રેહામ
કે. સી. એસ. આઈ., કે. સી. આઈ. ઈ.



શ્રી. જમશેદ મહેતા.

નમ્રી અને ગંભીરતાવાળી કોઇ વ્યક્તિ કોઇ સભાના એક ખુણામાં ચુપચાપ બેઠેલી જુઓ, તો સમજજો કે તે કરાચીનો સાચો નાગરિક દુ:ખિયાનો બેલી જમશેદ મહેતા છે. અથવા થીયોસોફીકલ સોસાયટીમાં ઉપર પ્રમાણેની આકૃતિવાળો, જરા પણ હાથના કે મોઢાના હાવભાવ વિના સીધી અને સાદી ભાષામાં અતિશયોક્તિ કે આડંબર વિનાની ભાષામાં 'આત્મિક તત્ત્વ' સમજાવતો કોઇ તત્ત્વજ્ઞાનીને બોલતો જૂઓ તો સમજી લેજો કે તે જમશેદ મહેતા છે.

જમશેદ મહેતા કેટલા લોકપ્રિય છે ? એઓ લોકોના દુ:ખોમાં કેટલો ભાગ લે છે ? એમનો આખો યે સમય જગતની સેવામાં કેવી રીતે પસાર થાય છે ? એ બધું જોવું હોય તો, એમની 'રોજનિશી' તપાસો. મિનીટની ફુરસદ નહિ. સવારમાં ઉઠી, પ્રાર્થના કરી, ન્હાઇ ધોઇ બહાર નિકળે સાત વાગે, ત્યારથી રાત્રે સુવે ત્યાંસુધી કેવળ સેવા, સેવા અને સેવા જ. લાખોની સંપત્તિ લોકોની સેવામાં સમર્પિત કરી આજે તો જમશેદ જાણે ફકીર થઇ ગયા છે, એમ કહી શકાય. રોગી દવા લેવા તો તેમની પાસે જાય. કોઇ ગરીબ વિધવા પેટપોષણનું સાધન કે અનાજ કાપડની માગણી કરવા તો તેમની પાસે જાય. કોઇ પણ જાતિમાં મતભેદ પડયો હોય તો વગર પૂછયે લવાદ જમશેદ નિમાય. દુષ્કાળ કે ધરતીકંપ વખતે પૈસો ભેગો કરવો હોય તો જમશેદની આગેવાની વિના કંઇ ન થાય. સંસ્થાઓમાં પૈસો ખુટયો હોય અને સંસ્થાને ચલાવવામાં સાંસા પડી રહ્યા હોય તો સંસ્થાના સંચાલકો વિચાર કરશે: 'ચાલો, ભાઇ જમશેદ પાસે.' કોઇ બેકારને નોકરી જોઇતી હોય, પછી તે જમશેદને ઓળખતો હોય કે ન હોય, સવારના સાત વાગે જમશેદના દરવાજા ખડખડાવશે. આજે તો કરાચીમાં સુખના પ્રસંગોમાં કે દુ:ખના પ્રસંગોમાં જમશેદ અને જમશેદ જ છે. કોઇ પણ ધર્મનું, કોઇ પણ સમાજનું, કોઇ પણ ક્ષેત્રનું કંઇપણ કામ હોય, તો ચાલો જમશેદ પાસે. પારસીઓના જમશેદ આજે આખી કરાચીના જમશેદ થઇ પડયા છે. જમશેદના શરીરની પાછળ જ્યારે

જૂઓ ત્યારે મધમાખીઓ ગણુગણાટ કરતી ફરતી જ હોય, એમાંની કોઇ કોઇ પોતાનો ડંખ જમશેદના શરીરમાં મારતી હોય, ત્યારે પણ જમશેદ અપૂર્વ ધૈર્ય સાથે તેની સામે ઉભો જ હોય. મગજનું સમતોલપણું ગમે તેવા વિકટ પ્રસંગોમાં પણ નહિ ગુમાવવાનું ધૈર્ય તો જમશેદને જ વર્યું છે. અવિવાહિત સ્થિતિમાં પોતાના જીવનને એક આદર્શ જીવન બનાવ્યું છે. પારસી હોવા છતાં કટ્ટર ફલાહારી તરીકે પોતાનું જીવન વ્યતીત કરી રહ્યા છે. પારસીઓના માંસ, મચ્છી અને ઇંડાંના ખોરાક તરફ એમણે ઘણી વખત જેહાદ ઉઠાવી છે. અનીતિ અને અપ્રામાણિકતાથી તે સો કોસ દૂર રહે છે. એમના જીવનના અનેક પ્રસંગો આ વાતની સાક્ષી પૂરે છે. વગર પૂછયે કરાચીની કોઇ પણ સંસ્થામાં જમશેદનું નામ પ્રમુખ તરીકે આપી દેવામાં તે સંસ્થાવાળાઓ પોતાનું ગૌરવ સમજે છે. જમશેદ ખોટા આડંબરના કટ્ટર વિરોધી છે. કામ કંઇ ન થાય અને ખાલી પાટીયાં લટકાવી રાખવાં, એવી સંસ્થાઓ પ્રત્યે જમશેદને ઘૃણા છે. થોડું પણ વ્યવહારુ કાર્ય થતું હોય તો, એવા કાર્યોને તન–મન–ધનથી અપનાવવા જમશેદ તૈયાર રહે છે. અને એમના કિંમતી સમયની લ્હાણુ એવી સંસ્થાઓને આપવા તૈયાર રહે છે. એમનું પવિત્ર જીવન કોઇને પણ આકર્ષે છે.

બાર બાર વર્ષ સુધી લાગટ કરાચી મ્યુનિસીપાલીટીના પ્રમુખ પદે રહી એમણે કરાચીને બનાવ્યું, શોભાવ્યું ને મશહૂર કર્યું છે. સાચ્ચા સેવાભાવી અને નિરાંડબરી જમશેદને, આજની રાજખટપટોથી ભરપૂર એવી ધારાસભાઓ વિગેરે સંસ્થાઓમાં રહેવું કેમ પાલવતું હશે ? એવી શંકા એમના સાચા શુભેચ્છકોને થયા કરે છે. એવી સંસ્થાઓથી સ્વતંત્ર રહે, તો જમશેદ આથી યે વધુ સેવા દુનિયાની કરી શકે, એવું ઘણાઓનું માનવું છે.૧

---

૧ આ પુસ્તકની પહેલી આવૃત્તિ બહાર પડયા પછી તરત સાંભળવામા આવ્યું કે ભાઇ જમશેદ ધારાસભામાથી રાજીનામુ આપી છુટા થયા છે.

## હીરાલાલ ગણાત્રા

પગથી માથા સુધી શુદ્ધ સફેદ ખાદીના કપડામાં હંમેશા સજ્જ રહેતા ભાઇ ગણાત્રા કરાચીની કોઈપણ પ્રવૃત્તિમાં ભાગ લીધા વિના નથી રહેતા. ગર્ભશ્રીમન્ત હોવા સાથે વકતૃત્વકળા તેમને વરી છે. ભાઈ ગણાત્રાનો મીઠો માર ભાગ્યેજ કોઇએ નહિં ઝીલ્યો હોય. નિઃસ્વાર્થવૃત્તિથી મીઠો મીઠો માર મારતાં એમને સુંદર આવડે છે. કોઈ પણ ધર્મની કોઈ પણ પ્રવૃત્તિમાં ભાઈ ગણાત્રાનો સાથ તો હોય જ. લેવા જનાર જોઇએ. ઘણા વર્ષોથી મ્યુનિસીપાલીટીના મેમ્બર તરીકે તેમણે કરાચીની ઘણી સેવા કરી છે. વર્તમાન જમાનાનું શિક્ષણ અને વર્તમાન જમાનાના લોકોના સહવાસમાં રાત–દિવસ રહેવા છતાં, એમના ધાર્મિક સંસ્કારો કોઇને પણ આશ્ચર્ય પમાડયા વિના નથી રહેતા. કરાચીમાં કોઇ પણ સંપ્રદાયનો, કોઇ પણ સાધુ આવે, તેનું આદર–સન્માન કરવાને ભાઇ ગણાત્રા તૈયાર જ હોય. તેઓ પોતેજ નહિ, તેમનું આખું યે કુટુંબ ભક્તિભાવમાં તલ્લીન રહે. જાતે લોહાણા હોવા છતાં, સાંપ્રદાયિકતાનો દુરાગ્રહ અથવા 'મરજાદી' પણું તેમને સ્પર્શ્યું નથી. ધર્મના શ્રદ્ધાળુ છે, પણ ધર્માન્ધ નથી. તેમની કોમ માટે તેમણે જે જે કર્યું અને કરી રહ્યા છે, એ માટે એમની કોમ તો ખરેખર જ તેમની ઋણિ છે. થોડા વખત ઉપર જ તેમના પરિશ્રમથી લાખોની સખાવતો તેમની કોમના શ્રીમન્તોએ કરી હતી. અને તેમની જાતી દેખરેખ નીચે એ સખાવતોથી બનેલાં આલીશાન મકાનોમાં આજે અનેક ગરીબ કુટુંબો બિલકુલ થોડા ખર્ચે આરામ લઇ રહ્યાં છે, ને એ હીરાને આશીર્વાદ આપી રહ્યાં છે. સામાજિક, ધાર્મિક કે રાષ્ટ્રીય કંઇ પણ પ્રવૃત્તિ કર્યા કરવી, એ એમનું જીવન-ધ્યેય છે. 'શિઘ્રતા' એ તો એમના જીવનમાં જાણે ઓતપ્રોત થઇ ગઇ છે. મરતાં મરતાં બોલવું કે મરતાં મરતાં ચાલવું અથવા મરતાં મરતાં કામ કરવું, એના તો એ કદર દુશ્મન લાગે છે.

અનેક સંસ્થાઓમાં તેમનું અગ્રસ્થાન છે. અને તેઓ તન-મન-ધનથી પોતાની સેવા અર્પી રહ્યા છે. આજથી દશ વર્ષ ઉપર સં. ૧૯૮૫માં કરાચીના આંગણે ' શ્રી કરાચી ગુર્જર સાહિત્ય કળા મહોત્સવ ' મહાકવિ ન્હાનાલાલના પ્રમુખપણા નીચે ઉજવાયો હતો, એ ભાઇ હીરાલાલ ગણાત્રાના જ મુખ્ય વિચારો અને પ્રયત્નનું પરિણામ હતું, એમ આજે પણ, કોઇ પણ કરાચીવાસી ગુજરાતી કહી શકે છે. આવી કરાચીની દરેક પ્રવૃત્તિમાં એમનો અગ્રભાગ હોય જ.

### સ્વામી બાલકૃષ્ણદાસજી.

સાત્ત્વિકવૃત્તિવાળા, શાન્ત પ્રકૃતિવાળા અને ઉદારચરિત આ સાધુ પુરુષ કબીરપંથના આચાર્ય છે. હમણાં એમના પ્રયત્નથી કરાચીમાં ' કબીરધર્મસ્થાનક ' બન્યું છે. અને અનેક ભક્તજનો તેમાં આવીને કબીરસાહેબની વાણી સાંભળવાનો લાભ ઉઠાવી રહ્યા છે. સ્વામી બાલકૃષ્ણદાસજી એક સમ્પ્રદાયના આચાર્ય, ધર્મગુરૂ અને તે પણ વિદ્વાન્ ધર્મગુરૂ હોવા છતાં અભિમાનની ગંધ પણ એમનામાં નથી જણાતી. આજે હિંદુઓના સાધુઓનો મોટો ભાગ, ભાંગના લોટા ઉડાવવામાં, ગાંજાની ચલમોનાં દમ ફૂંકવામાં અને એક કવિના કથન પ્રમાણે :

ગામ તજ્યું ને ધામ તજ્યું,
　　પણ કામ તજ્યાની ના;
એકેલું આસરડે બેઠા,
　　જો જો ટીંખળ આ;
સંસારીને એક સલૂણી,
　　સંતોષી રહે હા;
મઠધારીનું મંડળ મોટું,
　　જો જો ટીખળ આ;

જટા વધારી જોગી કહાવે,
ભભુત ચઢાવે ભા;
'પક્ષી' માટે કરે કડાકા,
જો જો ટીંખળ આ.

આમ અનેક રીતે પતનતાનો માર્ગ પકડવામાં મશગૂલ બની રહ્યો છે, તેવા સમયમાં સ્વામી બાલકૃષ્ણદાસજી આખો દિવસ ધર્મચર્ચા અને જ્ઞાન–ધ્યાનમાં પોતાનો સમય વ્યતીત કરી, બીજા હિંદુ સાધુઓને આદર્શરૂપ બની રહ્યા છે.

તેઓ ઘણુંજ થોડું બોલે છે. જે બોલે છે તે મધુર અને સત્ય બોલે છે. દર સોમવારે મૌન રાખે છે. સાદામાં સાદો ખોરાક અને સાદામાં સાદું જીવન તેઓ ગાળી રહ્યા છે. એટલા વિદ્વાન્ અને સંત હોવા છતાં, એટલા બધા નમ્ર અને વિવેકી છે કે–ગમે તેવાને પણ તેમના પ્રત્યે સદ્‌ભાવ થયા વિના ન રહે. જો કે તેઓ સાધુ છે, અને કબીરપંથના ધર્મપ્રચારની તેમના ઉપર જવાબદારી છે, એટલે તેઓ કરાચીમાં સ્થાયી રૂપે નથી રહેતા; છતાં જેટલો સમય કરાચીમાં વિરાજે છે, તેટલો સમય કરાચીની જનતાને સારો લાભ આપે છે. હવે તો કરાચીમા 'કબીર ધર્મસ્થાનક' બન્યું છે, એટલે કરાચીની જનતાને આ વિદ્વાન્, સર્વધર્મપ્રત્યે ઉદારભાવ રાખનાર સ્વામીજીના જ્ઞાનનો લાભ વધારે મળશે, એવી આશા રાખી શકાય.

## એદલ ખરાસ

૨૪મી અક્ટોમ્બર ૧૯૩૭ નો દિવસ હતો. દિવસમાં ત્રણ સ્થળે જાહેર વ્યાખ્યાનો અને બાકીના સમયમાં જુદા જુદા લોકો સાથે ધર્મચર્ચાઓ કરીને થાકયો પાકયો રાતે દસ–સાડા દસે સંથારો કરવાની

( સુવાની ) તૈયારી કરતો હતો. એટલામાં એક ગૃહસ્થે ખબર આપ્યા કે– ' એક પારસી ગૃહસ્થ આપની પાસે સમય માગે છે. તેમનો ટેલીફોન છે. ' મેં પૂછ્યું: ' અત્યારે ? ' ' ના, જ્યારે સમય આપો ત્યારે. ' મેં બીજા દિવસે ચાર વાગ્યાનો સમય આપ્યો.

બીજા દિવસે બરાબર ચાર વાગે એક પારસી ગૃહસ્થ મારી પાસે આવ્યા ને નમસ્કાર કરી બેઠા. તેમનો ચહેરો શૂનસાન હતો. નીચી આંખો કરી બેઠા હતા. ન બોલે ન ચાલે. થોડીવારે જોઉં છું તો તેમની આંખોમાંથી ટપક ટપક કરતાં મોતી ટપકવા લાગ્યાં. મેં એમને કહ્યું: ' ભાઇ શું છે ? આપ કેમ આટલા ગભરાયેલા છો ? ' તે શાના જવાબ દે ? હું જોઇ શકયો કે તેમનું હૃદય વલોવાઇ રહ્યું હતું. એમને હૃદયમાં વ્યથા થતી હોય, એમ મને લાગ્યું. એઓ કોઈ મહા પશ્ચાત્તાપ કરતા હોય, એવું દેખાયું. મેં એમનો હાથ પકડી પાસે બેસાડયા. એમની પીઠ ઉપર હાથ ફેરવ્યો. શાંત થવા ને એમનું દિલ ખોલવા મેં એમને સૂચન કર્યું. મને લાગ્યું કે એમનો આત્મા ખૂબ ઉંડાણમાં ઉતરી ગયો છે. બહુ વારે એમણે પોતાનું હૃદય ખાલી કરી લીધા પછી, માથું ઉંચું કર્યું, મારી સ્હામે જોયું. તે પછી તેમણે મને કહ્યું:–

" કાલે ખાલકદીના હોલમાં આપનું વ્યાખ્યાન થતું હતું, ત્યારે એક અદના શ્રોતા તરીકે હું આવ્યો હતો. આપના ઉપદેશની જે અસર મારા ઉપર થઇ છે, એજ કારણથી મેં આપની પાસે આવવાનો વિચાર કર્યો. રાતે ટેલીફોનથી આપનો સમય માગ્યો. હવે આપ મારી કથા સાંભળો. "

એમ કહી એમણે પોતાના દાદાથી લઇને, અત્યાર સુધીના એમના જીવનની એકકે એક ઘટનાનું વર્ણન કર્યું. એઓ જેમ જેમ આગળ વધતા જતા હતા, તેમ તેમ હું તો દિગ્મૂઢ થતો જતો હતો. એક તરફથી એમની ' આત્મકથા ' ચાલતી હતી; બીજી તરફથી મારા હૃદયમાં



શ્રી. એદલ ન. ખરાસ અને તેમનું કુટુંબ.



**રાજરત્ન શેઠશ્રી નાનજીભાઈ કાલીદાસ મહેતા,**
એમ. બી ઇ.

સુપ્રસિદ્ધ શાહસોદાગર શેઠશ્રી નાનજીભાઈ કાલીદાસ મહેતાએ 'સિંધયાત્રા'ની પહેલી આવૃત્તિ વાંચી બીજી આવૃત્તિ સત્વર બહાર પાડવાની વ્યવસ્થામાં પ્રેમથી આર્થિક સહાય કરી અમને આભારી કર્યા છે. રાજરત્ન શ્રી. નાનજીભાઈ એક મહાન ગુજરાતી તરીકે ગુજરાતની પરમ સેવા બજાવી રહ્યા છે એ જોઈ અમે રાજી થઈએ છીએ.

—પ્રકાશક.

અનેક પ્રકારનું મંથન થતું જતું હતું. હું તો ઘોર વિચારસાગરમાં ડૂબી રહ્યો હતો. 'આ પારસી ગૃહસ્થ, હું એક જૈન સાધુ. મારો તેમનો પરિચય નહિ. તેઓ મને શું કહી રહ્યા છે? આ બધી યે હકીકત કહેવાને એમણે મને 'પાત્ર' સમજી લીધો છે?' એક છોકરો પોતાના પિતાની આગળ ન કહી શકે, એક શિષ્ય પોતાના ગુરુને પણ કહેતા સંકોચાય, જ્યારે એક પારસી ગૃહસ્થ ગંભીરતા પૂર્વક જે જે બાબતો કહી રહ્યા હતા, એમાં ન્હોતો સંકોચ કે ન્હોતો ભય. હૃદયની નિખાલસતા ચોખ્ખી દેખાઇ આવતી હતી.

લગભગ બે કલાક સુધી પોતાના જીવનનું સંપૂર્ણ કથન કર્યા પછી તેમણે કહ્યું:—

"મહારાજ, ઇન્સાન જ્યાંસુધી યોગ્ય પુરુષની આગળ પોતાના દિલની સાફ વાતો કરતો નથી, ત્યાંસુધી ગમે તેવા અમૃતમય ઉપદેશનું એક બિંદુ માત્ર પણ એના હૃદયમાં ટકતું નથી. અને એજ કારણ છે કે આજે આટલા આટલા ધર્મગુરુઓ ઉપદેશો આપે છે, પરન્તુ પાપોથી મલીન, કપટથી ભરેલા, નાપાક હૃદયોમાં એની કંઇજ અસર થતી નથી."

નિખાલસ હૃદયથી, નિર્ભયતા પૂર્વક, આત્મશુદ્ધિને અર્થે જીવનની પ્રત્યેક ઘટના પ્રકટ કરનાર મારી હજારો માઇલની અને હિંદુસ્તાનના લગભગ અનેક દેશોની મુસાફરીમાં જો કોઇ મહાનુભાવ મળ્યો હોય તો તે આ એકજ. અને તે ભાઈ એદલ નસરવાનજી ખરાસ.

અને તેટલાજ માટે કરાચીની સાડાત્રણ લાખ માણસની વસ્તીમાં આ કોઇ પ્રસિદ્ધ પુરુષ, કાર્યકર્તા, ભાષણો ઝાડનાર કે લાખો રુપિયાની સખાવતો કરી નામચીન થયેલ ગૃહસ્થ નહિ હોવા છતાં, હું એમને કરાચીની વિશિષ્ટ વ્યક્તિઓમાં ઉંચુ સ્થાન આપું છું.

સંસારમાં દાનવીરો યે ઘણા છે, ને વક્તાઓ યે ઘણા છે. અને સૌ કોઇ છે, પણ અભાવ છે સાચ્ચા નિખાલસ હૃદયવાળાનો, અભાવ છે નિ:સ્વાર્થ પૂર્વક બીજાની સેવા કરનારાઓનો. ભાઇ ખરાસમાં મેં આ ગુણો જોયા છે, પ્રત્યક્ષ જોયા છે, અનુભવ્યા છે, અને તેથી ' બહુરત્ના વસુંધરા ' કહેવાય છે, તે ખોટું નથી, એની ખાતરી થાય છે.

પારસી હોવા છતાં, લગભગ દશ વર્ષથી તેમનો જીવનપલટો થયો છે. માંસ-મચ્છી-ઇંડા અને દારૂ બધું યે છોડયું છે. અમારા પરિચયમાં આવ્યા પછી તેમનાં પત્ની અને તેમનાં બહેન પણ તે આહારથી મુકત થયાં છે. આજે આખું યે કુટુંબ બિલકુલ સાદાઇ અને નિર્દોષ આહાર પાણીથી પોતાની જીવનયાત્રા ચલાવી રહ્યાં છે જ્યાં લગભગ આખી યે સમાજ માંસાહારી હોય, એની વચમાં નિર્દોષ ખાન-પાનથી રહેવામાં આ કુટુંબને કેટલી અડચણો આવતી હશે, એ સમજી શકાય તેમ છે. પરન્તુ, ખરાસ સમજે છે, ને માને છે કે **' સંસારમાં કોઈ પણ વસ્તુ અશકય નથી. પ્રયત્ન કરતાં કરતાં સૌ પ્રાપ્ત થઈ શકે છે, આત્મ વિશ્વાસ જોઈએ. '**

ભાઇ ખરાસ અને તેમનાં પત્ની પીલુબહેન એક આદર્શ ગૃહસ્થ જીવન જીવી રહ્યા છે. પોતાના ધર્મમાં સંપૂર્ણ શ્રદ્ધાળુ છે અને ગુણનાં પૂજારી છે. જ્યાં જ્યાં ગુણ દેખે છે ત્યાં ઝૂકે છે. **' ઉપદેશ જીવનમાં ઉતારવા માટે હોય છે, ખાલી સાંભળવા માટે નથી હોતો '** એ એમનો સિધ્ધાંત છે. કોઇપણ દુ:ખી જીવને જોઇ પોતાથી બની શકતી સહાયતા કરવા તેઓ તૈયાર રહે છે. તેમની ઉંચી ભાવનાઓ અને પવિત્ર જીવનની અસર તેમનાં બહેન અચુબહેન અને તેમનાં બાળકો ઉપર પણ પડી રહી છે. જ્યારથી અમારો પરિચય થયો છે, ત્યારથી ભાઇ ખરાસ અને તેમનાં પત્ની બહેન પીલુબહેન અમારી-સાધુઓની **નિ:સ્વાર્થતા**

પૂર્વક તન, મન, ધનથી જે સેવા કરી રહ્યાં છે, એ ગમે તેવા ભક્તોને પણ મુગ્ધ કર્યાં વિના નથી રહેતી. કેટલી ઊંચી ખાનદાની !

## એમ. બી. દલાલ

કરાચીની તમામ નાની મોટી ઓફીસો, પેઢીઓ અને બેંકોમાં કરાચીના આ શિક્ષાપ્રેમી ભાઇને ત્યાં શિક્ષણ મેળવેલા યુવકોમાંનો કોઈને કોઇ જરુર મળવાનો. ગુજરાતી, સિંધી, પંજાબી, મરાઠી તમામ કોમના યુવકો તેમને ત્યાંની કોલેજમાં કેળવાયલા છે. એજ કારણ છે કે આ આખી પચરંગી પ્રજામાં આ ભાઇનું નામ માનસહ ઉચ્ચારાય છે.

નવી નવી સંસ્થાઓ સ્થાપવામાં તેઓ આખા કરાચીમાં અજોડ છે. ગુજરાતી કોઓપરેટીવ બેંક અને સિંધ ન્યુસપેપર્સ લી૦ ના તેઓ યોજક છે. 'શારદા મંદિર' ને શરુઆતમાં પાણી પાઈ ઉછેરનાર, પ્રથમથીજ પોતાની કોલેજનું મકાન મફત વાપરવા આપી અપનાવનાર તેઓ છે. કરાચીની 'મીશન સ્કૂલ'માં ઉઠેલા ઝગડાને અંગે હિંદુ બાળકો અને શિક્ષકો રવડી પડતાં, તેમને માટે તદ્દન નવીન "યુનીયન હાઇસ્કૂલ" પોતે જાતે તેનું ખર્ચ વગેરેનું જોખમ ઉઠાવી સ્થાપી. કામ ચલાઉ પોતાની કોલેજમાં તેને શરુ કરી દઇ પાછળથી જુદા જુદા મકાનોમાં તેને લઇ જવામાં આવી. આ સંસ્થા સ્થાપી, એટલુંજ નહિ પણ તેમાં પ્રિન્સીપલ તરીકે રહી આ 'હાઇસ્કૂલ' ને આગળ ધપાવી, આ સ્કૂલ આજે કરાચીમાં અગત્યનું સ્થાન ભોગવે છે. આ શાળા, એજ આજે **શેઠ હરિભાઈ પ્રાગજી કારીઆ સ્કૂલના** નામે પ્રસિદ્ધ છે.

તેઓ અંગ્રેજી કેળવણીથી વિભૂષિત થએલા છે; છતાં બીજાઓની જેમ તેના પ્રવાહમાં તણાયલા નથી.

ગમે તેવા ઓળખીતા કે અજાણ્યાને પણ મદદ કરવામાં, કોઇ સંસ્થા કે સભાના સંચાલકોને સહકાર આપવામાં, ફંડ ફાળામાં સહાય કરવામાં તેમજ ગુજરાતી પ્રજાની ઉન્નતિના કોઇપણ કાર્યમાં તેઓ રસપૂર્વક ભાગ લે છે. ઘણીએ જાણીતી સંસ્થાના તેઓ પ્રમુખ છે. આ જમાનામાં જેને ધાંધલીઆ કહેવામાં આવે છે, તેવા તે નથી. એટલે કે તેઓ ફક્ત કામ કરી જાણે છે: ફરજ બજાવી જાણે છે અને છતાં એ બધાથી પાછા અલિપ્ત રહી જાણે છે, એ એમના જીવનની ખૂબી છે.

તેઓ સ્ત્રીકેળવણી ને બાળકેળવણીના મ્હોટા હિમાયતી અને પ્રચારક છે. બાળકોને માટે કેટલાં ય પુસ્તકો તેમણે લખ્યાં છે. વર્તમાનપત્રની દુનિયામાં કરાચીના તમામ પત્રોમાં તેઓ અવાર–નવાર સમાજ, ઉદ્યોગ, હુન્નર અને વિજ્ઞાન ઉપર લેખો દ્વારા જનસમાજને કેળવે છે. આમ અનેકવિધ પ્રવૃત્તિના તેઓ પ્રવર્તક છે.

જ્યારે લોકોને સ્વદેશીમંત્ર ભણાવવાની જરુર પડતી હતી, તેવા સમયમાં ઇ. સ. ૧૯૨૩માં તેમણે ખૂદ કરાચીમાં 'સ્વદેશી પ્રદર્શન' પોતાના બળે ખોલ્યું હતું. અને તે બાબતમાં સ્વદેશોદ્ધારમાં પોતે અમુક ખોટ ખાઇને પણ સેવા આપી હતી.

તેઓ હિસાબીખાતામાં એકાઉન્ટન્ટ તરીકે, ઓડિટર તરીકે પ્રસિદ્ધ છે. ઘણી યે સંસ્થાઓમાં તેમણે મફત કાર્ય કરી સંસ્થાઓને હજારોની મદદ કરેલી છે. કહેવાય છે કે તેઓ કાયદાની ઝીણામાં ઝીણી ગુંચ ખોળી કાઢી શકે છે.

તેમનો શાંત સ્વભાવ, હમેશા પ્રસન્ન વદન, ગંભીર ચહેરો, ઉંચુ કદ, ભવ્ય કપાળ અને મીઠી વાણી કોઇપણ મળનારનું ધ્યાન ખેંચ્યા વિના નથી રહેતો.

## અન્ય વ્યક્તિઓ

હું આ પ્રકરણના પ્રારંભમાં કહી ગયો છું તેમ, ભિન્ન ભિન્ન વિશિષ્ટતાઓ રાખનારી અનેક વ્યક્તિઓ કરાચીમાં હશે-છે, તેમાં મારા ઘણા પરિચયમાં આવનારી વ્યક્તિઓ પણ કંઇ ઓછી નથી. તેઓમાંની ખાસ ખાસ વ્યક્તિઓ આ પણ છેઃ

સનાતન ધર્મનું કટ્ટર અભિમાન રાખનાર અને કરાચીની દરેક પ્રવૃત્તિમાં ભાગ લેનાર, શ્રીમન્ત અને વયોવૃદ્ધ છતાં સારી વકતૃત્વ શકિત ધરાવનાર પરમશ્રદ્ધાળુ, સાધુભક્ત સિંધિ ગૃહસ્થ શેઠ લોકામલજી ચેલારામ; એક વખતના કરાચીના મેયર, ગંભીર વિચારક અને સાધુ સંતોના ભકત શ્રીયુત દુર્ગાદાસ એડવાની; 'નવચેતન' 'શારદા' અને એવા અનેક પત્રોમાં દેશના આર્થિક પ્રશ્નોને સ્પષ્ટ રીતે છણનાર, ઉંચી કોટીના લેખો લખનાર. સરસ્વતી અને લક્ષ્મી બન્નેને સાથે વસાવનાર ડુંગરસી ધરમસી સંપટ; સિંધ જેવા મુલકમાં જન્મવા છતાં સંસ્કૃતનું અસાધારણ જ્ઞાન ધરાવનાર દાર્શનિક વિદ્વાન્ પં. ધર્મદેવ જેટલી, પ્રભુતત્ત્વનો પ્રચાર કરવા માટે અને સર્વધર્મનો સમન્વય કરવા માટે રાત-દિવસ પ્રયત્ન સેવી રહેલ, ઉદાર વિચારના અને અનેક ગ્રન્થોના લેખક શ્રીયુત જમીયતરામ આચાર્ય; સ્ત્રીશિક્ષા માટે સારો પ્રેમ ધરાવનાર અને શિક્ષા માટે તેમજ બીજા કાર્યોમાં હજારો રુપિયાની સખાવતો કરનાર શ્રીમાન શેઠ મનુભાઇ જોશી; વ્યાપારી લાઇનમાં ગમે તેવા આંટીઘુંટીવાળા કોરડા ઉકેલનાર અને પોતાની બાહોશી, પ્રભાવકતા અને તટસ્થતાથી યુવાનો અને વૃદ્ધોમાં માનીતા શેઠ છોટાલાલ ખેતશી; જાતે મુસલમાન હોવા છતાં વિચારમાં ઉદાર અને સ્વભાવમાં મળતાવડા કરાચીના માજી મેયર ભાઇ હાતીમ અલવી; કોઇપણ જાહેર પ્રવૃત્તિમાં તન-મન-ધનથી પોતાનો સાથ આપવા તૈયાર રહેનાર શેઠ હરિદાસ લાલજી; કોંગ્રેસ પ્રવૃત્તિમાં પોતાના સમયનો

અને શક્તિનો ભોગ આપનાર કોંગ્રેસ કમીટીના સેક્રેટરી ડૉ. ત્રીપાઠી; મ્યુનિસીપાલીટીના કેળવણી ખાતામાં ડાયરેક્ટરનો હોદ્દો ભોગવતા, સિંધના ઇતિહાસ ભૂગોળના રચયિતા શિક્ષાપ્રેમી શ્રી. લાગૂ સાહેબ; પારસીઓનાં અનેક પરોપકારી ફંડોના સેક્રેટરી તરીકે સેવા કરતા, દરેક ધર્મના વિદ્વાનોને મળવામાં ઉત્સુક શ્રીયુત ભાઇ પેશોતન વાણિયા; શિક્ષક તરીકેનું કામ કરી રહેલા હોવા છતાં પોતાના બચતા સમયમાં જુદા જુદા ધર્મની જુદી જુદી પ્રવૃત્તિઓમાં રસ લેતા અને સાહિત્ય પ્રવૃત્તિમાં મશગૂલ રહેનાર તેમજ 'પ્રભુતત્ત્વ પ્રચારક મંડળ'ના આત્મા સમા ભાઇ નરીમાન ગોળવાળા; વયોવૃદ્ધ હોવા છતાં 'પારસી સંસાર' જેવા અર્ધસાપ્તાહિક પત્રદ્વારા પારસીઓ અને આમ જનતામાં નવચેતન રેડનાર 'પારસી સંસાર'ના એડીટર શ્રીયુત ફીરોજશાહ દસ્તુર સાહેબ; 'સિંધસેવક'ના અધિપતિ ભાઇ ભદ્રશંકર ભટ્ટ; 'હિતેચ્છુ'ના અધિપતિ સિદ્ધહસ્ત લેખક શ્રી હરિલાલ ઠાકર, 'શારદા મંદિર'ના આત્મા-સમાન શ્રી મનસુખલાલ જોબનપુત્રા; શોર્ટહેન્ડ નહિ જાણવા છતાં, ગમે તેવાં વ્યાખ્યાનોનો અક્ષરે અક્ષર રિપોર્ટ લેવામાં સિદ્ધહસ્ત લેખક અને 'પારસી સંસાર'ના સબ એડીટર ભાઇ ઠાકરશી મેઘજી કોઠારી; ગુપ્તદાનેશ્વરી તરીકે પ્રસિદ્ધિ પામેલા શાન્તિપ્રિય શેઠ ભગવાનલાલ રણછોડદાસ; અર્ધી રાત્રે પણ બારણાં ખખડાવતા ગમે તેવા ગરીબને ત્યાં પણ પહોંચી જવામાં અને ફીના કે દવાના પૈસાની જરા પણ દરકાર કર્યા સિવાય ગમે તેવાની સેવા કરવા માટે તૈયાર રહેનાર, અને જીવદયા પ્રચારની ધગશ ધરાવનાર ડૉ. ન્યાલચંદ રામજી દોશી; ગમે તેવા પરોપકારી કાર્યમા જરા પણ આનાકાની સિવાય દિલની ખુશીથીજ દાન કરનાર, સાધુભક્ત શેઠ લાધાભાઇ (વીરમ લધાવાળા); આસનો અને પ્રાણાયામની શાસ્ત્રીય પદ્ધતિથી જુદી જુદી કસરતો વડે અસાધ્ય રોગો મટાડવાની અસાધારણ કુશળતા ધરાવનાર અને 'કિંગ ઓફફિઝિકલ કલચર' તરીકે

પ્રસિદ્ધ ભાઇ ભૂપતરાય મો. દવે; આખા હિંદુસ્તાનમાં 'ટેનીસ ચેમ્પીયન' તરીકે પ્રસિદ્ધ અને સેંકડો કપ તથા ઇનામો મેળવનાર બહેન મેહરૂબહેન દુબાસ; આર્યસમાજમાં ખૂબ પ્રસિધ્ધ અને ઉદારચરિત પં. લોકનાથ; દેશ અને જીવદયાની સેવામાં સારો ભોગ આપનાર પ્રો. તારાચંદજી ગજરા વિગેરે એવી એવી સંખ્યાબંધ વિભૂતિઓ કરાચીના આંગણે છે કે જેઓની કાર્યદક્ષતાથી, જેઓની સેવાથી, જેઓની ઉદારતાથી અને જેઓની હયાતિથી કરાચી શોભી રહ્યું છે, અને જેમના વિશિષ્ટ ગુણો માટે કોઇને પણ માન ઉત્પન્ન થયા વિના નથી રહેતું. આવા મહાનુભાવોમાં ડૉ. વિશ્વનાથ પાટીલ (દાદા); આંખની અસાધારણ કુશળતા ધરાવનાર ડૉ. અંકલેશ્વરિયા; આયુર્વેદના અસાધારણ વિદ્વાન્ વૈદ્યરાજ નવલશંકરભાઇ અને મ્યુનિસીપાલીટી તેમજ ધારાસભાના મેમ્બર ડૉ. પોપટલાલ; હોમીઓપેથીક ડૉ. થારાની; વયોવૃદ્ધ અને યશનામી વૈદ્યરાજ સુખરમાદાસ વિગેરેનો પણ સમાવેશ થાય છે.



## —: ૧૮ :—

# જૈનોનું સ્થાન

હિંદુસ્તાનના મુખ્ય મુખ્ય શહેરોની અપેક્ષાએ જેમ કરાચીનું ઉંચુ સ્થાન છે, તેમ હિંદુસ્તાનના મુખ્ય મુખ્ય જૈનસંઘોમાં કરાચીના જૈનસંઘનું પણ એક સ્થાન ગણી શકાય. બીજા શહેરોની માફક અહિં પણ જુદા જુદા પ્રાન્તો અને દેશોમાંથી આવી વસેલા જૈનોની લગભગ ૩૫૦૦ માણસોની વસ્તી છે; જેમાં ગુજરાતી, કાઠિયાવાડી, કચ્છી અને મારવાડી—એમ દેશોના નામે ઓળખાતા ચાર વર્ગોનો સમાવેશ થાય છે.

એ વાત એક પ્રકરણમાં કહેવામાં આવી છે કે કરાચીમાં ગુજરાતીઓનું આગમન લગભગ સવાસો વર્ષથી થએલું છે. ત્યારે જૈનો ક્યારે આવ્યા, એ પણ જાણવું જરુરી છે.

### જૈનો ક્યારે આવ્યા ?

આમ તો ' જૈનદૃષ્ટિએ જુનું સિંધ ' એ પ્રકરણમાં સિંધમાં પહેલાં હજારોની સંખ્યામા

જૈનોની વસ્તી હતી, સેંકડો મંદિરો હતાં અને જૈનધર્મની પૂરી જાહોજલાલી હતી, એ વાત બતાવવામાં આવી છે. કહેવાય છે કે એક વખતે નગરઠઠ્ઠામાં પણ જૈનોની બહુ મોટી વસ્તી હતી. અત્યારે ત્યાં એક પણ ઘર જૈનનું નથી; પણ '**ભાવડાનો વાસ**' નામનો મહોલ્લો છે, કે જે '**ભાવડા**' 'જૈનો' જ કહેવામાં આવતા હતા. અત્યારે પણ પંજાબમાં જૈનોને '**ભાવડા**' જ કહે છે. હાલામાં જૈનોની વસ્તી છે, તે લગભગ ત્રણસો વર્ષથી જેસલમેર, પાલી વિગેરેથી આવી વસેલા છે. ઉમરકોટમાં પણ જૈનો હતા. અત્યારે ત્યાં દસ બાર ઘર છે.

અમારો ઉદ્દેશ અહિં કરાચી સંબંધી છે. કરાચીમાં જૈનો કયારે આવ્યા? એ જાણવું જરુરનું છે.

બહુ તપાસની અંતે માલૂમ પડે છે કે જૈનોનું આગમન કરાચીમાં જ્યારથી અંગ્રેજો આવ્યા ત્યારથી થયું છે. કહેવાય છે કે **પાટણના શેઠ લીલાચંદ** ચાવાળા સૌથી પહેલાં અંગ્રેજોની સાથે આવ્યા હતા. આ સમય છે લગભગ ઈ. સ. ૧૮૪૦ નો. ( વિ. સં. ૧૮૯૬ ) જેને આજે સો વર્ષ થાય છે.

તે પછી ઇ. સ. ૧૮૫૧ એટલે વિ. સં. ૧૯૦૭ની લગભગમાં બેતાવાળા કચ્છી ભાઇઓ અને સાયલાથી કાળા ગલા, બાવા અમરચંદ, શેઠ પાનાચંદ માવજી, અમદાવાદના શેઠ જમનાદાસ મુલતાની અને ઉવારસદના શેઠ ઉમેદચંદ મોતીચંદ વિગેરે આવ્યા. આજ અરસામાં મારવાડના પાલી ગામથી શેઠ નવલમલજી ગુમાનમલજી વિગેરે મારવાડીઓની પણ આવક શરુ થઇ. આવીજ રીતે સ્થાનકવાસી શેઠ ડમર નીમજી, ત્રિકમ કાજી અને કચ્છીઓમાં પ્રાગજી પાનાચંદ વિગેરે પણ આવેલા. કહેવાય છે કે આ બધા કુશળ સાહસિક વ્યાપારીઓ હતા. આમાં અમદાવાદના શેઠ પ્રેમાભાઇ હિમાભાઇનું નામ પણ ઉમેરાય છે.

એમ પણ કહેવાય છે કે અમદાવાદના આ નગરશેઠનો હજારો વાર જમીનનો પ્લોટ કરાચીની ભૂમિમાં હસ્તી ધરાવે છે અને તેને મેળવવા માટે તેમના તરફથી પ્રયત્ન થઇ રહ્યો છે.

ઉપરના ગૃહસ્થો પૈકી ખેતાવાળા કચ્છીભાઇઓના કુટુંબમાં શ્રીયુત ખુશાલભાઇ વસ્તાચંદ અને તેમના ભાઇ શેઠ ગાંગજીભાઇ તેજપાળ વિગેરે અત્યારે મૌજૂદ છે. કાળા ગલાના કુટુંબમાં શેઠ ખેતસીભાઇ, શેઠ ભૂદરજીભાઇ, ભાઇ ચતુર્ભુજ અને ભાઇ શાંતિલાલ મૌજુદ છે. બાવા અમરચંદમા કોઇ હયાત છે કે નહિં તે જણાયું નથી. શેઠ પાનાચંદ માવજીમાં શેઠ ખીમચંદ જે. પાનાચંદ છે. મારવાડી ગૃહસ્થોમાં શેઠ નવમલજીના કુટુંબમાં ભગવાનદાસના પુત્ર શેઠ હુકમચંદજી હાલ હાલામાં રહે છે. શેઠ ડમર નીમજીના કુટુંબમાં શિવલાલભાઇ હયાત છે, અને ત્રિકમ કાળુના કુટુંબમા ધનજીભાઇના પુત્ર ભાઇ માણેકલાલ છે.

## પાંજરાપોળ.

કહેવાય છે કે—ગુજરાતી લોકો પહેલાં સોલ્જર બજારમાં રહેતા. શેઠ કાળા ગલાવાળા અને મારવાડી લોકો સદરમાં રહેતા; જ્યારે કચ્છી ભાઇઓ રણછોડલાઇનમાં રહેતા. એક હકિકત એ પણ મળે છે કે બંદર-રોડ ઉપર હાઇસ્કુલ સ્હામે, સદરમા રહેતા શેઠ બાવા અમરચંદ, શેઠ કાળા ગલા અને શેઠ જમનાદાસના સ્તુત્ય પ્રયાસથી પાંજરાપોળ સ્થાપન થઇ હતી. આ પાંજરાપોળનો નિર્વાહ માત્ર સોલ્જર બજાર અને સદરમાં રહેતા વ્યાપારીઓ દ્વારા થતો હતો. કેટલાંક વર્ષો પછી શેઠ કાળા ગલાએ આ પાંજરાપોળ શેઠ આસકરણ ખેંગાર, શેઠ માણેકચંદ પીતામ્બર અને શેઠ રામદાસ મોરારજીને સુપ્રત કરી. આ વખતે પાંજરાપોળ સારી પ્રગતિમા આવી હતી

આવીજ રીતે ' ક્યારી ક્વાટર'મા નદીવાળી **પાંજરાપોળ** સ્થાપવામાં પણ વૈષ્ણવોની સાથે જૈનોનો મુખ્ય હાથ હતો.

આ હકિકત પ્રમાણે તો કરાચીની પ્રસિદ્ધ **પાંજરાપોળની** સ્થાપનાનું શ્રેયઃ તે વખતના જૈનોના જ ફાળે જાય છે.

## જૈનોનો વધુ ફાળો

બીજી કેટલીક હકિકત મેળવતાં એમ પણ જણાય છે કે કરાચીની પાંજરાપોળજ નહિં, પરન્તુ કરાચીની અત્યારની પ્રગતિમાં જૂના વખતના જૈનોનો ફાળો ખાસ કરીને નોંધવા લાયક છે. અત્યારનું **ભીમપરું** કે જે સિંધમદ્રેસા પાસે લોરેન્સ રોડ ઉપર આવેલું છે, તે વસાવનાર પણ એક જૈન ગૃહસ્થ **ભીમસિંહ** માલસી હતા, કે જેઓ ઊનના મોટા વ્યાપારી હતા. આવીજ રીતે કરાચીની ભવ્ય ઇમારતો ઇમ્પીરીયલ બેંક, લૉઇડસ બેંક, રાલી બ્રધર્સ, ચેમ્બર્સ ઓફ કોમર્સ વિગેરે બિલ્ડીંગો કોન્ટ્રાકટથી બાંધનાર પણ જૈનગૃહસ્થ શેઠ કાળા ગલા હતા. આમ એક અથવા બીજી રીતે કરાચીની અત્યારની પ્રગતિમાં જૈનોનો મોટો ફાળો છે–હાથ છે, એમ જુના વખતના જૈનોના કથનથી અને બીજા કેટલાકોના કથનથી માલૂમ પડે છે.

## મંદિર–ઉપાશ્રય

તે વખતના ગૃહસ્થો પૈકી શેઠ **લીલાચંદ** ચાવાળા, શેઠ ઉમેદમલજી, ન્યાલચંદભાઇ, આરકરણ બેંગાર, પદમાજી વેલાજી, મોકમચંદ વલ્લભદાસ અને નવલમલજી ગુમાનમલજી વિગેરે ગૃહસ્થોએ મળીને સોલ્જર બજારમાં એક મકાન લઇ ઇ. સ. ૧૮૫૫માં (વિ. સં. ૧૯૧૧) ધાતુની મૂર્ત્તિ રાખીને ઘરદેરાસર કર્યું. તે ધાતુની મૂર્તિ ચોરાઇ ગયા પછી હાલાથી ચાર

પાષાણની મૂર્તિઓ લાવીને વિરાજમાન કરી. તે પછી કંઇક વસ્તી વધતાં એટલે સં. ૧૯૪૫ માં રણછોડલાઇનમાં જમીન લઈને મંદિરનો પાયો નાખ્યો. મંદિરનું કામ પૂરું થયા પછી પણ કેટલાંક કારણોથી સાત–આઠ વર્ષ સુધી પ્રતિષ્ઠા ન થઇ શકી. તે વખતે તેનો વહિવટ શેઠ આસકરણ ખેંગાર અને ગુજરાતી પેઢીઓ દ્વારા થતો હતો. વિ. સં. ૧૯૫૮માં તે મૂર્તિ-ઓને સોલ્જર બજારમાંથી નવા મંદિરમાં લાવી પરોણા દાખલ રાખી અને સં. ૧૯૬૧ના મહા સુદિ ૫ ના દિવસે આ નવા મંદિરમાં ચાર મૂર્તિઓની પ્રતિષ્ઠા કરવામાં આવી. પ્રતિષ્ઠાના ખર્ચમાં શેઠ કાળા ગલા, ભગવાન-દાસજી નવલમલજી, ખેતાવાળા ને શેઠ કાનજી પોપટનો મુખ્ય હિસ્સો હતો. મંદિરની બાજૂમાં જ એક ન્હાનો ઉપાશ્રય પણ આ વખતે કરવામાં આવ્યો. આનું સંપૂર્ણ કામ ખેતાવાળા શેઠ વસ્તાભાઇ પંચાણે સંભાળ્યું હતું.

આ વખતે કરાચીમાં મૂર્તિપૂજક જૈનોનાં લગભગ બસો માણસો હતા. મંદિરની પ્રતિષ્ઠા એવી કોઇ સારી ઘડીમાં થઇ છે કે તે પછી જૈનોની વસ્તી દિવસે દિવસે વધતીજ રહી, પૈસે ટકે પણ સુખી થતા ગયા અને સંગઠન પણ થતું ગયું.

મંદિરની શરુઆતથી જ શેઠ વસ્તાભાઇ પંચાણની આગેવાની નીચે સંઘનો વહિવટ ચાલતો હતો. સંઘના આ વહિવટમાં શેઠ કાળા ગલા અને મારવાડી ગૃહસ્થ ભગવાનદાસ પણ સાથે હતા.

**સંગઠન**

તે વખતે મૂર્તિપૂજક સંઘમાં ગુજરાતી, કચ્છી, મારવાડી–આ ત્રણનો સમાવેશ થતો; એટલે કે સ્વામી–વાત્સલ્ય આદિ સંઘના જમણમાં આ ત્રણ સાથે જમતા; જ્યારે ઝાલાવાડી અને હાલાઇ ભાઇઓ, કે જેઓ

મંદિરમાર્ગી હતા, તેઓ સ્વામીવાત્સલ્ય આદિમાં સ્થાનકવાસી ભાઇઓની સાથે જમતા. પોતે મંદિરમાર્ગી એટલે જમવા સિવાયનું પૂજાપાઠ–પ્રતિક્રમણ વિગેરે બધું ગુજરાતી, કચ્છી, મારવાડીઓની સાથે કરતા. ધીરે ધીરે મંદિરમાર્ગીઓની સંખ્યા વધતી ગઇ, રણછોડલાઇનમાં બ્હોળો સમુદાય થયો, એટલે ગુજરાતી, કચ્છી, મારવાડી અને કાઠિયાવાડી, કે જેમાં હાલાઇ, ઝાલાવાડી અને ઘોઘારીનો પણ સમાવેશ થાય છે, તેઓનું પણ સંગઠન થયું, કે જે સંગઠન અત્યાર સુધી બરાબર ચાલ્યું આવ્યું છે.

## પ્રાન્તાભિમાન.

કરાચીની વર્તમાન જૈનોની સ્થિતિનો વિચાર કરીએ તો અત્યારે કાઠિયાવાડી ભાઇઓની વસ્તી વધારે છે. તેઓની અપેક્ષાએ કચ્છી, મારવાડી અને ગુજરાતીઓની સંખ્યા ઘણી ઓછી છે. પૈસે ટકે પણ કાઠિયાવાડી ભાઇઓ સારા સુખી છે, એટલે થોડી સંખ્યા ધરાવનારા કચ્છી, મારવાડી અને ગુજરાતી ભાઇઓ કાઠિયાવાડી ભાઈઓની સાથે ભળીને રહે છે. આ કહેવાનો હેતુ એ છે કે કાઠિયાવડી જૈનોની જે બ્હોળી વસ્તી છે, તેઓ પોત પોતાને કાઠિયાવાડી તરીકે નહિ ઓળખાવતાં 'હાલાઇ' અને 'ઝાલાવાડી' તરીકે ઓળખાવવાનું વધારે પસંદ કરે છે. એટલે દેશથી ઓળખાવવાના બદલે 'પ્રાન્ત'થી તેઓ વધારે ઓળખાવે છે, એટલુંજ નહિ પરન્તુ જાણે જુદી જુદી કોમોનાજ પોતે ન હોય એવી અસર તેઓના દિલ ઉપર થઇ ગઇ છે; એટલે કચ્છી, ગુજરાતી, અને મારવાડી ભાઇઓ કે જેઓની સંખ્યા અલ્પ છે, તેઓ પોતાની અનુકૂળતા પ્રમાણે હાલાઇ કે ઝાલાવાડીની સાથે ભળી જાય છે, બલ્કે 'ઘોઘારી' કે જેઓ કાઠિયાવાડીજ છે, તેઓની સંખ્યા પણ ઓછી હોવાના કારણે તેઓ પણ લઘુકોમની માફક સૌથી ભળીને રહે છે. કહેવાની મતલબ કે કરાચીના જૈનોમાં 'હાલાઇ' અને 'ઝાલાવાડી'ની સંખ્યા વધારે અને

પૈસે ટકે સુખી એટલે તેઓની પ્રબળતા વધારે છે, એમ સ્પષ્ટ દેખાય છે. છતાં તેઓ બન્ને જુદી કોમ કે જુદા દેશ વાસીઓની માફક હરિફાઈના અથવા વેમનસ્યના રંગથી રંગાએલા રહે છે.

હાલાઇ અને ઝાલાવાડી ભાઇઓએ જાતીય જમણો તેમજ મરણુ આદિ પ્રસંગોએ સ્નાનવિધિ, વિગેરે કરવાને માટે તેમજ લગ્નાદિ પ્રસંગોને માટે પોતાની વાડીઓ ( ધર્મશાળાઓ ) બનાવી છે. વાડીઓ બન્ને ભેગીજ હતી, છતાં વચમાં એક દિવાલ ઉભી કરીને ' હાલાઇ ' અને ' ઝાલાવાડી ' તરીકેની જુદાઇનું પ્રમાણુ પૂરું પાડયું છે.

## ગુજરાતીઓ

ખાસ ગુજરાતી ભાઇઓની વસ્તી જૈનોમાં બહુ ઓછી દેખાય છે. તેમાં શેઠ ચુનીલાલ ભૂલાભાઇ મુખ્ય છે. તેઓ ધર્મપ્રેમી છે, દિલના ભદ્રિક છે ને ઉદાર છે. તેઓ મંદિરમાર્ગી છે, સંઘનાં બધા કાર્યોમાં આગેવાનીભર્યો ભાગ લે છે, મેનેજીંગ કમીટીના પણુ મેમ્બર છે : અમારી મંડળીને સિંધમાં લાવવામાં તેમની પ્રેરણા ખાસ હોવાનુ કહેવાય છે. અને તેઓ ઉદયપુર, કરાચીના ડેપ્યુ-ટેશનમાં પણુ આવ્યા હતા. આ સિવાય ભાઇ રતિલાલ ચશ્માવાલા છે, તેઓના પિતા ડાહ્યાભાઇ મુલતાની બહુ પ્રસિદ્ધ અને મોટા વ્યાપારી હતા. આ વિગેરે થોડાકજ ગુજરાતી છે. પાટણુવાળા સંઘવી નગીનદાસ કર્મચંદની પેઢી પણુ છે.

## ધાર્મિક ફિરકા.

ધાર્મિક દષ્ટિએ વિચારીએ તો કરાચીમાં મુખ્ય બે સંપ્રદાય દેખાય છે: મંદિરમાર્ગી અને સ્થાનકવાસી. મારવાડના બાલોતરા તરફથી

આવેલા કોઇ કોઇ ' તેરાપંથી ' પણ દેખાય છે. સ્થાનકવાસી અને મંદિરમાર્ગીના જે ભેદો છે, તે કાઠિયાવાડી અને કચ્છી બન્નેમાં જ છે. કેટલાક ભાવસાર ભાઇઓ સ્થાનકવાસી અને કોઇ મંદિરમાર્ગી છે, પરન્તુ તેઓ છે તો ઘણું કરીને કાઠિયાવાડીજ.

આ બન્ને ફિરકાઓમાં પોતપોતાના ઉપાશ્રયો છે અને ધાર્મિક દૃષ્ટિએ જે જે ઉપયુક્ત સાધનો જોઇએ, તે તે કરી લીધાં છે. સૌ પોતપોતાનાં સ્થાનોમાં ધાર્મિક ક્રિયાઓ કરે છે. ખુશી થવા જેવું એ છે કે સ્થાનકવાસી અને મંદિરમાર્ગીમાં બીજાં શહેરો કે ગામો જેવો અહિં કુસંપ કે વેર નથી, બલ્કે સંપ સારો છે. સાધુઓ હોય તો એક બીજાને ત્યાં વ્યાખ્યાન આદિમાં જવા આવવામાં, તેમજ મહાવીર જયન્તી કે એવા ધાર્મિક ઉત્સવો સાથે મળીને કરવામાં જરા પણ સંકોચ નથી રાખતા. કેટલાક સ્થાનકવાસી ભાઇઓ બહેનો તો નિયમિત મંદિરમાં દર્શન પણ કરે છે.

## આર્થિક સ્થિતિ

આર્થિક સ્થિતિનો વિચાર કરતાં અહિંના જૈનો સમય અને. સ્થાનના પ્રમાણમાં ઠીક ગણી શકાય. મંદિરમાર્ગી કરતાં સ્થાનકવાસી સંઘમાં શ્રીમન્તો વધારે કહેવાય છે. તેમજ ઝાલાવાડી કરતાં હાલાઇ ભાઇઓમાં શ્રીમન્તો વધારે કહેવાય છે. કચ્છી ભાઇઓમાં પણ કેટલાક શ્રીમન્તો સારા છે. છતાં બહારની દુનિયા કરાચીના જૈનો માટે જે કલ્પના કરી શકે છે, એવી ' શ્રીમન્તાઇ ' તો અહિં નથી જોવાતી.

કરાચીના જૈનોનો મોટો ભાગ નોકરી કે મધ્યમ પ્રકારની વ્યાપારી પદ્ધતિથી પોતાનું ગુજરાન ચલાવનારો છે. દ્રવ્યની બહુલતાથી અત્યારના જમાનામાં જેમને ' શ્રીમન્ત ' કહી શકાય એવાઓની સંખ્યા ઓછી

છે, અને તેમાં યે જેમને 'ગર્ભ–શ્રીમન્ત' કહીએ અથવા જેની 'શ્રીમન્તાઇ' જુના વખતથી ચાલી આવતી હોય, એવો શ્રીમન્ત તો મુશ્કેલીથી શોધ્યો જડે.

## ખામીઓ

આજે કરાચીમાં લગભગ સાડાત્રણથી ચાર હજાર જૈનોની વસ્તી હોવા છતાં, અને દસ લાખ, બે લાખ કે એક એક લાખ જેટલી લક્ષ્મી ધરાવનારા 'લક્ષ્મીનંદનો' હોવા છતાં પ્રાયઃ કોઇ પણ સામાજિક કે ધાર્મિક સ્થાયી મ્હોટું કાર્ય કોઈ એક ગૃહસ્થે પોતાના તરફથી કર્યું હોય, એવું પ્રાયઃ જણાતું નથી. બલ્કે સમસ્ત સમાજે મળીને કર્યું હોય, એવું પણ નથી. કરાચીના જૈનોમાં નથી કોઇ સેનીટેરીયમ કે જ્યાં કોઇ રોગી કુટુંબ તબીયત સુધારવા માટે રહી શકે; નથી કોઇ ભોજનશાળા કે જ્યાં અકસ્માત્ સ્ટેશનથી ઉતરતો કોઇ જૈન બે–ચાર આના આપી શુદ્ધ ભોજન મેળવી શકે; નથી કોઇ જૈનધર્મશાળા કે જ્યાં રેલથી ઉતરતાંજ 'આ અમારી ધર્મશાળા છે' એમ સમજી પોતાનો બીસ્તરો અને ટ્રંક મૂકી શકે; નથી કોઇ સસ્તા ભાડાની ચાલી કે જ્યાં પચ્ચીસ–ત્રીસ રુપિયાના પગારમાં પોતાના પાંચ સાત માણસના કુટુંબને નભાવવા માટે આકુળવ્યાકુળ થનારો ગૃહસ્થ થોડા ખર્ચે પોતાના કુટુંબ સાથે વાસો કરી શકે; નથી કોઇ સ્વતંત્ર દવાખાનું કે જ્યા કોઇ ગરીબ વિધવા બહેન પોતાના વ્હાલા એકના એક બચ્ચાની બિમારી વખતે જઇને દવા લઇ શકે; નથી કોઇ કોઓપરેટીવ હાઉસીંગ સોસાયટી અથવા ક્રેડીટ સોસાયટી કે જે દ્વારા સાધારણ સ્થિતિના જૈનો રાહતપૂર્વક પોતાનો નિર્વાહ ચલાવી શકે; નથી કોઇ સ્વતંત્ર હાઇસ્કૂલ કે પ્રાથમિક સ્કૂલ પણ, કે જ્યાં જૈનો સ્વતંત્ર રીતે પોતાનાં બાળકોને વ્યાવહારિક જ્ઞાનની સાથે ધાર્મિક જ્ઞાન પણ આપી શકે. આટલા આટલા 'શ્રીમન્તો' હોવા છતાં

કરાચીના જૈન સમાજમાં સમાજોપયોગી એક પણ સાધન નથી દેખાતું. કરાચીમાં વસતી લગભગ બધી યે કોમોમાં થોડે ઘણે અંશે પણ ઉપર્યુક્ત સાધનો છે. લોહાણા, ભાટીઆ અને પારસી વિગેરે કેટલીક કોમોએ તો કોમના હિતનાં અનેક સાધનો ઉભાં કરેલાં છે. જૈન સમાજમાં આ વસ્તુઓની બહુજ ખામી છે. એ ખામીઓ શું સૂચવે છે ? એ કહેવાની ભાગ્યેજ જરુર છે. અહિં એવા પણ લક્ષ્મીનંદનો છે, કે 'જેમની લક્ષ્મીનું પાછળ શું થશે ?' એની ચિન્તા એમના મિત્રો કરે છે, પરન્તુ ઉપરની બાબતો સંબન્ધી ચિન્તા કે આશ્ચર્ય કરવા જવું કંઇજ નથી. લોકસ્વભાવનો, મનુષ્યપ્રકૃતિનો, માનસશાસ્ત્રનો અને કર્મફીલોસોફીનો જેમણે અભ્યાસ કર્યો છે, એમને કંઇ પણ આશ્ચર્ય કરવા જેવું નથી લાગતું. કર્મના સિદ્ધાન્ત પ્રમાણે અંતરાય કર્મનો પડદો ચિરાયા વિના દાન દઇ શકાતું નથી. શક્તિ અગાધ હોવા છતાં ભોગાન્તરાયનો નાશ થયા વિના એ શક્તિ ભોગવાતી નથી. અને એજ કારણ છે કે આજે કરાચીનો જૈન પાછલા કેટલાક પુરુષને યાદ કરે છે કે જેમની ઉદારતા, સતત પરિશ્રમ, અને ધર્મની સાચી લાગણીના કારણે આજે સિંધ જેવા મુલકમાં આટલાં ધર્મનાં સ્થાનો અને કંઇક જાહોજલાલી દેખાય છે.

આજે પણ કોઇ કોઇ મહાનુભાવ ગુપ્ત રીતે અથવા પ્રકટપણે લક્ષ્મીનો સદુપયોગ કરી જાણતા હશે-કરી જાણે છે. એમના વખાણ અને એમના કાર્યોનો અનુમોદના જરુર થાય છે.

કહેવાની મતલબ કે જ્યાંસુધી અંતરાય કર્મ તૂટતો નથી, ત્યાંસુધી દાન દેવાની વૃત્તિ જાગ્રત થતી નથી. પછી ભલે ગમે તેટલી લક્ષ્મી હોય તેથી યે શું ?

### એક વધુ ખામી.

અહિંના સમસ્ત જૈનસમાજમાં એક મોટી ખામી વખતો વખત

અમારી નજર સ્હામે તરી આવે છે. અને તે છે કોઇ **પ્રભાવશાળી નેતાની.** મંદિરમાર્ગી અને સ્થાનકવાસી બન્ને કોમોમાં એવો કોઇ બુઝર્ગ પ્રભાવશાળી નેતા નથી દેખાતો કે જ્યારે જ્યારે કોઇ આંટીઘુંટીનો પ્રશ્ન ઉભો થાય, જ્યારે જ્યારે કંઇક ધાર્મિક કે સામાજિક મતભેદનું કાર્ય આવી પડે, ત્યારે ત્યારે તે વચમાં આવી યોગ્ય માર્ગ કાઢી શકે, જો આવો કોઇ પ્રભાવશાળી નેતા હોત તો સ્થાનકવાસી ભાઇઓમાં જે નજીવા કારણે કુસંપ પેઠો છે, તે કદિ રહેત નહિં. અથવા કરાચી જેવા શહેરમાં અનેક લક્ષાધિપતિઓ હોવા છતાં અત્યારના સમય પ્રમાણેનાં સમાજોપયોગી જે જે સાધનોની ખામીઓ ઉપર બતાવવામાં આવી છે, તેમાંની કોઇ કોઇ ખામીની પૂર્તિ તો અત્યાર સુધીમાં ક્યારની યે થઇ ગઇ હત. મારી અલ્પ મતિ પ્રમાણે જો કે એવા એક બે પ્રભાવશાળી પુરુષો છે–જોવાય છે, કે તેઓ શહેરની બીજી જનતામાં પણ સારો પ્રભાવ નાખે છે, પરન્તુ તેઓ કા તો ઘણે ભાગે બહાર રહે છે અથવા કંઇપણ કારણે તેઓ જૈનસમાજમા પોતાની પ્રભાવક્તાનો ઉપયોગ ઓછો કરે છે.

બેશક. બન્ને સંઘોના વહિવટો આજકાલની પદ્ધતિ પ્રમાણે કમીટીઓના બંધારણથી ચાલે છે; પરન્તુ કમીટી એટલે કમિટિ, અને તેમાં પણ વાણિયાશાહી કમીટી. કમીટીઓનાં બંધારણો હોવા છતા ગૂંચવાએલું કોકડું ઉકેલનાર અથવા કિચ્ચડમાં ખૂંચી ગએલું ગાડું બહાર કાઢનાર કોઇ પ્રભાવશાળી પુરુષ તો હોવોજ જોઇએ. જુના સમયમાં જુદાં જુદાં ગામોમાં સંઘોની જે વ્યવસ્થાઓ ચાલતી હતી, તેમાં આ વસ્તુની પ્રધાનતા હતી; પરંતુ આજના સ્વછંદતાના જમાનામાં આવો નેતા–પ્રભાવશાળી પુરુષ હોઇને યે કરે શું ? આજે કોણ કોનું માનવા તૈયાર છે ? એ પણ એક વસ્તુ તો છેજ. આ બધું યે છતાં કરાચીના સમસ્ત જૈન-સમાજનું કાર્ય–બન્ને ફિરકાના જૈનોનું કાર્ય દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ પ્રમાણે ઠીક ઠીક ચાલી રહ્યું છે, એમ કહી શકાય અને જ્યારે જ્યારે જે

કંઇ કાર્ય ઉપસ્થિત થાય છે, એને ગમે તે રીતે પાર પાડી, જેમ સારું દેખાય, એમ કરવાની કોશિશ કરે છે.

### જાહેર જીવન

કરાચીમાં લગભગ સાડાત્રણ હજાર જૈનોની વસ્તી છે, એ વાત પહેલાં કહેવામાં આવી છે: પરન્તુ તેમાં કરાચીના જાહેર જીવનમાં આગળ પડતો ભાગ લેનારાઓની સંખ્યા આંગળીના વેઢે ગણી શકાય, તેટલી પણ નથી દેખાતી. ધારાસભાની વાત તો દૂર રહી, રાજદ્વારી ક્ષેત્રમાં કોઇ પણ જૈન ઝળકતો હોય એવું નથી દેખાતું. બેશક, અહિંની મ્યુનીસીપાલીટીમાં ભાઇ ખીમચંદ માણેકચંદ શાહ, મ્યુનીસીપાલીટીના કોર્પોરેટર તરીકે આજ કેટલાંક વર્ષોથી છે, અને તેના લીધે તેમની લાગવગ પણ સારી છે.

રાષ્ટ્રીય પ્રવૃતિમાં ખાદી માત્ર પહેરીને રાષ્ટ્રપ્રેમ બતાવનારાઓની સંખ્યા જરુર કંઇક દેખાય છે, પણ કોંગ્રેસની પ્રવૃત્તિમાં સક્રિય ભાગ લેનારાઓ કોણ કોણ છે ? એ જાણી શકાતું નથી. હા, શેઠ લાલચંદ પાનાચંદનાં ધર્મપત્ની માણેક બહેન કોંગ્રેસ પ્રવૃત્તિમાં સારો ભાગ લે છે, એ સંતોષ આપનારૂં છે. તેઓ સત્યાગ્રહની લડતમાં જેલ પણ જઇ આવ્યાં છે. વયોવૃદ્ધા હોવા છતાં કાર્ય કરવામાં ખૂબ ખડતલ છે.

### આગેવાનો

કરાચીના જૈનોનો મોટો ભાગ, લગભગ બધા યે કહીએ તો ચાલે, વ્યાપારી છે અને તેથી કરાચીની વ્યાપારી આલમમાં કેટલાક ગૃહસ્થો જરૂર પ્રસિદ્ધ છે. અહિંની બેંકો અને એવાં ખાતાંઓમાં ડાયરેક્ટરો પણ જૈનો છે. કેટલાક શિક્ષિતો બેંકો અને બીજી ઓફીસોમાં નોકરીઓ પણ કરે છે.

બન્ને સમ્પ્રદાયોમાં જે જે મહાનુભાવ આગેવાનો છે, તેઓમાં શેઠ છોટાલાલ ખેતસી, શેઠ જયન્તીલાલ રવજી ઝવેરચંદ, શેઠ મોહનલાલ કાલીદાસ માળીયાવાળા, શેઠ ખીમચંદ જે. પાનાચંદ, શેઠ ભગવાનલાલ રણછોડદાસ, શેઠ શિવલાલભાઇ ભાઇચંદ, શેઠ માણેકચંદ નાનજી ગાંધી, શેઠ શંભુલાલભાઈ, શેઠ વેલજીભાઇ, શેઠ વેલજી પૂંજા, શેઠ મોહનલાલ વાઘજી, શેઠ વાઘજી ગુલાબચંદ, શેઠ મોહનલાલ શાપુરવાળા, શેઠ શાન્તિલાલ છોટાલાલની કંપનીવાળા શેઠ મૂલજીભાઈ, શેઠ ભાઇચંદ ભાણજી, શેઠ મગનલાલ ધરમશી, શ્રીયુત મણિલાલ લહેરાભાઇ મહેતા, ભાઇ ખીમચંદ માણેકચંદ શાહ, શેઠ ગાંગજીભાઇ તેજપાળ, શેઠ ચુનીલાલ ભૂલાભાઈ, ભાઇ સોમચંદ નેણશી, ભાઇ ખીમચંદ વોરા અને ડો. ન્યાલચંદ રામજી દોશી વિગેરે કેટલાક આગેવાનો છે કે જેઓ વ્યાપારી આલમમાં જેમ પ્રસિદ્ધ છે, તેમ ઓછે વત્તે અંશે શ્રીમંત અને કાર્યકર્તા હોઇ, પોતપોતાના સમ્પ્રદાયમાં જ્યારે જ્યારે દેવ, ગુરુ, ધર્મની ભક્તિનાં કાર્યો આવી પડે છે, ત્યારે યથાશક્તિ–યથાસમય તન, મન, ધનથી તે કાર્યોને પાર પાડવા બનતી કોશિશ કરે છે.

## સેવાભાવી યુવકો

આવીજ રીતે અહિંના જૈનોમાં ( બન્ને સંપ્રદાયમાં ) કેટલાક સેવાભાવી યુવકો પણ છે કે જેઓ ધાર્મિક ઉત્સવો, સામાજિક કાર્યો અથવા જીવદયા કે ગુરુભક્તિ આદિ સેવાનાં કાર્યોમાં ખૂબ ઉત્સાહથી ભાગ લે છે. તેઓમાં ભાઇ ફુલચંદ વર્ધમાન વાસણવાળા, મણિલાલ કાલીદાસ, ચુનીલાલ ચતુર્ભુજ, શ્રીયુત માવજીભાઇ, ભાઇ તલકશી દવાવાળા, ભાઇ ભાગચંદ ખેતશી, વીકમચંદ તુલસીદાસ, ભાઇલાલ રામચંદ, ખુશાલચંદ વસ્તાભાઇ, ખીમચંદ વોરા, પોપટલાલ પ્રાણજીવનદાસ, મહાવીર વિદ્યાલયના પ્રીન્સીપાલ માસ્તર મોતીચંદભાઇ, નરભેરામ નેમચંદ,

ન્યાલચંદ કુવાડિયા, જટાશંકર ગોપટલાલ, મણિલાલ ગુલાબચંદ, મણિલાલ વાઘજી, મણિલાલ બાવીસી, ઠાકરસીભાઇ કોઠારી, પાનાચંદ ટોળીયા, ખેતશી શાહ, ચતુર્ભુજ વેલશી, સુરચંદ ખુશાલચંદ, વાડીલાલ છગનલાલ ગાંધી, ફુલચંદ દલાલ (જ્યોતિષી), શેઠ ખેંગારભાઈ, માસ્તર મઘાલાલ, જગજીવનદાસ કોઠારી અને ભાઇ હુંસરાજ તેજપાલ વિગેરે અનેક ભાઇઓ છે કે, જેઓ, જેમ તન, મનથી દરેક કાર્યમાં પોતાની સેવા અર્પે છે તેમ, પોતાની શક્તિ પ્રમાણે ધનથી પણ લાભ ઉઠાવે છે.

## બહેનોની પ્રવૃત્તિ

કરાચીની બહેનોમાં, જેમ બધે દેખાય છે તેમ, પુરુષો કરતાં, ધાર્મિક ક્રિયાકાંડ અને તપસ્યા આદિ તરફ અભિરૂચી અને પ્રવૃત્તિ વધારે દેખાય છે. અહિં જૈન બહેનોમાં પેસી ગએલી કુરૂઢિઓ અને ખોટા વહેમોને દૂર કરાવનાર બહેનોની કોઇ વ્યવસ્થિત સભા કે મંડળ નથી. બહેન સમજુબહેન છોટાલાલ ખેતશી તેમજ બહેન માણેકબહેન લાલચંદ પાનાચંદ જેવી કેટલીક બહેનો સ્ત્રીસમાજના સુધાર માટે સાર્વજનિક પ્રવૃત્તિ સારી કરે છે; પરન્તુ જૈન બહેનોના સુધાર માટે પણ કોઇ એવા મંડળની જરૂર છે.

બહેન સમજુબહેન, શેઠ ભગવાનલાલભાઇનાં માતાજી મણીબા, બહેન માણેકબહેન, શેઠ રવજી ઝવેરચંદનાં ધર્મપત્ની વાલીબહેન અને એવી અનેક વયોવૃદ્ધા સમજુ અને ધર્મપ્રેમી બહેનો છે કે જેઓ મળીને કંઇક કરે તો જરુર લાભ થાય.

બન્ને સંપ્રદાયોમાં ધાર્મિક પાઠશાળાઓ હોઇ, ઘણી બહેનો ધર્મનો અભ્યાસ સારો કરે છે. થોડા વખતથી હુનરશાળા સ્થાપિત થઇ છે, તેમાં પણ ઘણી બહેનોએ લાભ લીધો છે. ને હજુ લઇ રહી છે.

એક વાત વધારે ખુશી થવા જેવી છે. કરાચી, એ શહેર છે. સિંધી અને પારસી કોમની કાફી વસ્તી છે. તે કોમની બહેનોમાં ફેશન ઘણીજ આગળ વધી ગએલી છે. આવા શહેરમાં ને આવી વસ્તીની વચમાં રહેવા છતાં અમારી જૈન બહેનોમાં એ ફેશનની અસર નથી થવા પામી, કદાચ કંઇ અસર હોય, તો પણ તે નહિં જેવીજ. કરાચીની જૈન બહેનો પોતાના દેશ કાઠિયાવાડ, કચ્છ અને મારવાડની મર્યાદાને હજુ પણ જાળવી રહી છે, એ ખરેખર સદ્ભાગ્યની નિશાની છે. એનું કારણ કદાચ એ પણ હશે કે જૈન બહેનો આજકાલના અંગ્રેજી શિક્ષણથી બહુ દૂર રહી છે. ભાગ્યેજ કોઇ બહેન મેટ્રીક સુધી ગએલી હશે. અંગ્રેજી શિક્ષણમા આગળ વધેલી નહિં હોવા છતા અમદાવાદ જેવા શહેરની વાત તો દૂર રહી, શહેરની નજીકનાં ગામોમાં ફેશને કયાં ઓછો દાટ વાળ્યો છે? જ્યારે કરાચી જેવા શહેરની બહેનો એમાંથી બચી છે, એ ખરેખર ખુશી થવા જેવું છે.

એકંદર કરાચીની એંસી હજાર ગુજરાતીની વસ્તીમાં સાડાત્રણ હજારની સંખ્યા ધરાવનાર જૈનોનું સ્થાન વ્યાવહારિક અને ધાર્મિક દૃષ્ટિએ પણ સમય અને સ્થાનના પ્રમાણમાં ઊંચું ગણી શકાય.



—: ૧૯ :—

# સ્થાનકવાસી સંઘ.

ગત પ્રકરણમાં કરાચીના સમસ્ત જૈનોની—સ્થાનકવાસી અને મંદિરમાર્ગી બન્નેની—સ્થિતિનો સમુચ્ચય રીતે પરિચય અને કરાચીના જૈનોનું શું સ્થાન છે, એ બતાવવામાં આવ્યું છે. હવે તે બન્ને ફિરકાના સંબંધમાં ખાસ ખાસ બાબતો બતાવવાનો યત્ન કરીશું.

## સ્થા. સંઘની સ્થિતિ.

સ્થાનકવાસી સંઘમાં જૈન સંખ્યા મંદિરમાર્ગી કરતાં લગભગ દોઢી ગણાય છે; એટલે લગભગ બેહજાર જેટલી સંખ્યા કહી શકાય, જેમાં હાલાઇ ઝાલાવાડી અને કચ્છી ભાઇઓનો સમાવેશ થાય છે. આ ઉપરાન્ત કાઠિયાવાડના કેટલાક ભાવસાર ભાઇઓ પણ સ્થાનકવાસી છે. કચ્છી અને ભાવસાર ભાઇઓની સંખ્યા ઓછી છે. આર્થિક દૃષ્ટિએ સ્થાનકવાસી સંઘમાં મંદિરમાર્ગી સંઘ કરતાં શ્રીમન્તો વધારે ગણાય છે. એ વાત ગત પ્રકરણમાં બતાવી ચૂકયો છું.

સંસ્થાઓ.

સ્થાનકવાસી સંઘમાં ઉપાશ્રય, કન્યાશાળા, પાઠશાળા અને લાયબ્રેરી છે. તેનો વહિવટ સંઘની મેનેજીંગ કમીટી કરે છે. ખાસ કરીને પાઠશાળા, કન્યાશાળા ને લાયબ્રેરીની સંપૂર્ણ દેખરેખ ભાઇ ખીમચંદ વોરા, કે જેઓ સંઘની મેનેજીંગ કમીટીના પણ સેક્રેટરી છે, તેઓ કરે છે. ભાઇ ખીમચંદ વોરા શિક્ષાના અને તેમાં યે ધાર્મિક શિક્ષાના બહુ જ પ્રેમી અને ઉત્સાહી હોવાથી આ સંસ્થાને ઘણીજ સારી રીતે ચલાવી રહ્યા છે. વખતો વખત બાળક અને બાળિકાઓને અભ્યાસમાં ઉત્સાહ વધે એવા ઉપાયો કરતા જાય છે. અને કેવળ ગોખણપટ્ટીથી નહિં પરન્તુ સમજપૂર્વક જૈનધર્મનું જ્ઞાન એ બાળક અને બાળિકાઓને થાય, એવો પ્રયત્ન કરે છે. પોતે સંગીતના શોખી હોઇ, સંગીત અને એવું શિક્ષણ પણ બાળકબાળિકાઓને આપીઅપાવી એમની ઉત્સાહવૃદ્ધિ કરે છે. વખતો વખત જલસાઓ ગોઠવે છે, અને બાળક–બાળિકાઓને સારાં ઇનામો અપાવવાની પણ ગોઠવણ કરે છે. અમારી સ્થિતિ દરમિયાન આવા અનેક જલસાઓ તેમણે ગોઠવ્યા હતા.

ધાર્મિક પ્રવૃત્તિ

અહિંના સ્થાનકવાસી સંઘની એક પ્રવૃત્તિ ખાસ કરીને નોંધવા જેવી છે. સમાજમાં ધર્મના સંસ્કારો કાયમ રાખવાને માટે અને જ્ઞાનની વૃદ્ધિને માટે કંઇ ને કંઇ ધાર્મિક પ્રવૃત્તિ ચાલુ રાખવી, એ દરેક સમાજને માટે જરુરી છે. દિગમ્બરોમાં સ્વાધ્યાયની પ્રવૃત્તિ એમના દરેક મંદિરની સાથે ચાલુ હોય છે. ગામનો કોઇ સારો જાણકાર ધર્મસ્થાનકમાં બેસી હંમેશાં પ્રવચન કરે અને દર્શન કરવા આવનારા ત્યાં બેસીને થોડું થોડું પણ શાસ્ત્ર શ્રવણ કરે. અહિંના સ્થાનકવાસી સંઘે પણ આ પ્રવૃત્તિ રાખી છે, એ ખરેખર ખુશી થવા જેવું છે. જો કે કરાચીમાં સાધુઓનું આગમન

તો છેલ્લાં પાંચેક વર્ષથી થયું છે, પરન્તુ એમના ઉપાશ્રયમાં રોજ નિયમિત શ્રીયુત નારણભાઈ પ્રવચન કરે છે. અનેક ભાઈઓબહેનો આ પ્રવચનનો લાભ લે છે. પ્રવચનની સાથે સાંભળવા આવનારા ભાઈઓબહેનો સામાયિક પણ કરે છે. જો કે ભાઈઓ કરતાં બહેનો વધારે લાભ લે છે, પણ તે તો સ્વાભાવિક છે. સાધુઓની ઉપસ્થિતિ હોય, ત્યારે સાધુ વ્યાખ્યાન કરે અને સાધુના અભાવમાં શ્રી નારણભાઈ ભાષાના ગ્રંથો નિયમિત રીતે વાંચી સંભળાવે છે. આ નિમિત્તે સામાયિકનો લાભ ઉઠાવનારાઓની સંખ્યા પણ સારી થાય છે.

## સાધુવિહારનો યશ

એક પ્રકરણમાં મેં બતાવ્યું તેમ, સાધુઓને સિંધમાં લાવવાનો પ્રયત્ન કરાચીનો મૂર્તિપૂજક સંઘ લગભગ પચ્ચીસ વર્ષથી કરતો હતો. ઘણો ઘણો પ્રયત્ન કરવા છતા તે યોગ જલદી ન ખાધો તે ન જ ખાધો. તે દરમિયાનમાં સ્થાનકવાસી સંઘ જાગ્યો. તેમાં ખાસ કરીને ડૉ. ન્યાલચંદ રામજી દોસીએ આ બીડું ઝડપ્યું, અને સં. ૧૯૯૦માં પંજાબથી વિહાર કરાવી શ્રીમાન્ ફુલચંદજી નામના સ્થાનકવાસી સાધુજીને કરાચીમાં લાવ્યા. તેઓ એક ચતુર્માસ કરીને વિહાર કરી ગયા, પછી પ્રસિદ્ધ સ્થાનકવાસી આચાર્ય શ્રી જવાહરલાલજીના શિષ્ય શ્રીમાન્ ઘાસીલાલજી બીજા આઠ ઠાણાઓ સાથે આવ્યા અને બે ચોમાસાં કર્યાં. આમ પાદવિહારી સાધુ-ઓને સિંધમાં લાવવાનો યશ સ્થાનકવાસી સંઘે અને તેમાં ખાસ કરીને ડૉ. ન્યાલચંદ રામજી દોસીએ લીધો છે.

## ભક્તિ અને પ્રેમ

પોતપોતાના સંપ્રદાયની માન્યતાઓ પ્રમાણે ક્રિયાકાંડ કરી ગુણાનુ-રાગતાથી રહેવું, એ પ્રત્યેક જૈનનું કર્ત્તવ્ય છે. ક્રિયાકાંડ એ સાધન છે,

સાધ્ય નથી. ક્રિયાકાંડોને મહત્ત્વ આપી પરસ્પર કલેશો કરવા, એ મિથ્યાત્વ છે. એ મિથ્યાત્વથી સાધ્યને પહોંચી શકાતું નથી, બલ્કે પોતાનું લક્ષ્ય જોખમાય છે. કરાચીના સ્થાનકવાસી સંઘનો મોટો ભાગ આ સાંપ્રદાયિકતાના ઝેરથી દૂર રહેલો દેખાયો છે, એ ખુશી થવા જેવું છે. આમ કહેવામાં જે જે કારણો અમને મળ્યાં છે, તે આ છે.

ઘોરાનારામાં સ્થાનકવાસી સંઘના ત્રણ આગેવાનો આવેલા: ખીમચંદ શાહ, શ્રીયુત ત્રિભોવનદાસ અને ભાઇ સોમચંદ. એમણે અમે ' સંવેગી ' સાધુ હોવા છતાં, અમારા પ્રત્યે જે ભક્તિભાવ અને પ્રેમ બતાવ્યો, એ ઉપરથી અમને લાગ્યું કે કરાચીના સ્થાનકવાસી ભાઇઓ સામ્પ્રદાયિક દુરાગ્રહવાળા નથી દેખાતા. આજ ભાવનાથી સ્થાનકવાસી સંઘમાં જે કુસંપ હોવાનું અમે સાંભળ્યું હતું અને ' કોર્ટ'માં જવાની તૈયારીઓ થઇ રહી છે,' એવું પેપરોમાં વાંચી મારો હક્ક કદાચ નહિ હોવા છતાં, મેં તેમને ઉપદેશ અને કમમાં કમ અમે કરાચી પહોંચીએ, ત્યાંસુધી કોર્ટના દરવાજે નહિ જવાનું સૂચન કર્યું હતું. અને મારી તે સૂચના તેઓએ માન્ય પણ રાખી હતી. તે પછી તો જેમ જેમ અમે કરાચી તરફ આગળ વધેલા, તેમ તેમ સ્થાનકવાસી ભાઇઓના પ્રેમ અને ભક્તિનો ખૂબ ખૂબ પરિચય થતો ગયો.

હાલામા અને હૈદ્રાબાદમા જે સેંકડો ભાઇઓ બહેનો કરાચીથી આવેલાં, તેમાં ઘણો ભાગ સ્થાનકવાસી ભાઇઓ અને બહેનોનો પણ હતો. ડૉ. ન્યાલચંદ દોસી સ્થાનકવાસી છતાં કેટલા યે દિવસો સુધી–છેવટ સુધી હાલામાં રહીને સ્વ. શ્રી હિમાંશુવિજયજીની અપૂર્વ સેવા કરી હતી. વિહારમાં જે જે સ્વયંસેવકોની ટુકડીઓ આવતી હતી, તેમાં પણ સ્થાનકવાસી ભાઇઓ આવતા અને ભક્તિનો લાભ ઉઠાવતા. કરાચી પહોચ્યા પછી તો વ્યાખ્યાનોમાં શું કે બીજી પ્રવૃત્તિઓમાં શું,

જરાપણ જુદાઇ વિના ભાગ લેતાજ રહ્યા. પોતાના ઉપાશ્રયમાં લઇ જઇ અનેક દિવસ વ્યાખ્યાનો કરાવ્યાં. સ્વ૦ સ્થાનકવાસી સાધુજી તપસ્વી શ્રી સુંદરલાલજીના નામની કન્યાશાળાની સ્થાપના અમારા હાથે કરાવી. એ સિવાય જ્યારે જ્યારે એમની સંસ્થાઓના મેળાવડા કર્યા, ત્યારે ત્યારે સંઘની કમીટીએ ઠરાવો કરીને એક ગુરુ તરીકે સન્માન આપ્યું. અમારી સાધુ મંડળીમાં કોઇને પણ જ્યારે જ્યારે અશાતા વેદનીયનો ઉદય થતો, ત્યારે ત્યારે ડૉ. ન્યાલચંદે જેમ રાત દિવસ ખડે પગે ઉભા રહીને દવાઓ કરી, તેવીજ રીતે મારી સખ્ત બીમારીમાં સ્થાનકવાસી ભાઇઓએ, મંદિરમાર્ગી ભાઇઓની સાથે મળીને રાત-દિવસના ઉજાગરાઓ વેઠી વૈયાવચ્ચ પણ કરી. ગયા વર્ષ (૧૯૯૪) માં કોઇક અનિવાર્ય કારણે મહાવીર જયન્તીની સભા નહિં ભરવાનું મંદિરમાર્ગી સંઘે ઠરાવ્યું, સ્થાનકવાસી ભાઇઓએ પણ સંઘની મીટીંગ બોલાવી ઠરાવ કરીને મંદિરમાર્ગી સંઘના ઠરાવને સહકાર આપ્યો અને તેમણે પણ જયન્તીની સભા ભરવી મુલતવી રાખી. મંદિરમાર્ગી સંઘ તરફથી દીક્ષાનો ઉત્સવ થયો, ગુરુદેવની જયન્તીઓ થઇ અને એવા બીજા કેટલા યે પ્રસંગો આવ્યા કે જેમા સ્થાનકવાસી ભાઇઓએ જરામાત્ર પણ ભેદ બતાવ્યા સિવાય એકાકારથી સહકાર આપ્યો અને ભક્તિ અને પ્રેમ બતાવ્યો. એટલું જ શા માટે ? સ્થાનકવાસી સંઘના સેક્રેટરી ભાઇ ખીમચંદ વોરાએ અમારા સંબંધમાં જે હૃદયનો ભાવ જાહેરપત્રો દ્વારા પ્રકટ કર્યો છે, એ પણ શું એમના દિલની ઓછી વિશાળતા બતાવે છે ? ન કેવળ એમાં ભક્તિ અને પ્રેમ જ છે, એમાં એમના હૃદયનો સાચો શાસન પ્રેમ, અને ગુરુઓ પ્રત્યેની શ્રદ્ધા પ્રકટ થાય છે. આ રહ્યું તેમના હૃદયનું ચિત્ર :

" જગત પર પ્રતિક્ષણે જન્મ પામતી પ્રત્યેક ઘટના અમુક અબાધિત હિતને લક્ષ્ય કરતી હોય છે. સૂક્ષ્મમા સૂક્ષ્મ જગત પરની ઘટના સર્વાંશે ઉત્થાન માટે સંયોજિત થયેલ તત્ત્વો માટે નિર્ણિત થયેલ હોય છે.

" પ્રકાશાગારનું દિવ્ય સ્ફુલિંગ પ્રકટ થતાંજ એક વિભૂતિએ દૃઢ સંકલ્પ-બળ એકત્રિત કરી, ભારત વર્ષના દૂરના ખુણામાં રહેલા સિંધના અદૂલા પ્રદેશમા જીવદયા અને અહિંસાનો સંદેશ પ્રસરાવવા સંકલ્પ કર્યો. + + + +

છેલ્લાં સેંકડો વર્ષથી કોઇપણ જૈનસાધુએ સિંધમા આવવા હિંમત ધરેલી નહતી ! પરંતુ સિંધવાસી જૈનોના સદ્દભાગ્યે એક ધન્યક્ષણે શ્રી નાથુરામજી મહારાજના સંપ્રદાયના પૂજ્ય શ્રી ફૂલચંદ્રજી મહારાજે મહાવીરના પુનિત પગલે ચાલી લગભગ ૧૧૯૦ માઇલનો ઉગ્રવિહાર કરી કરાચી પધારી અને સિંધનું ક્ષેત્ર ખુલ્લું કરી તેમનુ નામ જૈન ઇતિહાસમાં સુવર્ણાક્ષરે કોતરાવ્યુ. તત્પશ્ચાદ્ પંડિતરત્ન આશુકવિ શ્રી ઘાસીલાલજી મહારાજ તથા મહાન્ તપસ્વી સુંદરલાલજી મહારાજ આદિ પણ નવ સાધુ કરાચી પધાર્યા અને શ્રી ફુલચંદજી મહારાજે ખોલેલું ક્ષેત્ર ખુલ્લું રાખ્યું.

" ચાલુ પુનિત વર્ષ સિંધના સદ્દભાગ્યે વિદ્વત્તાની પ્રતિમૂર્તિ સમા વિદ્વાન્ મુનિ શ્રી. વિદ્યાવિજયજી મહારાજ અત્રે પધાર્યા. સેંકડો માઈલનો ઉગ્રવિહાર કરી મારવાડ અને સિધના ધખધખતા રેગીસ્થાનોનો ખુલ્લા પગે અને મસ્તકે વિહાર કરી આજે આ મહાન્ મુનિવરો સિંધમાં પધાર્યા છે. એ એમનો અપૂર્વ સ્વાર્થત્યાગ અને જગકલ્યાણની અદ્દભુત ભાવનાવૃત્તિ છે.

" મહાન પુરુષોનું જીવનમાત્ર મુખ્યત્વે જગતકલ્યાણની ભાવનામા તદ્રુત સ્વરૂપે કેન્દ્રિત થયેલ હોય છે, અને જગજ્જનકલ્યાણ અર્થે તે કોઈ પણ પ્રકારના આત્મભોગને મોટો ગણતા નથી. જગત કલ્યાણની પ્રબળ ભાવનાવૃત્તિ એક ભાવનાશીલ વ્યક્તિને કેટલા પ્રબળ ઉત્સાહથી દૂર દૂર ખેંચી શકે છે, તેનો તાદૃશ્ય પુરાવો શ્રી વિદ્યાવિજયજીના ઉગ્રવિહારમાંથી વાસ્તવિક સ્વરૂપે ઉપલબ્ધ થાય છે.

" પરિચિત દેશ નિત્યની વિહારભૂમિનું ક્ષેત્ર અને પરિચિત શ્રાવક સમુદાયના સંસર્ગ વિનાના પ્રદેશમાં વિચરવાનું ખરેખર કઠીન હોય છે, આવા નિત્યના પરિચિત અને ભક્તના સંકીર્ણ પ્રદેશની સીમાનાં આવરણોને ભેદી

શ્રી વિદ્યાવિજયજી તથા શ્રી જયન્તવિજયજી આદિ પાંચ મુનિવરો ઉગ્રવિહાર કરી અત્રે પધાર્યા છે. એ વસ્તુમાંજ એમની કલ્યાણભાવના પ્રદર્શિત થાય છે.

" શ્રી **વિદ્યાવિજયજી** મહારાજની વૈરાગ્ય પ્રત્યેની અભિરુચિ તેમની તરુણાવસ્થામાંજ ઢળી હતી. એમણે અત્યંત તરુણાવસ્થામાં જ સંસારત્યાગનું ભીષણ વ્રત અંગીકાર કરેલું છે અને એમની બુદ્ધિપ્રગલ્ભતા, એમની અનુપમ વૈરાગ્યવૃત્તિ અને અદ્‌ભુત ધર્મભાવનાએ એમની કીર્તિની સુવાસ ચોતરફ વિસ્તરેલી છે.

" એમના આંતરિક અને બાહ્ય જીવનમાં આદર્શ સદ્‌ભાવના અને કલ્યાણ-ભર્યો આદર્શવાદ ભર્યો છે. એમના જીવનનું ધ્યેય જીવદયા જગ અને જન કલ્યાણની ભાવનામા તન્મય થયું છે. અને જગ કલ્યાણના કાર્ય માટે જીવ-દયાના પ્રચાર માટે જીવનમંત્ર નિર્ણિત કર્યો છે.

" એમની દૃષ્ટિ પણ એટલી વિશાળ છે કે સમાજ માટે એમને એકજ સ્વરૂપે પ્રવર્તતી પ્રેમ લાગણી હોય. ' આત્મવત્ સર્વ ભૂતેષુ 'નો જીવનમંત્ર જૈન શાસનમાંથી સંપૂર્ણ સ્વરૂપે તાદૃશ્ય થાય છે. અને વિદ્યાવિજયજી મહારાજનો જીવનમંત્ર પણ એજ છે.

" શ્રી વિદ્યાવિજયજી મહારાજે એમના અજોડ આત્મબળનો વિકાસ અનુપમ રીતે સાધ્યો છે, અને આત્મબળના અધિકતર વિકાસક્રમથી માનવ શક્તિની પ્રબળતા કેટલી ગહન બને છે, એ પ્રસંગ એમના આત્મબળથીજ તાદૃશ્ય થાય છે. + + +

" આવા મહાન્ મુનિવર આજે કરાચીના આંગણે પધાર્યા છે. તો એમની અદ્‌ભુત શક્તિનો લાભ લઈ સિંધમાં જીવદયાનો પ્રચાર વિસ્તૃત સ્વરૂપે કરવો એ પ્રત્યેક જીવદયાપ્રેમીનુ કર્તવ્ય થઇ રહે છે. ધાર્મિક અને વાસ્તવિક સત્યના આંદોલનના અભાવે આજે સિંધમાં ધર્મનાં વિશુદ્ધ તત્ત્વો પ્રાયઃ અંધકારમાં છે. ધર્મના નામે થતી જીવહિંસા પણ સિંધમાં વધારે પ્રમાણમાં છે. મહારાજશ્રીના વિહારના અનુભવે જણાયું છે કે સિંધપ્રાંતના લોકો બહુધા

શ્રદ્ધાળુ અને ધર્મ અને ધર્મગુરુ પ્રત્યે અત્યંત ભક્તિભાવ ધરાવે છે, પરંતુ ધર્મના શુદ્ધ અને વાસ્તવિક સ્વરૂપથી અજ્ઞાનપણું સર્વત્ર વિદ્યમાન છે અને એથી શાસ્ત્રીય રીતે અનેક યોજના ગ્રહણ કરી સમસ્ત સિંધમાં જીવદયાના પ્રચારકાર્યની પરમાવસ્યકતા છે.

"આદર્શ ભાવદયાથી પ્રેરાઈ શ્રી વિદ્યાવિજયજી મહારાજ તથા પુરાતત્વવેત્તા–શાંતમુર્તિ પ્રભાવશાળી શ્રી જયંતવિજયજી મહારાજ તથા સાધુરાજ શ્રી વિશાલવિજયજી આદિ ઠા. પાંચ અત્રે પધાર્યા છે.

"જગત કલ્યાણની આદર્શ ભાવનાથી પ્રેરાઇ Live and let live [ જીવો અને જીવવા દ્યો ] એ સર્વમાન્ય સિદ્ધાતના વિસ્તૃત પ્રચારાર્થ સિંધમાં જીવદયાના બહોળા પ્રચાર અર્થે આવા મહાન મુનિવરો કરાચીના આંગણે પધાર્યા છે. એવા ઉન્નતિક્રમના ઉદયકાળ સમયે સર્વ જીવદયાપ્રેમીઓએ આ સર્વમાન્ય સિદ્ધાંતોના વિસ્તૃત પ્રચારાર્થે એકત્રિત થઈ સિંધમાં જીવદયાનો બહોળો પ્રચાર કરવા માટે કટિબદ્ધ થવું ઘટે.

'જૈન જ્યોતિ' તા. ૨૬ જૂન ૧૯૩૭.

આવીજ રીતે સ્થાનકવાસી સંઘના એક આગેવાન કચ્છી ગૃહસ્થ શેઠ લાલચંદ પાનાચદે પણ પોતાની ભક્તિ અને પ્રેમ જે શબ્દોમાં વ્યક્ત કર્યો છે, તે તેમના શબ્દો આ છેઃ

પરમપવિત્ર પુણ્યભૂમિ મા ભારતી
સુજવતી અટલ યોદ્ધાઓ,
યુદ્ધવીરાંગનાઓ,
શિવાજી પ્રતાપ અને પૃથ્વીરાજ,
ઝાંસીની વીર રમણી લક્ષ્મીબાઇ,
ગાર્ગી, મૈત્રી, સુલસા ને સતી સીતા.

ઉતારતી અવની પર જુગ જુગના
અંધારા ભેદવા જ્યોતિસમા
યોગીરાજ બુદ્ધ શંકરાચાર્ય,
અને ભગવાન મહાવીરને.
માતા, આજે એ વીરો ગયા છે,
એનાં તપ ને તાજ ભૂલાયા છે.

મહાવીર દેહી હતા તે સમયે
જગત ઉન્નતિના શિખરે વીરાજતુ હતુ,
અહિંસાનો ધ્વજ ચારે દિશ ફરકતો હતો;
વાતાવરણ નિર્ભય હતું,
પ્રાણીમાત્ર સુખી હતા.
મા! ઉદય પછી અસ્ત જ હોય ને!

સૂર્ય ધીમે ધીમે નીચે ઉતરતો ગયો,
સંધ્યા આવી ને રહી,
પ્રકૃતિએ જગત પર કાળી ચાદર પાથરી,
જગત કર્મહીન બનીને ઘોર નિદ્રામાં સૂતું.

મહાવીરના ભક્તોમા શિથિલતા આવી.
મહાવીરનો માર્ગ તેમને કપરો લાગ્યો.
સુખના સાધનો શોધાયાં.
ત્યાગ ઓસરતો ચાલ્યો.
જગ કલ્યાણની ભાવના ઝાંખી થઇ.

વીરના સંદેશ ને આદેશ વિસરાયાં.
રિપુ પર વિજય મેળવવાનાં
દિવ્ય શસ્ત્રો પર કાટ ચડવા લાગ્યો;

પછી તો મધ્યરાત્રિ થઈ,
તિમિર વધુ ને વધુ ઘેરૂ બન્યુ.

ધર્મ-કર્મ દુકાને મૂકાયા.
સત્ય અને અહિંસાના અર્થ અવળા યોજાયા.
અલબત્ત! રાત્રિના આ ભીષણ તાડવમા
કંઈક તારલાઓ ચમકીને ચાલ્યા ગયા,
પણ મા! રાત્રિ યે કયા અમરત્વ લઇને આવી છે?

પરોઢનો સમય થયો:—
ચંદ્ર નહિં, સૂર્ય પણ નહિં,
આંધળી બની ગયેલી જગતની આખને
આજે તેજ જોઈતા હતાં.
સુપ્ત થઈ ગયેલા આભાસોને જગાડનાર,
ઢઢોળનાર કોઈ વીરાની જરૂર હતી.

એના પુન્ય—પ્રતાપે એ વીર એને મળ્યો,
તે મહાપુરૂષે લોકોને જાગ્રત કર્યાં.
જગતે એ વીર પુરૂષનાં દર્શન કર્યાં.
જો કે તેનામાથી યૌવન ઓસરી ગયુ છે-
તો પણ જુવાનને શરમાવે તેવી
એનામા અમર યૌવનની તેજસ્વિતા છે, ચમકાર છે.

મહાન પયગંબરોને પણ જગત
પોતાના નિયમ પ્રમાણે શંકાશીલ દૃષ્ટિએ જૂએ છે.
પરંતુ જેને અહોનિશ કર્તવ્યમાજ મગ્ન રહેવું હોય
તેને જગતના માન અપમાનની શી પરવા?
જગત બારીક નિરીક્ષણ કરે—વિચારે. કારણ—

વર્ષોથી વિસરાયેલા ત્યાગમાર્ગને સાફ કરતો.
ભૂલા પડેલા જગતને માર્ગ દાખવતો,
એ મહાપુરૂષ આગળ વધી રહ્યો છે.
અહિંસા અને સત્યની પરાકાષ્ઠાએ પહોચેલા
એ દિવ્ય પુરૂષને ડગલે ડગલે
૨૫૦૦ વર્ષ પૂર્વના ચમકારની ઝાંખી થાય છે.

જે માર્ગે આ દિવ્ય પુરૂષ જઈ રહ્યો છે,
તે માર્ગ વીર ભગવાન મહાવીરનો છે.
પ્રાણીમાત્ર પ્રત્યે પ્રેમથી પેખતો,
કર્મયોગના ધોરી માર્ગે વિચરતો
એ પવિત્ર પુરૂષ કોણ હશે ?
જેને ખીતાબ યે નથી,

આગળ પાછળ પૂંછડાનો ભાર પણ નથી,
પદવીની અભિલાષા નથી,
એવો એ નરપુંગવ '**વિદ્યાવિજય**',
જે જીવનના પંથે પ્રકાશ પાથરે છે.
એ પ્રેમળ જ્યોતિના તેજ અમર રહો !

'જૈન જ્યોતિ' તા. ૯ ઓકટોબર ૧૯૩૭

મારા જેવા એક અદના ભિક્ષુકને માટે ઉપરના બન્ને સ્થાનકવાસી મહાનુભાવોના શબ્દો ખરેખર વધારે પડતા છે. મારા જેવા એક નાચીજ સાધુને–ભિક્ષુકને આટલી ઉંચી દૃષ્ટિએ જોવો, એ સિવાય કે એ મહાનુભાવોના હૃદયની વિશાળતા, બીજું શું કહી શકાય ?

શેઠ લાલચંદભાઇએ ન કેવળ આમ શબ્દો દ્વારાજ, પરન્તુ શેઠ લાલચંદભાઇના આખા યે કુટુંબે અત્યાર સુધી અમારા પ્રત્યે ભક્તિભાવ

બતાવવામાં જે સક્રિય ભાગ લીધો છે, એ તો ઘણોજ કહેવાય. તેમનાં વયોવૃદ્ધા ધર્મપત્ની માણેકબહેન ભાગ્યેજ કોઇ દિવસ હશે કે વ્યાખ્યાનમાં તો શું, બપોરે પણ સાધુઓને વંદન અને જ્ઞાનચર્ચા માટે મહિલા સમાજની બીજી કાર્યકર્ત્તા બહેનોને કે પોતાની દીકરીઓને લઇને નહિં આવ્યાં હોય ! એટલુંજ નહિં પરન્તુ, અમે મંદિરમાર્ગી સાધુ અને મંદિરમાર્ગીના ઉપાશ્રયમાં ઉતરેલા હોવા છતાં, વંદન કરવા આવનારા અતિથિઓને દિવસના દિવસો અને કોઇ કોઇને તો મહિનાઓ સુધી પોતાને ત્યાં રાખીને તેમણે સ્વામિભાઇઓની ભક્તિનો પણ અપૂર્વ લાભ લીધો છે.

આવીજ રીતે શેઠ ભગવાનલાલ રણછોડદાસના આખા કુટુંબે પણ ઘણી ભક્તિ બતાવી છે; તેમાં તેમનાં માતુશ્રી મણિબા, એ તો ખરેખર ' **બા** ' જ છે. એમની શ્રદ્ધાળુતા, એમની ભકિત, એમની મીઠી વાણી, એમનું શુદ્ધ હૃદય કોઇના ઉપર પણ અસર કર્યા વગર નથી રહેતું. ' **બા** ' શેઠ ભગવાનલાલનાં હોવા છતાં તેઓ આખી કોમનાં જાણે ' **બા** ' છે.

ઉપરની બાબતો ઉપરથી એ સમજવું બિલકુલ સહેલું છે કે કરાચીનો સ્થાનકવાસી સંઘ કેટલો ભકિતવાળો અને પ્રેમવાળો છે.

### વહિવટ

**સ્થાન**કવાસી સંઘનો વહિવટ બંધારણ પૂર્વકની મેનેજીંગ કમીટી અને જનરલ કમીટી દ્વારા ચાલે છે. લવાજમની આવક અને બીજી પ્રસંગોચિત મદદોથી એમની સંસ્થાઓ ચલાવવામાં આવે છે. સંઘમાં શ્રીમન્તો સારા છે. એટલે આવક સારી થાય, એ સ્વાભાવિક છે. અત્યારે જે કમીટી છે, એના પ્રમુખ શેઠ છગનલાલ લાલચંદ હતા. તેમનો સ્વર્ગવાસ

થતાં તેમની જગ્યાએ ભાઇ ખીમચંદ માણેકચંદ શાહ ચૂંટાયા છે. ખીમચંદ શાહ કરાચી મ્યુનીસીપાલીટીના કોરપોરેટર છે અને સારી લાગવગ ધરાવે છે. સેક્રેટરી ભાઇ ખીમચંદ વોરા છે, કે જેમનો પરિચય આપી ચૂકયો છું.

### કુસંપ

આવા વ્યવસ્થિત, શ્રીમન્ત અને ધર્મશીલ સંઘમાં કોઇ કમનસીબે કુસંપ પેસી ગયો છે, એ ખરેખર દુઃખનો વિષય છે સ્થાનકવાસી સંઘના આ કલેશના મૂળ કારણનો કોઈ અભ્યાસ કરે તો તેને સ્પષ્ટ જણાય કે 'હાલાઇ' અને 'ઝાલાવાડી' તરીકેના અભિમાનમાંથી ઉત્પન્ન થએલી સત્તાની ભાવના સિવાય બીજું કંઇ જ નથી. ખરી રીતે સ્થાનકવાસી સંઘની પાસે એવી મોટી કોઇ મિલકત-મૂડી નથી. એવી મોટી કોઇ સંસ્થાઓ નથી કે જેની સત્તા ભોગવવામાં કંઇ મહત્ત્વ હોઇ શકે. સાધારણ એક ઉપાશ્રય, પાઠશાળા અને કન્યાશાળા આ માત્ર મિલકત. એવા અનેક નોકર-ચાકરો યે નથી, કે જેના ઉપર આધિપત્ય ભોગવવામાં રસ પડે. નોકરમાં પાઠશાળાઓને ભણાવનાર એક બે શિક્ષક-શિક્ષિકાઓ અને ઉપાશ્રયનું ઝાડુ કાઢનાર એકાદ ભૈયો. છતાં આવો કલેશ અને તે પણ શિક્ષિત અને સમજદારોની વચ્ચમાં કલેશ, એ સિવાય કે હાલાઈ-ઝાલાવાડી તરીકેનું ખોટું મમત્વ, બીજું શું કહી શકાય? કહેવાય છે કે આ કલેશની ઉત્પત્તિ શ્રીમાન્ ઘાસીલાલજીના સમયમાં થઈ હતી. પરન્તુ સાધુઓના નિમિત્તે ગૃહસ્થોએ આપસમાં કલેશ કરવો, એ શોભાદાયક ન કહી શકાય. સાધુઓ તો બે ચાર મહિનાના મહેમાન, જ્યારે ગૃહસ્થોએ તો કાયમ ભેગા રહેવાનું.

રાગદ્વેષની વૃત્તિઓ જેમ જેમ વધે છે, તેમ તેમ તેમાંથી અનેક અનર્થો ઉભા થાય છે. ભલે ગમે તેવો ગુણવાન માણસ પણ

અનીતિના છેલ્લે પાટલે બેસે છે. દુરાગ્રહ, વૈરવૃત્તિને ઉભી કરે છે, સફેદને કાળું બતાવે છે અને ધર્મનાં કાર્યોમાં પણ વિઘ્ન નંખાવવાની દુર્વૃત્તિ ઉભી કરાવે છે. આવું જ આ કલેશમાંથી ધીરે ધીરે ઉત્પન્ન થઇ રહ્યું છે.

અહિંના કલેશના પરિણામે જે પાર્ટીઓ પડી છે, તે ખુલ્લં ખુલ્લા 'હાલાઇ' અને 'ઝાલાવાડી'ની છે. થોડાક કચ્છી ભાઇઓ 'હાલાઇ'માં ભળેલા છે, તો થોડાક ભાવસાર ભાઇઓ 'ઝાલાવાડી'માં છે. પણ પાર્ટી બે સ્પષ્ટ દેખાય છે. આ કલેશના લીધે ઘણું નુકસાન થઇ રહ્યું છે, જે સંસ્થાઓ સંયુક્ત શક્તિથી ચાલી રહી છે, એવી સંસ્થાઓમાં પણ હુંસાતુસી પેઠી છે અને કદાચ ધીરે ધીરે એ સંસ્થાઓની હયાતી પણ ભયમાં આવી પડે.

પ્રયત્નો

આ કલેશથી અંગત કોઇને નુકસાન થતું હોય એવું નથી દેખાતું, જે કંઇ નુકસાન થાય છે, તે ધાર્મિક કાર્યોમાં જ અને સામાજિક સંસ્થાઓમાંજ. આ કલેશને મટાડવા માટે, અમે કરાચી આવ્યા ત્યારથી બરાબર પ્રયત્ન થતો રહ્યો છે. બન્ને પક્ષના આગેવાનોનો અમારી પ્રત્યે ભક્તિભાવ કેટલો બધો છે, એ તો હું ઉપર બતાવી ચૂક્યો છું અને તેજ કારણે ઘણા ભાઇઓના આગ્રહથી કોઇ કોઇ તટસ્થ ગૃહસ્થોને વચમાં રાખી સમાધાનીનો પ્રયત્ન કરવામાં આવ્યો. પરન્તુ હજુ તેનો કાળ પાક્યો નહિ હોય કે ગમે તે કારણે સમાધાન નથી થઇ શક્યું, એ દુઃખનો વિષય છે. છેલ્લામાં છેલ્લો પ્રયત્ન હમણાં ભગવાન મહાવીર સ્વામીની જયન્તીના પ્રસંગે પણ કરવામાં આવ્યો. કારણ કે સમાધાન થવામાં આડખીલીરૂપ જે કેસ કોર્ટમાં અહિંના એક પત્રકાર ઉપર ચાલતો હતો, તે પત્રકારે દિલગીરી જાહેર કરવાથી કેસનું સમાધાન થઇ ગયું હતું. મંદિરમાર્ગી

સંઘના પ્રમુખ શેઠ છોટાલાલ ખેતસી, કે જેઓ સ્થાનકવાસી સંપ્રદાયના નથી, તેમજ એમની બાહોશી અને એમની તટસ્થવૃત્તિ માટે કરાંચીની બધી કોમોને માન છે, તેઓનો સાથ લઇ કોશિશ કરવામાં આવી; પરન્તુ આ પ્રયત્નમાં પણ સફળતા મળી નથી.

એટલે હજી સમાધાનના માટે, જૈન ધર્મના નિયમ પ્રમાણે પાંચ કારણોનો સમન્વય નહિં થયો હોય, એ સિવાય બીજું શું કહી શકાય ?

**મનુષ્ય-સ્વભાવ.**

સંસારમાં બનતા આવા પ્રસંગોનો જ્યારે બહુ ઉંડો અભ્યાસ કરીએ છીએ ત્યારે આપણને સમજાય છે કે આવી બાબતોમાં કે બીજી દરેક બાબતમાં મનુષ્ય સ્વભાવની વિચિત્રતા કામ કરી રહેલી હોય છે. સમાજનો મોટો ભાગ બહુ સરળ, સજ્જન અને શાંતિપ્રિય હોય છે; પરન્તુ દરેક સમાજમાં કોઇ કોઈ વ્યક્તિ એવી હોય છે કે જેઓ કંઇ ને કંઈ બખેડા કરવામાં જ ખુશી હોય છે. અને તેવાઓના લીધે આખી સમાજને સંડોવાવું પડે છે, તેમ બદનામ થવું પડે છે. મારું અનુમાન જો ખોટું ન હોય તો મને તો લાગે છે કે સ્થાનકવાસી ભાઇઓના આ કુસંપમાં પણ આવી જ કોઇ વ્યક્તિઓનો દોરીસંચાર કદાચ કામ કરી રહ્યો હશે. પરન્તુ એના લીધે આવો એક શાણો સંઘ નિંદાય અને ધર્મની પ્રવૃત્તિથી વંચિત રહે એ ખરેખર દુઃખનો વિષય કહેવાય.

બીજું કારણ એકબીજા પ્રત્યેનો ભય અને અવિશ્વાસનું પણ હોઇ શકે છે. ઘણી વખત માણસોને ચોક્કસ માણસો પ્રત્યે અવિશ્વાસ બેસી જાય છે. અને તેમાંથી ભય ઉત્પન્ન થાય છે. ફલાણો માણસ સીધું ઉતરવા દેજ નહિં, અથવા ફલાણો માણસ અમને ફસાવશે, આવી લાગણીઓ ઉત્પન્ન થાય છે. એટલે સમાધાનની ભાવના હોવા છતાં પણ અવિશ્વાસ અને ભયથી તેનાથી દૂર રહેવાનું લોકો કરે છે.

મને તો લાગે છે કે જો સ્થાનકવાસી ભાઇઓનો આ કલેશ જલદી ન મટે તો જે સ્થાનકવાસી સંઘે પોતાના ત્યાગી સાધુઓને સિંધમાં લાવવાનો યશ પ્રાપ્ત કર્યો છે, તેજ સ્થાનકવાસી સંઘ સ્થાનકવાસી સાધુના સિંધમાં આવવા માટેનાં તાળાં દેવાનો અપયશ પણ કદાચ માથે વ્હોરી લેશે; કારણ કે જે સમાજમાં સંપ ન હોય અને જ્યાં એક બીજાની સ્હામે આંખો લઢતી હોય અને જ્યાં ગુરૂઓનું માન ન જળવાતું હોય, ત્યાં ભયંકર કષ્ટો ઉઠાવીને કોણ આવવાનું સાહસ કરે? સાધુઓને ઉપદેશ આપવાના ક્યાં ક્ષેત્રો ઓછાં છે?

શાણાઓને વધુ શું સમજાવાય? બન્ને પક્ષના આગેવાનોના મારા પ્રત્યેના ભક્તિભાવે જ મને આટલું પણ લખવાની પ્રેરણા કરી છે. સંપ કરીને શાસનને શોભાવે એજ અભિલાષા ! !



—: ૨૦ :—

## મૂર્તિપૂજક સંઘ.

કરાચીમાં જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજકોની લગભગ પંદરસો માણસોની વસ્તી કહી શકાય. પાંત્રીસેક વર્ષ ઉપર બનેલું રણછોડલાઇનમાં વોરા પીરની પાસે મધ્યમ સ્થિતિનું એક સુંદર મંદિર છે. જેમાં પાર્શ્વનાથ ભગવાન મૂલનાયક છે. મંદિરની એક તરફ એક મ્હોટા વિશાળ કમ્પાઉંડમાં બે ત્રણ ન્હાની કોટડીઓ સાથે મોટો અને ખુલ્લો વ્યાખ્યાન હોલ છે. મંદિરની બીજી બાજુએ સારી સગવડતાવાળો એક ઉપાશ્રય છે. તે નીચે પાઠશાળા અને કન્યાશાળા ચાલે છે. ઉપાશ્રય અને વ્યાખ્યાન હોલની સાથેજ સડક ઉપર કેટલીક દુકાનો છે કે જેના ભાડાની આવક સારી થાય છે.

એક પ્રકરણમાં કહેવામાં આવ્યું છે તેમ, લગભગ સો વર્ષથી આવેલા જૈનોએ ધીરે ધીરે પોતાની આ સંપત્તિ બનાવી છે.

કરાચી એવું સ્થાન નથી કે જ્યાં યાત્રા-

ળુઓ આવતા હોય અને સંઘને આવક થતી હોય, સાધારણુ રીતે દુકાનોનાં ભાડાં, પજુસણુ વિગેરે તહેવારોમાં થતી બોલી અને ભંડાર–એ આવકનાં સાધનો છે. જુદા જુદા ખર્ચને પહોંચી વળવા આ સાધનો કાફી છે.

## વહીવટ

એક સમય હતો કે જ્યારે અહિંનો સંઘ બહુ ન્હાની સંખ્યામાં હતો. તે વખતે સંઘનો વહીવટ કાળા ગલાવાળા શેઠ પ્રાગજીભાઇ ખેતાવાળા, શેઠ વસ્તાભાઇ પંચાણુ અને મારવાડી ગૃહસ્થ શેઠ ભગવાનદાસજી વિગેરે ચાર પાંચ ગૃહસ્થો કરતા હતા. સમય પલટાયો. નવયુવકોમાં જાગૃતિ આવી. જુની પ્રથાનો વિરોધ થયો અને તેમ થતાં તા. ૫ મી માર્ચ ૧૯૨૨ ના રોજ સંઘના અગ્યાર ગૃહસ્થોની કામ ચલાઉ વ્યવસ્થાપક કમીટી સંઘે મુકરર કરી અને તે દિવસથી સંઘની મિટીંગોની નોંધો વિગેરે રાખવાનું શરુ થયું.

તે પછી તા. ૨૪–૬–૨૩ ના રોજ સંઘે એક ઠરાવ કરીને કોમવાર પ્રતિનિધિઓનું વ્યવસ્થાપક મંડળ, જેમાં ૨ કચ્છી, ૧ મારવાડી, ૧ ગુજરાતી, ૫ હાલાઇ અને ૬ ઝાલાવાડી–એમ ૧૫ ગૃહસ્થો રહે, એવું ઠરાવ્યું. તે પછી તા. ૧૫–૭–૨૩ના દિવસે વ્યવસ્થાપક કમીટીએ ધારા ધોરણો મંજૂર કર્યા અને તા. ૨૯–૭–૨૩ના રોજ આખા સંઘે મળીને એ ધારા ધોરણોને બહાલી આપી. આ પ્રમાણે પદ્ધતિસરના નિયમપૂર્વક સંઘનો બધો વહીવટ, વ્યવસ્થાપક કમીટી અને જનરલ કમીટી, જેમાં આખા સંઘનો સમાવેશ થાય છે, દ્વારા ચાલે છે. અત્યારે જે 'વ્યવસ્થાપક કમીટી' સંઘનો વહિવટ કરી રહી છે, તેના સભ્યો આ છે:

| | | |
|---|---|---|
| શેઠ છોટાલાલ ખેતસી | ઝાલાવાડી | પ્રમુખ |
| શ્રી. મણીલાલ લહેરાભાઇ મહેતા | ઝાલાવાડી | સેક્રેટરી |

| | | |
|---|---|---|
| શેઠ ખીમચંદ જે. પાનાચંદ | ઝાલાવાડી | મેમ્બર |
| શેઠ ખેતશીભાઇ કાળા ગલા | ઝાલાવાડી | ,, |
| ,, મોહનલાલ કાળીદાસ માળીયાવાળા | હાલાઇ | ,, |
| ,, મોહનલાલ વાઘજી | હાલાઈ | ,, |
| ,, માણેકચંદ નાનજી ગાંધી | હાલાઈ | ,, |
| ,, મોહનલાલ કાળીદાસ શાહપુરવાળા | હાલાઈ | ,, |
| ,, ગાંગજીભાઈ તેજપાળ | કચ્છી | ,, |
| ,, પાનાચંદ કેશવજી | કચ્છી | ,, |
| ,, ચુનીલાલ ભૂલાભાઈ | ગુજરાતી | ,, |
| ,, મૂલજીભાઈ જીવરાજ માંગલોરવાળા | | ,, |

એ પ્રમાણે વર્તમાનમાં ૧૨ ગૃહસ્થોની કમીટી 'વ્યવસ્થાપક મંડળ' તરીકે કામ કરે છે. આ કમીટી છેલ્લાં કેટલાંક વર્ષોથી કામ કરી રહી છે, એટલે મધ્યમ વર્ગ તેની નવી ચૂંટણી કરવા માટે ઉહાપોહ કરી રહ્યો છે.

સ્થાનકવાસી સંઘની માફક, મૂર્તિપૂજક સંઘમાં પણ ધાર્મિક દૃષ્ટિએ બધા એક હોવા છતાં હાલાઇ અને ઝાલાવાડી તરીકે અંદરથી મતભેદ અવશ્ય દેખાય છે. છતાં જરુરી કાર્યો પ્રસંગે નમતું મૂકી ચલાવી લેવામાં આવે છે. એટલે ઘણી વખત '**लाठी उसकी भेंस**' બની જાય, એ સ્વાભાવિક છે.

## સંસ્થાઓ

શ્વેતામ્બર મૂર્તિપૂજક સંઘમાં એવી કોઇ સંસ્થા નથી કે જેના સંબન્ધમાં ખાસ ઉલ્લેખ કરી શકાય. જે કોઇ સંસ્થા છે, તે ધાર્મિક

'પાઠશાળા' અને 'કન્યાશાળા' છે. જો કે આ પાઠશાળાઓ સંઘની જ હોવા છતાં, તેના વહીવટ માટે જુદી રકમ અને જુદી કમીટી મુકરર છે. સારી સંખ્યામાં બાળકો અને બાળાઓ અભ્યાસ કરે છે. તેની સાથે મોટી ઉમરની બહેનો માટે પણ એક વર્ગ ચાલે છે. જે 'શ્રાવિકા શાળા' તરીકે ઓળખાય છે. બહેનોનો અભ્યાસ પ્રકરણો સુધી સારો પહોંચ્યો છે. અને બહેનો અભ્યાસમાં ઉત્સાહ પણ સારો રાખે છે. આ નિમિત્તે ૫-૫૦ બહેનો નિયમિત બપોરનો સમય ઉપાશ્રયમાં ગાળે છે. સામાયિક કરે છે અને સાથે સાથે અભ્યાસ પણ કરે છે.

કરાચી, ગુજરાત કાઠિયાવાડથી દૂર અને એક તરફ પડી ગએલું હોવાથી, તેમજ આવનારને અહિં ખર્ચ પણ વધુ થતું હોવાથી કોઇ સારો ધાર્મિક શિક્ષક અહિં આવવાનું સાહસ કરતો નથી. અને કરે છે તો ખર્ચ અથવા એવાં કારણોથી ટકી શકતો નથી. અને સારા અનુભવી યોગ્ય શિક્ષકના અભાવે આ સંસ્થાની જોઇએ તેવી પ્રગતિ પણ થતી નથી. છતાં છેલ્લાં પચ્ચીસ વર્ષથી આ સંસ્થા ચાલી રહી છે, અનેક બાળક બાળાઓમાં કંઈ ને કંઈ ધાર્મિક જ્ઞાન પ્રચાર કરે છે અને ધાર્મિક સંસ્કારો નંખાય છે, એ ખુશી થવા જેવું છે. હવે તો એજ્યુકેશન બોર્ડ-મુંબઇની પરીક્ષાઓ પણ અપાવવામાં આવે છે.

સંસ્થાનો વહીવટ કરનારી કમીટીમાં એક બે એવા ગૃહસ્થોની જરૂર છે કે જેઓ વ્યાવહારિક કુશળતા રાખવા સાથે ધાર્મિક શિક્ષણમાં પણ સારા શિક્ષિત હોય. ઘણી વખત જોવાયું છે કે ધાર્મિક જ્ઞાનનો સારા અનુભવી શિક્ષકની સાથે ધાર્મિક જ્ઞાનના બિનઅનુભવી સંચાલકનો મેળ ખાતો નથી અને તેના લીધે કેટલીક વખતે શિક્ષકોના દિલ ઉચક બની જાય છે. પરિણામે તે જલદી સ્થાન છોડવાનો વિચાર કરે છે. આવું ઘણે સ્થળે બને છે. આ વસ્તુ ઉપર પણ આ સંસ્થાની કમીટીએ ધ્યાન આપવું

જરૂરનું છે. શ્વેતામ્બર મૂર્તિપૂજક સંઘમાં વ્યાવહારિક જ્ઞાનની સાથે જૈનધર્મનું સારૂં જ્ઞાન ધરાવનાર ભાઇ ખુશાલભાઇ વસ્તાચંદ છે. તેઓ વયોવૃદ્ધ છે, સારા અનુભવી છે, ઉપરાન્ત જૈન તત્ત્વજ્ઞાનના સારામાં સારા અભ્યાસી છે. આ ધાર્મિક સંસ્થાઓની દેખરેખનું કામ જો તેઓ હાથમાં લે તો સંસ્થાઓને સારો લાભ થાય, એવું મારું માનવું છે.

## ધાર્મિક મનોવૃત્તિ

અત્યારના જડવાદના જમાનામાં પણ જૈનધર્મના અનુયાયિઓમાં ધાર્મિક ભાવના હજુ પણ જોવાય છે. અને તેમાં યે શ્વેતામ્બર મૂર્તિપૂજક સંઘમાં ધાર્મિક કાર્યો નિમિત્તે ખર્ચ કરવાનું ક્ષેત્ર ઘણું વિશાળ હોવા છતાં, તેને ઉત્સાહથી પહોચી વળે છે. ગુજરાત, કાઠિયાવાડ, મારવાડ, મેવાડ, આદિ દેશો, કે જ્યાં સાધુઓ અને સાધ્વીઓ વિચરતા જ રહે છે, ત્યાં વખતો વખત વરઘોડા, ઉજમણાં, ઉપધાન, અટ્ઠાઇ મહોત્સવ, શાન્તિસ્તાત્ર, પહાડોની રચના, સંઘો, સ્વામીવાત્સલ્યો અને પ્રતિષ્ઠાઓ વિગેરે કાર્યો થતાંજ રહે છે. આ સિવાય ઉપરના દેશોમાં લગભગ પ્રત્યેક ગામમાં ન્હાની મ્હોટી ક્રિયાઓ નિયમિત પ્રતિવર્ષને માટે બંધાએલી હોય છે. અમુક ગૃહસ્થ તરફથી ઓળી થાય, અમુક ગૃહસ્થ તરફથી અમુક સમયે સ્વામીવાત્સલ્ય થાય, અમુક ગૃહસ્થ તરફથી અટ્ઠમનાં કે અઠ્ઠાઇનાં પારણાં થાય. પ્રતિવર્ષ કલ્પસૂત્રનો કે ચૈત્યપરિપાટીનો વરઘોડો તો નિકળવોજ જોઇએ. અને દેરાસરની વર્ષગાંઠના દિવસે પૂજા, રોશની, સ્વામીવાત્સલ્ય એવું તો થવું જ જોઇએ. આમ આખા વર્ષની અમુક અમુક સમયની ધાર્મિક ક્રિયાઓ કોઇ કોઇ વ્યક્તિ તરફથી અથવા સંઘ તરફથી બંધાએલીજ હોય છે; એટલુંજ નહિ પરન્તુ, ઘણી ક્રિયાઓના ખર્ચ નિમિત્તે અમુક અમુક ગૃહસ્થો તરફથી રકમો મૂકાએલીજ હોય છે, એટલે તેના વ્યાજમાંથી તે તે દિવસે તે તે ધાર્મિક કાર્યો થયાજ કરે.

આ ઉપરાન્ત કોઇએ કંઇ તપસ્યા કરી હોય તો તેના નિમિત્તે ઉજમણું અને બીજા ઉત્સવો માટે દૂરથી પણ મુનિરાજોને વિનતિ કરીને લાવે અને સારા ઉત્સાહપૂર્વક તે તે ઉત્સવો ઉજવે.

કરાચીના મૂર્તિપૂજક સંઘમાં પ્રતિવર્ષ માટે આવો કોઇપણ દિવસ મુકરર થયો હોય, એવું દેખાતું નથી. નથી કોઇ વ્યક્તિ તરફથી અથવા નથી સંઘ તરફથી. બેશક કોઇ બે ચાર આગેવાનો તૈયાર થઇ, ફરી, મહેનત કરી ટીપ કરીને કોઇ કાર્ય કરવા ધારે તો થઇ પણ જાય. પરન્તુ કોઇ પણ ધાર્મિક કાર્ય સ્વતંત્ર રીતે કોઇ પોતાના તરફથી કરે, એવી વૃત્તિ બહુ ઓછી જોવાય છે. એટલું જ નહિં પરન્તુ સાધુઓને વંદન આદિ નિમિત્તે આવનારા મેમાનોનો ' અતિથિ સત્કાર ' કરવાની ગૃહસ્થધર્મોચિત વૃત્તિ, જે કાઠિયાવાડમાં દેખાય છે, તે વૃત્તિ, જો કે તેના તેજ કાઠિયાવાડી હોવા છતાં પણ અહિં બહુજ ઓછી જોવાય છે.

આવી વૃત્તિઓ કેળવાઇ જવામા અથવા આવો રિવાજ પડવામાં કેટલાક લોકો ભૂમિનો પ્રભાવ બતાવે છે, પરન્તુ અમને તો મુખ્ય આ કારણો જણાય છે :

એક તો અત્યાર સુધી અહિંના લોકોની દાનવૃત્તિ કેળવાય, એવા ઉપદેશક મુનિરાજોના સમાગમનોજ અભાવ રહ્યો છે; બીજું, ' કરાચીમાં જૈનોનું સ્થાન ' એ પ્રકરણમાં કહેવામાં આવ્યું છે તેમ, અહિંના જૈનોમાં ' ગર્ભશ્રીમંતાઇ ' બહુ ઓછી છે. એટલે કે જુના વખતથી ચાલી આવતી હોય. એવી શ્રીમંતાઈ ઓછી દેખાય છે. ત્રીજું કારણ એ પણ છે કે અહિંનો વ્યાપાર જ એવો છે કે જેમાંથી દિલની દિલાવરતા બહુ ઓછી કેળવાય. ચોથું કારણ પ્રાન્તીય ભેદમાં ઓતપ્રોત થઇ જવાના કારણથી, એક બીજા પ્રત્યેના આક્ષેપોનો–ટકોરાઓનો ભય પણ કંઇક પેસી ગયો છે : ' હું બે પૈસા ખર્ચ કરીશ, તો બીજાઓ આક્ષેપ કરશે અથવા મારા

કાર્યમાં કેમ અપયશ મળે, એવા બીજાઓ તરફથી પ્રયત્નો કરવામાં આવશે તો?' આવો ભય પણ પેસી ગયો છે. આ સિવાય સ્વભાવ-વિચિત્રતાનું પણ કંઇક કારણ હોય. એટલે કે 'ટીપ થશે તો મારે બે પૈસા ભરવા પડશે' એવા કારણે ટીપ ન થવા દેવાના પ્રયત્ન કરનારા પણ કદાચ કોઇ હોય; પરન્તુ સ્વભાવવિચિત્રતા એ તો સંસારભરમાં હોય છે. એક સરખા સ્વભાવી માણસો બધા હોઇ શકેજ નહિં. એટલે ઉપરનાં બધાં કારણો પૈકી મને તો એવા પ્રકારના **ઉપદેશના અભાવનું** જ મોટું કારણ જણાય છે. એનું પ્રમાણ એ છે કે અમારી સ્થિતિ દરમીયાન જ્યારે જ્યારે જે જે કંઇ ઉપદેશ આપવામાં આવ્યો, ત્યારે ત્યારે અહિંના ન્હાના મોટા તમામ ગૃહસ્થોએ ઉદારતાથી ભાગ લીધો છે, અને ઘણાં કાર્યો તો **એક એક વ્યક્તિએ** પણ સારી સારી રકમો ખરચીને કર્યાં છે, અને બધાઓએ સાથ આપી તે તે કાર્યોને શોભાવ્યાં છે.

### સૌનો સહકાર

આજે આખા જગતમાં ન્હાના મ્હોટાઓની વચમાં વૈમનસ્યની દીવાલો ઉભી થએલી જોવાય છે, પરન્તુ એ તો સાદી સમજની વાત છે કે બન્નેમાં જેટલો સહકાર વધારે રહેશે, તેટલાંજ ધર્મ, સમાજ કે રાષ્ટ્રનાં કાર્યો વધારે સાધી શકાશે. જરૂર છે માત્ર બન્નેને સમજવાની. બન્નેનાં માનસો જુદાં જુદાં હોવા છતાં સમય ઉપર બન્નેની જરૂર પડે છે. એટલા માટે 'યુવક માનસ'ને હાથમાં રાખવા જે જે કરવું ઘટે, તે તે મ્હોટા-ઓએ કરવું જરૂરનું છે. મ્હોટાઓ પોતાના મોટપણનો જો ખ્યાલ રાખે અને થોડુંક દિલ ઉદાર રાખે તો ન્હાના પ્રાણ પાથરવા પણ કેટલાક તૈયાર થાય તેવા હોય છે. આગેવાનોની આગેવાની સમુદાયથી શોભી શકે છે. 'મોરની શોભા પીછાંથી છે,' એ કહેવતમાં રહસ્ય જરૂર છે.

મધ્યમ કે જેને ન્હાનો વર્ગ કહેવામાં આવે છે, તેમણે પણ પોતાનું કર્તવ્ય સમજવાની જરૂર છે. આર્થિક પ્રસંગો જ્યારે જ્યારે ઉપસ્થિત

થાય છે, ત્યારે ત્યારે એ મ્હોટાઓનો–શ્રીમન્તોનો સાથ લેવોજ પડે છે. જેમની પાસે છે તે જ આપે છે અને આપશે. એમનું વૃદ્ધ માનસ પણ સમયે સમયે ઉપયોગી થાય છે. અત્યારની ઝેરીલી હવાના ભોગ બનીને મનસ્વીપણે વર્ત્તવાથી પણ ઘણી ન્હાની પહોંચે છે. ન્હાનાઓએ 'પીછાં મોરથી શોભે છે.' એ પણ ભૂલવું જોઇતું નથી. નાયક વિનાનું સૈન્ય સફળતા નથી મેળવી શકતુ, બલ્કે પરાજય મેળવે છે, એ વાત યાદ રાખવા જેવી છે.

એ ખુશી થવા જેવું છે કે કરાચીના મૂર્તિપૂજક સંઘમાં ન્હાના મ્હોટાઓનો પ્રેમભાવ અને સમય ઉપરનો પરસ્પરનો સહકાર પ્રશંસનીય જોવાયો છે. ઉત્સવ–મહોત્સવોના પ્રસંગમાં, સાધુઓની બિમારીઓના પ્રસંગમાં, વિહારના પ્રસંગમાં અને જ્યારે જ્યારે જરુર પડી ત્યારે ત્યારે બધાઓએ મળીને કાર્યો કર્યા છે, તેનુંજ કારણ છે કે દરેક કાર્ય શોભાપ્રદ થયું છે. ન કેવળ તન–મનનો સહકાર, દ્રવ્યવ્યયના પ્રસંગોમાં પણ સૌએ પોત પોતાની શક્તિ ખર્ચી છે. પહેલાં ચતુર્માસમાં પ્રસંગ આવી પડતાં જે એક મોટો ફાળો કરવામાં આવ્યો હતો, તેમાં મધ્યમવર્ગે–નાના વર્ગે પણ કોઇ ન ધારી શકે તેટલી સારામાં સારી રકમ થોડાજ દિવસમા એકઠી કરી આપી હતી. આ એ બતાવવાને માટે પૂરતું છે કે નાના મોટાઓના સહકારથી અને સાચા દિલની ભક્તિથી કયું કાર્ય નથી શકતું ?

### શ્રદ્ધા અને ભકિત

ઉપર કહ્યુ તેવી બધી સ્થિતિઓ હોવા છતાં પણ કરાચીના મૂર્તિપૂજક સંઘની શ્રદ્ધા–ભક્તિ ખરેખર વખાણવા લાયક છે, એમ કહેવું જરાયે અનુચિત નથી લાગતું. વર્ષોની નહિ, યુગોની તપસ્યા પછી તેઓ પોતાના ગુરુઓને આ દેશમાં લાવી શકયા છે, એ વાતનુ ભાન તેમનામાંના મોટા

ભાગને અવશ્ય છે. એજ કારણ છે કે જ્યારે જ્યારે જે જે કંઇ પ્રસંગો ઉપસ્થિત થયા અને તેમને ઉપદેશ આપવામાં આવ્યો, ત્યારે ત્યારે તેમણે તે તે કાર્યોમાં દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ પ્રમાણે પોતાના તન-મન-ધનનો ઉપયોગ કર્યો છે. સ્વ. શ્રીહિમાંશુવિજયજીના સ્મારકમાં, ગુરુદેવની જયન્તીઓમાં, દીક્ષા ઉત્સવમાં અને પર્યુષણ આદિ ધાર્મિક તહેવારોમાં નાનાથી મોટા દરેકે પોતાની શ્રદ્ધા અને ભક્તિનો પરિચય કરાવ્યો છે.

પહેલાં કહેવામાં આવ્યું છે તેમ અહિં કોઇ પણ કાર્ય ટીપ વિના કોઇ પણ એક ગૃહસ્થ તરફથી થતું નહોતું અને કેટલાક ભયના કારણે દિલમાં એ પૈસા ખર્ચવાની ઇચ્છા હોવા છતા ખર્ચતા નહોતા, એ પરિપાટી પણ અમારી સ્થિતિ દરમિયાન ધીરેધીરે તૂટી છે, એટલે કે અમારા સમયમાં કેટલાક ઉદાર મહાનુભાવોએ અને ચતુરમિત્રોએ પોતાના તરફથી સ્વતંત્ર કાર્યો ઉદારતા પૂર્વક કર્યાં છે, અને શાસનની શોભા વધારી છે, અને હજુ પણ કરે જાય છે, કે જેનો વિશેષ ઉલ્લેખ ' કરાચીમા થએલી પ્રવૃત્તિ 'નાં પ્રકરણોમાં આગળ જોવાશે.

આ ઉપરથી એમ માનવાને કારણ મળે છે કે આવા મોટા સમુદાયમાં એવા કેટલાક ભાવનાશીલ અને ઉદાર મહાનુભાવો છે કે જેઓ સમયોચિત ધાર્મિક કાર્યો યથાશક્તિ કરવામાં પાછી પાની કરે તેવા નથી. માત્ર ખામી હતી ગુરુઓના ઉપદેશની. સરકારી આત્માઓ જેમ જેમ ઉપદેશ મળતો જાય, વસ્તુસ્થિતિ સમજતા જાય, તેમ તેમ જરૂર ધર્મ તરફ વળી શકે છે.

ઉપર કહેવામાં આવ્યું તેમ, અહિંના સંઘમાં પ્રશંસનીય શ્રદ્ધા અને ભક્તિ ભરેલાં હોવા છતાં પણ, કોઇ કોઇ વાર ગૃહસ્થોચિત વ્યવહારમાં એવી ઉણપો દેખાઇ આવે છે કે જેના લીધે સંઘની શોભામાં 'કિન્તુ' કહેવડાવવા જેવા પ્રસંગો બની જાય, પરન્તુ એનું કારણ ' નવા નિશાળીયા ' હોવાનું ગણી શકાય, એટલે જેમ જેમ સાધુઓનો પરિચય થતો જશે, તેમ તેમ

—: ૨૧ :—

# જૈન સંસ્થાઓ

કરાચીના બન્ને સંઘો-સ્થાનકવાસી અને મંદિરમાર્ગીની સ્થિતિનું વર્ણન આ પહેલાં કહેવાયું છે. હવે કરાચીના સમસ્ત જૈન સમાજના આગણે જે જે સંસ્થાઓ ચાલી રહી છે, તેનું પણ કંઇક નિરીક્ષણ કરી લેવું જોઇએ.

કરાચીના બન્ને ફિરકાઓ પોતપોતાની ધાર્મિક પાઠશાળાઓ અને કન્યાશાળાઓ ચલાવી રહ્યા છે, તેનો પરિચય તો તે તે સંઘોના પરિચયમાં અપાયો છે. એ સિવાયની જે જે સંસ્થાઓ બન્ને સંઘોની સંયુક્ત શક્તિથી ચાલી રહી છે, તે તે સંસ્થાઓનો સંક્ષિપ્ત પરિચય આ છે:

## જૈન સહાયક મંડળ

નિરાશ્રિત અને રોગગ્રસ્ત જૈનોને ખાન-પાનનો અને ડૉકટરી સારવારનો બંદોબસ્ત કરવો, સાધનહીન જૈન ભાઇ-બહેનોને દેશમાં

શ્રદ્ધા અને ભકિતની સાથે વિવેકવૃત્તિ વધારે વિકસિત થતી જશે, અને વિવેકવૃત્તિનો વધારે વિકાસ થતાં ' મહાપુણ્યપ્રકૃતિથી આ બધી સામગ્રી મળી છે, તેને સાર્થક કરવી જોઇએ ' એવું નહિં સમજનારા મહાનુભાવો પણ વધારે સમજતા થશે. અને એ સમજણ તેમને તેમની પાસે ધર્મની ઉન્નતિ તેમજ જાતિભાઇઓના હિતનાં કાર્યો કરાવશે. પરિણામે જે કંઇ ઉણપો હશે તે દૂર થશે. કરાચીનો સમસ્ત સંઘ, અત્યારે છે, તેના કરતાં પણ વધારો સારો "આદર્શસંઘ" બનશે, એવી મારી સંપૂર્ણ ખાતરી છે.

છેવટે—આખા ય સંઘની સાચા દિલની શ્રદ્ધા અને ભકિત માટે અંતઃકરણના આશીર્વાદ સાથે અહિંના સંઘની ઉત્તરોત્તર વૃદ્ધિ થાય, એવી ગુરુદેવ પ્રત્યે પ્રાર્થના કરૂં છું.



પહોંચાડવાં, ગરીબ જૈન વિદ્યાર્થિઓને માટે સ્કૂલનાં પુસ્તકો અને સ્કોલરશીપનો પ્રબન્ધ કરવો, તેમજ હુન્નરઉદ્યોગો ઉભા કરી બની શકે તેટલા અંશે નિરાધારોને સહાયક થવું–એ ઉદ્દેશથી આ સંસ્થા લગભગ પચ્ચીસ વર્ષથી ચાલી રહી છે. આ સંસ્થા પાસે ખાસ કોઇ મોટું ભંડોળ નથી. સાધારણ રીતે મેમ્બરોની આવક અને દીવાળી જેવા પ્રસંગે બોણીની આવક ઉપર આ સંસ્થા ચાલી રહી છે. કાર્યકર્તાઓ મહેનત કરીને જે ભેગું કરે છે, તેટલું ખર્ચ પણ કરે છે. સંસ્થા સાધનના પ્રમાણમાં સ્કોલરશીપો, પુસ્તકો, અનાજ, દવા, ગાડીભાડું વિગેરે ઉદ્દેશો પ્રમાણે ગરીબોની સેવા સારી કરે છે. ખરેખર સાચી માનવસેવા કરનારી આ એક સંસ્થા છે. આવી સંસ્થામાં સંસ્થાના ઉદ્દેશોને બર લાવવાનો બધો યે આધાર તેના સંચાલકો ઉપર છે. જેઓના રુંવાડે રુંવાડે સેવા-ભાવ ભર્યો હોય, એવાજ મહાનુભાવો આવી સંસ્થાના સંચાલકો હોઇ શકે. બહુ ખુશી થવા જેવું છે કે આ સસ્થાના વર્તમાન સેક્રેટરી ભાઇ પોપટલાલ પ્રાણજીવનદાસ શાંત પ્રકૃતિના, ગંભિર અને ખરેખર સેવા-ભાવી છે, એ મારે નિખાલસ ભાવે કહેવું જોઇએ. પોતે વ્યવસાયી હોવા છતાં જ્યારે જ્યારે તેમને કોઇપણ દુઃખીયાની ખબર મળે છે, ત્યારે ત્યારે તેઓ પોતે પહોચી જાય છે, અને બધી તપાસ કરી જોઇતી સહાયતા પહોચાડે છે. દરેક હાલાઇ કે ઝાલાવાડી, દરેક મંદિરમાર્ગી સ્થાનકવાસી આ સંસ્થાને વધારે ને વધારે મજબૂત બનાવવા કોશિશ કરે.

### જૈન વ્યાયામશાળા

રણછોડલાઇનમાં વોરાપીર પાસે જૈનોના લતામાંજ આ એક વ્યાયામશાળા ચાલી રહી છે. છેલ્લા બે વર્ષમાં ગુરુદેવ શ્રી વિજયધર્મસૂરિ મહારાજની જયન્તી પ્રસંગે આ વ્યાયામશાળા તરફથી જે કંઇ પ્રયોગો કરી બતાવવામાં આવ્યા હતા તે સિવાય આ સંસ્થા સંબંધી મને કંઇ

વિશેષ માહિતી નથી. પરન્તુ મારા જાણવામાં આવ્યું છે કે જૈનયુવકો કરતાં જૈનેતર યુવકો આ વ્યાયામશાળાનો વધારે લાભ ઉઠાવી રહ્યા છે. શારીરિક સંગઠનને માટે આવી વ્યાયામશાળાઓની આવશ્યકતા હવે ખુલ્લે ખુલ્લી સ્વીકારાઇ છે. પોતાના આંગણે વ્યાયામશાળા ચાલવા છતાં સાડાત્રણ હજાર જૈનોની વસ્તીમાંથી આંગળીના વેઢે ગણી શકાય એટલા પણ યુવકો લાભ ન લે, એ ખરેખર અફસોસકારક છે.

## સ્વયંસેવક મંડળ

કરાચીના જૈનોમાં ભાઈ ખીમચંદ વોરા ને ભાઇ ભાઇલાલ રામચંદની આગેવાની નીચે ચાલતી ' જૈન સ્વયંસેવક મંડળ ' એ નામની પણ એક સંસ્થા છે. ઉત્સવ–મહોત્સવોમાં આ મંડળના યુવકો વ્યવસ્થા જાળવવા માટે જાય છે. કેટલાક પ્રસંગો ઉપરથી જોવાયું છે કે યુવકો ઉત્સાહી છે, સેવાભાવી છે, શિસ્તનું પાલન કરવામાં સાવધાન રહે છે, ગમે તેવી મહેનત કરવામાં પાછી પાની કરતા નથી. અહિંની અમારી સામાજિક, ધાર્મિક અને જીવદયા સંબંધીની દરેક પ્રવૃત્તિમાં આ મંડળે ખૂબ ઉત્સાહથી સેવા આપી હતી.

## જૈન લાયબ્રેરી

રણછોડલાઇનમાં એક સારા મોકાની જગ્યા ઉપર ' જૈન લાયબ્રેરી છે. ' પુસ્તકાલય ' અને ' વાચનાલય ' બન્ને વિભાગ આ લાયબ્રેરીને અંગે છે. લાયબ્રેરીનો લાભ જૈન–જૈનેતરો સારો લે છે. પણ તે ઘણે ભાગે છાપાં વાચવાનો. પુસ્તકોનો સંગ્રહ ઘણો જુનો છે. આજે તો, આજની જનતા નવીનતા માગે છે. નવું નવું સાહિત્ય એને વાંચવું ગમે છે. આ લાયબ્રેરીમાં પણ નવીનતાની જરુર છે. લાયબ્રેરીને, સાંભળવા પ્રમાણે,

કરાચી મ્યુનિસીપાલીટી તરફથી ૨૦૦ રૂપિયાની ગ્રાન્ટ પણ મળે છે. ખરેખર એ ખુશી થવા જેવું છે. સંચાલકોએ મહેનત કરી, આ લાયબ્રેરીને સારામાં સારી લાયબ્રેરી બનાવવાની જરૂર છે.

## જીવદયાની બે સંસ્થાઓ

લગભગ પાંચેક વર્ષ ઉપર સ્થાનકવાસી સાધુજી શ્રી ફુલચંદજી મહારાજ કરાચી પધારેલા. તેમના ઉપદેશથી 'સિંધ જીવદયા મંડળી' એ નામની સંસ્થા ઉભી થઈ. તે પછી સ્થા. સાધુજી શ્રી ઘાસીલાલજી આવેલા. તેમના ઉપદેશથી બીજી 'જીવદયા પ્રચારક મંડળ' નામની સંસ્થા ઉભી થઈ.

સિંધ એક મહા હિંસક દેશ છે. હિંદુ કે મુસલમાન સૌ લગભગ માંસાહારી છે. આવા દેશમાં જીવદયાનો પ્રચાર કરવા માટે આવી સંસ્થાઓની ઘણીજ જરુર છે, એ વાત નિર્વિવાદ સિદ્ધ છે. 'સિંધ જીવદયા મંડળી'ના ઉદ્દેશો આ ત્રણ છે: ૧–સઘળી જાતના ઘાતકીપણામાંથી પ્રાણીઓના તેમજ પક્ષીઓના અને માછલાંઓના હિત માટે ઉપાયો યોજવા. ૨–તંદુરસ્તી, કરકસર અને દયાના સિદ્ધાન્તોના આધારે વનસ્પતિ ખોરાકના ફાયદા વિષે જાહેર પ્રજામત કેળવવો અને માંસાહાર તથા દારુ નિષેધ માટે સાહિત્યપ્રચારદ્વારા જ્ઞાનપ્રચાર ચાલુ કરવો. ૩–ઘાતકી ફેશનો તથા રિવાજો બંધ કરવા માટે અધિકારી તથા જાહેર પ્રજાને વિનતિ કરવી.

'જીવદયા પ્રચારક મંડળ'ના ઉદ્દેશ, કરાચી શહેરમાં કૂતરાંઓ ઉપર ગુજારાતા ઘાતકીપણાને દૂર કરાવવા માટે અને કૂતરાંઓના રક્ષણ માટે જે જે ઉપાયો હોય, તે ઉપાયો હાથ ધરવાનો છે.

બન્ને સંસ્થાઓ સાર્વજનિક સંસ્થાઓ જેવી છે. જૈન કે હિંદુ, પારસી કે કોઈપણ–દરેક ધર્મના અનુયાયી તેના મેમ્બર છે. છતાં જૈન

સાધુઓના ઉપદેશથી સ્થાપન થએલ અને જૈન ગૃહસ્થોના સંચાલક પણ નીચે ચાલતી હોવાથી મેં એને જૈન સંસ્થાઓમાં સ્થાન આપ્યું છે. અને ખરી રીતે સાર્વજનિક સંસ્થા જેવું તત્ત્વ તેમાં દેખાય છે પણ ઓછું.

જીવદયાના પ્રચારને માટે તો સિંધ એક ઘણુંજ વિશાળ ક્ષેત્ર છે. બે ચાર ઉપદેશકો રાખી સિંધનાં શહેરો અને ગામડાંઓમાં ફેરવવા જોઇએ. મેજીક લેન્ટર્ન દ્વારા, હેન્ડબીલો દ્વારા, વર્તમાનપત્રોમાં લેખો દ્વારા તેમજ સ્કુલોમાં હરિફાઇનાં વ્યાખ્યાનો કે નિબંધોની યોજના દ્વારા લોકોમાં અહિંસાનો સંદેશ પહોંચાડવો જોઇએ. આવા દેશમાં તો આવી સંસ્થાઓ આશીર્વાદરૂપ બની શકે. 'સિંધ જીવદયા મંડળી'એ જુદી જુદી ભાષામાં હેન્ડબીલો છપાવી રાખ્યાં છે. મુંબઇની 'જીવદયા મંડળી' પાસેથી જોઇતું સાહિત્ય મેળવી લે છે, અને પોતાથી બને છે તે પ્રમાણેનો પ્રચાર કરે છે. ચિત્રકૂટના મહન્તની દવા આસો–કાર્તિક–ચૈત્ર–વૈશાખમાં ક્ષયના, દમના અને શ્વાસના રોગીઓને આપે છે. મારા આત્મીયબંધુ મુનિરાજશ્રી જયન્તવિજયજી કચ્છ તરફ પધાર્યા, તે વખતે મંડળીના બે ચાર સભ્યો અમુક અમુક ગામોમાં જઇ પહોંચ્યા હતા અને ઠઠ્ઠા, સુજાલપુર અને બદીન એવાં ત્રણ ચાર ગામોમાં શાખાઓ મુનિરાજશ્રી જયન્તવિજયજીના ઉપદેશથી ખોલવામાં આવી છે. પરન્તુ એ શાખાઓ ખોલવાની સફળતા ત્યારેજ થશે કે તેની પાછળ પ્રેરણાનો ધોધ વહેરાવવામાં આવશે. આ સંસ્થા તો ત્યારેજ સફળ થઇ શકે કે મુંબઇની ' જીવદયા મંડળી 'ની માફક કોઇ શેઠ લલ્લુભાઇ જેવા મહાનુભાવ સંસ્થાનો આત્મા બને અને ભાઇ માન્કર જેવા જબરદસ્ત કામ કરનાર મળે.

હમણાં મુંબઇ અને બીજાં કેટલાંક શહેરોમાં ' દારૂના બહિષ્કાર 'ની ચળવળ ચાલી રહી છે. ગવર્નમેંટ પોતે આ ચળવળમાં ભાગ લે છે. ' સિંધ જીવદયા મંડળી ' પોતાના બીજા ઉદ્દેશ પ્રમાણે દારૂ નિષેધનું કામ

ઉપાડી લે, તો ઘણુંજ સુંદર કામ થઇ શકે. સિંધમાં તો એની ખાસ જરુર જ છે. આશા છે કે મંડળીના કાર્યવાહકો ડૉ. ન્યાલચંદ દોસી, સેક્રેટરી ઠાકરસીભાઇ, સુરચંદભાઇ, ભાઇ માણેકલાલ, ભાઈ વાડીલાલ અને બીજા ભાઇઓ હવે આ મંડળીનું કાર્ય વધારે સારા પ્રમાણમાં ઉપાડે અને સિંધમાં ખૂબ પ્રચાર કરે. કામ થશે તો પૈસાનો તોટો નથી.

બીજી સંસ્થા ' જીવદયા પ્રચારક મંડળ ' તે પણ સમય અને સાધનના પ્રમાણમાં કૂતરાંઓના રક્ષણનું કાર્ય સારું કરી રહી છે. માસ્તર મઘાલાલ આ સંસ્થાનું મુખ્ય સંચાલન કરે છે. કરાચીમાં મ્યુનિસિપાલીટી તરફથી કૂતરાંઓ પકડાવીને મારી નાખવામાં આવે છે. આ સંસ્થા તરફથી ઠેકાણે ઠેકાણે કૂતરાંઓને પટ્ટા બાંધવામાં આવે છે કે જેથી કૂતરાંઓને પકડનારા પકડી ન શકે. કાર્યવાહકોનો વિચાર છે કે કોઇ સારી જગ્યા લઇ કૂતરાંઓને ત્યાં રાખવામાં આવે. આ સિવાય અમુક અમુક સમયે કૂતરાં નહિ મારવા માટે લાગવગ પહોંચાડીને અને પત્રવ્યવહાર કરીને કોશિશ પણ કરવામાં આવે છે.

બન્ને સંસ્થાઓ જીવદયાના ઉદ્દેશથીજ સ્થાપન થએલી છે. દરેક સ્થળે કામ કરનારાઓનો બહુ અભાવ હોય છે અને તેથી એકજ ઉદ્દેશની આ બન્ને સંસ્થાઓ જો ભેગી કરી દેવામાં આવે તો તે વધારે લાભદાયક છે.

## હોમ્યોપેથીક કોલેજ

આખા યે દેશમાં બેકારીની એવી પરિસ્થિતિ ઉભી થઇ છે કે જે વખતે એક યા બીજી જાતનાં સાધનો બેકાર યુવકોને ઉભાં કરી આપવાની જરૂર છે. કેટલાક વિચાર પછી એમ જણાયું કે હમણાં હમણાં રોગોને માટે હોમ્યોપેથિક દવાઓનો પ્રચાર બહુ થઇ રહ્યો છે. થોડા ખર્ચમાં

થોડી મહેનતમાં થોડા સમયમાં એક માણસ હોમ્યોપેથિકનો ડૉક્ટર બની શકે છે. ગામડાંઓમાં એક નાનકડી પેટી લઇને હોમ્યોપેથિકનો અભ્યાસ કરે અથવા એક સ્થળે બેસે તો પોતાના ગુજરાન પૂરતું જરૂર પેદા કરે. આ ઉદ્દેશને ધ્યાનમાં રાખી આફ્રીકાના બે મહાનુભાવો–ભાઇ મગનલાલ જાદવજી દોસી અને ડૉ. મનસુખલાલ તારાચંદ–એ એની સહાયતાથી ૧૩મી ફેબ્રુઆરી ૧૯૩૮ ના દિવસે કરાચીના તે વર્ષના મેયર શ્રીયુત દુર્ગાદાસ એડવાનીના હાથથી **જૈન હોમ્યોપેથિક કોલેજ,** કારિયા હાઇસ્કૂલના મેદાનમાં એક મોટો મેલાવડો કરીને ખોલવામાં આવી હતી. જૈન અને જૈનેતર સૌના લાભને માટે આ કોલેજ ખોલાએલી છે. કારિયા હાઇસ્કુલના સંચાલકોએ હાઇસ્કૂલનો એક ભાગ વાપરવા માટે આપ્યો છે. એક સારામાં સારા અનુભવી અને વિદ્વાન્ ડૉક્ટરની આ કોલેજના પ્રીન્સીપાલ તરીકે નિમણુંક થઇ છે. અત્યારે ૨૫ વિદ્યાર્થિ આ કોલેજનો લાભ લઇ રહ્યા છે. અઢી વર્ષનો કોર્સ રાખવામાં આવ્યો છે.

વિદ્યાર્થિઓને વ્યવહારુ જ્ઞાન મળે, તેમજ ગરીબ લોકોને દવાઓનો લાભ મળે એટલા માટે તા. ૧૫ મી જાન્યુઆરી ૧૯૩૯ના દિવસે સવારના સાડાસાત વાગે કરાચીના પ્રસિદ્ધ અને માનનીય ભાઇ જમશેદ મ્હેતાના હાથથી '**જૈન હોમ્યોપેથિક મેડીકલ હોસ્પીટલ**' રણછોડ-લાઇનમાં જૈન મંદિરની બાજુમાંજ ખોલવામાં આવેલ છે. આ દવાખાના-માં કોલેજના વિદ્યાર્થિઓ અનુભવ મેળવે છે અને એ ઉપરાન્ત ગરીબોને મફત દવા આપવામાં આવે છે.

કમીટી કોશિશ કરે તો મ્યુનિસીપાલીટીની ગ્રાન્ટ પણ મેળવી શકે. આખા સિંધમાં "હોમ્યોપેથિક"ની આ એકજ કોલેજ છે.

**જૈન હુન્નરશાળા**

ગરીબ બહેનો મોટે ભાગે પોતાનો સમય કુથલીમાં અને એક ઘરથી

બીજા ઘરે હરવાફરવામાં ગાળે છે. પાસે સાધન ન હોવાના કારણે લોકોની આગળ હાથ ધરવામાં પણ સંકોચાતી નથી. કારણ કે પેટ તો ભરવું જોઇએ. આ સિવાયની સુખી બહેનો પણ મોટે ભાગે ઘરના કામકાજથી પરવાર્યા પછી ફાલતુ સમય ગપ્પાસપ્પામાં અને કુથલીઓમાં ગાળે છે. આવી બહેનોને માટે હુન્નરશાળા એક આશીર્વાદ રૂપ કાર્ય કહી શકાય. સીવવાનું, ભરવાનું, ગૂંથવાનું કાર્ય શીખેલી બહેનો, પોતાના ઘરના કામકાજનું ખર્ચ બચાવવા સાથે, ધારે તો એ પૈસા બચાવી પણ શકે અને પોતાના ગુજરાનમા સહાયક નિવડી શકે. સમય સારો જાય નિંદા-કુથલીઓથી બચી જવાય અને કોઇને કંઇ જાતની ટીકા કરવાનું પણ કારણ ન રહે. આ ઉદ્દેશથી ગયા વર્ષના વૈશાખ સુદ ત્રીજ તા. ૩ જી મે ૧૯૩૮ના દિવસે હાલાઇ મહાજનવાડીમાં શેઠ ખીમચંદ જે. પાનાચંદના હાથે એક સારા મેલાવડા પૂર્વક આ સંસ્થા ખોલવામાં આવી હતી. આ સંસ્થા ' સહાયકમંડળ ' ના આશ્રય નીચે ચાલી રહી છે. સહાયક મંડળે આના ખર્ચ માટે પંદરસો રૂપિયાની મદદ મંજુર કરેલી અને તે ઉપરાન્ત મોમ્બાસાવાળા ભાઇ મગનલાલ જાદવજી દોસીએ ૩૦૦ રૂપિયા મોકલાવ્યા હતા. આમ આ સંસ્થાનું કામ ચાલી રહ્યું છે.

કરાચીમાં પારસી, લોહાણા અને બીજી બીજી કોમોમાં આવી સારી સારી સંસ્થાઓ ચાલી રહી છે. જૈનસંઘોને માટે પણ જ્યારે આ સંસ્થા સ્થાપન થઇ છે, તો પછી તેને સારા પાયા ઉપર મૂકવી એ જરુરનુ છે.

## બીજી કેટલીક સંસ્થાઓ

ઉપરની સંસ્થાઓ ઉપરાંત ' **દશાશ્રીમાળી હાલાઇ મહાજન** ' અને **ઝાલાવાડી જૈન વણિક મહાજન**' આ બે સામાજિક સંસ્થાઓ છે. આ સંસ્થાઓનું ખાસ કાંઇ કામ નથી. પોતપોતાની વાડીઓની

સંભાળ રાખે છે, કે જે વાડીઓનો ઉપયોગ કોઇના મૃત્યુ વખતે સ્નાન કરવામાં અને જમણવાર કરવામાં થાય છે. 'હાલાઇ મહાજનવાડી' નો એક હોલ છે, તેનો ઉપયોગ બે ત્રણ વિદ્યાર્થીઓ માટે હોસ્ટેલ તરીકે કરવામાં આવે છે. 'જૈનહુન્નરશાળા'નું કામ ચલાવવા માટે ઉપરની બન્ને 'મહાજન વાડીઓ' વાપરવા આપે છે, એ ખુશી થવા જેવું છે.

આ સિવાય '**નિરાધારસેવામંડળ**' નામની એક સાર્વજનિક છતાં જૈનકાર્યકર્તાઓના હાથ નીચે ચાલતી સંસ્થા છે. ધર્મ કે જાતિના ભેદભાવ વિના નિરાધારોને કપડાં અને એવી આવશ્યક વસ્તુઓ સાધનના પ્રમાણમાં આપવાનું કામ આ સંસ્થા કરે છે. માસ્તર મણિલાલ આ સંસ્થાના સેક્રેટરી છે.

'**જૈન યુવક સંઘ**' નામની એક સંસ્થાનું નામ પણ ઉલ્લેખનીય છે. જુના 'જૈન યુવક સંઘ' નો પુનરુદ્ધાર સમજો કે નવો 'યુવકસંઘ' સમજો, ગમે તેમ પણ '**યુવક સંઘ**' નામની એક સંસ્થા યુવકોની છે, કે જે સામાજિક કુરૂઢિઓ સામે કોઇ કોઇ વખત એકાદ આગેવાનને જોશ આવી જાય તો ઝુંબેસ ઉઠાવે છે.

'**જૈન બેંડ ટીમ**' આ સંસ્થાએ પણ અજમેરમાં ભરાએલ સ્થાનકવાસી કોન્ફરન્સ વખતે અને સ્થાનિક કોઇ કોઇ પ્રસંગોએ સુંદર કામ કરી બતાવીને સારી ખ્યાતિ મેળવી હતી. જૈનસમાજના પ્રસિદ્ધ કાર્યકર્ત્તા ભાઇ **ખીમચંદ** વોરાની આ ટીમમાં નેતાગીરી હતી. 'હતી' એટલા માટે કહું છું કે હમણાં આ સંસ્થાની 'હસ્તી' જેવું દેખાતું નથી. કાર્યકર્ત્તાઓ તેને પુનઃ સજીવન કરે તો સારું છે.

જૈનસમાજના બન્ને સંઘો અથવા સંઘના અમુક અમુક કાર્યકર્તાઓના હસ્તક ચાલતી સંસ્થાઓનો જે થોડો પરિચય થયો છે, તેનો ઉલ્લેખ

ઉપર કરવામાં આવ્યો છે. ઉપરની લગભગ એક બેને બાદ કરીએ તો બધી યે સંસ્થાઓ સમાજને માટે ખરેખર આશીર્વાદરૂપ છે. પરન્તુ એમાંની કોઇપણ સંસ્થા પગભર નથી. વળી અહિંના હાલાઇ-ઝાલાવાડીના મતભેદનો અથવા સ્થાનકવાસી સંઘના કુસંપનો ચેપ ગુપ્ત રીતે કેટલીક સંસ્થાઓને લાગ્યાનું પણ સંભળાય છે. આશા છે કે સમાજના આગેવાનો એવા ચેપથી આ સંસ્થાઓને બચાવી રાખશે, અને સમયે સમયે યથાશક્તિ મદદ કરી, એ સંસ્થાઓને પગભર બનાવવા કોશિશ કરશે.



—: ૨૨ :—

## કરાચીમાં પ્રવૃત્તિ

'પ્રવૃત્તિ' શબ્દ 'નિવૃત્તિ'નો બોધક છે, ને 'નિવૃત્તિ' શબ્દ પ્રવૃત્તિનો દ્યોતક છે. હમેશા શબ્દો સાપેક્ષ હોય છે—જેમ સત્ય અસત્ય, સજ્જન દુર્જન વગેરે. આ ઉપરથીજ સંસારમાં બે પ્રકારના માર્ગો સ્પષ્ટ જણાય છે—'પ્રવૃત્તિમાર્ગ' અને 'નિવૃત્તિ માર્ગ.' સંસારનાં વ્યાવહારિક કાર્યો, પછી તે લોકોપકારનાં હોય કે સ્વાર્થનાં હોય, એ બધાં યે 'પ્રવૃત્તિમાર્ગ'માં ગણી શકાય છે. લોકવ્યવહારમાં ન પડતાં, કોઇ અગમ્ય એક સ્થાનમાં રહી, કેવલ આત્મચિંતવન કે આધ્યાત્મિક વિચારમાં મસ્ત રહેનાર માણુસ 'નિવૃત્તિમાર્ગી' કહેવાય છે. સાધુઓને માટે આ બેમાંથી કયો માર્ગ ઉચિત છે? એ એક વિચારણીય પ્રશ્ન છે. ઉપદેશ આપવો, વ્યાખ્યાનો કરવાં, ધર્મચર્ચાઓ કરવી, ઉત્સવ મહોત્સવો કરાવવા, પુસ્તકો લખવાં, સંસ્થાઓ સ્થાપવી, દેશોદેશ વિચરવું, પ્રચાર કરવો—આ બધા યે 'પ્રવૃત્તિમાર્ગ'ના રસ્તાઓ છે.

## સાધુ શું કરે ?

આજનો સાધુ આવાં કાર્યો કરે, કરાવે કે કેમ? એ સંબંધી વિચારકોમાં બે મત છે. કેટલાકો કહે છે કે 'પ્રવૃત્તિમાર્ગ'માં પડનારા સાધુનું પતન થાય છે. એમણે કોઇ અગોચર સ્થાનમાં રહેવું જોઇએ, આત્મચિંતવન કરવું જોઇએ અને તેમ કરીને પોતાના આત્માનું કલ્યાણ કરવું જોઇએ.' બીજો પક્ષ કહે છે કે 'સાધુ એક જવાબદાર વ્યક્તિ છે; દુનિયાના ગુરુ તરીકે તેણે જવાબદારી વ્હોરેલી છે, એટલે જગતના કલ્યાણને માટે જે જે ઉપયુક્ત કાર્યો દેખાતાં હોય, તે તે કાર્યો તેણે પોતાના સંયમમાં રહીને કરવાં જોઇએ. જો નથી કરતો તો તે દુનિયાને માટે ભારભૂત છે. મફતના રોટલા ખાઇ બગાડે છે.' આમ સંસારનાં મનુષ્યોમાં બે મત દેખાય છે. પણ એ મતભેદને જાહેર કરનારા લોકો, 'શક્તિ' સંબધી વિચાર કરવાથી દૂર રહે છે. સંસારમાં એકસરખા સાધુ કે એકસરખા ગૃહસ્થો નથી હોતા, એકસરખા જ્ઞાની કે એકસરખા અજ્ઞાની નથી હોતા. સૌની શક્તિઓ ભિન્ન ભિન્ન હોય છે. અને જેનામાં જે શક્તિ હોય તે શક્તિનો સદુપયોગ તેણે કરવો જોઇએ અને જનતાએ તે શક્તિનો લાભ લેવો જોઇએ; બલ્કે શક્તિ પોતાનું કામ કર્યા વગર રહેતી પણ નથી. હા, પ્રવૃત્તિમાર્ગમાં પડતાં મૂળ ધર્મથી પતન ન થાય, એ ખાસ કરીને સંભાળવાનું છે.

## દોરંગી દુનિયા

બાકી લોકમાન્યતા તરફ જો ધ્યાન રાખવામાં આવે, તો મને લાગે છે કે કોઇ કામજ ન થઈ શકે. દુનિયાને કોણ જીતી શકયું છે? સંસારનાં પ્રલોભનોને લાત મારીને નિકળનાર સાધુની પ્રશંસા કરનાર યે નીકળશે અને નિંદા કરનાર યે નીકળશે. ગમે તે કાર્ય કરો; ભિન્ન ભિન્ન રુચિ રાખનારા માણસો કોઇપણ કાર્યને ભિન્ન ભિન્ન દષ્ટિએ જોશે, એમાં

પોતાને રુચિકર હશે, તો વાહ વાહ કરશે, પોતાને મનગમતું નહિ હોય, તો નિંદા કરશે. એક વખત પોતાને ગમતું હશે ત્યારે પ્રશંસા કરશે, તેના તે જ કાર્યની બીજી ક્ષણે નિંદા પણ કરશે. એટલે વિચિત્ર સ્વભાવી જગતનો ખ્યાલ કરીને કંઈ પણ કાર્ય કરવું તેના કરતાં પોતાની શક્તિનું માપ પોતેજ કાઢીને પોતાના અંતરાત્માના અવાજ પ્રમાણે કાર્ય કરવું, એ વધારે શ્રેયસ્કર છે. બાકી આખા જગતને મનગમતું થાય, સૌ પ્રશંસા કરે, એવું કોઇ પણ કામમાં બન્યું નથી અને બનવાનું નથી.

ભર્તૃહરિએ રાજપાટ અને બધી સાહીબીઓ છોડી હતી. કુવાના કાંઠે ઝાડ નીચે પડેલા એક પત્થરનું ઓશીકું બનાવી લાંબા થઇને સુતા હતા. પાણી ભરવા આવનારી સહેલીઓમાંથી એક ભર્તૃહરિના ત્યાગની પ્રશંસા કરે છે, તો બીજી પત્થરના રાખેલા ઓશીકા માટે ભર્તૃહરિની ટીકા કરે છે. ભર્તૃહરિ **बालादपि सुभाषितं ग्राह्य** એ નિયમ પ્રમાણે પત્થરનું ઓશીકું કાઢી નાખે છે. બીજી વાર તે સહેલીઓ આવે છે, ત્યારે એક બાઇ ભર્તૃહરિની ગુણગ્રાહકતા માટે પ્રશંસા કરે છે, ત્યારે બીજી કહે છે કે 'બધું છોડયું', પણ દિલનો ચટકો છોડયો ? જરા આપણે વાત કરી, એટલે ઝટ દઇને પત્થર ફેંકી દીધો.' ભર્તૃહરિએ શું કરવું, કોઇ કહેશો ?

ખરી વાત તો એ છે કે પોતાની શક્તિનું માપ કાઢી દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવનો વિચાર કરી પોતાના ધર્મનું પાલન કરવા પૂર્વક પોતાનું કર્તવ્ય બજાવવું.

### અમારો ઉદ્દેશ.

સિંધમાં આવવાનો અમારો ઉદ્દેશ નિવૃત્તિનો નહિ હતો, પ્રવૃત્તિનો હતો, એ કહેવાની ભાગ્યે જ જરુર રહે છે. સિંધ જેવા દેશમાં,

જ્યાં સેંકડો વર્ષથી સાધુઓનો વિહાર બંધ હતો, તે ખુલ્લો થાય, સિંધના માંસાહારી લોકોને બની શકે તેટલે અંશે માંસાહારનો ત્યાગ કરાવાય; જૈન ધર્મના સિદ્ધાન્તોથી ને જૈનધર્મના આચારવિચારોથી સર્વથા અનભિજ્ઞ એવી પ્રજામાં જૈનધર્મના સિદ્ધાન્તો, ઉચ્ચ આચાર અને ઉદાર ભાવનાથી લોકોને પરિચિત કરાવાય, તેમજ પરધર્મઅસહિષ્ણુતાના કારણે એક-બીજાથી વિખૂટા પડેલા–દૂર દૂર થતા ગએલા લોકો એકબીજાને ઉદાર ભાવથી જોઇ 'સ્યાદ્વાદ'ની વિશાળ છાયા નીચે એકબીજાની નજીક આવતા કરાવાય, આ અમારો ઉદ્દેશ હતો. આ ઉદ્દેશો ખુલ્લં ખુલ્લા પ્રવૃત્તિ-માર્ગના સૂચક છે, એ તો દેખીતું છે.

ઉપરનાં કાર્યો દ્વારા સેવા કરવાને માટે અમારા સિંધમાં આવવામાં કરાચીના શ્વે. મૂર્તિપૂજક સંઘ નિમિત્તભૂત થયો, એ માટે તે ખરેખર ધન્યવાદને પાત્ર છે.

## સાધનો

પ્રવૃત્તિમાર્ગના કોઇપણ કાર્યમાં થોડે ઘણે અંશે પણ સાધનોની આવશ્યકતા રહેવાની. સાધનોમાં મુખ્ય સાધન **ધન અને જન** છે. ધનની આવશ્યકતાની જવાબદારી ગૃહસ્થો ઉપર રહેલી છે, જ્યારે અમારા જેવા સાધુઓની પ્રવૃત્તિને વેગ આપનારા–પ્રવૃત્તિમાં સહકાર આપનારા–મદદગાર થનારા સાધુઓની પણ જરુર તો ખરીજ. આ વિચાર કરાચી આવવાના વિચારની સાથેજ ઉત્પન્ન થએલો અને તેટલાજ માટે ઉદયપુરમાં કરાચી સંઘના ડેપ્યુટેશનને કહેવામાં આવેલું કે 'જો મારા વિદ્વાન્ માનનીય ગુરુભાઇ શ્રી જયન્તવિજયજી મહારાજ કરાચી આવવાનું કબૂલ રાખે, તો જ હું કરાચી આવી શકું.' ગુરુદેવની કૃપાથી તેમણે અને બીજા મુનિરાજોએ સાથે આવવાની ઉદારતા બતાવી, અને અમે સિંધમાં–કરાચી આવ્યા.

## વિઘ્નોની પરંપરા

હમેશાંથી લગભગ બનતું આવ્યું છે કે-**श्रेयांसि बहु विघ्नानि** સારાં કાર્યોમાં અનેક વિઘ્નો આવે છે. અમે શિવગંજથી વિહાર કર્યો ત્યારથી કંઇ ને કંઇ વિઘ્નો આવતાંજ રહ્યાં હતાં. એ વિઘ્નોનો સામનો કરીને અમે આગળ વધી રહ્યા હતા અને વિહારમાં બની શકે તે પ્રવૃત્તિ કરતાજ રહ્યા હતા. તે વાત પાછલાં પ્રકરણોમાં જોવાઇ ગઇ છે. હવે અમારે કરાચી જેવા શહેરમાં પ્રવૃત્તિ કરવાની હતી; પરન્તુ ખરેખર અમારી એ કમનસીબી કે મારી સાથેનાં અમૂલ્ય સાધનોનો ઉપયોગ જોઇએ તે રીતે હું ન કરી શકયો. મેં મારો એક હાથ તો હાલામાંજ મૂકયો હતો. અને બીજું વિઘ્ન કરાચીમાં પ્રવેશ કરવાની સાથેજ ઉપસ્થિત થયું. તે વિઘ્ન છે મુનિરાજ શ્રી જયન્તવિજયજીની ખતરનાક બિમારી. પ્રવેશના બીજાજ દિવસે મુનિરાજશ્રી જયન્તવિજયજી મોટી બીમારીમાં પટકાયા. હું ખૂબ નાહિમ્મત થઈ ગયો. ગભરાયો. કરાચીમાં જે જે કાર્યો કરવાની હું ભાવના રાખતો હતો, તે બધાં કાર્યો મારી આંખ સામે તરવરતાં હતાં. કરાચીના જૈનો અને કરાચીની સમસ્ત જનતા મારી પાસેથી શી શી આશાઓ રાખતી હતી ? એનું મને ભાન હતું. ઘણાઓએ સ્થાનિકપત્રોમાં લેખો લખીને અહિંની આવશ્યકતાઓનુ મને ભાન કરાવ્યું હતું. ઘણા ધર્મશ્રદ્ધાળુ જૈનભાઇઓ, અહિંના સંઘમાં કઇ કઇ બાબતોની ખામીઓ છે, તેનાં લીસ્ટો એક પછી એક આપવા લાગ્યા હતા. આ બધાં કાર્યોની જવાબદારીનો પહાડ મારી સામે દેખાતો હતો. એ બધાં કાર્યોને પહોંચી વળવાનાં સ્વપ્ન હું સેવી રહ્યો હતો. પણ સાથી–મદદગારો પૈકી એકનો સ્વર્ગવાસ અને બીજાની બીમારીથી હું તો ખરેખર હતાશ થયો. પણ આવા પ્રસંગે અમારા ગુરુદેવની અડગ ધીરતાનું દૃશ્ય જેમ મારી સામે ખડું થયું, તેમ તેમનાં વચનો યાદ આવવા લાગ્યાં :—

'જે કાર્યમાં વિઘ્ન નથી આવતું, એ કાર્ય કાર્યજ નથી. એ તો બાળકોની રમત છે, વીરોની નહિ. અને જે કાર્યમાં જેટલાં વધારે વિઘ્નો, તે કાર્ય તેટલુંજ વધારે મહત્ત્વનું. વિઘ્નોની વચ્ચે થઇને આગળ વધો.'

મને લાગ્યું કે કેવળ હતાશ થઇને બેસી રહેવાથી તો કાંઇ ન વળે. '**शुभे कार्ये यथाशक्तिर्यत्नीयम्.** ઉપરાન્ત મુનિરાજશ્રી જયન્તવિજયજીએ મને હિમ્મત આપતાં કહ્યું: "મારી બિમારીથી ગભરાશો નહિ, તમે તમારું કાર્ય ચલાવે રાખો. સેવા કરનારા સાધુઓ અને ગૃહસ્થો છે." એમના શબ્દોથી મને પ્રોત્સાહન મળ્યુ. બે દિવસ આરામ લઇ મેં મારું કામ શરૂ કર્યું.

અમારી પ્રવૃત્તિમાં સંઘના સેક્રેટરી ભાઇ મણિલાલ લહેરાભાઇ મ્હેતા, શ્રી સંઘ તરફથી જેમ યોગ્ય વ્યવસ્થા કરવાને હર સમય તૈયાર રહેવા લાગ્યા, તેમ બીજા ઉત્સાહી યુવકો દરેક કાર્યને પહોચી વળવા સાથ આપવા લાગ્યા.

## દૈનિક કાર્યક્રમ

સાધારણ રીતે અમારી પ્રવૃત્તિને પહોંચી વળવા માટે અમે આ પ્રમાણે દૈનિક કાર્યક્રમ રાખ્યો હતો: ૧–પ્રાતઃકાળની ક્રિયાથી નિવૃત્ત થઇ નિયમિત વ્યાખ્યાન કરવું. ૨–આહારપાણીથી નિવૃત્ત થઇ લખવાનું અને વાંચવા વિચારવાનું કરવું. ૩–૩ થી ૫ જુદા જુદા ધર્મવાળાઓ આવે તેમની સાથે જ્ઞાન ચર્ચા કરવી. ૪–સાંજના પ્રતિક્રમણ પછી નવયુવકો અને બીજાઓ જે કોઇ આવે, તેમની સાથે શંકાસમાધાન કરવાં. આ અમારો સાધારણ દૈનિક કાર્યક્રમ હતો.

## પ્રવૃત્તિના વિભાગ

અમારી પ્રવૃત્તિના મુખ્ય ચાર વિભાગો કરવામાં આવ્યા હતા:

૧ અહિંસાનો પ્રચાર ૨ સર્વ ધર્મવાળાઓની પ્રેમવૃદ્ધિ ૩ જૈનધર્મની પ્રભાવના અર્થાત્ સામાજિક અને ધાર્મિક કાર્યો અને ૪ યુવક પ્રવૃત્તિ.

આ ચારે પ્રવૃત્તિઓને માટે જે જે પ્રસંગે જે જે સાધનો ઉપયુક્ત જણાયાં, તે તે સમયે તે તે સાધનોનો ઉપયોગ અમારાથી બની શકે તેટલે અંશે કર્યો અને ગૃહસ્થો પાસે કરાવ્યો.

૧ અહિંસાના પ્રચાર માટે સિંધી તથા હિંદી પુસ્તકોનો પ્રચાર, જાહેર ભાષણો, માંસાહારીઓની સાથે ધર્મચર્ચા, માંસાહારીઓના લતાઓમાં જઇને ઉપદેશ આપવો, જેઓ માંસાહાર છોડે, તેમની સાથે ઓળખાણ વધારી તેમની દ્વારા, બીજા લોકોમાં વધારે પ્રચાર કરવો. તેમને ત્યાં ઉપદેશ આપવા જવું, એ વિગેરે હતું.

૨ સર્વધર્મની પ્રેમવૃદ્ધિને માટે જુદા જુદા ધર્મની સભાઓમાં નિમંત્રણનો લાભ લઇ જવું. વ્યાખ્યાનો આપવાં, શહેરના જુદા જુદા વિદ્વાનોની મુલાકાતો લેવી, સ્થાનિક અને બહારના જુદા જુદા વિદ્વાનોનાં વ્યાખ્યાનો કરાવવાં અને વર્તમાનપત્રોમાં લેખમાળાઓ પ્રકટ કરાવવી. એ વિગેરે પ્રવૃત્તિ હતી.

૩ જૈન ધર્મની પ્રભાવનાને માટે દુઃખી જૈનોને રાહત અપાવવી. જુદા જુદા પ્રસંગે જયન્તીઓ ઉજવવી. સ્થાન અને સમયનો વિચાર કરી ઉત્સવો કરાવવા. મોટા મોટા અધિકારીઓની મુલાકાતો લેવી. જૈન-ધર્મને લગતાં જુદી જુદી ભાષાનાં પુસ્તકોનો પ્રચાર કરવો. બની શકે તેટલે અંશે સંસ્થાઓ સ્થાપન કરાવવી, ધર્મચુસ્ત જૈનોને તપસ્યા અને બીજી ક્રિયાકાંડોમાં રસ લેતા કરવા. વિગેરે.

૪ યુવકપ્રવૃત્તિના સંબંધમાં જુદી જુદી સંસ્થાઓની મુલાકાતો લઇ ત્યાંના યુવકોને ઉપદેશ આપવો, કોલેજો હાઇસ્કૂલો અને હોસ્ટેલોમાં જઇ

અત્યારનું ઉંચું શિક્ષણ લેનારા યુવકોને એમનું કર્તવ્ય સમજાવવું, હરિફાઇનાં વ્યાખ્યાનો કરાવવા, ગ્રેજ્યુએટો અને એવું ઉંચું શિક્ષણ લીધેલા વિદ્વાનોની વચમાં ચર્ચા કરવી, વકતૃત્વ કલાસ અને એવા ઉપયોગી ઉપાયો દ્વારા યુવકોમાં ધાર્મિક ભાવના જાગૃત કરવા સાથે સાચું યુવક માનસ પ્રકટાવવું.

અમારા ચારે ઉદ્દેશોને પહોંચી વળવા માટેની આ અમારી મુખ્ય પ્રવૃત્તિઓ હતી. અને તે બધી યે પ્રવૃત્તિઓને મુખ્ય મુખ્ય વિભાગમાં વ્હેંચી નાખીએ તો દયાપ્રચાર પ્રવૃત્તિ, ધાર્મિક પ્રવૃત્તિ, સામાજિક પ્રવૃત્તિ અને સાર્વજનિક પ્રવૃત્તિ–એમ ચાર વિભાગો થઈ શકે.

### સહકાર

પહેલાં કહેવામાં આવ્યું છે તેમ કોઇપણ પ્રવૃત્તિમાં આવશ્યકતાઓને પહોંચી વળવા માટે દ્રવ્યની જરુર રહે છે; અને તે તે કાર્ય કરવામાં સંઘે સમયના પ્રમાણમાં જેમ સહકાર આપ્યો તેમ કરાચીના કેટલાક વ્યક્તિગત મહાનુભાવોએ પણ સમયોચિત દ્રવ્યવ્યય કરી અનેક પ્રવૃત્તિનાં કાર્યોને સારાં દીપાવ્યાં છે. એ સિવાય મુંબઇવાળા શેઠ કાન્તિલાલ બકોરદાસે જેમ સિંધી, હિંદી પુસ્તકો અને અંગ્રેજી હસ્તપત્રો વિગેરે પ્રકટ કરાવવામાં ખુલ્લા દિલથી આર્થિક સહાયતા કરી સહકાર આપ્યો; તેમ મોમ્બાસાવાળા બે ગૃહસ્થો ભાઇ મગનલાલ જાદવજી દોસી તથા ડો. મનસુખલાલ તારાચંદે ગરીબોને રાહતના કાર્યમાં તથા બે સંસ્થાઓ સ્થાપન કરાવવામાં સારી ઉદારતા બતાવી. આમ સંઘ, સ્થાનિક કેટલાક ગૃહસ્થો, સ્વયંસેવકો, અને બહારના ઉદાર ગૃહસ્થોના સહકારથી અમારી પ્રવૃત્તિ ઘણેખરે અંશે સફળ થઇ શકી.

જો કે અમે ચાહતા હતા કે અહિંના પ્રચાર કાર્ય માટે બંધારણ પૂર્વકની એક વગવાળી કમીટી નીમાય; અને તે દ્વારા બધી વ્યવસ્થા થાય; પરંતુ પ્રયત્ન કરવા છતાં તેવું કંઇ ન થઇ શક્યું. છતાં ચાલુ રહેલી વ્યાખ્યાન માળા દ્વારા જેમ જેમ બહારની જનતા સાથેનો પરિચય વધતો ગયો તેમ તેમ અનાયાસ અમારી પ્રવૃત્તિનું ક્ષેત્ર વિશાળ બનતું જ ગયું. અને ધીરે ધીરે ગુરુદેવની કૃપાથી સફળતા મળતીજ ગઇ.

## પત્રકારોનો સહકાર

અમારી પ્રવૃત્તિને બળ આપનાર જો કોઇનો મોટામાં મોટો સહકાર હતો, તો તે પત્રકારોનો. કરાચીનાં સ્થાનિક પત્રો 'પારસી સંસાર' 'સિન્ધ સેવક' 'હિતેચ્છુ' અને 'સિન્ધ સમાચાર' તેમજ 'અમનચમન' વિગેરેએ અમારી પ્રવૃત્તિનો સમસ્ત જનતાને લાભ મળે, એટલા માટે પોતાની કોલમો જોઇએ તેટલી ખુલ્લી રાખી હતી. રોજનાં નિયમિત વ્યાખ્યાનો તે ને તે દિવસે કરાચીની જનતા વાંચી શકે, તેવી રીતનો પ્રબંધ તેમણે પોતાના રીપોર્ટરો રાખી કર્યો હતો. ઉપાશ્રયથી બહાર જુદે જુદે સ્થાને થતાં વ્યાખ્યાનો પણ નિયમિત રીતે તેઓ પ્રકટ કરતા હતા. સમય ન હોવા છતાં મારી પાસે લેખમાળા લખાવીને પણ તેઓ કરાચીની જનતાને લાભ આપતા હતા. એટલે પત્રકારોના સહકારે અમને ઘણીજ મદદ કરી છે, એ વાત ફરીથી પણ કહ્યા વિના નથી રહી શકાતું.

## બહાર પડઘો

કરાચીનાં વર્તમાનપત્રોએ અને ખાસ કરીને 'પારસી સંસાર'–ના એડીટરે મારાં રોજનાં વ્યાખ્યાનો અને બધી યે પ્રવૃતિને પોતાના પત્રમાં વિસ્તારપૂર્વક સ્થાન આપવાથી બહારની દુનિયામાં જે કંઇ પડઘો પડયો, એ કોઇથી અજાણ્યુ નથી. 'પારસી સંસાર' ના સબ એડીટર

ભાઈ ઠાકરસી કોઠારીએ આ સંબંધમાં જે મહેનત લીધી છે, એ કદી પણ ભૂલાય તેમ નથી. અમારી તુચ્છ સેવાઓ તેમણે જગતની આગળ ધરી હતી અને તેજ કારણ હતું કે બહારના કેટલાં યે પત્રોએ પણ અમારી સેવાની જોઈએ તેથી વધારે કદર કરી છે. '**મુંબઈ સમાચાર**' જેવા પ્રસિદ્ધ પત્રે '**ક્ષમાપના**' નામના પોતાના અગ્રલેખમાં અમારી સેવાની આ શબ્દોમાં કદર કરી હતી:—

'જૈનમુનિ મહારાજો પણ ધર્મના સિદ્ધાંત ફેલાવવા ઉપરાંત લોકોને રાષ્ટ્રપ્રેમી અને સમાજસેવક બનાવવા માટે શું કરી શકે તેમ છે, તે આચાર્યશ્રી **વિજયવલ્લભસૂરિજી** અને મુનિ મહારાજશ્રી **વિદ્યાવિજયજીએ** પ્રત્યક્ષ દ્રષ્ટાન્તથી બતાવી આપ્યું છે શ્રી **વિદ્યાવિજયજીએ** કરાચીના બેકાર જૈનોને ઠેકાણે પાડવાની યોજના તૈયાર કરાવી છે અને જૈનેતરોને પણ સમાજસેવા અને રાષ્ટ્રસેવાનો એવો બોધ આપ્યો છે કે ત્યાંની જૈન તેમજ જૈનેતર પ્રજાએ તેમના ઉપર મુગ્ધ બની તેમનું સ્મારક જાળવવાની ચળવળ ઉપાડી લીધી છે. બીજા જૈનાચાર્યો પોતાની પ્રતિમા તૈયાર કરાવવામા, જૈનોને અંદર અંદર લડાવી મારવામાં અને 'શાસનપ્રેમી' અને 'શાસનદ્રોહી' એવા ભાગ પાડવામાં ધર્મની સેવા અને વિજય માને છે, ત્યારે શ્રી **વિજયવલ્લભસૂરિજી**, શ્રી **વિદ્યાવિજયજી** અને શ્રી **વિજયેન્દ્રસૂરિ** જેવા ધર્મગુરુના બોધે જૈનધર્મને વધુ જ્વલંત બનાવ્યો છે '

**મુંબઈ સમાચાર** તા. ૩૦-૯-૩૮

આવીજ રીતે અમદાવાદથી નીકળતા '**જૈનજ્યોતિ**' પત્રના અધિપતિ ભાઈ **ધીરજલાલ ટોકરશી શાહે** પણ પોતાના એક **અગ્રલેખમાં** જે શબ્દોમા અમારી સેવાની કદર કરી હતી, તે શબ્દો આ છે:—

'લોકજાગૃતિ અને ધર્મપ્રચાર માટે જૈનસાધુઓનું વર્ચસ્વ બહુ મોટું સ્વીકારવામા આવ્યું છે. તેઓ પોતાના આચાર મુજબ પગે ચાલીને પ્રવાસ કરતા હોવાથી ભોજન અને શયન માટે બહુજ સાદાઇથી રહેતા હોવાથી, પૈસાના

સ્પર્શને પણ વર્જ્ય ગણતા હોવાથી અને શાસ્ત્ર અને ક્રિયાના જાણકાર રહેતા હોવાથી તેઓનું વર્ચસ્વ મોટું રહે તેમા નવાઈ જેવું પણ કંઈ નથી !

'જુના કાળમા આવા સાધુઓ જે શહેર કે ગામમાં ટૂંક સમય પણ સ્થિરતા કરતા, ત્યાં તે સ્થળનું અહોભાગ્ય મનાતુ અને જે સ્થળે ચતુર્માસના ચાર માસ ગાળતા, ત્યાં તો ચારે મહિના કોઈ ધર્મોત્સવ મંડાયો ન હોય, તેવી ધમાલ મચી રહેતી. ગામે ગામના લોક ઉતરી પડતા. જૈન કે જૈનેતર બધા ય એમની પાસે શાસ્ત્રચર્ચા કરવા ચાલ્યા આવતા, એવી એમની વિદ્વત્તાની છાપ હતી !

'વખત પલટાયો. જૈન સાધુઓની દૃષ્ટિસમીપે લોકજાગૃતિનું કાર્ય મહત્ત્વ વિનાનું બન્યું. પ્રવાસની મુશ્કેલીઓથી હાર્યા. વિહાર ટૂંકો કર્યો. એકજ સ્થળે અમુકજ મર્યાદિત પ્રદેશમા વસવાટ વધ્યા. પરિણામે તે સ્થળે અને પ્રદેશના લોકો પરથી સાધુઓનો પ્રભાવ ઉડતો ગયો. જે સ્થળે તેઓ ન વિચર્યા, ત્યાના લોકો સાધુઓના પ્રભાવથી તદ્દન અપરિચિત રહ્યા. બન્ને રીતે પરિણામ વિપરીત આવ્યું'.

આમ છતાંય ખુશી થવા જેવી વાત છે કે જૈન સમાજના ગણ્યાગાઠયા નવી રોશનીમા માનનારા કેટલાક સાધુઓએ, જુના કાળના એ સાધુઓએ સ્વીકારેલું લોકજાગૃતિ અને ધર્મ પ્રચારનુ કાર્ય યથાશકય રીતે ચાલૂ રાખ્યું છે. દૃષ્ટાંત તરીકે **કરાચીની વર્તમાન પરિસ્થિતિ પૂરાવા તરીકે બેધડક રજુ કરી શકાય તેમ છે**

જૈન સમાજમા સુપ્રસિદ્ધ વકતા, લેખક અને વિચારક મુનિરાજશ્રી **વિદ્યાવિજયજી** અને શાંતમૂર્તિ મુનિરાજશ્રી જયન્તવિજયજી આદિએ **સિંધમા પ્રવેશ** કર્યો, ત્યારથીજ ત્યાના જૈનોમા તો ઉત્સાહ વ્યાપે, એ સ્વભાવિક હતુ; પણ માંસાહારી વર્ગ પર પણ તેમનુ આકર્ષણ થયુ છે ને ઉક્ત મુનિરાજોનાં વિશાળ દૃષ્ટિના વ્યાખ્યાનોથી ધર્મ અંગેની તેમની અહિંસા દૃષ્ટિ કંઇક સ્પષ્ટ થતી જોવાઈ છે.

"આ તો વાત થઈ સિંધના પ્રવેશની, પણ સિંધના મુખ્ય નગર કરાચીમાં પ્રવેશ કર્યા પછી અત્યાર સુધીનું વાતાવરણ જોનારને અજાયબી થયા વિના નજ

રહે. ચોતરફ પ્રજામાં નવોજ ઉત્સાહ પ્રસરી રહ્યો છે. ધર્મોત્સવ મંડાયો હોય, તેવાં દૃશ્યો નજરે પડી રહ્યા છે. જૈનોમા નવીજ જાગૃતિ પેદા થવા પામી છે. અને મુનિરાજશ્રીના ઉપદેશને પરિણામે અનેક સમાજસુધારણાનાં કાર્યો હાથ ધરવામાં આવ્યા છે. બેકારો અને દુઃખીઓને રાહત આપવાનું, ડીરેકટરી કરવાનું અને સાહિત્ય પ્રકાશન જેવા અનેક કામ ઝડપથી આગળ વધી રહ્યા છે. જૈનોના અઠાઇ ઉત્સવો કે બીજી ધર્મક્રિયાઓ પાછળ કયો જીવન્ત ઉદ્દેશ જાળવવામાં આવ્યો છે, એના પરિચયથી યોજનાઓ પણ હાથ ધરવામાં અવી છે.

કરાચીના જૈનોમાં પ્રસરી રહેલા ઉત્સાહ સિવાય જૈનેતરોમાં પ્રસરી રહેલો ઉત્સાહ ઓછો નોંધપાત્ર નથી. **એક જૈન સાધુ પોતાના જ્ઞાન અને ક્રિયાદ્વારા જૈનેતરોમાં પણ કેટલો પ્રભાવ પાડી શકે છે; તેનું આ ખરેખર ઉદાહરણજ કહી શકાય.** શું પારસી કે શું આર્યસમાજી, શું ઈસાઈ કે શું વૈષ્ણવ, બધા એક રસથી મુનિરાજશ્રી પાસે ધર્મશ્રવણ માટે આવે છે, અને પોતાના ધર્મને લગતી તેમજ જૈનધર્મને લગતી શંકાઓ જરા ય સંકોચ વગર રજુ કરે છે; ને મુનિરાજ તેવીજ રીતે તેનું સમાધાન કરે છે. **પારસી ભાઇઓ અને આર્યસમાજીસ્ટો મહારાજશ્રીને પોતાને ત્યાં નોતરી ભાષણો કરાવે, એ તેમની લોકપ્રિયતાનો સચોટ પુરાવોજ છે.**

"કરાચી શ્રીસંઘે પણ આ વખત મુનિરાજશ્રીનો પૂરતો લાભ ઉઠાવવા કમર કસી છે, ને તે અંગે અનેક જાતની, ધર્મશ્રવણનો લાભ આમજનતા લઇ શકે તેવી, સગવડો પૂરી પાડી પોતાની ફરજ અદા કરી છે. વ્યાખ્યાન હોલમાં લાઉડસ્પીકરની યોજનાદ્વારા એક જૈન મુનિ વ્યાખ્યાન આપે અને જૈન-જૈનેતરો તેનો સમભાવે લાભ લે, એ દૃષ્ટાંત આજે બીજે તો વિરલ છે. આ અંગે ખરેખર શ્રી સંઘના સદ્ભાગ્યની પ્રશંસા સહુ કોઇ કરી શકે તેમ છે.

**"મુનિરાજશ્રી વિદ્યાવિજયજીની ધર્મપ્રચારની ધગશ અપૂર્વ છે. તેઓ સવારથી સાંજ સુધી-ખાન પાન ભૂલી આની પાછળ વ્યગ્ર છે.** આશા છે કે સિંધ પ્રદેશ મુનિરાજશ્રીની વિદ્વત્તાનો ને ધર્મપ્રચારની ધગશનો પૂરેપૂરો લાભ લેવામાં પાછો નહિ પડે."

**'જૈન જ્યોતિ' તા. ૨૧ ઓગસ્ટ ૧૯૩૭**

આ ઉપરાન્ત 'પારસી સંસાર'માં પ્રકટ થતી વ્યાખ્યાનમાળાઓના લીધે, તેના વાંચનારાઓને જે લાભ થતો હતો, તે સંબંધી સંખ્યાબંધ પત્રો, તે પત્રમાં પ્રકટ થતા હતા.

આમ અહિંની પ્રવૃત્તિનો પડઘો બહારની જનતા ઉપર પડવામાં અહિંના પત્રોનો સહકાર અમને વધારે ઉપકારક થયો હતો, એ પુનઃ કહેવાની ભાગ્યેજ જરૂર રહે છે.

## વધુ સ્થિરતા

સિંધ, અમારા જેવા સાધુઓને માટે જેમ નવું ક્ષેત્ર હતું તેમ અહિં કાર્ય કરનારાઓને માટે વિશાળતા પણ ઘણી છે. વિહારમાં થએલા લાભો ઉપરથી અને કરાચીની એક ચતુર્માસની પ્રવૃત્તિ ઉપરથી અમને તો લાગ્યા કરતું કે જો સંયોગો અનુકૂળ હોય તો આ દેશમાં પાંચ વર્ષ વિચરવું અને ખૂબ કાર્ય કરવું. પરન્તુ માનનીય બંધુ શ્રી જયન્તવિજયજી મહારાજની આખા ચતુર્માસની લાંબી બીમારીના કારણે અમારી મંડળી જલદી સિંધ છોડવાને ઉત્સુક થઇ ગઇ હતી; તેમ છતાં અહિંના પત્રકારોએ, અહિંની સમસ્ત જનતાએ અને અહિંના સંઘે પોતાની હાર્દિક લાગણી એટલી બધી બતાવી અને એટલો બધો આગ્રહ કર્યો કે ગમે તે ભોગે અમારે બીજા ચતુર્માસની સ્થિરતા કરવી પડી.

ઉપર કહેવામાં આવ્યું છે તેમ, કરાચીના જે જે પત્રોએ અમારી મંડળીને, પોતાના અગ્રલેખો દ્વારા કરાચીમાં વધુ સ્થિરતા માટે આગ્રહ કરી, પોતાની લાગણી પ્રદર્શિત કરી, તેમજ અમારી થોડી સેવાની પણ મોટી કદર કરી, તેમાંના એક—'પારસી સંસાર'—ના એક લાંબા અગ્રલેખમાંથી થોડા ફકરા અહિં આપવા યોગ્ય ધારૂં છું:—

'એક પખવાડિયા બાદ જૈનધર્મના નિયમ મુજબ ચોમાસું પૂરૂ થાય છે, એટલે જ્યા જ્યા જૈન સાધુ–મુનિઓ ચોમાસું રહ્યા હશે, ત્યાંથી તેઓ વિહાર કરી જશે. આ નિયમ મુજબ સાંભળવામાં આવ્યું છે કે અત્રે બિરાજતા સુપ્રસિદ્ધ વકતા અને વિદ્વાન્ જૈન મુનિશ્રી વિદ્યાવિજયજી તથા તેમની મંડળી ચોમાસું પૂરૂં થયે અત્રેથી વિહાર કરવાની તૈયારી કરી રહેલ છે. કેમકે સાધુધર્મના નિયમ મુજબ તેમણે જ્યાં ચતુર્માસ કર્યું હોય, તે સ્થાન ચતુર્માસ પૂરૂ થયે છોડી દેવું જોઇએ.

"આ મુનિરાજોને કરાચીમા આવ્યાને ચારેક મહિના થયા છે, તે દરમિયાન કરાચીની જૈન તથા જૈનેતર પ્રજાએ તેમના ઉપદેશામૃતનું પાન કરીને જે આત્મિક લાભ અને આનંદ ઉઠાવ્યો છે, તે ભૂલી શકાય તેમ નથી. આ સંબંધમાં જેમણે મહારાજશ્રીનો જાતિ અનુભવ કરેલ છે, તેઓ કબૂલ કરે છે કે આ મુનિરાજો અત્રે વધુ વખત રોકાય તો, જૈન તેમજ જૈનેતર પ્રજાને અનેક પ્રકારના લાભ થવા સંભવ છે.

"મહારાશ્રીના ધાર્મિક, નૈતિક તથા સામાજિક વિચારો સૌને પ્રિય થઈ પડયા છે. અને તેને લઇને તેઓ જે કાર્ય હાથ ધરે છે, તેમા તે ફનેહમંદ નીવડે છે. મહારાજશ્રીને કરાચીમા આવે જોકે હજુ ચાર માસ જ થયા છે. અને આટલા ટૂંક સમયમા અપરિચિત તથા અજાણ્ વ્યક્તિ પાસેથી ઘણા સારા કામની આશા ન રાખી શકાય, તોપણ આ મુનિરાજ અનેક મુશ્કેલીઓ તથા અગવડતાઓ વેઠીને પણ કરાચીમાં જે ભલા કાર્યો કરી શકયા છે, તેમાના નીચેનાં મુખ્ય છે:

(૧) તેમના ૫૦ જેટલાં સાર્વજનિક વ્યાખ્યાનો થયા છે, જેનો જૈનો તથા જૈનેતરોએ લાભ ઉઠાવ્યો છે. (૨) અનેક જિજ્ઞાસુઓએ મહારાજશ્રીની મુલાકાતો લઇને પોતાની શંકાઓનું સમાધાન મેળવી તેમના જ્ઞાનનો લાભ લીધો છે. અને પોતાના પાપો કબુલ કરી સાચા દિલનો પશ્ચાત્તાપ કર્યો છે. (૩) આર્યસમાજના સમ્મેલનમાં થએલ **જીવદયા પરિષદના** પ્રમુખ તરીકે તેમણે સારો પ્રભાવ પાડયો છે. (૪) સ્થાનકવાસી સંઘમા અશાતિ હતી, તે મટાડવા મહારાજશ્રીએ ઘણો પ્રયત્ન કર્યો હતો, એટલુંજ નહિ પણ સ્થાનકવાસી ભાઇઓને

પોતાના સમજી તપસ્વીજીની બે શોકસભામાં પ્રમુખસ્થાન સ્વીકારીને તેમનું સ્મારક રાખવા જોરશોરથી અપીલ કરી પોતાની વિશાળ દૃષ્ટિ અને બધા ઉપરના પોતાના સમભાવનો પરિચય કરાવી આપ્યો હતો. (૫) પારસી ભાઈબહેનોનાં બે નિમંત્રણોને માન આપી તેમની વચમા વ્યાખ્યાનો આપી સારી છાપ પાડી છે. (૬) જૈનસંઘના નાના તથા મોટા શ્રીમંત અને સાધારણ બધાને એક-બીજાની નજીક લાવવા પ્રયત્ન કર્યો છે. અને એ કારણેજ એક સારામાં સારૂં ફંડ એકઠું કરવાને તેઓ શક્તિમાન થયા હતા. (૭) ગરીબોની દાદ સાભળી, યથાર્થ તપાસ કરી તેમને જરૂરી મદદ અપાવવાને મહારાજશ્રીએ પ્રયત્ન કર્યો છે. (૮) નવરાત્રીના દિવસોમા પશુવધ અટકાવવાને 'જીવદયા મંડળી'ને પ્રેરણા કરીનેજ નહિ, પણ પોતે આગેવાની લઈ ભૂખ તરસનો કંઇ પણ ખ્યાલ કર્યા વિના જે પરિશ્રમ લીધો છે, તે ભૂલી શકાય તેમ નથી. તેમના ઉપદેશથી તથા તેમણે ઉભી કરેલ યોજનાથી જે લાભ થયો છે તે પ્રત્યક્ષ છે. આ ઉપરાન્ત કોલેજોમાં જઈને વિદ્યાર્થિઓ સમક્ષ ઉપદેશ આપી મહારાજશ્રીએ તેઓને સ્વકર્તવ્યનું ભાન કરાવ્યું છે (૧૦) નવજુવાનોની શક્તિ ખીલવવા એક **'વક્તૃત્વ ક્લાસ'** તેમની આગેવાની નીચે ચાલી રહ્યો છે. અને હમણાં **દીવાળીના** નિમિત્તે ફોડાતા ફટાકડા અટકાવવા મહારાજશ્રી નિશાળોમા ફરીને બાળકો તથા બાળા-ઓને જે ઉપદેશ આપી રહ્યા છે, તેનું ઘણું સારૂં પરિણામ જોઇ શકાય છે.

"હમણાજ દીવાળીના દિવસો પછી તત્કાળ થનારી **સિંધ હિંદુ સર્વ ધર્મ પરિષદ્**ના પ્રમુખ તરીકેની તેમની ચુંટણી થઇ છે એ પણ તેમની વિદ્વત્તા ઉદારતા તેમજ સર્વધર્મના અનુયાયીઓના મેળનું સૂચક છે.

"છેલ્લા ખાલકદીના હોલની સભામા ભાઈ જમશેદ મહેતાએ મુનિમહા-રાજની સમક્ષ સિંધ ' જીવદયા મંડળી 'ના કાર્યકર્તાઓ સાથે સિંધના ગામડે ગામડે 'જીવદયાનો પ્રચાર કેમ થઇ શકે' તે સંબંધી જે યોજના મૂકી છે અને તેમાં ભાઇ જમશેદ મહેતાએ પોતે પોતાનો સહકાર આપવાની જે ઉદારતા બતાવી છે, તે યોજના અમલમા મૂકાય તોપણ ઘણું સરસ કામ થઇ શકે એમ છે. + + +

"હવે તો 'ગુજરાતી **સાહિત્ય પરિષદ્**' પણ થવાની છે. આ પ્રસંગે ઘણા વિદ્વાનો કરાચીના આગણે આવશે. મહારાજશ્રી પણ ગુજરાતી સાહિત્યના એક

સારા સાક્ષરની ગણત્રીમાં છે, વિદ્વાન્ છે, તો આ પરિષદ્‌ને તેમની હાજરીનો લાભ મળે એ ઇચ્છવા જોગ છે. આવા વિદ્વાન્ પ્રભાવશાળી અને કર્તવ્યપરાયણ મુનિઓ ફરીથી સિંધમા આવવા મુશ્કેલ છે. માટે જો આ તકને ગુમાવવામાં આવશે તો જે મહાન્ ઉદ્દેશ મહારાજશ્રીને અત્રે લાવવામાં રાખવામા આવ્યો છે, તે સિદ્ધ નહિ થાય. અમને વિશ્વાસ છે કે મહારાજશ્રીને હજુ વધારે વખત રોકવામાં આવશે તો સિંધની ભોળી અને શ્રદ્ધાળુ જનતા પર તેઓ જરૂર પોતાનો પ્રભાવ પાડી શકશે.

"આશા છે અમારા આટલા ઇસારાનું શુભ પરિણામ આવશે."

**પારસીસંસાર** તા. ૩૦ ઓકટોબર ૧૯૩૭

વિદ્વાન્ અધિપતિ સાહેબે, અમારી થોડા સમયની તુચ્છ સેવાઓની જે કદર કરી, એ એમની ગુણગ્રાહકતા માટે અમારે આભારજ માનવો રહ્યો.

આ પછી શેઠ છોટાલાલ ખેતશીના પ્રમુખપણા નીચે સંઘની જનરલ સભાએ ઠરાવ કરીને પણ બીજા ચતુર્માસ માટે આગ્રહભરી વિનતિ કરી. એ પ્રમાણે લાભનું કારણ જોઇ, જૈનેતરોની, પત્રકારોની અને જૈનસંઘની વિનતિને માન આપી, અમે કરાચીમાં વધુ સ્થિરતા કરી.

જો કે મારા માનનીય બંધુ શ્રી જયન્તવિજયજીની રત્તીભર ઇચ્છા રોકાવાની નહિ છતા, તેઓ પણ મારા ઉપરના પ્રેમના કારણે રોકાયા અને મુનિરાજશ્રી નિપુણવિજયજીને પોતાના ગુરૂશ્રીની સેવામાં જલદી પહોંચવાનું હોવાથી તેમણે કચ્છ તરફ વિહાર કર્યો.

## અકસ્માત નિવૃત્તિ

ભવિષ્યના ઉદરમાં શું ભર્યું છે, એની કોઇને ખબર નથી. સંસારમા

જે જે ઘટનાઓ બને છે, તેમાં કુદરતનો કંઇ ને કંઇ સંકેત હોયજ છે. આપણને–અલ્પજ્ઞોને તેની ખબર નથી હોતી એટલે અધીર બની જઇએ છીએ.

ગુરુદેવની કૃપાથી પહેલા ચતુર્માસ કરતાં પણ બીજા ચતુર્માસમાં ધાર્મિક, સામાજિક તેમજ અહિંસા પ્રચારક પ્રવૃત્તિમાં અમને ખૂબ રસ પડયો અને આત્માને કંઇક સંતોષ થાય એવો સારો લાભ મળ્યો.

બીજા ચતુર્માસની પૂર્ણાહુતિ થાય અને અમે વિહાર કરીએ તે પહેલાં તો, આ શરીર બિમારીના ભયંકર ઝપાટામાં આવી ગયું. અને અમારી બધીયે પ્રવૃત્તિઓએ શાંતિના સાગરમાં ડુબકી મારી લીધી. અને તેજ કારણે કરાચીમાં વધુ સ્થિરતા થવા છતાં પણ પ્રવૃત્તિનો પ્રવાહ રોકાઇ ગયો. ઘણાં અનિવાર્ય કારણોએ મહારાજશ્રી જયન્તવિજયજીએ અને શ્રી વિશાળવિજયજીએ મહાસુદિ ૭ મે વિહાર કર્યો. અને અમે ત્રણ સાધુ કરાચીમાં રોકાઇ રહ્યા.

એ ચતુર્માસની સ્થિતિમાં ખૂબ પ્રવૃત્તિ કરી, પણ કુદરતના કાયદા કંઇ જુદાજ હોય છે. દિવસ પછી રાત ને રાત પછી દિવસ હોયજ. એમ પ્રવૃત્તિ પછી નિવૃત્તિ આવે તો તેમા કંઇ આશ્ચર્ય જેવુ નથી. પોતાની મેળે–સમજીને ન લઇએ તો કુદરત તો લાવેજ. એ પ્રમાણે જે બીમારીના કારણે અમારે રોકાઇ જવું પડયુ, તે બીમારી એકદમ નજ હઠી. જરાક પ્રવૃત્તિ શરુ થાય કે હૃદય ઉપર હુમલો થઇ આવે. પરિણામે મારો બધો યે સમય જનસમાજની સેવા **કરવાના** બદલે જનસમાજની સેવા **લેવામાં** જ પસાર કરવો પડયો છે.

**આભાર**

મારી અત્યાર સુધીની પ્રવૃત્તિનું આત્માને કંઇક સંતોષ થાય એવું

જો કંઈપણ પરિણામ જોવાયું હોય તો તે મુનિરાજશ્રી જયન્તવિજયજી આદિ મુનિરાજો, કરાચીનો શ્રીસંઘ, કરાચીની કેટલીક ઉદાર વ્યક્તિઓ, કરાચીના યુવકો, વર્તમાનપત્રો, મોમ્બાસાના બે ગૃહસ્થો-ભાઇ મગનલાલ જાદવજી દોસી અને ડો. મનસુખલાલ તારાચંદ તથા મુંબઇનિવાસી શેઠ કાંતિલાલ બકોરદાસ-વિગેરે મહાનુભાવોના સહકારને આભારી છે. એ વાત ફરીથી જાહેર કરી તે બધાઓનો ફરીથી આભાર માનું છું.

કરાચીની પ્રવૃત્તિ સંબંધી સમુચ્ચય રીતે આટલું કહ્યા પછી હવે પ્રવૃત્તિના જુદા જુદા પ્રસંગો અને તેનાં પરિણામો સંબંધી સંક્ષેપમાં હવે પછીનાં પ્રકરણોમાં બતાવવામાં આવશે.



—: ૨૩ :—

## અહિંસા પ્રચાર.

સિંધમાં આવવાનો અમારો મુખ્ય ઉદ્દેશ સિંધની માંસાહારી પ્રજામાં અહિંસાનો પ્રચાર કરવાનો હતો, એ વાત હવે ભાગ્યેજ કહેવાની રહે છે. પૈસેટકે સુખી અને આધુનિક કેળવણીમાં આગળ વધેલા તેમજ વ્યાપાર-રોજગારમાં કુશળ ગણાતા સિંધના હિંદુઓમાં, બારસો વર્ષ સુધી મુસલમાન રાજાઓનું આધિપત્ય ભોગવવાના કારણે, માંસ, મચ્છી, અને દારૂનો એટલો બધો પ્રચાર છે કે ભાગ્યેજ તેટલો હિંદુસ્તાનના બીજા કોઇ દેશમાં જોવાતો હશે. છતાં સરળતા અને શ્રદ્ધા એ આ દેશના મનુષ્યોની ખાસ ખાસીયત છે. એટલે વસ્તુ-સ્થિતિ સમજાવતાં સમજાવનારને જરુર આનંદ થાય અને તેનું પરિણામ સારું દેખાઇ આવે.

### ત્યાગ ત્યાગમાં ભેદ

પેઢી દર પેઢીથી જે લોકો પોતાના ખોરાક તરીકેજ એ વસ્તુઓનો ઉપયોગ કરતા આવ્યા

છે, એવાઓ એ આદતોમાંથી જેટલે અંશે છૂટે, તેટલે અંશે પ્રશંસનીયજ ગણાય. બટાટા અને એવી કંદમૂળ જેવી ચીજો ખાનારા કેટલાક જૈન ગૃહસ્થો અમારા જેવા સાધુઓને ગુરુ માનવા છતાં અને દિવસોના દિવસો સુધી ધોધમાર ઉપદેશ આપવા છતાં, એ બટાટા કે બીજા કંદમૂળને છોડવા તૈયાર ન થાય, અને કદાચ 'મહારાજ રોજ જીવ ખાય છે, તો લાવો જરા તેમને રાજી કરવા કંઇક છોડીએ,' એમ ધારીને છોડવા તૈયાર થાય, તોપણ સાથે સાથે એમ જરુર કહે કે–' સાહેબજી, મહિનામાં દશ શેર બટાટાની તો છૂટ આપો.' હિસાબ લગાવવામાં આવે તો ભાગ્યેજ મહિનામાં પાંચ શેર બટાટા એના પેટમાં જતા હશે, છતાં પોતે બટાટાના ત્યાગી તરીકે ગુરુને ખાત્રી આપતાં દશ શેર બટાટાની છૂટ રાખે છે. આ એણે ત્યાગ કર્યો કે પાચ શેર બટાટા વધારે ખાવાની મહારાજ પાસેથી છૂટ લીધી? મચ્છીમાંસનો ત્યાગ કરનારા આખી જીંદગી સુધી સર્વથા મચ્છીમાંસનો ત્યાગ કરે, એ ત્યાગમાં અને ઉપરના બટાટાના ત્યાગમાં કેટલું અંતર છે? એ વિચારો. મચ્છીમાંસના ત્યાગીની શ્રદ્ધામાં અને બટાટાના ત્યાગીની શ્રદ્ધામાં કેટલું અંતર છે? એનો વિચાર પણ સમજદારો કરી શકે છે. ત્યાગ, એ તો ઇચ્છાઓને રોકવી, નિષ્કપટતા પૂર્વક પાપને પાપ સમજીને ત્યાગ કરવો, એનું નામ સાચો ત્યાગ છે. લાલચો ઓછી ન થઇ હોય અને કેવળ ગુરુને રાજી કરવાની ખાતર કંઇક વસ્તુનો ત્યાગ બતાવવો, એનું નામ ત્યાગ નથી, પણ દંભ છે.

ઘણાં વર્ષો પહેલાં બંગાળના અને હમણાં સિંધના તાજા અનુભવ પછી જણાયુ છે કે આ માંસાહારીઓ સૌથી પહેલાં તો સાચેસાચું કહી દેશે. માસ–મચ્છી ખાતો હશે તો, જરુર કહેશે કે 'હું ખાઉં છુ.' પછી ભલે તે મોટો આલમફાઝલ હોય કે એક અદનામાં અદનો હોય. અને બીજું, ઘણો ઉપદેશ આપ્યા પછી પણ જો તે વસ્તુ છોડવાનું તેનું દિલ નહિ હોય, તો તે સાફ કહેશે, કે 'હું વિચાર કરીશ, કોશિશ કરીશ.'

અથવા 'મને માફ કરજો, મારાથી છોડાવું મુશ્કેલ છે.' એમ નહિ કહે કે 'મહિનામાં દશ શેરની છૂટ આપો.' અને જેઓ ત્યાગ કરવાનો નિર્ણય ઉપર આવશે, તેઓ ત્યાગજ કરશે. આ એ લોકોની ખાસ ખાસીયત છે.

## સાધનો.

કોઇપણ વિષયની પ્રવૃત્તિને માટે સાધનો આવશ્યકીય છે. સાધનવિના સાધક સાધ્યને સાધી શકતો નથી અને તેટલા માટે જે પ્રવૃત્તિમાં જે સાધનો વધારે ઉપયુક્ત માલૂમ પડે, તે પ્રવૃત્તિને માટે તે સાધનો ઉભાં કરવા એ જરૂરનું છે. સિંધી લોકોમાં અમારે માંસાહાર નિષેધનો અને અહિંસાનો પ્રચાર કરવાનો હતો. આજકાલના જમાનામાં કલમ અને વચન, એ બે કોઇપણ પ્રચારના સાધનો છે. આ બંને સાધનોનો ઉપયોગ, મેં મારા પ્રચાર કાર્યમા કર્યો છે અને તે હવે પછીના વિવેચન ઉપરથી સમજાશે.

## સિંધી પુસ્તકો

સિંધી લોકોને ઉપદેશ આપવાનો હતો. સિંધી લોકો અને તેમાં પ સિંધી બહેનો હિંદી ભાષા બહુજ ઓછી જાણે છે. વળી આમીલ હિંદુઓ તો ઘણે ભાગે અંગ્રેજી અને સિંધી સિવાય બીજી ભાષા ઓછીજ સમજી શકે છે. લખવા વાંચવાની તેમની 'ફારસી હિંદી' છે કે જે સંબંધી પહેલાં એક પ્રકરણમાં કહેવાયુ છે. ઉપદેશ તાત્કાલિક અસર કરે છે: પરંતુ સાહિત્ય-પુસ્તકો વખતો વખત જાગ્રત રાખનાર ઉપદેશક છે. એટલા માટે અમારી પ્રવૃત્તિનું એક સાધન પુસ્તકોનો પ્રચાર એ પણ રાખવામાં આવ્યું હતું. જેમ સિંધી ભાઇઓ અને બહેનો હિંદી ભાષાથી અનભિજ્ઞ છે, તેમ હું સિંધી ભાષાથી અનભિજ્ઞ, એટલે સિંધી ભાષામાં પુસ્તકોનો પ્રચાર થાય એ જરૂરનું છતાં, હું સ્વયં તો સિંધીમાં લખી બોલી શકું નહિં.

એટલે હૈદ્રાબાદનાં એક સિંધી બહેન પાર્વતી સી. એડવાની બી. એ., કે જેમનો પરિચય પહેલાં કરાવવામાં આવ્યો છે, તેમની પાસે કેટલાંક પુસ્તકો 'ફારસીસિંધી'માં અનુવાદિત કરાવવામાં આવ્યાં. '**सच्चो साधु**' '**सच्चो राहबर**' '**फूलनमूठ**' '**अहिंसा**' અને '**जैनधर्म**' ( **नइरोशनी** ) આ પાંચ પુસ્તકો ફારસીસિંધીમાં અનુવાદિત કરાવીને પ્રકાશિત કરાવવામાં આવ્યા.

આ પુસ્તકોને પ્રકાશિત કરવામાં આર્થિક સહાય કરનાર મુંબઇના ઉદારચરિત, રાધનપુરવાળા શેઠ કાન્તિલાલ બકોરદાસ છે કે જેમણે આવશ્યકતાનો વિચાર કરી અહિંસા પ્રચારમાં સુંદર ફાળો આપ્યો છે. આમ ઉપદેશની સાથે પુસ્તકોનો પ્રચાર પણ કરવામાં આવ્યો.

### વ્યાખ્યાનો

આમ તો કરાચીમાં મારાં અનેક વ્યાખ્યાનો થયાં, પરન્તુ કેવળ 'અહિંસા'ના પ્રચારને માટે કેટલાંક વ્યાખ્યાનો તો વિશેષરૂપે કરવામાં આવ્યાં. તે વ્યાખ્યાનોની સંખ્યા પણ મોટી છે, છતાં તેમાંનાં કેટલાંક વ્યાખ્યાનો ખાસ નોંધવા લાયક છે, તે આ છેઃ—

૧ **આમીલ ઇન્સ્ટીટયૂટ.** 'આમીલ કોલોની'માં 'આમીલ ઇન્સ્ટીટયુટ'ના હોલમાં તા. ૨૪ મી ડીસેમ્બર ૧૯૩૭ના દિવસે એક વ્યાખ્યાન આપવામાં આવ્યું હતું. આ સભાના પ્રમુખ શ્રીયુત ધર્મદાસ વાધવાની બી. એ. થયા હતા. મોટા મોટા હોદ્દેદારો, વકીલો, અને બેરીસ્ટરો બહુ મોટી સંખ્યામાં આ સભામાં ઉપસ્થિત થયા હતા. 'અહિંસા' ઉપર આ શિક્ષિત આમીલોને આ પ્રસંગે ઉપદેશ આપવામાં આવ્યો હતો. આ વ્યાખ્યાનની ગોઠવણ ભાઇ ગોવિંદ મીરચંદાનીના પ્રયત્નથી થઇ હતી.

૨ સોલ્જર બજાર, બીજું વ્યાખ્યાન સોલ્જર બજારમાં રહેતા કરાચીના પ્રસિદ્ધ નાગરિક શેઠ મણિલાલ મોહનલાલ અને ઉવારસદવાળા શ્રીયુત વાડીભાઇ વિગેરે ગુજરાતી ગૃહસ્થોના પ્રયત્નથી તા. ૧૬મી ડીસેમ્બરે આપવામાં આવ્યું હતું

આ બંને લતાઓ આમીલ અને પારસી કોમથી ભરેલા છે. સોલ્જર બજારના વ્યાખ્યાન વખતે વીસનગરવાળા શેઠ મહાસુખભાઇ ચુનીલાલે પણ કેટલુંક વિવેચન કરેલું.

૩-૪. ખીલનાની હોલઃ-' સિંધ જીવદયામંડળી 'ના આશ્રય હેઠળ શહેરમાં સિંધી લોકોના લત્તામાં ' ખીલનાની હોલ ' નામના પ્રસિદ્ધ સ્થાનમાં બે વ્યાખ્યાનો તા. ૨૩-૨૪ મી ઓકટોબર ૧૯૩૭ના દિવસોએ આપવામાં આવ્યાં હતાં. આ વ્યાખ્યાનોમાં કરાચીના પ્રસિદ્ધ દાર્શનિક વિદ્વાન્ પં૦ ધર્મદેવ જેટલી પ્રમુખસ્થાને બિરાજ્યા હતા. સિંધી લોકોએ, ખાસ કરીને ભાઇબંધ કોમના સિંધી લોકોએ આ વ્યાખ્યાનોનો લાભ સારો ઉઠાવ્યો હતો. પ્રસિદ્ધ સિંધી વકીલ શ્રીયુત લોઢાએ અહિંસા ઉપર ખૂબ ચર્ચા પણ કરી હતી.

૫. ખાલકદીના હોલ, તા. ૨૪ મી ઓકટોબરના દિવસે બીજું વ્યાખ્યાન ખાલકદીના હોલમા ભાઇ જમશેદ મહેતાના પ્રમુખપણા નીચે થયું હતું. આ વ્યાખ્યાન પણ ' સિંધ જીવદયા મંડળી 'ના આશ્રય હેઠળ થયું હતું. લગભગ આખો હોલ ચિકાર ભરાયો હતો, જો કે આ સભામાં માંસાહાર કરનારાઓની સંખ્યા બહુજ ઓછી હતી.

૬. દાલમીયા ફેકટરી. તા. ૧૨ મી મે ૧૯૩૮ થી ૩૦ મી મે ૧૯૩૮ સુધી અમે મલીરમાં રહેલા. ત્યાંથી ' એકાર કોન્ફરન્સ 'માં ભાગ લેવાને માટે કરાચી આવતાં ૩૧ મી મે ૧૯૩૮ ના દિવસે ડ્રીગ્રોડ

પાસે સીમેન્ટની 'દાલમીયા ફેક્ટરી'માં અમે એક દિવસ મુકામ રાખ્યો હતો. ઘણા મજૂરો અને સિક્ખો આ ફેક્ટરીમા કામ કરે છે કે જેઓમાંના ઘણાખરા માંસાહારી પણ છે. દિવસે તો કોઇને ફુરસદ મળી નહિ. રાત્રે ઘણા લોકો ભેગા થયા અને તેઓને ખૂબ ઉપદેશ આપવામાં આવ્યો, જેથી કેટલાકોએ માંસાહારનો ત્યાગ કર્યો. ફેક્ટરીના મેનેજર અને ફેક્ટરીના ઇંજીનીયરે આ સભા ગોઠવવાનો પ્રબંધ કર્યો હતો. આ વખતે માંસાહારથી બલવૃદ્ધિ થાય છે કે કેમ? વિગેરે બાબતો ઉપર ચર્ચા પણ સારી થઇ હતી.

૭. **નસરપુરી પાઠશાળા**:—જુના કરાચીના સિંધી લોકોના મુખ્ય લતામાં **નસરપુરી** સિંધીઓની આ એક પાઠશાળા છે. **નસરપુરી** સિંધીઓનો તા. ૩ નવેમ્બર ૧૯૩૭ ના દિવસે એક મોટો જલસો થયો હતો. સિંધી સ્ત્રીઓ અને પુરુષો તેમજ બાળક અને બાળાઓનો મોટો સમૂહ એકત્રિત થયો હતો. અહિં અહિંસા ઉપર વ્યાખ્યાન આપવામાં આવ્યું. બે યુવકોએ ખૂબ ચર્ચા કરી. ઘણા લોકોએ આ વખતે માંસાહારનો ત્યાગ કર્યો.

## સિંધી કોલોનીઓમાં

કરાચીમાં સિંધીલોકોની શહેરથી બહાર અનેક કોલોનીઓ છે. 'આમીલ કોલોની' 'શિકારપુરી કોલોની,' 'અપર સિંધ કોલોની' વિગેરે. આ બધી યે કોલોનીઓ પાસે પાસેજ છે. તેની સાથે '**પારસી** કોલોની, 'ગુજરાતનગર' વિગેરે પણ છે. આ કોલોનીઓમાં સારા ધનાઢ્ય અને શિક્ષિત સિંધી લોકો રહે છે. આ લોકોને ઉપદેશ આપવા માટે આ કોલોનીઓમાં રહીને પ્રચાર થાય, તો તે વધારે લાભકર્તા થાય, એમ ધારી જાણીતાઓ દ્વારા કોલોનીઓમાં રહેવાની વ્યવસ્થા કરાવી.

**૧ આમીલ કોલોની.** એ પહેલાં કહેવામાં આવ્યું છે કે આમીલ લોકોમાં માંસાહારનો પ્રચાર વધારે છે. તેઓના પરિચયમાં વધારે આવવાથીજ તેમને વધારે ઉપદેશ આપી શકાય. એટલા માટે ૧૯ મી ડીસેમ્બર ૧૯૩૭ થી ૨૬ મી ડીસેમ્બર ૧૯૩૭ સુધીનું અઠવાડીયું અમે 'આમીલ કોલોની'માં ગાળ્યું. ભાઇ ગોવિંદ મીરચંદાની, બહેન પાર્વતી એડવાની અને તે વખતના કરાચીના લોર્ડ મેયર શ્રીયુત દુર્ગાદાસ એડવાની—તેમણે કરેલા પ્રબંધથી આમીલ 'કન્યા મહાવિદ્યાલય'ના મકાનમાં મુકામ રાખવામાં આવ્યો.

આ સ્થાન, ઉપર બતાવેલી કોલોનીઓની પાસે હોવાથી અને મધ્યમાં આવેલું હોવાથી ઘણાં સિંધી ભાઇઓબહેનો તેમજ કેટલાક પારસી ગૃહસ્થો પણ ઉપદેશનો ખૂબ લાભ લેવા લાગ્યા. અમારું આ અઠવાડિયું ખૂબજ પ્રવૃત્તિવાળું અને પરિણામે ઘણું જ લાભકર્તા નીવડયું હતું. સવારથી રાત સુધી ઉપદેશની પ્રવૃત્તિ ચાલતી. સેંકડો સિંધી ભાઇઓ-બહેનોના ટોળાં જામેલાં રહેતાં. ભિક્ષા આપવા માટે તલપાપડ થનારી એ ભદ્રિક બહેનોને જ્યારે એમ કહેવામાં આવે કે 'તમે તો મચ્છીમાંસ ખાઓ છો, એટલે તમારે ત્યાંથી અમારાથી ભિક્ષા ન લેવાય' ત્યારે તો એમનો આત્મા ઘણો દુઃખી થતો અને ઘણાઓ તો સાધુનાં પગલાં પોતાને ત્યા કરાવવાની ભાવનાથી પણ માંસમચ્છીનો ત્યાગ કરતા. દરરોજ ચર્ચાઓ થાય. શંકા સમાધાનો થાય, ઘણાઓ 'માંસ નહિં ખાવાથી શૌર્ય નથી આવતું' એવી શંકાઓ કરે, ઘણાઓ 'અનાજમાં પણ જીવ છે' એવી દલીલો કરે. ઘણાઓ 'અમારો તો હંમેશનો ખોરાક થઇ ગયો. હવે કેમ છૂટી શકે,' એવી પણ કમજોરી બતાવે. આ બધાઓને યોગ્ય ઉત્તર અપાતાં નિરુત્તર થાય, એટલે કેટલાકો માંસ સર્વથા છોડે, કેટલાકો મહિના-બે મહિના સુધી છોડીને પ્રયત્ન કરી જોવાનું કહે. કેટલાકો માંસને છોડે ને મચ્છી ન છોડે, કેટલાક મચ્છી છોડે તો માંસ ન

છોડે. આમ ઉપદેશ અને ચર્ચાને પરિણામે ગુરુદેવની કૃપાથી બહુ સારું પરિણામ આવ્યું. **પારસી ગૃહસ્થ ભાઇ એદલ ખરાસ,** જેમનો પરિચય પહેલાં આપવામાં આવ્યો છે. તેમના આખા કુટુંબે આ વખતેજ માંસ-મચ્છી વિગેરેનો ત્યાગ કરેલો.

ભાઇ ગોવિંદ મીરચંદાનીનું આખું યે કુટુંબ ઘણુંજ ભક્તિવાળું શ્રદ્ધાળુ અને સંસ્કારી છે. તેવીજ રીતે શ્રીયુત ઝમટમલજી શિવદાસાની એમ. એ. એલ. એલ. બી. ના કુટુંબની ભક્તિ પણ પ્રશંસનીય છે. મેયર દુર્ગાદાસ એડવાની, તેમના ધર્મપત્ની, અને તેમનાં પુત્રી બહેન દેવી બી. એ. વિગેરે પણ ઘણાંજ ભક્તિવાળાં છે. તેમનું કુટુંબ સિંધી છતાં કટ્ટર વેજીટેરીયન છે. તેમણે પણ ભક્તિનો અને જ્ઞાન ચર્ચાનો સારો લાભ લીધો.

આજ કોલોનીમાં કરાચીના નાગરિક ભાઇ હીરાલાલ ગણાત્રા પણ રહે છે. તેમના આખા યે કુટુંબે ભક્તિનો ખૂબ લાભ લીધો. શ્રીયુત જીવતરામ ગીડવાણી, કે જેઓ કરાચીના ડીસ્ટ્રીક્ટ ડેપ્યુટી પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટ છે તેમનુ કુટુંબ પણ શ્રદ્ધાળુ અને ભક્તિવાળું છે.

આમ અનેક કુટુંબો સાથે પરિચય થયો અને ઘણાં કુટુંબોએ માંસ-મચ્છીનો ત્યાગ કર્યો.

**૨. અપરસિંધ કોલોની**–બીજું ચોમાસું પુરું થયા પછી અને મારી બિમારીના કારણે ડોક્ટરની સલાહ પ્રમાણે અમે ' ગુજરાત નગર 'મા એક પંજાબીના બંગલામાં રહેલા. તે પછી ૧૬ મી જાન્યુઆરી ૧૯૩૯ થી શિકારપુરી સિંધી ગૃહસ્થ અને કરાચીના એક પ્રસિદ્ધ વ્યાપારી શેઠ રાધાકિશન પારૂમલ ઘણાજ આગ્રહપૂર્વક ' અપરસિંધ કોલોની 'મા પોતાના બંગલામાં લઇ ગયા. લગભગ પાંચ મહિના અમે

આ બંગલામાં સ્થિરતા કરી. શેઠ રાધાકિશન બહોળા કુટુંબવાળા અને શ્રીમંત ગૃહસ્થ છે. તેઓનું કુટુંબ નિરામિષભોજી છે, શ્રદ્ધાળુ છે, અને તેઓ શુદ્ધ ખાદીધારી રાષ્ટ્રીય ભાવનાવાળા છે. આ બંગલાની આસપાસ પણ ઘણા માંસાહારી સિંધીઓ રહે છે. ધીરે ધીરે આ કોલોનીમાં પણ ઉપદેશ આપવાનો સારો પ્રસંગ મળ્યો, અને ઘણા લોકો માંસાહાર છોડતા થયા.

અમે આ કોલોનીમાં રહેતા ત્યારે ગુજરાતનગરમાં રહેતા ખંભાતવાળા ભાઈ સુંદરલાલ પારેખ ઇન્જીનીયર, ભાઈ હરિલાલ ચતુર્ભુજનું કુટુંબ, શેઠ હેમરાજભાઈ, શેઠ જસરાજભાઇ, પી. ડબલ્યુ. ડી. ના વડા ઇન્જીનીયર શ્રીયુત હિમ્મતલાલ પરીખ, તેમજ સિંધી ગૃહસ્થ શ્રીયુત ખિયારામ વિગેરેએ ભક્તિનો સારો લાભ લીધો હતો.

૪. છુટક પ્રવૃત્તિ.

અહિંસાની પ્રવૃત્તિમાં ઉપરનાં મુખ્ય કાર્યો ઉપરાંત છૂટક પ્રવૃત્તિ પણ વખતો વખત થતીજ રહી છે. સિંધી ગૃહસ્થો પોતાને ત્યાં અમને લઇ જાય, પોતાના મિત્રો અને સગાંસંબંધીઓને ભેગાં કરે, ભજન કીર્તનો થાય અને તે વખતે ઉપદેશ થાય. આથી પણ ઘણા સિંધી ભાઇઓ-બહેનોએ માંસાહારનો ત્યાગ કર્યો છે. આવાં જે જે કુટુંબોમાં જવાનો પ્રસંગ મળ્યો, તેઓમા ડો. ગીડવાણી અને ભાઇ એદલ ખરાસના બે મિત્રો–મુંગા ભાઇઓ, જેમનાં નામ ચેલારામ અને સચ્ચાનંદ છે, આ બને કુટુમ્બોએ સારી ભક્તિ બતાવી છે અને ઘણાઓને લાભ અપાવ્યો છે.

કુદરતની કેવી લીલા છે ? બે મુંગા સિંધી ભાઇઓ જન્મથી જ બહેરા અને મુંગા છે. અને વધુ ભણ્યા પણ નથી. છતાં બન્ને ભાઇઓ કરાચીનાં બે મોટાં પ્રેસોમાં સારી જગ્યાઓ ભોગવે છે, સારો પગાર

મેળવે છે, બધાઓની સાથે ઇસારાથી સમજવા સમજાવવાની અદ્ભુત શક્તિ ધરાવે છે, અને બધો વ્યવહાર ચલાવે છે.

ભાઇ ખરાસ પોતે પોતાના કુટુંબ સાથે માંસ-મચ્છી વિગેરેના ત્યાગી છે, એટલે તેમના ઉપદેશથી, તેમના મિત્ર તરીકે આ બે ભાઇઓએ પણ માંસમચ્છીનો ત્યાગ કર્યો છે.

આમ જીવદયાની પ્રવૃત્તિમાં જુદાં જુદાં વ્યાખ્યાનો અને હિંસક લતાઓમાં રહીને ઉપદેશ આપવાનો તેમજ જ્ઞાનચર્ચા કરવાનો સારો પ્રસંગ મળ્યો.





ભાઇ એદલ ખરાસના મિત્ર જન્મથી જ બહેરા અને
મૂંગા બે સિંધીભાઇઓ પૈકીના એક—
**ભાઇ ચેલારામ.**

—: ૨૪ :—

# વિશિષ્ટ સભાઓ

ગયા પ્રકરણમાં કરાચીમાં 'દયા પ્રચાર'ની પ્રવૃત્તિને અંગે સિંધીભાષાનાં પુસ્તકો, જુદે જુદે સ્થળે કરેલાં વ્યાખ્યાનો અને માસાહારી લત્તાઓમાં રહીને કરેલી પ્રવૃત્તિના સંબંધમાં સંક્ષેપમાં કહેવાયું છે. એ ઉપરાંત કરાચીની અમારી સ્થિરતામાં 'દયા પ્રચાર' સંબંધી ખાસ ખાસ પ્રવૃત્તિ, કે જે પ્રવૃત્તિ વધારે અગત્યતાવાળી ગણી શકાય, એવી પણ થઇ છે. તે પ્રવૃત્તિ અમુક અમુક સમયે થયેલી વિશિષ્ટતાવાળી **સભાઓ** અથવા 'જીવદયા કોન્ફરન્સ' છે; જેનો ઉલ્લેખ આ પ્રકરણમાં કરાશે.

## ફુક્કાનો વિરોધ

હિંદુસ્તાન જેવા દયાળુ અને આર્ય-સંસ્કૃતિવાળા દેશમાં ગાયભેંસના ગર્ભાશયમાં લાકડું કે એવી બીજી ચીજો ઘાલીને જબર-દસ્તીથી દૂધ કાઢવાનો ઘાતકી રિવાજ ચાલી

રહ્યો છે, એની ઘણા ઓછા લોકોને ખબર હશે. આ રિવાજની ક્રૂરતાની વાતો સાંભળતાંજ આપણને કંપારી છૂટે. નજરે તો જોયુંજ કેમ જાય. સ્વાભાવિક દૂધથી વધારે દૂધ કાઢવાના લોભી જીવો કેવાં કેવાં ક્રૂરતાનાં કાર્યો કરે છે, તેનું આ ઉદાહરણ છે. હવે આ રિવાજથી લોકો જાણીતા થતા જાય છે. કલકત્તામાં એક સંસ્થા ઉભી થઈ છે, કે જે આ રિવાજને બંધ કરાવવા માટે પૂરેપૂરી કોશિશ કરી રહી છે. ડૉ. રઘુવંશસહાય તે સંસ્થા તરફથી કરાચીમાં આવેલા. તે વખતે તા. ૮ ફેબ્રુઆરી ૩૮ ના દિવસે એક વિરાટ સભા 'જૈન વ્યાખ્યાન હોલ'માં ભરવામાં આવી હતી. જૈન જૈનેતરોની ઘણી મોટી સંખ્યાએ આ સભામાં હાજરી આપી હતી. આ સભામાં ડૉ. રઘુવંશસહાયે લંબાણથી ફુક્કાના ઘાતકી રિવાજનું કરુણ ચિત્ર ર  કર્યું હતું. તેમણે જે વિવેચન કર્યું હતું, તેનો ટૂંક સાર વાચકોની જાણ માટે અહિં આપવો યોગ્ય છે:—

" જુદા જુદા સ્થળે ફુકકાને જુદા જુદા નામથી ઓળખવામા આવે છે. સિંધમાં ત્રણ નામથી એ ઓળખાય છે. આ રિવાજ છેલ્લા ૮૦ વર્ષથી પ્રચલિત થયો છે. આ અટકાવવા માટે ધારાસભામાં ફુકકાબીલ પેશ કરવામાં આવ્યુ છે.

" આ પ્રથા ઘણીજ ઘાતકી અને હલકી છે. તેનાથી ગાય અગર ભેંશને બહુ દુઃખ થાય છે. ગર્ભને પણ હાનિ પહોચે છે. ઢોરના માલીકો નાનાં પાડા કે વાછરડા રૂ. ૧૪ યા ૧૫ ની કીંમતે વેચી મારે છે. અને પછી ફુક્કાથી દૂધ મેળવે છે. આ રિવાજ બંધ નહિં થાય તો ગૌધન અને પશુધન નાશ પામશે.

" સુધરેલા દેશોમાં ગાયોને એક સાથે હારમાં ઉભી રાખીને પછી તેમને પીયાનો સંભળાવવામાં આવે છે. ગાયો એક તાન થઇ જાય છે. તે પછી તેમના આંચળે રબ્બરનું મશીન લગાડવામાં આવે છે. જે દૂધનો છાંટે છાંટો આચળમાંથી ચૂસી લે છે. અને વધુ વખત રાખવામા આવે, તો લોહી પણ નીકળે; પણ ગાયો એટલી બધી પીયાનામા મસ્ત બને છે કે કાઈ કહેવાની વાત નહિં

"તાનસેનના જમાનામાં કહે છે કે એવી સંગીત વિદ્યા પ્રચલિત હતી કે ગાયન ગાતાની સાથે જંગલના જાનવરો હરણ વિગેરે ખેંચાઇને જમા થતાં અને ગાયન બંધ કરતાંજ તેઓ અદૃશ્ય થઈ જતા હતા. પશ્ચિમના ખેતીકારો ઘુવડને રાત્રે પોતાના ખેતરમા બેસાડીને તેની પાસે રખેવાળી કરાવે છે. આવી રીતે તેઓ જ્યારે જંગલી જાનવરોની ખબર લે છે, ત્યારે આપણે જો આપણાં ડોમેસ્ટિક પ્રાણીઓની પણ સંભાળ ન લઇએ, તો આપણા જેવા બેપરવા બીજા કોણ કહેવાય ?

" ગાયોવાળા, ચાર દીવાલોવાળા મકાનમાં ગાયોને લઈ જઇને દોવે છે. તેથી ખબર પડી શક્તી નથી. મ્યુનિસિપાલીટીએ દૂઝણા ઢોરોને ખુલ્લા મકાનમાં રાખીને દોવાનો કાયદો કરવો જોઇએ. જેથી બહારથી ચાલ્યા જતા માણસોને પણ ખબર પડી શકે કે ઢોરને ફુકકો કરવામાં આવે છે કે નહિં ?

" કેટલાક મુસલમાન ભાઇઓ પણ આ રિવાજની વિરૂદ્ધ છે. આજની સભામા આપણે નીચેની મતલબનો ઠરાવ પાસ કરી હિંદ સરકારને મોકલાવશું તો વાજબી થશે."

આ પછી ફુક્કાની પ્રથાનો વિરોધ કરનારો, સિંધ ગવર્નમેન્ટ, મ્યુનિસિપાલીટી તેમજ લોકલબોર્ડને આ પ્રથા અટકાવવા માટે કાયદો બનાવવાની ભલામણ કરનારો, દૂધની મારકીટમાં વેટરનરી ઇન્સ્પેકટરો અને ડોકટરો મોકલી દૂધની તપાસ કરવાની ભલામણ કરનારો, દૂધ ફુક્કાથી કાઢેલ માલૂમ પડે તો તે જાનવરોને પાંજરાપોળમાં મોકલવું અને દૂધ કાઢનારને સજા કરવાની ભલામણ કરનારો વિગેરે ઠરાવો કરવામાં આવ્યા હતા.

પ્રમુખ તરીકે જે લંબાણ વિવેચન મેં ત્યાં કર્યું હતું, તેનો ટૂંકો સાર આ છે:—

" ફુક્કાનો રિવાજ ત્રાસદાયક અને ભયંકર છે. વધુ દૂધ કાઢવાની લાલચમાં માણસો આવા હલકા કામો કરી રહ્યા છે. કહે છે કે ઢોરોના ગર્ભાશયમાં લાકડું

કે ફંડુકો નાખીને વધારે દૂધ ઝરવવામાં આવે છે. આ દૂધ લોકોમાં વેચવામાં આવે છે.

" આ બાબત આપણે ઉંડો વિચાર કરીએ તો જણાયા વિના નહિ રહે કે તેની પાછળ માણસની કેટલી બધી લોભવૃત્તિ રહેલી છે? સ્વાર્થવૃત્તિ, માણસો પાસ અનેક પાપો કરાવે છે. ધારો કે એક હિંદુ છે, તે ગૌપૂજા કરે છે. ગાયો પર હમેશાં હાથ ફેરવે છે, તેનું બહુમાન કરે છે. પણ એજ ગાય જ્યારે દૂધ દેતી બંધ થાય છે, અને વેચવા માટે બહાર કાઢે છે, ત્યારે ખરીદનારાઓમાં, કસાઈનો દલાલ બીજા કરતાં બે રૂ. વધારે આપશે, તો તેને દેતાં તે જરા પણ અચકાશે નહિ. જાણે છે કે આ ગાય પર કસાઇની છરી ફરશે, પણ એને બે રૂપિયાનો લોભ આંધળો બનાવી દે છે.

આપણા દેશમા હિંદુઓ શાકાહારી છે, પણ યુરોપ અમેરિકામાં આપણા શાકાહારી કરતાં પણ ચઢી જાય, એવા શાકાહારી પડયા છે. ત્યાં અમુક મંડળીઓ છે કે જેના મેમ્બરો દૂધ ખાવું પણ હરામ સમજે છે. ભલે તે પાપ તરીકે ન સમજતા હોય, પરન્તુ દુધ પણ વેજીટેબલ નથી, એમ સમજીને તેઓ નથી ખાતા. યુરોપમાં આજે કટ્ટરમાં કટ્ટર વેજીટેરીયનો છે, જ્યારે જીવદયા અને 'અહિંસા પરમો ધર્મ'નો દાવો કરનાર હિંદુસ્તાનીઓ કયા જઇ રહ્યા છે? એનો કોઇ વિચાર કરશે ?

'અમારા વિહાર દરમ્યાન અમને ખબર પડી હતી કે પંજાબના કેટલાક દલાલો સિંધમાથી ગર્ભવતી બકરીઓ ખરીદવા આવે છે. આ લોકો બકરીઓના પેટ ચીરી કાચા બચ્ચા કાઢે છે. આ બચ્ચા શા કામમા આવે છે? ખબર છે? આ બચ્ચાના મુલાયમ ચામડામાથી તમારા પૈસા રાખવાના પાકીટ, કમરે બાધવાના પટા, હાથના મોજા વિગેરે બને છે. તમે હિંસાના આ કામને આમ વિંચીને ઉત્તેજન આપી રહ્યા છો. આ બધાં પાપો તમારી લોભવૃત્તિ અને મોહવૃત્તિઓ કરાવી રહી છે. જીવદયા પ્રતિપાળ કહેવરાવવાનો દાવો ધરાવનારા અનેક લોકોના કારણે કેવા પાપાચરણો થઇ રહ્યા છે, તે વિચારો."

આ પ્રસંગે શ્રીયુત મણિલાલ લ્હેરાભાઇ મ્હેતા, ભાઇ પી. ટી. શાહ અને બીજા કેટલાક મહાનુભાવોએ પણ વિવેચન કર્યાં હતાં. ઠરાવો યોગ્ય સ્થળે મોકલી આપવામાં આવ્યા હતા.

## જીવદયા કોન્ફરન્સ

કરાચીમાં 'આર્યસમાજની' અર્ધ શતાબ્દિ સન ૧૯૩૭ ના સપ્ટેમ્બર મહિનામાં ઉજવવામાં આવી હતી. દશ હજાર મનુષ્યો આ જલસામાં ભાગ લઇ રહ્યા હતા. કરાચીના 'આર્યસમાજ' તરફથી 'જીવદયા કોન્ફરન્સ' આ પ્રસંગેજ તા. ૧૧ સપ્ટેમ્બર ૧૯૩૯ ના દિવસે ભરવામાં આવી હતી. કરાચીના પ્રસિદ્ધ કાર્યકર્તાઓ પ્રો. તારાચંદજી ગજરા એમ. એ., પં. લોકનાથજી, સ્વામી કૃષ્ણાનંદજી, સ્વામી પૂર્ણાનંદજી, પં. કેશવદેવજી તથા શ્રીયુત નરસિંહલાલજી વિગેરે આ કોન્ફરન્સના પ્રધાન સંચાલકો હતા.

પરિષદ્‌ની કાર્યવાહી બપોરે સાડાત્રણ વાગે શરૂ કરવામાં આવી હતી. પ્રો. તારાચંદજીએ આ કોન્ફરન્સનો હેતુ વિસ્તારથી સમજાવ્યો હતો. આ કોન્ફરન્સના પ્રમુખ તરીકેની સેવા કરવાનું કામ આ લેખકને સોંપાયેલું. આ કોન્ફરન્સે સિંધમાં અહિંસાના ક્ષેત્રમાં સારી છાપ પડી હતી.

આ કોન્ફરન્સમાં ૧. હિંદવાસીઓને માંસાહાર બંધ કરવાની વિનતિ કરનારો, ૨. ઢોરોને ચરવાની જગ્યા કાયમ રાખવાની સરકારને વિનતિ કરનારો, ૩. મ્યુનિસિપાલીટી કૂતરાં અને ઉંદરોને પકડાવી તેનો નિર્દયતાપૂર્વક નાશ કરે છે, તેનો વિરોધ અને તે પ્રથા રોકવાની સૂચના કરનારો, ૪. ગાયભેંસોના ગર્ભાશયમાં લાકડું ઘાલી ફુક્કાદ્વારા દૂધ કાઢવામાં આવે છે, અને તેની સતામણી કરવામાં આવે છે, તેનો વિરોધ કરનારો, ૫. લાહોરમાં થનારા કસાઇખાનાને કોઇપણ ઉપાયે બંધ કરવાની અપીલ

કરનારો, ૬. બલિદાનની પ્રથા સ્હામે વિરોધ કરનારો—એમ કેટલાક અગત્યના ઠરાવો કરવામાં આવ્યા હતા. અને તે ઠરાવો ઘટતે સ્થળે મોકલી આપવામાં આવ્યા હતા.

આ પ્રસંગે પ્રમુખ તરીકેની ફરજ અદા કરતાં, જે કેટલુંક વિવેચન મારે કરવું પડેલું, તેમાં આવી એક અગત્યની મહાન્ કોન્ફરન્સના પ્રમુખ તરીકેનું માન આપવા માટે, આર્યસમાજનો અને ખાસ કરીને કાર્યકર્તાઓનો આભાર માન્યો હતો અને છેવટે ઉપસંહારમાં જે કંઇ કહ્યું, તેનો ટૂંક સાર આ છેઃ—

"ભાઇઓ અને બ્હેનો, 'દયા'ના સંબંધમાં કંઈક કહું તે પહેલા પાંચમા ઠરાવના સંબંધમા થોડો ખુલાસો કરવા ચાહું છું.

"મને એવા ભરોસાદાર ખબર મલ્યા છે કે શેઠ **શિવરતનજી** મોહોતાએ આ કતલખાનાનો ઠેકો લેવાથી હાથ ઉઠાવી લીધો છે. આ વાત જો સાચી હોય, તો આપણે ખરેખર ખુશી થઈશુ, કેમકે તેઓ હિંદુ તરીકે પોતાના કર્તવ્યને સમજ્યા છે.

"પરંતુ તેની સાથેજ સાથે જે હકીકત મેં સાભળી છે, તે ઉપરથી તો મને ઘણું દુઃખ થયું છે. તે હકીકત એ છે કે એક જૈન ગૃહસ્થે આ કસાઇખાનાના કોંટ્રાકટ માટે પોતાનું ટેન્ડર ભર્યું છે. આ જૈન ગૃહસ્થ જો કે દિગંબર કહેવાય છે, છતા જો તેમણે ટેન્ડર ભર્યાની વાત સાચી હોય તો, ખરેખર જૈન તરીકે તે એક ભયંકર કલંક જેવું છે. પૈસાનો લોભ શુ શુ પાપ નથી કરાવી શકતો ? અથવા સીધી યા આડકતરી રીતે કયા પાપને પોષણ નથી અપાવતો ? એનું આ ઉદાહરણ છે.

"અમારાજ દેશના સાચા ધનનો ( પશુધનનો ) એક યા બીજી રીતે નાશ કરવામાં ઉત્તેજન આપવા, અહિંસાનો દાવો કરવા છતાં ઘોર હિંસાના કૃત્યોને એક યા બીજી રીતે ઉત્તેજન આપવા આપણાજ ભાઇઓ આગળ આવે, એના જેવો દુઃખનો વિષય બીજો કયો હોઈ શકે ?

" જે લોકો બીજા જીવો પર નિર્દયતા વાપરે છે, તેઓ ખરી રીતે પોતાની બરાબર બીજા જીવોને સમજતા નથી. સંસારના નાના કે મોટા ગમે તે જીવ હશે, તે સર્વે જીવવા ઇચ્છે છે. મરવાને કોઇ ચાહતુ નથી. આપણે જીવવાને ઇચ્છતા હોઈએ, તો બીજાને જીવવા દેવા જોઇએ. ' જીવો અને જીવવા દો ' આ સૂત્રને જો હમેશા હૃદયમા રાખવામા આવે, તો માણસ ઘણા પાપોથી બચી જાય. ઘણી હિંસાથી બચી જાય.

\+ \+ \+

" મહાનુભાવો, હિંદુસ્તાન એ તો ધર્મક્ષેત્ર છે. ભારતભૂમિ એ પવિત્ર ભૂમિ છે. આ ભૂમિમાં અત્યારે કેટલાં ઘોર પાપો થઇ રહ્યા છે? તે પાપોનાં પ્રાયશ્ચિત્ત આપણે ભોગવી રહ્યા છીએ. માટે જો તમારે સુખી થવું હોય, તો લોભ ઓછો કરો, પાપ ઓછાં કરો. જીવો પર દયા કરો.

બહેનો અને ભાઈઓ, જરા પૂર્વ સમયનો ઇતિહાસ તો તપાસો. અકબરના સમયમા હિંદુસ્તાન દેશ કેટલો બધો સુખી હતો ? તેણે પશુવધ બંધ કર્યો હતો, જુલ્મી કરો બંધ કર્યા હતા. ખેતીને માટે ભરપૂર જમીન હતી. મનુષ્યના જીવનને ઉપયોગી દૂધ, દહિં, અનાજ, વસ્ત્ર પુષ્કળ મળતાં હતાં. ૧ રૂ. ના ૨૭૦ રતલ ઘઉં મળે; ૧ રૂ.નું ૮૫ રતલ દૂધ મળે, ૧ રૂ.નું ૨૧ શેર ઘી મળે. એ હિંદુસ્તાનને બીજું શું જોઈએ ? આજની શી દશા છે, તે સમજાવવાની જરૂર છે ખરી ?

\+ \+ \+

ઉપર પ્રમાણે કતલખાનાના વિરોધની એક બીજી સભા તા. ૧-૯-૩૭ ના દિવસે જૈન મંદિર પાસેના પ્લોટમાં ભરવામાં આવી હતી. એ સભામાં અનેક વકતાઓએ વ્યાખ્યાનો કર્યાં હતાં. અને લાહોરમાં થનારું કસાઇ-ખાનું નહિ થવા દેવા માટે વિરોધ કરવામાં આવ્યો હતો. અને તે ઠરાવની નકલો તારદ્વારા વાઇસરોય અને બીજા ઘટતા સ્થળે મોકલવામાં આવી હતી.

—: ૨૫ :—

## નવરાત્રિ આદિમાં પ્રવૃત્તિ.

આજે આખા દેશમાં એક અથવા બીજી રીતે જે હિંસા થઇ રહી છે, એ આર્યાવર્ત્ત જેવા દેશને માટે ખરેખરજ કલંકભૂત છે. અને તેમાં ય ધર્મના બહાના નીચે થતી હિંસાઓ જ્યારે જોવાય છે, ત્યારે તો અનહદ ત્રાસજ થાય છે. પોતાની તંદુરસ્તી માટે, પોતાનાં બાળબચ્ચાઓની ખેમ–કુશળતા માટે અને બીજી સાંસારિક ઇચ્છાઓની તૃપ્તિને માટે દેવદેવીઓની માનતાઓ માની, તેની આગળ પાડા, બકરા, ઘેટાં, કુકડાંના ભોગ આપવામાં આવે, એ અજ્ઞાનતાની તો હદ આવી ચૂકી છે. જે માતા 'જગદંબા' છે–જગતની માતા છે, એ માતાની આગળ એના જ ન્હાનાં બાળકોની ગરદનો કાપી, માતાની મહેરબાની મેળવવાની ઇચ્છા રાખનારા માતાના પૂજારિઓની ભક્તિ માટે શું કહેવું? આતો એ વાળી વાત થઇ કે,

माता पासे बेटा मागे,
कर बकरेका साटा

अपना पूत खिलावन चाहे,
पूत दूजेका काटा.

## નવરાત્રમાં પ્રવૃત્તિ

નવરાત્રિના દિવસો આવતા હતા. ગરબાઓની રમઝટો ચાલતી હતી. લોકો પોતપોતાની માન્યતા પ્રમાણે માતાઓની પૂજામાં ઉત્સુક થઇ રહ્યા હતા. સાંભળવામાં આવ્યું:—

'ઢેઢ, ભંગી, વાઘરી, ચમાર, કોળી અને ભીલ વિગેરે અજ્ઞાની લોકો પોતપોતાના મહોલ્લાઓમાં અને કેટલાક તો પોતપોતાનાં રહેવાનાં ઘરોમાં પણ માતાઓના મઠ બનાવી નવરાત્રીની પૂજામાં, ખાસ કરીને આસો સુદિ આઠમ, નોમ, દશમ–એ ત્રણ દિવસોમાં ઘોર હિંસાઓ કરશે.' એનાં જે વર્ણનો સાંભળવામાં આવ્યાં, તેથી તો કમકમાટી છૂટવા લાગી.

એક રાત્રે અંતર આત્માનો અવાજ ઉઠયોઃ 'માતાની પૂજામાં સેંકડો જીવોનો સંહાર થશે ? શું તેને બચાવવા યથાશકય પ્રયત્ન ન કરવો ? '

તા. ૫–૧૦–૩૭ ના દિવસે રાત્રે 'સિંધ જીવદયા મંડળી'ના સંચાલકોને બોલાવવામાં આવ્યા. અતર આત્માનો અવાજ તેમને સંભળાવવામાં આવ્યો. ઉત્સાહિત કરવામાં આવ્યા. નક્કી કર્યું કે નવરાત્રિના દિવસોમાં પશુવધ બંધ થાય, એવા દરેક પ્રયત્નો કરવા. પણ એમાં સૌના સહકારની જરૂર હતી. એમાં પૈસા યે જોઇએ ને માણસો યે જોઇએ. એટલે જૈન જૈનેતરોની સભાઓ ભરવી શરુ કરી.

**સભાઓ**–તા. ૭–૧૦–૩૭ના દિવસે જૈન અને જૈનેતરોની એક સભા ભરવામાં આવી, અને તે સભામાં નવરાત્રિના છેલ્લા ચાર દિવસોમાં નીચે પ્રમાણે કામ કરવું, એવું ઠરાવવામાં આવ્યું:—

૧—હમેશાં પ્રાતઃકાળમાં ૭ વાગે ભાઇએ અને બ્હેનોની પ્રભાતફેરી કાઢવી અને જુદા જુદા લત્તાઓમાં ફરવું.

૨—જીવહિંસા થતી હોય એવા લતામાં તે તે જાતિના લોકોને ભેગા કરી ઉપદેશ આપવો.

૩—બની શકે તેટલા અંશે સમજાવીને તે તે લોકોને હિંસા ન કરવાના નિયમો કરાવવા.

૪—આસો સુદિ આઠમ, નોમ અને દશમ–એમ ત્રણ દિવસ ચોવીસ કલાકના પહેરા ગોઠવવા અને ત્યાં કોઇપણ જીવની હિંસા ન થાય, એવી બહુજ સભ્યતાપૂર્વકની ખબરદારી રાખવી.

૫—હિંસા કરનારી તે તે કોમોની વચમા બેસીને વાર્તાઓ, કથાઓ અને ભજનો વિગેરે દ્વારા તેમને શુભ પ્રવૃત્તિમાં જોડી રાખવા.

૬—આ પ્રયત્નથી જે લોકો હિંસા ન કરે, તેઓને મીઠા ભાત અથવા મીઠાઇની લ્હાણી આપવી.

૭—સિંધી અને ગુજરાતી ભાષામાં અહિંસાના ઉપદેશનાં હેંડબીલો વ્હેંચવાં.

૮—આટલો પ્રયત્ન કરવા છતાં પણ જો કોઈ સ્થળે હિંસા થયાનું માલૂમ પડે, તો તેની દિલગીરી દર્શાવવાને ચોવીસ કલાકનો ઉપવાસ કરવો. આ ઉપવાસ કરવા જેઓ રાજી હોય એમનાં નામો પહેલેથી નોંધવા.

તા. ૮–૧૦–૩૭ ને દિવસે એક બીજી સભા ભરવામાં આવી, જેમાં જુદી જુદી જાતની કમીટીઓ નક્કી કરવામાં આવી. કયા કયા મહોલ્લાઓમાં કયા કયા મંદિરો આગળ અને બીજાં કયાં કયાં સ્થાનોમાં પહેરાઓ

બેસાડવા, તેની નોંધ કરવામાં આવી. તે બધા સ્થાનો માટે ત્રણે દિવસનો અખંડ પહેરો ભરવા માટે સ્વયંસેવકો અને સ્વયંસેવિકાઓની ટુકડીઓ મુકરર કરવામાં આવી

ઉત્સાહ ભારે હતો, અને તેમા યે બહેનોના ઉત્સાહ માટે તો જેટલી પ્રશંસા કરીએ તેટલી ઓછી છે.

**ખર્ચની વ્યવસ્થા**–સવાલ ખર્ચનો હતો. કરાચીના ભાઇઓના સ્વભાવથી હવે તો હું પરિચિત થયો હતો. આવું નાનકડું કામ પણ કોઇ એકજ ગૃહસ્થ કરે, એવી આશા મને ઓછી હતી. એટલે મેં યોજના મૂકી કે– ‘ જીવદયા ઉપર પ્રેમ રાખનાર અને આ પ્રવૃત્તિને અનુમોદન આપનાર કોઇપણ ગૃહસ્થ, પછી તે ભાઇ હોય કે બહેન, પોતાની રાજીખુશીથી માત્ર એકજ રુપિયો આપે.’ અંદાજ પ્રમાણે ૩૦૦ રુપિયા ભેગા કરવાના હતા. જરા પણ આનાકાની સિવાય સૌએ એક એક રુપિયો નોંધાવી દીધો. ખીસ્સામાં હતો તેણે રોકડો પરખાવ્યો. માત્ર પાંચ મિનિટમાં તે એકજ સભામાંથી ૩૦૦ રુપિયા ભેગા થઇ ગયા. ‘ મહારાજ, કયાંય અમારા ઉપર આ ખર્ચનો બોજો ન નાખે,’ એવો ભય રાખનારાઓને પણ એ ભયમાંથી મુક્તિ મળી. અને સૌને પુણ્યનો લાભ મળ્યો.

**કમીટીઓ**–આ વખતે જે કમીટીઓ મુકરર કરવામાં આવી, તેમાં આઠ ગૃહસ્થોની સુપરવાઇઝીંગ કમીટી કરી; બે ગૃહસ્થોની નાણાં વસુલ કરનાર કમીટી કરી; ત્રણ ગૃહસ્થોની પ્રેસ પ્રચારક કમીટી કરી અને ૭ ગૃહસ્થોની નિમંત્રણ કમીટી કરી.

નવ સ્થાનોએ પહેરો બેસાડવાનું નક્કી કર્યું. લગભગ દોઢસો જેટલા યુવકોએ, જેમાં પંદર **બહેનો** પણ હતી, પહેરા ઉપર રાતદિવસ ઉજાગરા કરવાનું કબૂલ કર્યું. વધારે ખુશી થવા જેવું તો એ હતું કે જે **બહેનોએ**

પહેરો ભરવા માટે નામ નોંધાવ્યાં હતાં, તે મ્હોટા મ્હોટા ઘરોની હતી અને વયોવૃદ્ધા હતી.

**પત્રકારોનો સહકાર**—આમ 'નવરાત્રિના દિવસોમાં જુદા જુદા લત્તાઓમાં દેવીઓનાં મ્હોં આગળ થતી હિંસા અટકાવવાના શાંત પ્રયત્નો મોટા પાયા ઉપર થવાના છે,' એવી વાતો વર્તમાનપત્રોમાં આવવા લાગી. કેટલાક પત્રકારોએ તો પોતાના અગ્રલેખો લખી અમારી આ હિલચાલને સર્વદેશીય બનાવવા, કરાચીની સમસ્ત જનતાને સાથ આપવા ભલામણો કરી. કાર્ય કરનારાઓને સૂચનાઓ પણ કરી. એ પત્રો પૈકી બે પત્રોના અગ્રલેખોમાંથી જરુરી ફકરાઓ અહિં આપવા ઉચિત ધારું છું.

**'પારસી સંસાર'** પત્રે પોતાના અગ્રલેખમાં લખ્યું હતું:

" **સિંધ** દેશ કે જ્યાં હિંદુ અને મુસલમાનો મોટે ભાગે માંસાહારી છે, ત્યાં આવી હિંસા વધારે થાય, એ દેખીતુ છે **સિંધ**ના પાટનગર કરાચીમાં પણ આ હિંસા ઓછી થતી નથી. ખાસ કરીને ભીલ, વાઘરી, કોળી, ઢેડ, ભંગી વગેરે નવરાત્રિના દિવસોમા માતાઓ સમક્ષ બકરા કુકડા અને એવા બીજા જાનવરોનાં બળિદાન આપે છે. તે અટકાવવા કરાચીમા વસતા જીવદયા પ્રેમી ગુજરાતીઓએ અત્યાર સુધીમા છુટાછવાયા પ્રયત્નો કર્યા છે. પણ તેનું કાઈ ખાસ જાણવાજોગ પરિણામ આવ્યુ નથી.

" જોકે સ્થાનિક 'સિંધ જીવદયા મંડળી'ની ચાલુ પ્રવૃત્તિ શુ છે, તે અમે જાણતા નથી. પણ અમને જે રિપોર્ટો મળતા રહ્યા છે, તે ઉપરથી કહી શકાય કે અત્રે બિરાજતા વિદ્વાન્ મુનિશ્રી **વિદ્યાવિજયજી** મહારાજના વ્યાખ્યાનોની જૈન તેમજ જૈનેતર પ્રજા પર ઘણીજ સરસ અસર થવા પામી છે.

" મહારાજશ્રીએ ગયા ગુરૂવારે રાત્રે સ્થાનિક 'જીવદયા મંડળી'ના સંચાલકોને પોતાની પાસે બોલાવી નવરાત્રિના દિવસોમા જાનવરોના બળિદાન અટકે, એવી કાઇ પણ પ્રવૃત્તિ આદરવા માટે સૂચન કર્યું હતુ. અને ગઈકાલે (શુક્રવારે)

સવારના વ્યાખ્યાનમાં કાંઈપણ વ્યવહારૂ યોજના હાથમાં લેવા માટે બહુ જોરદાર ઉપદેશ આપ્યો હતો. પરિણામે કેટલાક જૈનેતર મહાનુભાવોએ પણ આ વાતને ઉપાડી લેવાને પોતાની સેવા આપવા ઈચ્છાઓ પ્રકટ કરી હતી. જરૂર પડે તો પિકેટીંગ કરવા ને બીજી કોઈપણ સેવા આપવા માટે ઘણી **બહેનોએ** પણ ઉત્સાહ બતાવ્યો હતો.

"વધુ સમય નહિ હોવાને કારણે બાકી રહેલા થોડા દિવસોમાં જેટલું બની શકે તેટલું કામ કરવા માટે યોજના ઘડવા સારૂ શુક્રવારે રાત્રે દેરાસરજીની બાજુના ચોકમા જૈન જૈનેતરોની એક સભા બોલાવવવામા આવી હતી. આ વખતે જે યોજના નક્કી કરવામા આવી છે, તે આ છે :

\+ \+ \+

"આ સભા જોકે નાની હતી, પણ રસદાર બની હતી. ભાઇઓએ જુદી જુદી યોજનાઓ રજુ કરી હતી અન છેવટે મહારાજશ્રીએ સમજાવ્યું હતું કે 'કોઇપણ કમીટીમાં નામ લખાવતી વખતે ઘણા લોકો નામ લખાવે છે, યા નામો લખી લેવામાં આવે છે. અને બીજાઓ સમજે છે કે અમુક જવાબદારી તો અમુક માણસોએ લીધી છે, પણ તે બધામા કામ કરનાર બહુ થોડા નીકળે છે. તે આપણે ઘણીવાર અનુભવ્યું છે. તમે જવાબદારી માથે લીધા પછી જો જવાબદારીનું પાલન નહિ કરો, તો તે દોષના ભાગીદાર તમે થશો. હિંસા બંધ થાય કે ન થાય, તે સવાલ જુદો છે, પણ જે કામ તમને સોંપવામાં આવ્યુ છે, તે કામનું તમારે બરાબર પાલન કરવું જોઇએ.

\+ \+ \+

"મહારાજશ્રીએ સૂચના કરી હતી કે 'અત્યારના કાર્યક્રમમા મુખ્ય બે બાબતો ખાસ ધ્યાન ખેંચનારી છે. (૧) હિંસક કોમના આગેવાનોને સમજાવવા અને (૨) સરઘસનું કામ. આ કામ માટે તમે જેટલી વધુ કોશિષ કરશો, તેટલી વધુ સારી અસર થશે. કોઈપણ જાતિના આગેવાનો કદાચ અહિં ન આવી શક્તા હોય, તો હું તેમને ત્યા જવા માટે તૈયાર છું. માત્ર તમે મારી સાથે ચાલો.'

"મહારાજશ્રીએ કહ્યું હતું કે આપણે આડંબર કરવો નથી, પણ કામ કરવાનું છે. એટલે શાંતિપૂર્વક જે કાંઈ થાય તે કરવું, એ આપણું કામ છે. હિંસા થોડા ઘણા અંશે જરૂર બંધ થશે. પણ કદાચ એ બંધ ન થાય, તોપણ આપણે શુભ આશયથી આ કામ કરતા હોવાથી તેટલા પુણ્યના ભાગીદાર તો થઈશું જ. દિવસના ભાગમા હું મારૂં કામ બજાવીશ, પણ રાત્રિના સરઘસ માટે સારા સારા વક્તા મુકરર કરો કે જેઓ લતા લતામા રાત્રિફેરી સાથે ફરીને વ્યાખ્યાન આપી શકે

"મહારાજશ્રીના આ ઉપદેશની અસર સારી થવા પામી હતી, અને લોકોએ પોતપોતાનું કામ સંભાળી લીધું હતુ. એકંદર રીતે આ નવરાત્રિના દિવસોમાં થતી હિંસા બંધ કરવા યા ઓછી કરવા માટે મોડે મોડે પણ મુનિશ્રીની પ્રરણાથી જે કાઇ યોજના હાથ ધરવામાં આવી છે, તે પ્રશંસનીય છે ને કાર્યકર્તાઓ પોતાના કાર્યમા સફળ થાય, એમ આપણે ઇચ્છીએ છીએ. આ કામમા દરેકે સહકાર આપવો જોઈએ, અને અમને ઉમેદ છે કે આ બધી ચળવળનું ઘણું જ સુંદર પરિણામ આવવા પામશે."

**પારસીસંસાર તા. ૯ ઓકટોબર ૧૯૩૭**

આવીજ રીતે '**હિતેચ્છુ**' પત્રે પણ '**અગ્રલેખ**' લખ્યો હતો. તેમાં લખ્યું હતું:

"કરાચીમાં આ દશેરાના દહાડામાં થતી હિંસા અટકાવવાને માટે જૈન ભાઇઓએ જે પ્રયત્ન ઉપાડયો છે, તે પ્રશંસનીય છે. આ સાલ વિશેષતા એ છે કે જૈનધર્મના મહાન્ ઉપદેશક મુનિમહારાજ વિદ્યાવિજયજી કરાચીમા બિરાજમાન હોઇને તેમની હાજરીથી તેમજ પ્રોત્સાહનથી આ દશેરાના નિમિત્તે થતી હિંસા અટકાવવાને એક મોટા પાયા ઉપર પ્રયાસ થનાર છે.

"આ પ્રયાસ એ છે કે કાંઇક સો જેટલા ભાઇઓ હિંસા અટકાવવાને હિંસાના સ્થાન આગળ શાંત સત્યાગ્રહ કરવા અથવા ઉપવાસ કરવાને તત્પર થયા છે. ઉપરાંત આવા સત્ત્વગુણી ભાઇઓનું એક સરઘસ નીકળનારૂં છે, ઉપરાંત

વાલંટીયરો રોકીને ધર્મને નામે જ્યાં જ્યાં હિંસા થાય છે, ત્યાં દેખરેખનાં પગલા લેવાનાર છે.

"જૈન ભાઈઓના આ કાર્યને અમે સ્તુત્ય ગણીએ છીએ, અને આ હિંસા-વિરોધનું કામ કરવામા જૈન ભાઇઓની સાથે તમામ મતના હિંદુ ભાઈઓ ભળશે, અને ઉત્સાહથી સાથ–સહકાર આપશે, એવી ઉમેદ રાખીએ છીએ.

"કેમકે અગાઉ કહ્યું તેમ ધર્મના નામે થતો પશુવધ ખાસ તજવા જોગ છે. અને એ વધને અટકાવવામાં હિંદુ ધર્મની અને હિંદુ ધર્મિયોની મહત્તા છે"

'હિતેચ્છુ' તા. ૧૦ ઓકટોબર ૧૯૩૭

આમ સ્થાનિક પત્રોની સુચનાઓથી જેમ કાર્યકર્તાઓમાં અપૂર્વ જોર આવવા પામ્યું હતું, તેવીજ રીતે જૈનો ઉપરાંત જૈનેતરોએ પણ ખૂબ ઉત્સાહથી આ પ્રવૃત્તિમાં ભાગ લીધો હતો.

બરાબર આસો સુદિ ૬ થી ઠરાવ્યા પ્રમાણે પ્રવૃત્તિ શરુ કરવામાં આવી હતી.

**પ્રભાત ફેરી**—આસો સુદી છઠ રવિવારથી પ્રભાતફેરી શરુ કરવામાં આવી હતી. સવારના સાડાપાંચ વાગે તો જૈનમંદિરનો ચોક સ્રી પુરૂષોથી ભરાઇ જતો હતો. સ્વયસેવકો પાંચ વાગ્યાથી મહોલ્લે મહોલ્લે બ્યુગલોનો અવાજ કરી લોકોને જાગ્રત કરતા હતા. અમે અમારા ક્રિયાકાંડથી નિવૃત્ત થતાં છ વાગે પ્રભાત ફેરી શરુ કરવામા આવતી.

સેંકડો સ્રીપુરૂષો–જૈન અને જૈનેતર આ પ્રભાતફેરીમાં શરીક થતા. સ્રીઓ અને પુરુષો બન્નેની લાઇનમાં ગોઠવાઇ જતાં. ઉત્સાહવર્ધક અને જીવદયાના પ્રચારનાં ભજનો લલકારાતાં. આગેવાનો છૂટે હાથે જુદી જુદી

ભાષાનાં હેન્ડબીલો વ્હેંચતા. ફોટોગ્રાફરો જુદી જુદી પોઝીશનના ફોટાઓમાં આ સરઘસને ઝડપી લેતા.

**ઉપદેશ**—નક્કી કરેલાં સ્થાનોમાં રોજ આ સરઘસ જતું. ભંગી, ઢેઢ, કોળી, વાઘરી એવાઓને મહોલ્લાઓની વચમાં ભેગા કરવામાં આવતા. સાધુઓ અને વાણિયા બ્રાહ્મણો જેવી ઉજળી કોમના લોકો એ લોકોના ઘર આંગણે જતાં આશ્ચર્ય અને હર્ષઘેલા થતા. સાદી અને સરળ ભાષામાં 'માતા' 'માનતા' અને 'પશુહિંસા કરવામાં કેવું પાપ છે' એ બધું યુક્તિપૂર્વક સમજાવાતું. ઘણા લોકો પોતાની મેળે સરળતા પૂર્વક માતાની સામે પોતાના નિયમ પ્રમાણે ધૂપીયુ ઉપાડીને પ્રતિજ્ઞા કરી લેતા કે અમે એકપણ જીવને મારીશું નહિ. ઘણાઓ એના 'ભૂવા' ઉપર રાખતા. ત્યારે ભૂવાઓને સમજાવવાની કોશિશ કરવી પડતી.

**પહેરાઓ**—મુકરર કરેલા બધા સ્થાનોમાં સ્વયંસેવકોની ટુકડીઓ બેસાડવામાં આવી હતી. વયોવૃદ્ધા બહેનો પણ તેમાં સામેલ હતી. આખી રાતોના ઉજાગરા કરીને આ ટુકડીઓ કોઇપણ જીવની હિંસા ન થાય, એની ખબરદારી રાખતી. આઠમ, નોમ અને દશમ–એમ ત્રણ દિવસ શાંતિ અને સાવધાની પૂર્વક આ કામ કરવામાં આવ્યું હતું. પહેરા ભરનારાઓને કોઇપણ જાતની તકલીફ તો નથી થતી ? એની ખબર માટે સુપરવાઇઝરો ચોવીસે કલાક મોટરોમા ફરતા રહેતા.

**વિચિત્ર દશ્યો**—દેવીઓની આગળ બકરાઓ વિગેરે જાનવરો લાવીને ઉભા રાખવામાં આવ્યા હોય, 'ભૂવા' ધૂણતા હોય, તેની આસપાસ સેંકડો લોકો હોકારા કરીને અને ડાકલિયા ડાકલાં વગાડીને તાન ચડાવતા હોય, સાંકળો અને છરીઓ ઉછળતી હોય–આવા ભયંકર વાતાવરણમાં સ્વયંસેવકો અને સ્વયંસેવિકાઓ પોતાનું કર્તવ્ય બજાવતાં હતા.

**પરિણામ**—અમારી આ પ્રવૃત્તિનું ધાર્યા કરતાં ઘણું સુંદર પરિણામ આવ્યું. ઘણી જાતના અનુભવો મળ્યા. લગભગ જેટલે સ્થળે પહેરાઓ બેઠા હતા, તે બધે યે સ્થળે પ્રાયઃ એક પણ જીવની હિંસા ન થવા પામી. એટલુંજ નહિ પરંતુ કેટલેક સ્થળે તો કાયમને માટે હિંસા નહિ કરવાની લોકોએ પ્રતિજ્ઞાઓ કરી.

ધોબીઘાટની બાજુમાં ખોપરામીલની પાછળ વાઘરીવાડામાં રહેતી એક બાઇ, કે જેનો ચ્હેરો દેખીનેજ કમજોર હૃદયના માણસો તો ડરી જાય, આ બાઇ કહેવાય છે કે લોટા ભરીભરીને ચાર–પાંચ બકરાઓનું લોહી પી જતી. આ બાઇએ અમારી સામેજ ખૂબ ધૂણ્યા પછી પ્રતિજ્ઞા કરતાં કહ્યું કે—'મારે ત્યાં મહાત્માઓ અને આવડું મોટું મહાજન પધાર્યું છે, તો હું માતાની આગળ ક્યારે પણ જીવવધ નહિ કરૂં. અને અમારી આખી કોમમાંથી આ રિવાજ દૂર થાય એવી કોશિષ કરીશ.'

## દશેરાના દિવસે

આવીજ રીતે દશેરાના દિવસે પણ જે જે સ્થાને પશુવધ થતો હતો, ત્યાં જઇ સમજાવીને તેને બંધ કરાવવામાં આવ્યો હતો. ઘણે ભાગે આ દિવસે મરાઠા લોકો પશુવધ વધારે કરે છે. તેમને સમજાવીને બંધ કરાવવામાં આવ્યો હતો.

આવી રીતે નવરાત્રિ અને દશેરાના દિવસોમાં અહિંસાની પ્રવૃત્તિ ઘણીજ સંતોષજનક થઇ હતી. અને છેવટે–પહેલાં ઠરાવ્યા પ્રમાણે 'જીવદયા મંડળી' તરફથી તે બધા લોકોને મીઠાભાતનું ભોજન આપવામાં આવ્યું હતું.

## ફટાકડા સંબંધી

સંસારમાં એવી અનેક પ્રવૃત્તિઓ છે કે જેમાં એક અથવા બીજી રીતે

અહિંસક ગણાતી કોમમાં પણ હિંસાઓ થાય છે, જેને હિંસા તરીકે લોકો ઓછી ગણે છે. આવી પ્રવૃત્તિમાં દીવાળી ઉપર ફોડાતા ફટાકડા અને દારૂખાનાની પણ એક પ્રવૃત્તિ છે.

એક દિવસ વ્યાખ્યાનમાં ફટાકડા નહિ ફોડવા સંબંધી ઉપદેશ આપવામાં આવ્યો. દીવાળી નજીક આવતી હતી. અમને લાગ્યું કે આવા મોટા માણસોને ફટાકડા નહિ ફોડવાના નિયમો કરાવવા એનો અર્થ તો કંઇજ નથી. ફટાકડા ફોડનાર બાળક બાળિકાઓને ઉપદેશ આપવો જોઇએ.

તા. ૨૩ મી ઓકટોબરથી અમે કરાચીની સ્કૂલોમાં જવાનું શરુ કર્યું. સ્કૂલોનો ટાઇમ થતાંજ અમે એક પછી એક સ્કૂલોમાં પહોંચી જતા. બરાબર સાત દિવસ સુધી અથક પરિશ્રમ સ્કૂલોમાં જઇને ઉપદેશ આપવામાં કર્યો. રોજ પાંચ-સાત-આઠ સ્કૂલોમાં પહોચી જતા. હેડમાસ્તર કે પ્રીન્સીપાલને મળી સ્કૂલના કમ્પાઉન્ડમાં કે સ્કૂલના કોઇપણ મોટા હોલમાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓને એકત્રિત કરી ઉપદેશ આપતા. સિંધી, ગુજરાતી, મરાઠી, હિંદી, ઉર્દૂ અને હરિજનોની એકંદર સાત દિવસમાં ચાલીસ સ્કૂલોમાં **પંદર હજાર** વિદ્યાર્થીઓને ફટાકડા નહિ ફોડવાનો ઉપદેશ આપ્યો ને પ્રતિજ્ઞાઓ કરાવી. બાળકો એટલા બધા નિર્દોષ હૃદયના હોય છે કે એને ગમે તે ઉપદેશ આપો, ઝટ અસર કરે છે. ઘરે જઇને માબાપોને કહેઃ ' અમારી સ્કૂલમા એક સાધુ મહારાજ આવ્યા હતા, એમણે કહ્યું, કે ફટાકડા ફોડવાથી હાથ બળી જાય, લુગડાં બળી જાય, કોઇના ઘરમા કે દુકાનમાં આગ લાગી જાય, માણુસ મરી જાય, માટે અમે ફટાકડા નહિં ફોડીએ. અમારે માટે ફટાકડા લાવશો નહિ. '

આ પ્રવૃત્તિની એટલી સુંદર અસર થઇ કે આખા શહેરમાં ફટાકડા વેચનારાઓ બેઠાં બેઠાં બગાસાં ખાવા લાગ્યા. થોડી થોડી વારમા

દોડાદોડ કરનારા બંબાવાળા પોતાનાં સ્ટેશનો ઉપર આખો દિવસ ટેલ મારતાજ રહ્યા. મ્યુનિસિપાલીટીનું ભૂંગળું ચીસ પાડેજ નહિ. ન ક્યાંય આગ કે ન ક્યાંય બૂમ. પરંપરાથી આખા ગામમાં ફટાકડા નહિ ફોડવાની ધાક વાગી ગઇ.

ફટાકડાના ઉપદેશની સાથેજ સવારમાં ઉઠીને પ્રભુની પ્રાર્થના કરવાનો, માતાપિતાને નમસ્કાર કરી આશીર્વાદ મેળવવાનો, વિદ્યા ગુરુઓને નમસ્કાર કરવાનો, સત્ય બોલવાનો અને વિનય રાખવાનો પણ ઉપદેશ થતો.

## કાળીચૌદશ

સાંભળવામાં આવ્યું કે—કાળીચૌદશની રાત્રે શહેરથી બહુ દૂર સ્મશાનભૂમિમાં મેલી વિદ્યાઓને સાધનારા હિંસા કરે છે. એક દિવસ વ્યાખ્યાનમાં ઉપદેશ આપી ૬૦ સ્વયંસેવકોની ટુકડીઓ તૈયાર કરવામાં આવી. જેમાં ઘણી બહેનોએ પણ નામ લખાવ્યાં. ભયંકર સ્થાનો અને રાત્રિનો સમય, એટલે બહેનોને માટે ત્યાં જવાની સાફ ના પાડવામાં આવી. છતાં ત્રણ વૃદ્ધ માતાઓ—મ્હોટા ઘરની માતાઓ આખરે પહેરો ભરવા ગઇ તે ગઇજ. એ ત્રણ બહેનો—તે શેઠ લાલચંદ પાનાચંદનાં ધર્મપત્ની માણેકબહેન, શેઠ ભગવાનલાલ રણછોડદાસનાં માતા મણીબા અને ભાઇ ટી. જી. શાહનાં ધર્મપત્ની ચંચળબહેન હતાં. રાત આખી ઉજાગરો કરી પહેરા ભર્યા, પણ જણાયું કે કોઇપણ સ્થાને હિંસા થવા પામી ન્હોતી. કહેવાય છે કે માત્ર એકજ સ્થળે કોઇ વિદ્યા સાધનાર માણસ ઘરેથી માંસ લાવેલો અને ત્યાં ટુકડા ફેંકેલા.

## ધન્યવાદ

છેવ આ પ્રસંગે મંદિરમાર્ગી અને સ્થાનકવાસી સંઘના આગેવાનો,

સ્વયંસેવકો અને સ્વયંસેવિકાઓ, 'સિંધજીવદયા મંડળી'ના કાર્યકર્તાઓ અને તે ઉપરાંત લોહાણા ગૃહસ્થ શ્રીયુત દેવચંદભાઇ તથા ભાઇ ટી. જી. શાહને ખરા અંતઃકરણ પૂર્વક ધન્યવાદ આપું છું કે જેમણે મારી જીવદયા સંબંધની બધી યે પ્રવૃત્તિમાં તન, મન, અને ધનથી સાથ અને સહકાર આપ્યો હતો. તે બધાઓના અને પત્રકારોના સહકારનુંજ પરિણામ હતું કે અમારા જેવા સાધુ જીવદયા સંબંધની પ્રવૃત્તિમાં કંઇક કરી શકવા ભાગ્યશાળી થયા છીએ.



—: ૨૬ :—

## ધાર્મિક પ્રવૃત્તિ.

સાધારણ રીતે જૈન સાધુઓ જ્યાં જ્યાં ચોમાસું કરે અથવા થોડી પણ સ્થિરતા કરે, ત્યાં જૈન ધર્મ પાળનારા ભાઇઓ અને બહેનોને ધાર્મિક પ્રવૃત્તિમાં જોડવાને જરુર પ્રયત્ન કરે. એ ધાર્મિક પ્રવૃત્તિમાં ઘણા સાધુ-ઓમાં અને ઘણા સ્થળોમાં રૂઢીપૂજકતાનું એટલું બધું તત્ત્વ પેસી ગયું છે કે જેના લીધે આજકાલના નવયુવકો કિવા વિચારકોને એ તરફ અભિરુચી ઓછી થાય છે. હું માનું છું કે સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ અને એવી ક્રિયાઓમાં સર્વથા નહિ માનનારા લોકો તો બહુજ ઓછા હશે. એ ક્રિયાઓમાં માને છે જરુર, પરન્તુ એનું મહત્ત્વ નહિ સમજવાના કારણે, તેમજ એ ક્રિયાઓના અર્થો જેવી રીતે સમજવા જોઇએ, તેવી રીતે નહિં સમજવાના કારણે તે તરફ લોકોની અભિરુચિ ઓછી થાય છે. અને તેમાં યે ધર્મભાવનાવાળી બહેનો તેમ થોડાક જુના ઘરડાઓ એ ક્રિયાઓનું મહત્ત્વ કે અર્થ સમજ્યા વિના જે રીતે ક્રિયા કરે છે

અને ક્રિયા કરતાં પણ ક્રોધાદિ કષાયો આદિ દુર્ગુણોની મંદતા નથી કરી શકતા, એના લીધે, બીજાઓ એમની અજ્ઞાનતા ઉપર નહિ પણ એ ક્રિયા તરફ ઘૃણા કરે છે. જોઇએ તો એમ કે જેઓ ક્રિયામાં માનનારા છે અને એકલી વાચાળતા આત્મકલ્યાણમાં સાધનભૂત નથી થઇ શકવાની, એવું જે માને છે, એમણે સમજપૂર્વક ક્રિયા કરવાની કોશિષ જરુર કરવી જોઇએ.

કરાચીના જૈનો તો લગભગ આ વિષયમાં વધારે અજ્ઞાન કહી શકાય. કારણ કે એમને એવા પ્રસંગો સાંભળવાના જાણવાના કે આચરવાના બહુજ ઓછા સાંપડેલ હોય છે. અમારાં વ્યાખ્યાનોમાં, તેમાં યે ખાસ કરીને જ્યારે જ્યારે મુનિરાજશ્રી જયન્તવિજયજીના ઉપદેશનો લાભ કરાચીના જૈન ભાઇઓ બહેનોને મળતો, ત્યારે ત્યારે ધાર્મિક ક્રિયાકાંડો તરફ એમને વાળવાની ખાસ કરીને કોશિષ કરવામાં આવતી. અને તેના પરિણામે પૌષધ, પ્રતિક્રમણ વિગેરે ક્રિયાઓ બહેનોમાં તો વધારે થાય, એ સ્વાભાવિક છે; પરન્તુ પુરુષોમાં પણ તે તરફ અભિરુચિ સારી વધી કહેવાય. કોઇ કોઇ તહેવારના દિવસે પૌષધક્રિયા કરનારઓની સંખ્યા ઘણી સારી દેખાઇ સાધુઓની ઉપસ્થિતિનો આમ લાભ લે, એ સ્વાભાવિક છે; છતાં વસ્તીના પ્રમાણમાં અહિં પુરુષોમાં ક્રિયાકાંડ તરફ અભિરુચિ ઘણીજ ઓછી રહી છે, એમ કહી શકાય.

## વ્રતોચ્ચારણ

આશ્ચર્ય જેવું એ છે કે આટલી મોટી વસ્તીવાળા શહેરમાં, આટલા બધા જૈનોમાં શ્રાવકનાં બાર વ્રત અંગીકાર કરેલો ભાગ્યેજ એકાદ ગૃહસ્થ જોવાયો હશે. આ સંબંધી ઉપદેશ થતાં થતાં કરાચી મૂર્તિપૂજકસંઘના આગેવાન ગૃહસ્થોમાંના એક મોરબીવાળા શેઠ વાઘજી ગુલાબચંદે તા. ૪ નવેમ્બર ૧૯૩૭ ના દિવસે પોતાને ત્યાં આગેવાન ગૃહસ્થો અને પોતાના સગાસંબંધિયોનો એક નાનકડો મેળાવડો કરી સજોડે ( પત્નીસહિત )

બ્રહ્મચર્યવ્રતનો સ્વીકાર કર્યો હતો. આ પ્રસંગે તેમણે પોતાની શક્તિ પ્રમાણે સારી રકમ જુદા જુદા ધર્મકાર્યોમાં ખર્ચવાની પણ જાહેર કરી હતી.

તે પછી તો સં. ૧૯૯૪ ના માગશર સુદિ ૧૦ ના દિવસે મોટી ધૂમધામપૂર્વક થએલા દીક્ષા ઉત્સવ પ્રસંગે ઘણા ગૃહસ્થોએ સજોડે બ્રહ્મચર્યવ્રતની તેમજ ઘણાઓએ બાર વ્રત વિગેરે વ્રતો અંગીકાર કર્યાં હતાં.

આમ જેમ જેમ ઉપદેશ મળતો ગયો, તેમ તેમ શ્રાવકધર્મ તરફ ભાઇઓ બ્હેનોની અભિરુચિ સારી વધી છે.

**તપસ્યા**

આવીજ રીતે અમારી સ્થિતિ દરમિયાન ચૌદપૂર્વની તપસ્યા, અઠ્ઠાઇઓ, પંદર સોળ ઉપવાસ–એમ જુદી જુદી તપસ્યાઓ પણ સારી થઇ, એટલુંજ નહિં પરન્તું આવી તપસ્યાઓ પ્રસંગે ગુજરાત–કાઠિયાવાડની માફક રાત્રિ જાગરણ અને બીજી ધૂમધામો પણ યથાશક્તિ યથાસમય સારી થવા પામી.

આવી ધર્મક્રિયાઓમાં પણ, અહિંના લોકોમાં એક કુરિવાજ પેસી ગયો છે, એ ખરેખર દુ:ખકર્તા છે. તે કુરિવાજ છે રાત્રિ જાગરણ વખતે ચાપાણી ને નાસ્તા ઉડાવવાનો. તપસ્યાના નિમિત્તે કે પજુસણના દિવસોમાં– ગમે ત્યારે ગમે તે નિમિત્તે કોઇને ત્યાં રાત્રિ જાગરણ હોય, ત્યારે રાત્રિ જાગરણમાં જનારા લોકોને તે ગૃહસ્થે નાસ્તા પાણી કરાવવા જોઇએ. કોઇ પણ જૈને સ્વાભાવિક રીતેજ રાત્રે કંઇ ખાવું ન જોઇએ. જ્યારે પ્રભુની ભક્તિ કરવાને ભેગા થવા પ્રસંગે આખી રાત નાસ્તા ઉડાવવા, એ કેટલું બધું અપ્રશસ્ય–નિંદ્ય કામ છે, એ સમજવા જેવું છે. આ સંબંધી ઘણો ઘણો ઉપદેશ આપવામાં આવ્યો છે. એટલે તે કુપ્રથા કેટલેક અંશે બંધ પડી છે.

## અઠાઈ મહોત્સવ

કરાચીના જૈનસંઘમાં અઠાઇ મહોત્સવ જેવા એક સાધારણ ગણાતા ઉત્સવનો પ્રસંગ પણ કેટલાં યે વર્ષો પછી અમારી સ્થિતિ દરમીયાન સાંપડયો, એમ લોકોનું કહેવું થાય છે. ગુરુદેવ શ્રી વિજયધર્મસૂરિ મહારાજની પંદરમી ને સોળમી બન્ને જયંતીઓ પ્રસંગે સારામાં સારી ધૂમધામપૂર્વક **અઠાઈ મહોત્સવો** થયા હતા. પહેલી જયન્તીમાં અઠાઇ મહોત્સવ **શેઠ ભાઈચંદ ભાણજી** તરફથી થયો હતો. શેઠ **ભાઇચંદભાઇ** કરાચી સંઘમાં ઘણાજ સરળ પ્રકૃતિના ને ઉદારવૃત્તિના ગૃહસ્થ છે. તેઓ અને તેમનાં ધર્મપત્ની બંને બહુજ શ્રદ્ધાળુ અને અવસરોચિત કાર્યો કરવામાં ઉદાર છે. ન કેવળ અઠાઇ મહોત્સવમાંજ, બલ્કે અમારી સાધુમંડળીને માટે જ્યારે જ્યારે જ્ઞાન દર્શન ચારિત્રની વૃદ્ધિના કાર્યો આવી પડયાં, ત્યારે ત્યારે તેમણે ઉત્સાહપૂર્વક લાભ લીધો છે.

શેઠ **ભાઇચંદભાઇ**ની સાથે, તેમના મિત્રો–શેઠ **મોહનલાલ** કાળીદાસ શાપુરવાળા, શેઠ **મુલજીભાઇ** જીવરાજ માંગરોળવાળા અને શેઠ મગનલાલ ધર્મશી માંગરોળવાળા–આ ચારે મિત્રોની જોડી એવી છે કે જ્યારે જ્યારે દેવ, ગુરુ, ધર્મની ભક્તિનું કાર્ય આવી પડે છે, ત્યારે ત્યારે સમયોચિત્ત અને નિરાડંબરતા પૂર્વક યથાશક્તિ ઉદારતા કરવામાં પાછી પાની નથી કરતા. બીમારીના કારણે ત્રીજુ ચોમાસુ રહેવાનું થતાં આ ચારે મિત્રોએ જે લાભ ઉઠાવ્યો છે, એ વધારે પ્રશંસનીય છે, અને એમની ખરી ગુરુભક્તિનું સૂચન કરે છે.

## શાન્તિસ્નાત્ર

બીજી જયન્તી પ્રસંગે જે ઉત્સવ કરવામાં આવ્યો હતો, તે **સમસ્તસંઘ** તરફનો હતો. આ ઉત્સવ વખતે **શાન્તિસ્નાત્રની** **જૈનધર્મની**

મહાન્ ક્રિયા પણ કરવામાં આવી હતી. આ ક્રિયાની વિધિ કરવા માટે વળાદનિવાસી ક્રિયાકુશળ શેઠ ફૂલચંદભાઇ ખીમચંદ, પોતાના પુત્ર અને બીજા એક ભાઇ સાથે આવ્યા હતા. કરાચીના આંગણે આ ક્રિયા એક નવીન જ પ્રાય. ક્રિયા હતી. લોકોને ખૂબ જ રસ આવ્યો હતો.

બન્ને વર્ષના ઉપર્યુક્ત ઉત્સવોને અંગે વરઘોડા અને સમયોચિત બીજી ધૂમધામો દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવ પ્રમાણે સારી થઇ હતી.

## અજૈનોએ લીધેલો લાભ

ઉપર્યુક્ત બંને ઉત્સવો કરાચીને માટે અગત્યના હતા. સિંધ જેવા માંસાહારી મુલકમાં, અને જ્યાં જૈન ધર્મ કે જૈનક્રિયાઓને લોકો જરા પણ ન જાણતા હોય, એવા દેશમાં આવા ઉત્સવો ખરેખરી જૈનધર્મની પ્રભાવના કરનારા થઇ પડે છે. જેમણે એ ઉત્સવો નજરે જોયા છે, તેઓને એ વાતની ચોક્કસ ખાતરી થઇ છે. બને ઉત્સવોમાં સેંકડો સિંધી ભાઇઓ બહેનો અને બીજા અજૈનો ભાગ લેતા હતા, અને જૈનધર્મની પ્રશંસા અને અનુમોદના કરતા હતા. એટલુંજ નહિં પરન્તુ શાન્તિસ્નાત્રના દિવસે **જીવદયાનો** જે ફાળો થયો, તેમાં એ લોકોએ પણ યથાશક્તિ ફાળો આપ્યો હતો. એટલુંજ નહિ, **શાન્તિસ્નાત્ર**માં ભગવાનના ૨૭ અભિષેકનું જળ, એક પારસી ગૃહસ્થ ભાઇ **એદલ ખરાસે** ૫૦ મણ ઘી ( ૧૨૫ રુપિયા ) બોલીને પોતે લીધું હતું. આ કેટલું મહત્ત્વ કહેવાય, એ વિચારનારા વિચારી શકે છે.

એટલે અત્યારના સમયમાં આવા ઉત્સવો વધારે મહત્ત્વના અને આવશ્યકીય નહિ હોવા છતાં, દેશકાળનો વિચાર કરનારાઓને જરુર સમજાશે કે આવાં ક્ષેત્રોમાં, કે જ્યાં જૈનધર્મ શું છે ? એ કોઇપણ

જાણતાજ નથી; અરે ખુદ જૈનોને પોતાને પણ પોતાની ક્રિયાઓની ખબર નથી, તેવા દેશોમાં આવી ક્રિયાઓ—આવા ઉત્સવો જરુર અગત્યના છે.

## ધાર્મિક ઠરાવો

કરાચીની અમારી સ્થિતિ દરમિયાન બે અગત્યની ચર્ચાઓએ ભારતવર્ષના જૈનસમાજમાં બહુ ઉગ્ર રૂપ લીધું હતું. તેમાંની એક બાબત હતી **સંવત્સરીના તિથિનિર્ણય સંબંધી**, અને બીજી હતી 'બિહાર રીલીજ્યસ એન્ડોમેન્ટ બીલ' સંબંધી.

તિથિની વધઘટના કારણે સંવત્સરી પર્વ ક્યારે કરવું ? એ સંબંધી ગુજરાતમાં વિચરતા મુનિરાજોની વચમાં નહિ ઇચ્છવાજોગ ઉલ્કાપાત મચ્યો હતો. એક વાર્ષિક પર્વની આરાધનામાં રાગદ્વેષનો દાવાનળ આખી સમાજમાં સળગે, પાર્ટિઓ પડે, એકબીજાની નિંદાઓ થાય અને તેના પરિણામે જૈનેતરોમાં જૈનધર્મ અને જૈન સાધુઓની હલકાઇ થાય, એ ખરેખર દુઃખનો વિષય હતો. માટે કરાચીના સંઘની તા. ૨૨ મી જુને મળેલી વિરાટ સભાએ નીચેના ત્રણ ઠરાવો આ પંક્તિના લેખકના પ્રમુખપદે કર્યા હતા, તે ત્રણ ઠરાવો આ છેઃ—

"કરાચી સંઘની આ સભા માને છે કે સંવત્સરીપર્વની તિથિની વધઘટના કારણે અત્યારે આપણા મુનિરાજોમાં અને શ્રાવકોમાં જે મતભેદ પડયો છે, તે મતભેદ જરા પણ ઇચ્છવાજોગ નથી. કોઈપણ વિષયમાં મતભેદ થાય, એ સ્વાભાવિક છે, પણ એ મતભેદને આટલું ભયંકર રૂપ આપી આખા સમાજમા ભાગલા પડી જાય અને જૈનધર્મની હીલણા થાય, એવી સ્થિતિ સુધી લઇ જવો, તે જરા પણ યુક્ત નથી. માટે અમારો સંઘ એમાં ભાગ લેનારા મુનિરાજોને અને શ્રાવકભાઇઓને વિનતિ કરે છે કે કા તો આ પ્રશ્નનો જેમ બને તેમ જલ્દી નીવેડો આવે એવો પ્રબંધ કરે, અથવા આ ચર્ચાને બિલકુલ બંધ કરે."

**રજુ કરનારઃ શ્રી મણિલાલ હરેશભાઇ**
**ટેકો આપનારઃ શ્રી મૂળજીભાઇ જીવરાજ**

"સંવત્સરી જેવું પર્વ એકજ દિવસે આરાધાય, એજ વધારે સારૂં છે, એમ અમારો સંઘ માને છે. પરંતુ અમારા મુનિરાજો કેવળ દુરાગ્રહમા પડીને પોતપોતાના મતને પકડીજ રાખતા હોય, તો પછી જેને જે ફાવે તે દિવસે કરે, એ સિવાય બીજો ઉપાય નથી. માટે કોઇપણ જાતની ચર્ચા પેપરોના પાના ઉપર ચઢાવવા સિવાય, જો શાંતવૃત્તિથી સમાધાન થતું હોય તો કરી લેવું એ ઠીક છે, અને નહિ તો સૌ સૌની ઈચ્છા ઉપર રાખી મૂકી દેવું."

**રજુ કરનારઃ શ્રી મણિલાલ લ્હેરાભાઇ**
**ટેકો આપનારઃ શ્રી પી. ટી. શાહ**

"અમારા સંઘનું માનવું છે કે જે ગૃહસ્થો કોઇ પણ સાધુના દૃષ્ટિરાગી, અથવા તો પક્ષકાર બન્યા છે, એમને છોડીને લગભગ ભારતવર્ષના સમસ્ત જૈનો આવી ચર્ચા કે આવા નિરર્થક વાક્યુદ્ધ તરફ ઘૃણાની દૃષ્ટિથી જોઈ રહ્યા છે. અને તેથી સમસ્ત ગામોના સંઘોને અમારો સંઘ વિનતિ કરે છે કે તેમણે પોતપોતાના ગામમા આવી નિર્માલ્ય અને શાસનની હીલણા કરાવનાર ચર્ચાને સ્થાન ન આપવુ અને પોતાના આત્માના કલ્યાણ માટે પોતાના ગામના ભાઇઓએ સલાહસંપથી એક દિવસ મુકરર કરી સંવત્સરીની આરાધના કરવી."

**રજુ કરનાર : શ્રી પી. ટી. શાહ**
**ટેકો આપનારઃ શ્રી મણિલાલ લ્હેરાભાઇ**

આવીજ રીતે ધાર્મિક ફંડો ઉપર તરાપ મારનાર, **'બિહાર રીલીજયસ એન્ડોમેન્ટ બીલ'**ના સંબંધમાં પણ તા. ૨૭ જુલાઇ ૧૯૩૮ના દિવસે જૈનોની એક મ્હોટી સભા ભરી વિરોધનો ઠરાવ પાસ કરવામાં આવ્યો હતો. અને ઘટતે સ્થળે મોકલવામા આવ્યો હતો.

## ધાર્મિક સંસ્થાઓના મેળાવડા

કરાચીની જૈન સંસ્થાઓના સંબંધમાં પહેલાં એક પ્રકરણમાં કહેવામાં આવ્યું છે. મૂર્તિપૂજક પાઠશાળા અને કન્યાશાળા તેમજ

સ્થાનકવાસી પાઠશાળા અને કન્યાશાળા, એ ધાર્મિક સંસ્થાઓમાં મુખ્ય છે. બંને ફિરકાઓની સંસ્થાઓ કમીટીના બંધારણથી ચાલે છે. ખુશી થવા જેવું છે કે આ બંને સંસ્થાઓ એકસંપીથી કામ કરે છે. મેળાવડા ઘણી વખત સાથેજ થાય છે અને બાળકો અને બાળાઓના ખેલો વિગેરે પણ એક સાથે થાય છે. આવા સંયુક્ત મેળાવડાની અસર ઘણી સુંદર થાય છે. બાળક અને બાળાઓને પણ પોતાનું કાર્ય કરવામાં ઘણો ઉત્સાહ રહે છે. સંચાલકોને પણ તૈયારી કરાવવાનો સારો ઉત્સાહ રહે છે.

આવા અનેક મેલાવડા અમારી સમક્ષ થયા હતા, જેમાં સ્થાનકવાસી જૈન પાઠશાળાનો એક આકર્ષક મેળાવડો તા. ૮-૯ એપ્રીલ ૧૯૩૯ ના દિવસોમાં કરવામાં આવ્યો હતો. આ વખતે બાળકો અને બાળાઓએ કેટલાક સંવાદો, અને ગરબા વિગેરેનો કાર્યક્રમ રજુ કર્યો હતો. આ પ્રસંગે મેં જે ટૂંકુ પ્રવચન કર્યું હતું, તેનો સાર આ છેઃ—

" આ સંસ્થાના સેક્રેટરી ભાઇ ખીમચંદ વોરાએ બાળકો અને બાળાઓ પાસે જે પ્રોગ્રામ રજુ કરાવ્યું છે, તે ઉપરથી મારે તમને સમજાવવું જોઇએ કે સંગીત અને અભિનયકળાનું જૈન સાહિત્યમાં ઘણું ઉચ્ચું સ્થાન છે. અજિત-શાંતિ જેવાં આપણાં સૂત્રોમાં જે ગાથાઓ આપણે બોલીએ છીએ, તે સંગીત કળામય છે. સૂત્રોમાં રસ નથી આવતો એનું કારણ એ છે કે તે કળાયુક્ત બોલાતાં નથી. જૈનાચાર્યોએ સંસ્કૃત નાટકો રચ્યાં છે, તેની અંદર પણ સંગીત અને અભિનયને સ્થાન છે. મંદિરોમાં સ્તવનો વિગેરે ગવાય છે, પણ જો તે સંગીતકળાયુક્ત ગવાતાં હોય તો અત્યારે જે આનંદ આવે છે, એના કરતાં વધારે આવે. નૃત્ય એ પણ અભિનય કળા છે. કોઇપણ વસ્તુના શરીરના અભિનયથી સમજાવવાનું કામ આપણે બધાયે કરીએ છીએ. હું લાંબો હાથ કરીને હથેલી ઉંધી રાખી મીઠી નજરે કોઇના ઉપર હાથ મૂકું, આ મારો અભિનય કોઇ પણ સમજી શકશે કે તે આશીર્વાદનો સૂચક છે. ગુસ્સો કરવો હોય, ત્યારે હાથ કડક બનાવી મુઠીવાળી આંખના ડોળા કાઢીયે, એટલે વગર બોલે લોકો સમજી શકે કે આ ગુસ્સો કરે છે, આનું નામ અભિનય કળા છે.

ખરૂં કહીએ તો ધાર્મિક કે વ્યવહારિક બધી બાબતોમાંથી આપણે કળાને દૂર કરી છે અને ત્યારથી આપણી વસ્તુઓમાં નીરસતા ઉત્પન્ન થઇ છે. ભાઇ ખીમચંદ વોરા કળાના ઉપાસક છે. કળામય જીવન જીવવું એમને બહુ ગમે છે, અને એજ કારણ છે કે તેમના હાથ નીચે ચાલતી સંસ્થાના બાળકો અને બાળાઓને ધાર્મિક અભ્યાસમાં પણ કળાને સ્થાન આપી આટલી બધી સુંદરતા ઉત્પન્ન કરાવી શકે છે. સ્થા૦ પાઠશાળાએ બાળકોને ગોખણપટ્ટીના બોજાથી બહુ દૂર રાખ્યા છે. જૈનધર્મનું મૂળ તત્ત્વ બાળકો કેમ જાણે, એ માટે ભાઇ ખીમચંદ વોરા સતત પ્રયત્ન કરે છે. ધાર્મિક સંસ્થાના વિદ્યાર્થીઓ વ્યવહારિક કળાઓમાં પણ સારી રીતે આગળ વધી શકે છે આ સંસ્થાનું અનુકરણ બીજી સંસ્થાઓ કરે એ જરૂરી છે.

આવા મેળાવડાઓ જનસમાજને અને જૈનધર્મને માટે ઘણાજ લાભદાયક છે, એમ સ્પષ્ટ દેખાય છે. બાળકોનો ઉત્સાહ વધે છે, લોકોમાં ધાર્મિક શિક્ષણ પ્રત્યે પ્રેમ વધે છે, પોતાના કર્તવ્યનું ભાન થાય છે અને જૈનેતરો જૈનધર્મની અનુમોદના કરે છે. જુદા જુદા ફિરકાઓના સંયુક્ત મેળાવડા થવાથી બાળકોમાં પોતાના ફીરકા તરીકેનું અભિમાન ન આવતાં પોતે પોતાને જૈન તરીકે ઓળખવાનું શીખે છે. આપસમાં પ્રેમભાવ વધે છે અને છૂટી શક્તિઓ કરતાં સંયુક્ત શક્તિઓનો પ્રભાવ ઘણો વધારે પડે છે.



—: ૨૭ :—

# ગુરુદેવની જયન્તીઓ.

જગત્ પ્રસિદ્ધ સ્વર્ગસ્થ ગુરુદેવ શ્રીવિજયધર્મસૂરિ મહારાજના નામથી કોણ અજાણ્યું છે? ભારતવર્ષના વિદ્વદ્ સમાજમાં તો એઓ પ્રસિદ્ધ છે, પરંતુ ભારતવર્ષમા એઓ પ્રસિદ્ધ થયા, તે પહેલાં તો યુરોપ અને અમેરિકાના વિદ્વાનોમાં તેમની પ્રસિદ્ધિ ઘણી મોટી થઇ ચૂકી હતી. જગત્ પ્રસિદ્ધ ફ્રેન્ચ વિદ્વાન્ ડોકટર સીલ્વન લેવી, જર્મન વિદ્વાન્ ડોકટર જેકોબી, ઇટાલીયન વિદ્વાન્ ડો. ટેસીટોરી, ઓકસફર્ડના પ્રસિદ્ધ વિદ્વાન્ ડો. થોમસ—આવા સેંકડો વિદ્વાનો તેમના ભકતો અને પ્રશંસકો બની ચૂકયા હતા. અને એજ કારણે જર્મન અને ઇટાલીની મોટી મોટી સોસાયટીઓએ તેમને પોતાના 'ઓનરરી મેમ્બર' હોવાનું માન આપ્યું હતું, કે જે માન હિંદુસ્તાનના બહુજ ઓછા વિદ્વાનોને મળી શકયું છે.

ગુરુ મહારાજ માટે આ સ્થળે વધારે લખવાનું મ્હારે કાંઇ છે નહિં; ટૂંકામાં તેમનું

વ્યક્તિત્વ કેવું હતું ? એ બતાવવા માટે ' જૈનજ્યોતિ 'ના અધિપતિના શબ્દોજ ટાંકી દઉં:—

" પરમ સાધુમૂર્તિ જૈનાચાર્ય શ્રીવિજયધર્મસૂરીશ્વરજીની પિછાન માટે આજ કલમ અને કિતાબની બહુ ઓછી ઉપયોગિતા રહી ગઇ છે. જૈનધર્મના સાધુ બની જગત્ધર્મની સાધુતા જીવી જનાર, અન્યાય અને અધર્મ સામે સદા-સર્વદા પ્રચંડ જેહાદ જગાવનાર માન કે અપમાનને સત્કર્મના ત્રાજવે તોળી લેનાર એ મહાત્માની કીર્તિ હિંદના સીમાડા વટાવી, યુરોપ અને અમેરિકાની ભૂમિ પર તેમના જીવનકાળ દરમિયાનજ પહોંચી ગઇ હતી. તે યુરોપીય વિદ્વાનોનું ગુરૂપદ પણ હાસલ કરી લીધું હતુ. કાન્તિભર્યું સાધુજીવન અને અધ્યાત્મ ભર્યું વીર જીવન ગાળી તેઓ પોતાની પાછળ મોટો એવો યશઃપુંજ મૂકતા ગયા છે. "

આવા મહાપુરુષની પુણ્યતિથિ દરેક ધર્મના અનુયાયિઓ ઉજવે, એ સ્વપરના હિતને માટે લાભદાયક છે, એમ કોઇ પણ વિચારક કબૂલ્યા વિના નહિ રહે.

## કર્તવ્ય પાલન

અને તેમાં યે મારા જેવા તેમના અદના શિષ્ય માટે તો એ ગુરુદેવના સ્મરણાર્થ જેટલું કરી શકાય, તેટલું ઓછું છે. અને તેજ કર્તવ્યને લક્ષમાં રાખી જ્યાં જ્યાં મારું ચતુર્માસ થાય છે, ત્યાં ત્યાં ગામના પ્રમાણમાં ભાદરવા મહિનાનો શુકલ પક્ષ વિશિષ્ઠ પ્રવૃત્તિઓથી પસાર કરવા-કરાવવામાં આવે છે. અને તેમ કરવામાં હું મારું સદ્ભાગ્ય સમજું છું. સાધારણ રીતે શ્રાવણ વદિ બારસથી ભાદરવા સુદિ પાંચમ સુધી પર્યુષણની ક્રિયાઓ ઘણી ધૂમધામ પૂર્વક દરેક સ્થળે નિયમિત થાયજ છે; પરંતુ તે પછી ભાદરવા સુદિ અગિયારસે અહિંસા પ્રચારક, અકબર પ્રતિબોધક, જગદ્ગુરુશ્રી હીરવિજયસૂરિ મહારાજની જયંતિનો દિવસ આવે છે. અને

ભાદરવા સુદિ ૧૪ સ્વર્ગસ્થ ગુરુદેવ શ્રી વિજયધર્મસૂરિ મહારાજની પુણ્યતિથિ હોય છે. એટલે શ્રાવણ વદિ બારસથી ભાદરવા વદિ એકમ બીજ સુધીના દિવસો ધર્મક્રિયાઓ અને બીજી ધાર્મિક તેમજ સામાજિક પ્રવૃત્તિમાં પસાર થાય, એવો કાર્યક્રમ બનતાં સુધી ગોઠવવામાં આવે છે. સ્થાનિક ગૃહસ્થો પોતાની શક્તિ ને ભક્તિના પ્રમાણમાં ધૂમધામ કરે છે.

## જયંતીઓનો પ્રચાર

જયંતિઓનો પ્રચાર હવે તો બહુ વધી ગયો છે. છાશવારે ને છાશવારે કોઇની ને કોઇની જયંતી હોયજ. સાધારણ રીતે એકાદ સભા ભરી, બે ચાર વ્યક્તિઓ બોલી જાય, એટલે જયંતીની સાર્થકતા પૂરી થાય. વળી હવે તો જયંતીઓ કોની ઉજવવી જોઇએ ? એની પણ કાંઇ મર્યાદાઓ રહી નથી, તેમ છતાં જગત્ પ્રસિદ્ધ ઉંચા ચારિત્ર ધારી મહાપુરુષોના ગુણાનુવાદથી પણ વંચિત રહેવું, એ પણ કેમ પાલવે ? અને તેટલાજ માટે લીટે લીટે ચાલવાની પ્રથા કરતાં કાંઇક નવીનતા અને વિશેષતા યુક્ત કાર્યો થાય, કે જેથી જનતાને ઘણું જાણવાનું, જોવાનું, અને શીખવાનું મળે, એવા પ્રયત્નો કરવા તરફ લક્ષ રહે છે.

આજ ઉદ્દેશને લક્ષમાં રાખી, દરવર્ષ અને દરેક સ્થાનની માફક કરાચીમાં પણ ગુરુદેવની જયંતીઓ ઉજવવાનો કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો હતો.

## પહેલી જયન્તી

પ્રથમ વર્ષની એટલે ૧૫ મી જયન્તીનો કાર્યક્રમ ત્રણ દિવસનો ખૂબ ભરચક રખાયો હતો. તે ઉપરાન્ત સાથે અઠાઇ મહોત્સવ પણ હતો. જયન્તીની ત્રણ દિવસની સભાઓના પ્રમુખો હતાઃ—ભાઇ જમશેદ

નસરવાનજી મહેતા, સિંધના પ્રસિદ્ધ સાધુ ટી. એલ. વાસવાણી અને કરાચીના તે વખતના લોર્ડ મેયર દુર્ગાદાસ એડવાની બી. એ.; જ્યારે વક્તાઓ હતાઃ અમદાવાદના "જૈન જ્યોતિ"ના અધિપતિ ભાઇ ધીરજલાલ ટોકરશી શાહ, ખુશાલભાઈ વસ્તાચંદ, પંડિત લાલન, આર્યસમાજના પ્રસિદ્ધ વિદ્વાન્ પંડિત લોકનાથ, કરાચીના ભૂતપૂર્વ એજ્યુકેશન ઇન્સ્પેકટર નર્મદાશંકર ભટ્ટ બી. એ., સ્થાનકવાસી સંઘના સેક્રેટરી ભાઇ ખીમચંદ વોરા, કરાચીના પ્રસિદ્ધ સિંધી ગૃહસ્થ શેઠ લોકામલજી ચેલારામજી, ભાઇ પુરુષોત્તમ કોઠારી, શ્રીયુત જમિયતરામજી આચાર્ય, અમદાવાદના જાણીતા શહેરી શેઠ શકરાભાઇ લલ્લુભાઇ, પારસીઓના આગેવાન કાર્યકર્તા ગૃહસ્થ ભાઇ રુસ્તમ દસ્તુરજી, ભાઇ ટી. જી. શાહ, કરાચીના પ્રસિદ્ધ નાગરિક ભાઇ હીરાલાલ ગણાત્રા, હૈદ્રાબાદવાળાં સિંધી બહેન પાર્વતી સી. એડવાની, ભાઇ પી. ટી. શાહ અને કરાચીના પ્રસિદ્ધ ડૉ. કે. બી. પટેલ વિગેરે.

## આકર્ષણો.

પહેલી જયન્તીનાં ખાસ આકર્ષણોમાં જયન્તી અને અઠ્ઠાઇ મહોત્સવ માટેનો મંડપ, વરઘોડો, પંડિત લાલનનું સામાયિકનું રહસ્ય, ભાઈ ધીરજલાલના અવધાનના પ્રયોગો, રાતના સંગીતના જલસા અને વ્યાયામ વીરોના વ્યાયામના પ્રયોગો, જેમાં ભાઇ સીતારામ અને ભાઇ ભાગચંદ ખેતસી વિગેરેના પ્રયોગો ઘણાજ રોમાંચક હતા. પ્રોફેસર હાસાનંદના જાદુના પ્રયોગો, સાથેનું વ્યાખ્યાન, તેમ ડૉ. કે. બી. પટેલનું મેજીકલેન્ટર્ન દ્વારા ચિત્રો બતાવવા સાથેનું સામાજિક કુરુઢીઓ ઉપરનું વ્યાખ્યાન—એ વિગેરે મુખ્ય ચીજો હતી.

## કાર્યકર્તા

આ જયન્તીને સફળતાથી પાર ઉતારવા માટે સંઘની મેનેજીંગ

કમીટીના બધાએ શેઠીઆઓ ઉપરાંત જૈન સ્વયંસેવક મંડળ તેમજ ભાઇ ખીમચંદ વોરા, ભાઇ ટી. જી. શાહ, પુરુષોત્તમ કોઠારી, પી. ટી. શાહ, ભાઇ ફૂલચંદ વર્ધમાન, ભાઇ પ્રતાપચંદ ખીમચંદ, ભાઇ જેચંદ વાઘજી, ભાઇ ખુશાલચંદ વસ્તાચંદ, ભાઇ તલકશી દવાવાળા, ભાઇ જયન્તીલાલ રવજીભાઇ મહેતા અને ભાઇ ભાગચંદ ખેતસી વિગેરે મહાનુભાવોનો પ્રયત્ન ઘણોજ પ્રશંસનીય હતો.

## સર્વાધિક શ્રેય.

આ પ્રથમ જયન્તીના ઉત્સવનું સર્વાધિક શ્રેય કરાચીના ઉદાર અને ધર્મપ્રિય શેઠ ભાઇચંદભાઇ ભાણજીને ઘટે છે, કે જેમણે અઠ્ઠાઇ મહોત્સવ આદિ ધાર્મિક કાર્યોમાં પોતાની લક્ષ્મીનો સદ્વ્યય કરવામાં પોતાના દિલને મોકળું રાખ્યું હતું. શેઠ ભાઇચંદભાઇનાં ધર્મપત્ની પણ તેટલાંજ ધર્મપ્રેમી છે. અને આ દમ્પતી દરેક ધર્મક્રિયામાં આગેવાની ભર્યો ભાગ લઇ આત્મિક લાભ ઉઠાવતા.

## 'જૈન જ્યોતિ' શું કહે છે ?

આ જયન્તીના કાર્યનું સ્વયં નિરિક્ષણ કરી ગયા પછી "જૈન જ્યોતિ" ના અધિપતિ ભાઇ ધીરજલાલે જે અગ્રલેખ લખ્યો હતો તે વાંચવા માત્રથી હરકોઇને ખ્યાલ આવી શકે છે કે એ જયન્તી કોઇ જૈન સાધુની જયન્તી હતી કે જાણે જગતની કોઈ મહા વિભૂતિને તમામ ધર્મના અનુયાયીઓ પોતાની અંજલી અર્પણ કરવા એકત્રિત થએલ સર્વધર્માનુયાયિઓનું કોઇ સંમેલન હતું ? અથવા સર્વધર્મોવાળાની ઐક્ય સાધતી કોઇ મહા કોન્ફરન્સ હતી ? 'જૈન જ્યોતિનો' અગ્રલેખ આ છે :—

'જયન્તી ઉજવવી એ હવે જૈન સમાજમાં નૂતન ઘટના નથી રહી. થોડા થોડા દિવસોને અંતરે 'જયન્તી ઉજવ્યા'ના સમાચારો સાંપડતાજ રહે છે,

પરંતુ નથી હોતી તેમાં કોઇ નૂતન દૃષ્ટિ, નથી હોતું તેમા કોઇ ઉચ્ચ ધ્યેય ? વળી જેની જયંતી ઉજવાતી હોય છે, તે પુરૂષ સમાજમાં બહુ માન્ય નહિ હોવાથી કેવળ તેના પાચ-પચ્ચીસ અનુયાયીઓ એકત્ર મળે છે, ને એકાદ વ્યાખ્યાન કે એકાદ પૂજા ભણાવી 'જયંતી ઉજવ્યાનો' સંતોષ લેવાય છે ! આ બધી પરિસ્થિતિનો વિચાર કરતાં કરાચીમા ઉજવાયેલી **શ્રી વિજયધર્મસૂરીશ્વરજીની** જયંતી અપૂર્વ લાગે છે.

" આ જયંતી એકાદ વ્યાખ્યાન કે પૂજામાંજ પર્યાપ્ત થઇ ન હતી. પણ એક મહાન્ ઉત્સવના રૂપમા યોજાઇ હતી, અને તેની પાછળ જૈનધર્મની ગૌરવગાથા કરાચીની સમસ્ત જનતાના કાનમા મધુર રણકાર કરે, તેવો ઉચ્ચ ઉદ્દેશ હતો. તે માટે બહુ વિચાર પૂર્વક આઠ દિવસનો કાર્યક્રમ ગોઠવાયો હતો અને તેમા અનેક નવીન તત્ત્વો દૃષ્ટિગોચર થતા હતા."

" તેમાં સૌથી પ્રથમ ધ્યાન ખેંચનારૂં તત્ત્વ તો એ હતું કે કરાચીના ૪૦૦૦ જૈનો, જેનો ૬૦ ટકા ભાગ સ્થાનકવાસી અને ૪૦ ટકા ભાગ મૂર્તિપૂજક છે. તે બંનેનો એમાં દિલોજાનભર્યો સહકાર હતો અને કોણ સ્થાનકવાસી ને કોણ મૂર્તિપૂજક ? એ પ્રયત્ન કરવા છતાં પણ ઓળખી શકાતું ન હતું. + + +

" કરાચીમા સામાન્ય રીતે બંને ફિરકા વચ્ચે વર્ષોથી આવોજ સંબંધ છે, તેમ છતા પૂજ્ય **શ્રી વિદ્યાવિજયજી** મહારાજ આવ્યા પછી અને તેમના ઉદાર વિચારોનો સુંદર પ્રચાર થયા પછી આ વસ્તુસ્થિતિ ખૂબ મજબૂત બનવા પામી છે. જો દરેક સંપ્રદાયના આગેવાનો આમાથી બોધ પાઠ લે અને સંકુચિત વિચારોનો ત્યાગ કરે, તો કેવું સુંદર પરિણામ આવે ?

" જયંતી મહોત્સવનું બીજું નવીન તત્વ તેના પ્રમુખોની પસંદગી અને વક્તાઓ સંબંધી હતુ. સાધુ વાસવાની, શ્રી જમશેદજી મહેતા ને વર્ત્તમાન મેયર શ્રી દુર્ગાદાસ એડવાની જેવા જુદા જુદા દિવસના સભાપતિઓ બન્યા અને ઉત્સવનાયકને અંજલિ અર્પવા સાથે પોતાના મનનીય વિચારો રજુ કર્યા કે જે મનુષ્યને પોતાના કર્તવ્યનું સચોટ ભાન કરાવનારા હતા. વક્તાઓ, કે જે જુદા જુદા ધર્મ અને સંપ્રદાયના હતા, તે બધા ધર્મની ઉદાર દૃષ્ટિને નજર

સમીપ રાખીનેજ પોતાનું વક્તવ્ય રજુ કરતા હતા અને શ્રોતાઓને એમજ લાગતુ કે જાણે 'સર્વ ધર્મ પરિષદ'નીજ કોઈ બેઠકમાં ભાગ લઇ રહ્યા ન હોઇએ ? દરેક વક્તાએ સાંપ્રદાયિકતાનો મોહ છોડી એકજ ધર્મવૃક્ષની આપણે જુદી જુદી ડાળી-પાંખડીઓ છીએ, તે વસ્તુ પર ભાર મૂકયો હતો અને તે બધાની સમગ્ર અસર જૈનધર્મની અત્યંત વિશાળતા સિદ્ધ કરવામા પરિણમી હતી. આ ઉત્સવના અંતે દરેક શ્રોતાને એવી પ્રતીતિ થઈ હતી કે જૈનધર્મ, એ ખરેખર અત્યંત ઉદાર ધર્મ છે, વિશ્વવ્યાપી થવાનાં તેમા સઘળાં તત્ત્વો છે ને અત્યાર સુધી આપણે કાંઇ પરંપરા અથવા સાંપ્રદાયિક સ્રોતથી જે કંઈ સાભળ્યુ હતું તે બરાબર ન હતુ. આટલો સંદેશ હજારો મનુષ્યને પહોચે, તે જેવી તેવી સફળતા ન કહેવાય.

"ત્રીજું સુંદર તત્વ આ સમારોહમાં એ હતું કે એમા બાળકથી માડીને વૃદ્ધ પર્યંત દરેકને ઉત્સાહથી ભાગ લેવાનુ મન થાય તેવો કાર્યક્રમ હતો. વિદ્યાર્થી વિદ્યાર્થીનિઓ માટે સંગીત, અભિનય, નૃત્ય, વ્યાયામના પ્રયોગો; મોટાઓ માટે વિદ્વાન્ વક્તાઓના ભાષણો, અવધાન પ્રયોગો, પૂજાઓ, ભાવનાઓ વગેરે. આ બધાનુ પરિણામ એ આવ્યુ કે કરાચીનું પ્રત્યેક જૈનગૃહ આ દિવસોમા આ એક નાના નાના ઉત્સવના કેંદ્ર સમું બની ગયુ ને આ આઠ દિવસો કેમ પસાર થયા તેની પણ ખબર પડી નહિ.

"ચોથું તત્વ અવધાન પ્રયોગની યોજનાનું હતું. તેણે જૈન-જૈનેતર મોટા ભાગને આકર્ષ્યો હતો. એ દરમ્યાન કહેવાતી વાર્તામા, એ પ્રયોગોના સ્પષ્ટીકરણમા જૈનધર્મના ઉદાર તત્વોની પ્રતીતિ સારી રીતે કરવામાં આવતી હતી. પરિણામે આવા પ્રયોગો જે મહા પુરૂષની જયંતિ પ્રસંગે જોવાના મળ્યા તે જયંતી મહોત્સવ પ્રત્યે તેમનો અનુરાગ વિશેષ પ્રગટતો હતો. અને આ બધા પ્રસંગના સૂત્રધાર શ્રી વિદ્યાવિજયજીની વ્યવસ્થા અને પ્રચારશક્તિના મુક્ત કંઠે વખાણ થતા હતા.

"જૈન સમાજમા જે બહુમાન્ય વ્યક્તિઓ છે, તેમની જયંતીઓ ઉજવવામા જો કરાચીના બોધપાઠોને લક્ષમા રાખવામાં આવે, તો અમે માનીએ

છીએ કે તેવી જયન્તીઓ દ્વારા જૈનધર્મની યશપતાકા જરુર જોરથી ફરકશે.

'જૈન જ્યોતિ' ૯ અકટોબર ૧૯૩૯

## બીજી જયંતી

બીજી એટલે સોળમી જયન્તીનો કાર્યક્રમ પણ ત્રણ દિવસનો ભરચક રખાયો હતો. તેમ અઠાઇ મહોત્સવ પણ હતો. વધુમાં અઠાઇ મહોત્સવ સાથે વિશેષતા હતી તે '**શાંતિસ્નાત્ર**'ની. જૈનોની આ મહાન્ ક્રિયા બહુ ઓછા સ્થળે અને ઓછાજ પ્રસંગોમાં થાય છે. આ ક્રિયા કરાવવા માટે વળાદવાળા શેઠ ફુલચંદભાઇ ખીમચંદની આગેવાની નીચે એક મંડળી આવી હતી. આ ક્રિયા જોવાને માટે તમામ કોમના, ખાસ કરીને સિંધી અને પારસી કોમના ઘણા ભાઇઓ અને બહેનો મોટી સંખ્યામાં આવતા હતા.

આ જયન્તીની સભાઓના પ્રમુખો હતાઃ કરાચીના લોર્ડ મેયર હાતીમ અલવી, ભાઈ જમશેદ મહેતા અને શેઠ શકરાભાઇ લલ્લુભાઇ અમદાવાદવાળા.

વકતાઓમાં ભાઈ ખુશાલચંદ વસ્તાચંદ, આચાર્ય જમીયતરામ, ભાઇ ખીમચંદ વોરા, કબીર પંથના આચાર્ય સ્વામી બાલકૃષ્ણદાસજી, ભાઇ હીરાલાલ ગણાત્રા, મહુવાબાળાશ્રમના સુપ્રીન્ટેન્ડેન્ટ વિદ્યાભૂષણ પં. ચુનીલાલ શિવલાલ ગાંધી, અમદાવાદવાળા ભાઇ બી. એફ. શાહ, શેઠ લોકામલ ચેલારામ, પારસી આગેવાન શ્રી પેશોતન વાણિયા બી. એ. એલ. એલ. બી., સિંધી બહેન પાર્વતી સી. એડવાની બી. એ., ડો. પુરૂષોતમ ત્રિપાઠી એમ. ડી. ( હોમી ), પ્રસિદ્ધ સાહિત્યકાર ભાઇ નરીમાન ગોળવાળા, અને આર્યસમાજના પ્રસિદ્ધ વિદ્વાન્ પં. લોકનાથજી વગેરે મુખ્ય હતા.

## આકર્ષણો

આ જયન્તીનાં આકર્ષણોમાં શાંતિસ્નાત્ર, અઠ્ઠાઇ મહોત્સવ, સંગીતના જલસા, વરઘોડો અને વ્યાયામના પ્રયોગો મુખ્ય હતા. આ જયન્તી પ્રસંગે 'જૈન શ્વેતામ્બર મૂર્તિપૂજક પાઠશાળા'નો પચ્ચીસ વર્ષનો '**રૌપ્ય મહોત્સવ**' પણ ઉજવવામાં આવ્યો હતો. આ 'રૌપ્ય મહોત્સવ'ના પ્રમુખ અમદાવાદવાળા શેઠ **શકરાભાઇ** લલ્લુભાઈ થયા હતા. આ પ્રસંગે પણ પાઠશાળાના બાળકો અને બાળિકાઓએ અનેક સંવાદો, ડાયલોગ, રાસ અને બીજા કેટલાક પ્રયોગો કરી શ્રોતાઓનાં ચિત્ત આકર્ષિત કર્યાં હતાં.

સંગીતના જલસા પ્રસંગે શ્રીયુત શેઠ **લાલચંદ** પાનાચંદની પૌત્રી બ્હેન **શારદા**, કે જેની ઉમ્મર તેર ચૌદ વર્ષની છે, તેણીયે એક વીર ક્ષત્રિયાણીને શોભે તેવા ખુલી તરવારના જે પટ્ટા ખેલી બતાવ્યા હતા તે; એક નવવર્ષની બાળિકા કુમારી **બંસરી** કાજીએ ગુરુદેવની પૂજાનું કરેલું નૃત્ય, તેમજ સિંધી બાળાઓ બેન **સુંદરી** અને **સાવિત્રીનાં** ભજનો—એ વસ્તુઓ ઘણીજ આકર્ષક થઇ હતી.

## વકતૃત્વકળાની હરીફાઇ

આ જયન્તી પ્રસંગે કરાચીની કોઇપણ કોમના વક્તાઓને 'વકતૃત્વ કળા'ની હરિફાઇમાં નોતરીને શ્રી 'વિજયધર્મસૂરિજીના જીવન' ઉપર હરિફાઇનાં વ્યાખ્યાનો કરાવવામાં પણ આવ્યાં હતાં. જુદી જુદી કોમના લગભગ પંદર જેટલા વક્તાઓએ આ હરિફાઇમાં ભાગ લીધો હતો. બધા ય વક્તાઓએ ગુરુદેવના જીવનનો સુંદર અભ્યાસ કરી વ્યાખ્યાનો આપ્યાં હતાં. આ હરિફાઇમાં સૌથી પહેલું ૨૫) રૂપિયાનું ઇનામ ભાઈ હરિલાલ રાચ્છ નામના વૈષ્ણવ યુવકને ફાળે ગયું હતું. જ્યારે બીજાં બે

૧૫ અને ૧૦ રૂપિયાનાં અનુક્રમે ભાઇ વ્રજલાલ મહેતા અને ભાઇ રવિચંદ મહેતાના ફાળે ગયાં હતાં.

કરાચીના પ્રસિદ્ધ કીર્તનકાર ચુનીલાલ અંબારામ વ્યાસે શ્રી વિજયધર્મસૂરિજીનું બે દિવસ સુધી ગદ્ય-પદ્યમાં આખ્યાન સંભળાવીને કરુણ રસથી હજારો શ્રોતાઓને અશ્રુભીની આંખોવાળા બનાવી દીધા હતા. શ્રીયુત વ્યાસની કૃતિ અને કળાથી પ્રસન્ન થઇ શ્રી સંઘે તેમને પણ સારું ઇનામ આપ્યું હતું.

## સર્વાધિક શ્રેય

આ બીજી જયંતીનો ઉત્સવ કરાચીના મૂર્તિપૂજક સંઘ તરફથી કરવામાં આવ્યો હતો. તે ઉપરાન્ત મુંબઇવાળા શેઠ કાન્તિલાલ ઇશ્વરલાલે રૂા. ૫૦૦, શેઠ કાન્તિલાલ બકોરદાસે રૂા. ૧૦૦, શેઠ રતિલાલ વાડીલાલે રૂા. ૧૦૦, તેમજ શેઠ શકરાભાઈ લલ્લુભાઇએ રૂા. ૧૦૦ ભેટ સ્વરૂપ આપ્યા હતા. શ્રી સંઘના આગેવાનો ઉપરાંત ભાઇ ખીમચંદ બ્હોરાએ બધાંય કાર્યક્રમોને વ્યવસ્થિત ચલાવવા માટે જે તનતોડ પરિશ્રમ ઉઠાવ્યો હતો, એ ન ભૂલી શકાય તેવી એમની સેવા હતી.

બને જયંતીઓમાં અમદાવાદ, ઉદયપુર, કાઠિયાવાડ અને સિરોહી વગેરેથી મોટી સંખ્યામાં ગૃહસ્થો આવ્યા હતા.

ન કેવળ જૈનોનીજ બલ્કે, કરાચીની સમસ્ત જનતા માટે આ જયન્તીઓ જાહેર હતી. અને દરેક કાર્યક્રમમાં તમામ કોમની ઉપસ્થિતિ બહુ આકર્ષક થઈ હતી.



—: ૨૮ :—

# દીક્ષા પ્રવૃત્તિ

કરાચીમાં થએલી અનેક ધાર્મિક પ્રવૃત્તિઓમાં 'દીક્ષાપ્રવૃત્તિ' એ પણ ખાસ સ્થાન રાખે છે. સેંકડો વર્ષના ઇતિહાસમાં સિંધમાં સંવેગી સાધુઓનું પહેલાંજ આવવું થએલું. જૈનેતરો તો શું, જૈનોમાંનો મોટો ભાગ પણ જૈનધર્મની મહત્ત્વની ક્રિયાઓથી બિલકુલ અજાણ્યો. આવી સ્થિતિમાં ને આવા ક્ષેત્રમાં જેટલી ધાર્મિક-ક્રિયાઓ થાય, તેટલી જૈન અને જૈનેતરોને માટે લાભકર્તા અને જૈનધર્મની પ્રભાવનાનું કારણ બને, આવો ખ્યાલ અમારો પહેલેથીજ હતો.

### મતભેદ

દીક્ષાઓના સંબંધમાં હમણાં હમણાં કેટલાંક વર્ષોથી જૈન સમાજમાં મ્હોટો મતભેદ ઉત્પન્ન થએલો છે. ખાસ કરીને કેટલાક યુવકો તો દીક્ષામાં માનતાજ નથી. એઓ સાધુસંસ્થાની આવશ્યકતાજ નથી સ્વીકારતા. કેટલાક યુવકો એવા છે કે જેઓ સાધુઓની જરુરત તો સ્વીકારે છે; પરન્તુ 'યોગ્ય' માણસો સાધુ થાય

એમ ચાહે છે. જો કે સાધુ થવાને 'યોગ્ય' કાણુ હોઈ શકે ? એનો સિદ્ધાંત એમણે નિશ્ચય કરેલો નહિ હોવાથી ઘણે ભાગે 'યોગ્ય' કે 'અયોગ્ય' બધા યે પ્રસંગોમાં વિરોધ કરવા તૈયાર થાય છે. જ્યારે કેટલાક એવા પણુ છે કે જ્યાં મોટા 'ભા' બનવાનો પ્રસંગ મળે ત્યાં ગમે તેવી 'અયોગ્ય' દીક્ષા હોય તોયે 'યાહુસેન' કરવા મંડી જશે, ને જો જરા કોઇએ માન સન્માન ન આપ્યું, તો ગમે તેવી 'યોગ્ય' દીક્ષામાં પણુ વિરોધ કરવા તૈયાર થઇ જશે. મતલબ કે તેમનો કોઇ સિદ્ધાંતજ નહિ. અસ્તુ.

એમાં કંઇ શક નથી કે સાધુ થવામાં એક મોટી જવાબદારી વહોરવી પડે છે. અને આવી જવાબદારી અયોગ્ય માણુસને માથે લાદવામાં આવે તો તેનું બુરું પરિણુામ આવે. તેવીજ રીતે દીક્ષા આપનાર ગુરુમાં પણુ યોગ્યતાની ઘણી જરુર છે. અને તેટલાજ માટે શાસ્ત્રકારોએ દીક્ષા આપનાર અને દીક્ષા લેનાર–બંનેમાં કયા કયા ગુણો હોવા જોઇએ, તેનું વિસ્તારથી વર્ણન કર્યું છે. અપવાદ તો હોયજ. યોગ્ય માણુસ પણુ દીક્ષા લીધા પછી 'અયોગ્ય' નીવડી શકે છે. તેમ જેને 'અયોગ્ય' ગણુવામાં આવતો હોય, એવો માણુસ દીક્ષા લીધા પછી પણુ કોઇ શુભ કર્મોદયથી બહુજ પ્રભાવશાળી અને સ્વપર કલ્યાણુ કરવાવાળો પણુ નીવડી શકે છે. પણુ સાધારણુ રીતે દ્રવ્ય ક્ષેત્ર કાળ ભાવનો વિચાર કરી દીક્ષાઓ થવી યોગ્ય છે. અને આ સંબંધી જેમ સાધુઓએ ચોક્કસ સિદ્ધાંતો મુકરર કરવાની જરુર છે, તેવી રીતે સમાજના હિતસ્વી યુવકોએ પણુ ચોક્કસ સિદ્ધાંતવાદી બનવાની જરુર છે, સિદ્ધાંત મુકરર કર્યાં વિનાના જેટલા વિરોધો થાય છે, એ બધા ય અનિચ્છનીય છે. અને એજ કારણુ છે કે ઘણી વખત જેમ સાધુઓને પસ્તાવું પડે છે, તેમ યુવકોને પણુ પાછા પડવું પડે છે. પાછળનું પરિણુામ ગમે તેવું આવે, પરન્તુ બન્ને પક્ષ જો સિદ્ધાંતોને અનુસરીને વર્તાવ કરે તો અત્યારે નિરર્થક કોલાહલોથી જૈનશાસનની જે અપભ્રાજના ઘણી વખત થાય છે, તે ન થવા પામે. દીક્ષા આપવામાં અને લેવામાં જો માત્ર આત્મ-

કલ્યાણ કરવા કરાવવાની ભાવના રખાય ને ઉમ્મર આદિ ખાસ ખાસ બાબતો જોઇનેજ દીક્ષા આપવામાં આવે, તો પાછળથી ગમે તેવું પરિણામ આવે, તોપણ તેમાં કોઇનો દોષ કાઢી શકાય નહિ.

## દીક્ષાનો ઉમેદવાર

ગુરુદેવની પંદરની જયંતીના પ્રસંગે જે અનેક ગૃહસ્થો બહારગામથી આવ્યા હતા, તેઓમાં અહમદાવાદથી બે ઉદયપુરી ગૃહસ્થો આવેલા. જેમાંના એક ભાઇ રૂપલાલજી બનોરિયા અમારા ઘણા વર્ષોના પરિચિત હતા. તેમની સાથેજ એક મેવાડી ગૃહસ્થ લગભગ ત્રીસ વર્ષની ઉમરના હતા. જેમનું નામ હતું રણજીતસિંહ. ભાઇ રૂપલાલજી બીજા ગૃહસ્થનો પરિચય કરાવી 'તે દીક્ષાના ઉમેદવાર છે, અને યોગ્ય છે' એવી ખાત્રી આપી રણજીતસિંહને મૂકી વિદાય થયા. રણજીતસિંહ અમારા પરિચયમાં આવવા લાગ્યા. અને પોતાની ભાવના વધારવા લાગ્યા.

આમ બે ત્રણ મહિના થતાં જ્યારે તેમનું દીક્ષા લેવાનું મન પાકું જણાયું, ત્યારે આ હકીકત કરાચીના મૂર્તિપૂજકસંઘને જાહેર કરવામાં આવી.

## સંઘસત્તા

થોડા વર્ષો ઉપર અહમદાવાદમાં ભરાયેલા ' મુનિસંમેલન ' વખતે 'સંઘસત્તા'નો પ્રશ્ન ખૂબ ચર્ચાયો હતો. આ પ્રશ્ન એટલો બધો અગત્યનો છે કે જેની આજે સમાજમાં ઘણી જરુર છે. જે ગામમાં સાધુ દીક્ષા જેવી ક્રિયા કરાવવાના હોય, તે ગામના સંઘની મરજી ઉપર બધું રાખીને સાધુ જો તટસ્થવૃત્તિથી કામ લે, તો સંઘમાં ન કોઇ જાતનો વિખવાદ થાય, કે ન સાધુને કોઇ વિષયમાં સંડોવાવું પડે. એક ઉમેદવારની જેટલી પરીક્ષા સંઘને કરવી હોય, તેટલી

કરી છે, सुवर्णं यदि शुद्धं चेत् , तर्हि परीक्षाया का बिभीषिका ? સોનું યદિ શુદ્ધ છે, તો પરીક્ષામાં શો ડર ?

દીક્ષાના ઉમેદવાર રણજીતસિંહનો પ્રશ્ન સંઘની સમક્ષ મૂકવામાં આવ્યો. સંઘે આવશ્યક તપાસ કરી લીધી. એના સગા સંબંધીઓને રજીષ્ટર પત્ર લખી ખબર આપવામાં આવ્યા, અને પૂરી તપાસ પછી દીક્ષા આપવાનું નક્કી કરવામાં આવ્યું. મુહૂર્ત આવ્યું ૧૯૯૪ ના માર્ગશીર્ષ સુદિ દસમનું.

## ઉત્સવનો આદેશ

દીક્ષા આપવાનું નક્કી થતાં શું કરવું ? શી રીતે કરવું ? એ સંબંધી સંઘમાં વિચારણાઓ થવા લાગી. સિંધના સેંકડો વર્ષના ઇતિહાસમાં આ પ્રસંગ પહેલોજ હતો, એટલે ઉત્સાહ અપૂર્વ હતો.

દીક્ષાના ઉમેદવારના માત-પિતા તરીકેનો લ્હાવો લેનાર તે વડોદ ( વઢવાણ કેંપ ) વાળા ભાઇ ન્યાલચંદ લક્ષ્મીચંદ કુવાડિયા, અને તેમના ધર્મપત્ની શ્રીમતી મોતીબાઇ અને દીક્ષાના ઉમેદવારની ન્હાની બેન તરીકે હર્ષથી ફૂલી નહિં સમાતી એ દસ વર્ષની કુમારિકા બેન હેમકુંવર.

ભાઇ ન્યાલચંદ કુવાડીઆએ શ્રીસંઘની સંમતિ અને સહકારપૂર્વક પોતાને ત્યાં સુંદર મંડપ રચ્યો, વાયણાં, વરઘોડા અને દીક્ષાને યોગ્ય આવશ્યક બધી યે ક્રિયાઓ શરૂ થઇ, કે જે ક્રિયાઓ કરાચીના જૈનોને લગભગ નવી જ જોવાની હતી.

## રંગમાં વધુ રંગ

જે વખતે દીક્ષા નિમિત્તે ઉત્સવની ધૂમધામ ચાલી રહી હતી. તે

દરમિયાન મુંબઇથી મારવાડનો એક યુવક પત્રવ્યવહારથી દીક્ષાની ભાવના પ્રકટ કરી રહ્યો હતો. તેના વડીલ ભાઇ અમારા ખૂબ પરિચિત હતા. ' સાથે જ સાથે મારી પણ દીક્ષા થઇ જાય તો સારું ' એવા ઇરાદાથી પોતાના ભાઇની કરાચી આવવાની સંમતિ લઇ માર્ગશીર્ષ સુદિ એકમે તે કરાચી પહોંચ્યો. ભાવના પ્રકટ કરી, સંઘને જાહેર કર્યું. તેના ભાઇ ભભૂતમલજી બાફણાને તારથી અને પત્રોથી પૂછવામાં આવ્યું. તેમના પગે તકલીફ હતી, પણ બીજા ભાઇ અને કુટુંબીઓ હતા, એટલે તેમણે દીક્ષાની અનુમતિ આપી. દીક્ષા માટે આવેલો વીસ વર્ષનો આ યુવક તે પુખરાજ બાફણા. ભાઇની સંમતિ ન મળી ત્યાંસુધી સંઘ અને અમે ચુપ રહ્યા. ભાઇની અનુમતિ મળતાં સંઘે પુખરાજને પણ વરઘોડે ચઢાવ્યો. અને દીક્ષાના ઉમેદવારના માત-પિતા તરીકે લ્હાવો લેનારા ભાઇ ન્યાલચંદ કુવાડિયા અને એમના કુટુંબીજનોનો હર્ષ કઇ ગુણો વધ્યો અને ઉત્સવની શોભા ઓર વધારી.

## વરઘોડો અને દીક્ષા

દીક્ષાની ક્રિયાએ કરાચીના જૈન ઇતિહાસમાં અનોખું સ્થાન ધરાવ્યુ છે. દીક્ષાનો વરઘોડો કરાચીના સંઘની જ નહિ, પરન્તુ જૈન ધર્મની ઉજ્જવળતાને શોભાવનારો હતો. તમામ કોમનો સહકાર, સિંધીઓનો સહકાર, પારસીભાઇઓનો સહકાર–એ બધી આ ક્રિયાની વિશેષતા હતી. નવમીના દિવસે નિકળેલો વરઘોડો કરાચીના ઇતિહાસમાં અદ્વિતીય વરઘોડો હતો. તેનું વર્ણન જેટલું કરીએ તેટલું ઓછું છે. ફીલ્મોવાળા ફીલ્મો લેતા, ને ફોટાવાળા ઠેકાણે ઠેકાણે ફોટા લેતા. બીજા દિવસે એટલે માર્ગશીર્ષ સુદિ દશમે કરાચીના પ્રસિદ્ધ બંસ-ગાર્ડનમાં સવારમાંથી જ માનવ-સાગર ઉલટી પડ્યો હતો. દૂર દૂર સુધી મનુષ્યો જ મનુષ્યો દેખાતા હતા. આજે પણ ફીલ્મ લેનારા ફીલ્મ લેતા

હતા અને ફેટોગ્રાફરો પ્રસિદ્ધ પુરુષોને, સાધુઓને, ટોળાને, દીક્ષા ઉત્સવના કાર્યકર્તાઓને અને દીક્ષા લેનારના ધર્મમાતા-પિતાને પોતાના કેમેરામાં ઝડપી લેતા હતા. તમામ ભાષાના પત્રોના પ્રતિનિધિઓ રિપોર્ટો લેવા તલપાપડ થઈ રહ્યા હતા. પારસી અને સિંધી વિગેરે લોકો દીક્ષાની વિધિનું મહત્વ અને બોલાતા સૂત્રોના અર્થ સમજવાને દીક્ષાના વ્યાસપીઠની પાસે જ સાધુઓની નજદીક બેઠા હતા અને વખતો વખત સમજુતી લેતા હતા. નવ દીક્ષિતોનાંનામ રાખવામાં આવ્યાં: રમેશવિજય ને પૂર્ણાનંદવિજય.

દીક્ષાની ક્રિયા સમાપ્ત થતાં નવીન દીક્ષિતોને પોતાને ત્યાં પહેલે દિવસે લઇ જવાની ઉત્સુકતા ધરાવનારા અનેક સજ્જનોમાં સિંધી ગૃહસ્થ ભાઇ ગોવિન્દ મીરચંદાની પોતાના એફસટનશનવાળા બંગલામાં લઇ જવામાં સફળ થયા હતા.

## કમનશીબ બનાવ

આમ અતિ ઉત્સાહ અને સર્વ પ્રકારની શોભાપૂર્વક દીક્ષાનું કાર્ય સમાપ્ત થયું હતું. દીક્ષા લેનારાઓએ પોતાની ભાવનાપૂર્વક દીક્ષા લીધી હતી. ખર્ચ કરનારે શાસનની શોભા વધારવા માટે ખર્ચ કર્યું હતું. દીક્ષા આપનારે પોતાથી બની શકે તેટલી પરીક્ષા પૂર્વક દીક્ષા આપી હતી. સંઘે જેટલી તપાસ અને ખાત્રી કરવી જોઇએ તેટલી તપાસ અને ખાત્રી કરી હતી, એટલે સૌ પોતપોતાના કર્તવ્યમાં પરિપૂર્ણ હતા; છતાં પાછળથી જે એક કમનસીબ બનાવ બન્યો, તે નોંધવાથી જો હું અલગ રહું છું, તો આ ઇતિહાસમાં આ પ્રકરણને અંગે તેટલી ન્યૂનતાજ ગણી શકાય. કમનસીબ બનાવ આ હતો—

૧૧ મી માર્ચનો દિવસ હતો. મારી પાસે ભાઇ એદલ ખરાસ, તેમના ધર્મપત્ની પીલૂ બહેન, શેઠ લાલચંદ પાનાચંદનાં ધર્મપત્ની

માણેક બહેન અને બીજા કેટલાક ભાઇઓ બહેનો બેઠા હતા. સુંદર ધર્મચર્ચા ચાલી રહી હતી. એક ગૃહસ્થે મને બહાર બોલાવી ખબર આપ્યા કે 'રમેશવિજય ચાલ્યા જવાની તૈયારી કરે છે. ન્યાલચંદ કુવાડિયાને મોકલો. એમ શ્રી જયન્તવિજયજી મહારાજ મલીરથી ટેલીફોનથી કહેવરાવે છે.' (શ્રી જયન્તવિજયજી મહારાજ ત્રણ સાધુઓ સાથે તબીયતના કારણે મલીર રહેતા હતા, જેમાં નવદીક્ષિત રમેશવિજય પણ હતો.) મારા માટે આ ખબર બિલકુલ નવા હતા. સ્વપ્નમાં પણ ખબર ન હતી કે રમેશવિજય જવાનો વિચાર કરતો હોય. છતાં મારા મોઢેથી નિકળ્યું: 'જતો હોય તો જવા દેજો. જરા યે રોકશો નહિ.' હું મારા રૂમમાં આવીને પાછો અધૂરી રહેલી ચર્ચાને આગળ ચલાવવા લાગ્યો. થોડીવારે પાછો તે માણુસ આવ્યો અને તેણે ખબર આપ્યા કે: "ટી. જી. શાહે આપેલાં કપડાં પહેરીને અને આપેલા પૈસા લઇને તે ચાલ્યો ગયો. મીરપુરખાસ ખબર આપો કે રાયસાહેબ ( રેલવેના કંટ્રોલર હરગોવિંદદાસભાઇ ) તેને અટકાવે." મેં કહ્યું: "શ્રી જયન્તવિજયજી મહારાજને કહો કે રોકવાની જરુર નથી. જવા દો." પાછો હું મારા આસને આવી બેસી ગયો અને જ્ઞાનચર્ચા ચલાવી. બેઠેલાઓને રત્તીમાત્ર પણ ખબર ન પડી.કે હું શામાટે બે વખત બહાર નિકળ્યો? જ્યારે ગામમાં કોલાહલ થયો અને સંઘના બોર્ડ ઉપર તે વાત આવી, ત્યારેજ તે મહાનુભાવોએ બીજા દિવસે બહુ આશ્ચર્ય સાથે મને પૂછ્યું કે: 'આ ક્યારે બન્યું?' મેં કહ્યું: 'આપણે કાલે ચર્ચા કરતા હતા ત્યારે!' એમના આશ્ચર્યનો પાર ન રહ્યો. મેં કહ્યું: "આમા તમારે આશ્ચર્ય કરવા જેવું કંઇ નથી. સાઠ-સાઠ વર્ષના બુઢ્ઢાઓ, પચાસ પચાસ વર્ષના ચારિત્ર પાલનારાઓ કોઇ ઘોર પાપના ઉદયથી ચારિત્ર છોડી ચાલ્યા જાય છે, તો પછી આ બિચારો જીવ ચાલ્યો ગયો, તો એમાં શું આશ્ચર્ય છે? અને હું તો એમા રવાના કરનારનો જરા યે દોષ જોતો નથી. એ બિચારો ગયો એ તો એક

રીતે સારું થયું, કારણ કે 'ભલું થયું ભાંગી જંજાળ.' સાધુપણામાં રહીને ચારિત્ર ન પાળત, તો એ જેટલું ઉપાધિકર્તા હતું, તેટલુંજ તેવા માણુસનું જવું સુખકર્તા છે."

કરાચીમાં કોલાહલ થતાં 'મુંબઇ સમાચાર'ના કરાચી ખાતેના પ્રતિનિધિએ મારો ઇન્ટરવ્યુ લીધો, એ 'ઇન્ટરવ્યુ' માં પણ મેં જે જણાવ્યું તે આ રહ્યું:—

'મ્હારો પોતાનો અભિપ્રાય છે કે જે સાધુનું ચિત્ત સ્થિર ન હોય અથવા કોઈનો પણ બ્હેકાયો બ્હેકાઇ જાય, એવો સાધુ સાધુપણામાં રહીને પણ શું ભલું કરી શકે ? એટલે હું માનુ છું કે તે ગયો, એ અમારા સમાજની દૃષ્ટિએ અને મ્હારી પોતાની દૃષ્ટિએ સારૂં જ થયું છે. હું તો દીક્ષા આપતા પહેલાં અને દીક્ષા આપ્યા પછી પણ કહેતોજ આવ્યો છું કે જેને સાચો વૈરાગ્ય હોય, જેને ચારિત્ર પાળવું હોય, જેને આત્મસાધન કરવું હોય, તેણેજ સાધુ અવસ્થામાં રહેવું જોઇએ. અમારે ત્યા નાની દીક્ષા અને વડી દીક્ષા એવા બે ભેદ છે નાની દીક્ષા આપવાનો હેતુજ એ છે કે મહિનાઓની કસોટી પછી તેને વડી દીક્ષા આપવી.

વડી દીક્ષા ન આપી હોય ત્યા સુધી કોઈનું મન ચલાયમાન થાય અને તે ઘર ભેગા થઇ જાય, તો એમા હું કંઈ મહત્ત્વ જોતો નથી. કર્મની વિચિત્રતાઓને આધીન તમામ જીવો હોય છે. ઉત્તમ ગૃહસ્થાશ્રમમાં રહેલો માણસ વ્યભિચારી બને યા કોઇની છોકરી લઇને ભાગી જાય, તો તે વખતે આપણે એમજ કહીએ કે બીચારાનો પાપનો ઉદય છે. વળી વડી દીક્ષા આપ્યા પછી પણ અને ૨૫-૨૫ કે તેથી વધારે વર્ષો સુધી ચારિત્ર પાળ્યા પછી પણ કોઈ પ્રબળ પાપના ઉદયથી પતીત થાય. તો તેને કોણ રોકવા જનાર છે ? આ જમાનામાં આવુ બને છે, એવું નથી, હમેશાથી સંસારીઓમાં અને સાધુઓમા આવી સ્થિતિઓ થતી આવી છે. આ બધુ કર્મની વિચિત્રતાનુ પરિણામ છે. કર્મના સિદ્ધાંતમા માનનારો માણસ આવા કિસ્સાઓમા જરા પણ આશ્ચર્ય ન કરે. દીક્ષા છોડીને જનારો માણસ જ્યારે અમુક ઠેકાણે પહોચે છે અને પોતાની નિરાધાર અવસ્થા દેખે છે, ત્યારે તેને ઘણોજ પશ્ચાત્તાપ થાય છે. 'હાય, હાય.

મેં આ શું કર્યું ? ' એની આ દુઃખી હાલતમા પેલો દીક્ષા છોડાવીને ભગાડનારો માણસ એને સહાયક નહિં થાય. જે લોકો સ સારમા રહેવામાં અને સંસારમાં રાખવામા ફળ સમજતા હોય, તેઓ કોઇને દીક્ષા છોડાવીને જો તેના ભરણુ પોષણનો સવાલ પોતાના હાથમા લઇ લેતા હોય, એની સેવા કરવા તૈયાર થતા હોય, તો આપણે એમ પણ માનીએ કે તેઓ ખરેખર દયાળુ છે. પરન્તુ એક ઉંચા આશ્રમમાંથી નીચે પાડીને એને દુઃખી હાલતમા રઝળતો મુકવો, એના જેવું ભયંકર પાતક બીજું કયુ હોઈ શકે ? હું તો આવા આત્માઓ માટે કેવળ ભાવદયાજ ચિંતવું છુ. મને આવા કિસ્સાઓથી એક રત્તી માત્ર પણ હર્ષ-શોક નથી થતો. અને આજે પણ નથી થયો. અમારૂં કામ કોઇપણ માણસને દીક્ષા આપતાં તેની ઉમર અને તેના વાલીઓની મંજૂરી અને સંઘની અનુમતિ લેવી એ છે. એમ કરીને દીક્ષા આપીએ. પાછળથી કોઈ અશુભ કર્મના યોગે ચાલ્યો જાય. તો તેમા અમને કંઇ લાગતું વળગતું નથી. સાધુપણામા રહીને જો કોઇ પાપી જીવન ગાળે, તેના કરતા તે ગૃહસ્થ થાય એ વધારે ઇચ્છવા યોગ્ય છે, એમ હું માનું છુ. ''

આટલું થયા પછી પણ, પાછળથી એ બિચારા દયાપાત્ર જીવના નિમિત્તે જે કંઇ કોલાહલ થયો, અને મારા મિત્રો, ભક્તો, સંઘ અને બીજા ઘણાઓને સંડોવાવું પડયું, એ ખરેખર દુઃખકર્તા છે, પણ આશ્ચર્યકારક તો નથી જ, કારણ કે સંસારમાં શું નથી બનતું ? દુરાગ્રહમાં પડયા પછી કેટલી હદે પહોંચી જવાય છે ? કેટલાઓને દુઃખકર્તા થવાય છે ? એનું આ ઉદાહરણ છે. આપણે એજ ચાહિએ કે સોનું કલ્યાણ થાઓ.

સાંભળવા પ્રમાણે અમુક ભાઇના ભ્હેકાવવામાં આવીને દીક્ષા છોડી જનાર, તેજ રણજીતસિંહે પાછી બીજા કોઈ સાધુ પાસે દીક્ષા લીધી છે. ને કેટલાયે સ્થળે એક યા બીજા સ્વરૂપે રખડયો છે. ગમે તેમ પણ તે બિચારો પોતાના આત્માનું કલ્યાણ કરે, એ જ આપણે ઇચ્છીએ.



—: ૨૯ :—

## સામાજિક પ્રવૃત્તિ.

કરાચીની અમારી સ્થિતિ દરમિયાન કેટલીક એવી પ્રવૃત્તિઓ પણ કરી શકાઇ છે કે જેનો સંબંધ સમસ્ત જૈનસમાજના લાભની સાથે રહેલો છે, એટલુંજ નહિ પરન્તુ આજની ધાર્મિક ફિરકા બંધીઓમાંથી બહાર કાઢી એકતાના માર્ગે લઇ જનારી છે. આવી જે નાની મ્હોટી અનેક પ્રવૃત્તિઓ થઇ છે, જેમાંની મુખ્ય આ છેઃ—

### ગવર્નરની મુલાકાતો

જૈન કરતાં જૈનેતરોમાં, અને તેમાં યે ખાસકરીને રાજામહારાજા કે એવા અધિકારીઓની વચમાં પ્રવેશ કરીને જૈનધર્મનું રહસ્ય સમજાવવામાં જેમ વધારે ફાયદો છે, તેમ જૈનધર્મનું ગૌરવ પણ વધારે છે. એવું અમારું માનવું છે. પ્રાચીન આચાર્યોના જીવન ચરિત્ર વાંચનારાઓને ખબર છે કે કેટલાક આચાર્યોએ બાદશાહો, સુબાઓ અને એવા બીજા સત્તાધારીઓને ઉપદેશ આપવામાં ગમે તેવા કષ્ટોનો

પણ ખ્યાલ કર્યો ન્હોતો. દાખલા તરીકે સંપ્રતિ રાજાને પ્રતિબોધ કરવામાં આર્યસુહસ્તિએ, આમરાજને પ્રતિબોધવામાં બપ્પભટ્ટીએ, હસ્તીકુંડીના રાજાઓને પ્રતિબોધ કરવામાં વાસુદેવાચાર્યે, વનરાજને પ્રતિબોધવામાં શીલગુણગુણસૂરિએ, સિદ્ધરાજ અને કુમારપાલ રાજાને પ્રતિબોધવામાં હેમચન્દ્રાચાર્યે અને આવીજ રીતે મુહમ્મદ તુગલખ, ફિરોઝશાહ, અલ્લાઉદ્દીન અને ઔરંગઝેબ જેવા બાદશાહો ઉપર પણ પ્રભાવ નાખવામાં જિનપ્રભસૂરિ, જિનદેવસૂરિ અને રત્નશેખરસૂરિ જેવા આચાર્યોએ કયાં ઓછાં કષ્ટો સહ્યાં છે? છેવટે અકબરને પ્રતિબોધવામાં હીરવિજયસૂરિએ પણ કયાં ઓછી તકલીફો ઉઠાવી છે? આ બંધુ શાને માટે? એક જૈનધર્મની સેવા માટે. ગુરુદેવ વિજયધર્મસૂરિ મહારાજે જૈનેતર વર્ગમાં અને રાજામહારાજાઓમા તેમજ યૂરોપ અમેરિકામાં પણ જૈનધર્મની વાસ્તવિકતા ફેલાવવા માટે કેટલાં કેટલાં કષ્ટો સહ્યાં છે? એ તો આપણી નજર સામેની વાત છે.

આવીજ રીતે અધિકારીઓ સાથેના સંબંધથી બીજો પણ ફાયદો એ થાય છે કે ઘણી વખત હજારો રુપિઆ ખર્ચ કરતાં યે જે કામ નથી થઇ શકતું, એ કામ લાગવગથી કોડીના પણ ખર્ચ વિના થાય છે. ઘણા વર્ષો સુધી આબૂનાં મંદિરોમાં બૂટ પહેરીને જવાની જે આશાતના, હજારો રુપિયાનો વ્યય અને સતત પરિશ્રમ કરવા છતાં પણ દૂર ન્હોતી થઇ શકી, તે આશાતના, સ્વ. ગુરુદેવશ્રી વિજયધર્મસૂરિ મહારાજની અધિકારીઓ સાથેની લાગવગથી એક ચિઠ્ઠીમાત્રથી દૂર થઇ હતી.

એટલે જૈનસાધુઓએ, જો ધર્મનો વાસ્તવિક રીતે ફેલાવો કરવો હોય, તો પોતાના સ્થાનના અને માનપમાનના ખ્યાલને દૂર કરી વિશાળ હૃદયથી દરેકને મળવામાં ધર્મનું ગૌરવ સમજવાની જરુર છે.

સિંધની અમારી પ્રવૃ[illegible]માં સિંધ ગવરમેન્ટનો પણ જેટલો બની શકે

તેટલો સહકાર અને પ્રેમ વધારે લાભદાયક થઈ શકશે, એવું અમારું માનવું પહેલેથી હતું. અને તેજ કારણે સિંધના ભલા ગવરનર સર લૅન્સલૉટ ગ્રેહૅમ સાહેબની મેં ત્રણ વખત મુલાકાતો લીધી હતી.

પહેલી મુલાકાત તા. ૨–૯–૩૭ ના દિવસે. બીજી ૨૧–૭–૩૮ ના દિવસે અને ત્રીજી ૧૨–૧–૩૯ ના દિવસે લીધી હતી. આ લોકપ્રિય ઉદાર અંગ્રેજ અધિકારીએ જોઈએ તેવી ઉચિતતાપૂર્વક મુલાકાતોનું માન આપ્યું હતું. દરેક મુલાકાતમાં કાફી સમય મને આપ્યો હતો. અને જૈનધર્મને લગતી જે જે બાબતો મેં તેમની આગળ મૂકી હતી, તેમાં પોતાથી બનતું કરવા માટે મને વચન આપ્યું હતું અને સારી લાગણી બતાવી હતી.

જૈનધર્મની પ્રાચીનતા અને પવિત્રતાના સંબંધમાં વાતો થવા ઉપરાંત ખાસ મુદ્દો મારો સિંધમાં **જૈનતહેવારો**ને લગતો હતો. સિંધમા અને ખાસકરીને કરાચીમાં સાડા ત્રણથી ચાર હજાર જૈનોની વસ્તી છે. જૈનો જેમ વ્યાપારી છે, તેમ શિક્ષામાં પણ ઘણા આગળ વધેલા છે. સિંધમાં જૈનોનું સ્થાન ઉંચું છે, છતાં એકપણ જૈન તહેવાર ' હોલીડે ' તરીકે ન હોય, એ બહુ આશ્ચર્યજનક છે. જો કે

ચૈત્ર સુદ ૧૩–૧૪–૧૫

શ્રાવણ વદ ૧૨–૧૩–૧૪–૧૫

ભાદરવા સુદ ૧—૨—૩—૪—૫

આ દિવસો 'સેક્શનહોલીડે' ( કેવળ જૈનોને માટે ) તરીકે મંજૂર કર્યા છે. પરન્તુ હું ચાહતો હતો કે **સંવત્સરીનો** દિવસ અથવા **મહાવીર જયંતીનો** દિવસ ' જનરલ હોલીડે ' ( સાર્વજનિક છુટ્ટી ) તરીકે પણ મંજૂર થાય. પરન્તુ સિંધમાં અધિકાર ભોગવતા જૈનોની સંખ્યા ઘણી

ઓછી છે, એમ કહેવામાં આવ્યું. ખરી રીતે અધિકાર ભોગવનાર જૈનોની સંખ્યા ઓછી હોવા છતાં, જૈન કોમ એક મોટી, ઉદાર અને શાંતિપ્રિય કોમ છે, એ દૃષ્ટિએ એના માનની ખાતર પણ એક અથવા બે દિવસો 'જનરલ હોલીડે' તરીકે મંજૂર કરવા, એ ગવર્નમેન્ટનું કર્તવ્ય છે. ગવર્નર સાહેબે આ સંબંધી પોતાથી બનતું કરવાને વચન આપ્યું છે.

આ સિવાય અમારા કચ્છ તરફના વિહારને માટે અમારી સાથે ચાલનારી ગૃહસ્થોની મંડળીને માટે જોઇતી અને બની શકતી તમામ સગવડો કરી આપવા માટે ગવર્નર સાહેબે 'પોલીસ ડિપાર્ટમેન્ટ' ઉપર ભલામણ કરેલી અને તે અનુસાર વિહારમાં આવતાં તમામ સરકારી થાણાઓ ઉપર સરક્યુલરો મોકલાએલા. એ હુકમની રૂએ મુનિરાજ શ્રી જયંતવિજયજીને અને તે પછીના વર્ષે મને કચ્છમાં જતાં ઘણીજ સગવડતા થઇ હતી.

આમ સિંધના નામદાર ગવર્નરે એક ઉંચા હાકેમને છાજે તેવી રીતે, બની શકે તેટલા અંશે કાર્ય કરીને અમારું સન્માન કર્યું હતું.

## જૈન ડીરેકટરી

એ પહેલાં કહેવામાં આવ્યું છે કે કરાચીનો જૈનસંઘ એ હિંદુસ્તાનના બીજા શહેરોના સંઘોમા પોતાનું સ્થાન ધરાવે છે. માત્ર વ્યાપાર અર્થે આવેલા અહિંના જૈનો ધીરે ધીરે એક સદી પસાર કરી ચૂકયા છે. આટલા સમયમાં ધીરે ધીરે વધતાં અત્યારે સાડા ત્રણ હજારની સંખ્યા થઇ છે. છતાં લગભગ બધા શહેરોમાં છે તેમ, અહિંના જૈનોની સામાજિક, ધાર્મિક, આર્થિક અને શિક્ષા સંબંધી સ્થિતિનું જ્ઞાન મેળવવાને માટે કંઇ પણ સાધન નથી. આજે કોઇપણ સમાજના એક અદનામાં અદના માણસને પણ પોતાની સમાજની સ્થિતિનો રિપોર્ટ પોતાની પાસે

હોવોજ જોઇએ. અને તેટલા માટે કરાચીના સમસ્ત સંઘની એક ‘ડીરેક્ટરી’ કરવા સંબંધી ઉપદેશ આપવામાં આવ્યો. ‘આરંભ શૂરાઓ’ની માફક શરુઆત તો ખૂબ સુંદર થઇ. એની કમીટી નિમાણી, ફૉર્મો છપાયાં, ભરાવવામાં આવ્યાં, અને હવે માત્ર એની તારવણી કરવાનું કામ અટક્યું છે. જો આટલું અધૂરૂં રહેલું કામ પૂરું કરવામાં આવે, તો કરેલી મહેનત સફળ થાય, અને કરાચીના જૈનસમાજની વાસ્તવિક સ્થિતિ બરાબર જણાઇ આવે.

એમાં કંઇ શક નથી કે ભાઇ પ્રતાપચંદ ખીમચંદે આ સંબંધી ઘણી મહેનત કરી છે. હવે તે મહેનતને સફળ કરવાનું તેઓ અને તેમના મિત્રો ધ્યાનમાં લે, એજ ઇચ્છીએ.

## શ્રીહિમાંશુવિજયજી સ્મારક

સિંધમા આવતાં હાલા મુકામે થએલા ત્રીસ વર્ષના યુવાન અને ધુરંધર વિદ્વાન્ સાધુ શ્રીહિમાશુવિજયજીના સ્વર્ગવાસનું દુઃખ કરાચીના સમસ્તસંઘને બહુ ઉંડુ થાય, એ સ્વાભાવિક હતું. શ્રીહિમાંશુવિજયજી કેટલો ગભીર, વિદ્વાન્ અને ઉંચો ચારિત્રપાત્ર સાધુ હતો, એનો પરિચય કરાચીના ઘણા આગેવાન ગૃહસ્થોને થયો હતો. શ્રીહિમાંશુવિજયજીની બિમારી અને છેવટે સ્વર્ગવાસ સમયે લગભગ બસો જેટલા ગૃહસ્થો કરાચી, હૈદ્રાબાદથી હાલા મુકામે આવ્યા હતા. સ્વર્ગવાસના બીજાજ દિવસે હાલા, હૈદ્રાબાદ અને કરાચીના ગૃહસ્થોની સભામાં તેમના ‘સ્મારકફંડ’ની શરુઆત કરવામાં આવી હતી. હાલાના સંઘે પોતાના તરફથી શ્રી હિમાંશુવિજયજીની એક દેરી અને પાદુકા રાખીને ‘સ્મારક’ કાયમ રાખવાનું સભાની વચ્ચે જાહેર કર્યું હતું.

કરાચીના સંઘે સ્મારક સંબંધીનો વિચાર ભવિષ્ય ઉપર રાખી, ફંડની શરુઆત કરી હતી. અમારા કરાચી આવ્યા પછી સંઘે તે વાત

ઉપાડી લીધી અને સારૂં ફંડ કરવાની કોશિશ કરી. સ્મારકના સંબંધમાં અનેક પ્રકારની સૂચનાઓ સ્થાનિક પત્રોમાં આવવા લાગી. કોઇએ કંઇ સૂચવ્યું, અને કોઇએ કંઇ સૂચવ્યું. આખરે 'શ્રી હિમાંશુવિજયજીની રુચિના વિષયવાળું સ્મારક રાખવું, એટલે '**શ્રી હિમાંશુવિજયજી ગ્રન્થમાળા**' એ નામની એક ગ્રન્થમાળા શરુ કરવી અને તે ગ્રન્થમાળા ઉજ્જૈનની '**શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રન્થમાળા**'ની પેટા ગ્રન્થમાળા તરીકે જોડવી. જેથી તેના નિમિત્તનું જુદુ ખર્ચ ન થાય અને ગ્રન્થમાળા બરાબર ચાલી શકે.' એવો નિર્ણય થયો. આ સ્મારક ફંડમાં કરાચીના સંઘે લાગણી પૂર્વક બે હજાર રુપિયા જેટલી રકમ ભેગી કરી, તેવી રીતે **પાડીવ** ( મારવાડ ) ના એક **ગૃહસ્થ** શેઠ **તારાચંદજી** સાંકલચંદજીએ ૧૧૦૦ રુપિયા આપ્યા. **મોમ્બાસા** ( આફ્રીકા ) વાળા ભાઇ **મગનલાલ** દોશીએ ૧૦૦૦ આપ્યા. **મુંબઇ**માંથી લગભગ ૧૫૦૦–૧૬૦૦ રૂપિયા થયા. તેવીજ રીતે અહમદાવાદ, દેહગામ, સિરોહી વિગેરે કેટલાક ગામોના ગૃહસ્થોએ છૂટક છૂટક રકમો આપી—એમ લગભગ સાતેક હજારનું ફંડ થયું.

ગ્રન્થમાળાનું કામ શરુ કરવામાં આવ્યું છે. આ ફંડમાંથી ત્રણ ચાર ગ્રન્થો પ્રકાશિત થઈ ચૂકયા છે. જેમાં શ્રી હિમાંશુવિજયજીના પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ લેખોનો સંગ્રહ પણ બહાર પાડવામાં આવ્યો છે. આવી રીતે આ સ્મારક ચલાવવામાં આવ્યું છે.

## સાક્ષરોની ભ્રમણા

છેલ્લાં કેટલાક વર્ષોથી નવલકથા લખનારા કેટલાક ગુજરાતી સાહિત્યકારો કાલ્પનિક પાત્રો ઉભાં કરી પ્રાચીન જૈનાચાર્યોને એક યા બીજી રીતે હલકાં ચીતરવાની કોશિશ કરી રહ્યા છે.

ગત વર્ષમાં કરાચી ખાતે થએલા 'ગુજરાતી **સાહિત્ય પરિષદ**'ના તેરમા અધિવેશન પ્રસંગે ઘણા ગુજરાતી સાક્ષરો આવેલા. આ સાક્ષરોમાંના

ઘણાખરા અમારા જુના મિત્રો હોઇ પરસ્પર મળવાનું ખૂબ થતું. એક પ્રસંગે કેટલાક સાક્ષરોની ઉપસ્થિતિમાં ઉપર્યુક્ત વિષયની ચર્ચા ચાલી. આ વખતે પ્રસિદ્ધ નવલકથાકાર ભાઈ ચુનીલાલ વર્ધમાન શાહ પણ હતા, કે જેમનું તાજું જ પુસ્તક '**રાજ હત્યા**' બહાર પડ્યું હતું. શ્રીયુત મુનશીની 'પાટણની પ્રભુતા' અને 'રાજાધિરાજ'ની માફક શ્રી ચુનીભાઇએ પણ 'રાજ હત્યા'મા જૈનસાધુ ઉપર આક્ષેપ મૂકયા છે. આ ચર્ચા પ્રસંગે મારી એ દલીલ હતી કેઃ—

"સાંસારિક અવસ્થામાં રહેલા માણસને માનસિક પતનના સંયોગમાં મૂકીને એમાંથી એને જિતેન્દ્રિય તરીકે ઉંચો લાવવો, એ ખરેખર મહત્ત્વ કહી શકાય, પણ જે **સંયમી** છે જ, જિતેન્દ્રિય છે જ, એને માનસિક પતનના સંયોગમાં મૂકી અને પછી જિતેન્દ્રિય તરીકે બતાવવો, એ તો એના વ્યક્તિત્વને ખરેખર અન્યાય આપવા જેવું થાય છે.

"બીજી બાબત એ છે કે 'નવલકથા' એ 'નવલકથા' છે. નવલકથાનું નામ જ એ સૂચવે છે કે તેમાં કંઇ નવીનતા હોય. નવલકથા એટલે કાલ્પનિક કથા. એનાં પાત્રો કાલ્પનિક હોય. એમાં ઇતિહાસ પ્રસિદ્ધ સાચાં પાત્રોનું આલેખન ન હોઇ શકે. નવલકથામાં સાચાં અને કાલ્પનિક પાત્રોનું મિશ્રણ કરવામાં આવે, એટલી એની ઉણપ છે. ભલે વસ્તુ સત્ય ઘટનાવાળી હોય. શ્રી હેમચદ્રાચાર્યનું પાત્ર, એ ઇતિહાસ પ્રસિદ્ધ સત્ય પાત્ર છે. જ્યારે મંજરીનું પાત્ર છે કાલ્પનિક પાત્ર. આ દષ્ટિએ પણ સાચા ઇતિહાસનું ખુન થયું કહેવાય.

"શ્રી હેમચંદ્રાચાર્યના સ્થાનમાં કોઇ ગૃહસ્થનું કાલ્પનિક પાત્ર ગોઠવીને તેને ગમે તેવો વિષયી આલેખવામાં આવ્યો હોત, તો તેને અન્યાય કર્યો ન કહેવાત. શ્રી હેમચન્દ્રાચાર્યને તો પહેલેથી જ એક સાધુ,

ત્યાગી, સંયમી તરીકે મુકરર કરવામાં આવેલા છે. પછી એને માનસિક પતનની ભૂમિકામાં મૂકવા, એ ઘોર અન્યાય છે."

આ ચર્ચા પ્રસંગે શ્રીયુત ચુનીભાઇ અને બીજા જે જે સાક્ષરો બેઠા હતા, તેઓને મારી ઉપરની દલીલો ખરેખર વ્યાજબી લાગી. મેં આગળ વધતાં કહ્યું–

"ઇતિહાસમાં આવા અનેક ગોટાળા થવા પામે છે, અને એજ કારણ છે કે ભવિષ્યના શોધકોને ઘણી વખત એની સચ્ચાઇ શોધવામાં ફાંફાં મારવા પડે છે. આનાં એક બે ઉદાહરણ આપું:–

"મારી મેવાડની યાત્રામાં મેં જોયું કે કેશરિયાજીમાં જે આચાર્યે, જે તિથિએ અને જે સમયે ધ્વજાદંડ ચઢાવ્યાનો શિલાલેખ છે, તેજ તિથિ અને તેજ સમયે ત્યાંથી ૧૦૦ ૧૫૦ માઇલ દૂર કરેડા તીર્થમાં **તેમનાજ હાથે** પ્રતિષ્ઠિત થએલી મૂર્તિઓના શિલાલેખો છે. એકજ મુહૂર્તમાં એકજ આચાર્ય ૧૦૦–૧૫૦ માઇલનાં બન્ને સ્થાનોમાં જાતે પ્રતિષ્ઠા કરી શકે, એ આજના જમાનામાં માની શકાય એવું છે? ૧૦૦–૨૦૦ વર્ષ પછીનો ઇતિહાસશોધક આ બન્ને શિલાલેખો ઉપરથી શું સત્ય તારવી શકે? અંધશ્રદ્ધાનો ઘેલો તો એમજ બોલે કે 'આચાર્યથી.........નો એ ચમત્કાર હતો કે તેમણે પોતાનાં બે રૂપ કરી એકી સાથે પ્રતિષ્ઠા કરી હશે. ખરી વાત એ છે કે–કેશરિયાજીના ધ્વજાદંડ વખતે તેમના શિષ્યો કરેડામાં હશે. તેજ વખતે તે શિષ્યોએ ત્યા પ્રતિષ્ઠા કરી અને 'પ્રતિષ્ઠાપક' તરીકે ગુરુનું નામ નાખ્યું."

એક બીજું ઉદાહરણ—

"**નાડલાઇ** ( મારવાડ ) ની ભાગોળમાં બે પહાડો છે. બંને ઉપર

મંદિરો છે. એક પહાડની તળેટીમાં એક દેરી છે. તેમાં પગલાં સ્થાપન કરવામાં આવ્યાં છે. અહિંના શિલાલેખમાં લખ્યું છે કે–' આચાર્ય બુદ્ધિસાગરના શિષ્ય......ગાગરે **પોતાના ઉપાર્જન કરેલા દ્રવ્યથી** આ દેરી બનાવી. આચાર્ય બુદ્ધિસાગરજી કંચન કામિનીના ત્યાગી એક જૈન સાધુ, જ્યારે તેમના શિષ્યે ' પોતાના ઉપાર્જન કરેલા દ્રવ્યથી ' દેરી બનાવવાનો શિલાલેખ ! સો વર્ષ પછીનો શોધક શું એ કલ્પના ન કરી શકે કે ' શ્રીબુદ્ધિસાગરજી પૈસા રાખતા હશે. વ્યાપાર કરતા હશે.' વિગેરે.

" ખરી વાત જુદી છે. શ્રી બુદ્ધિસાગરજીનો એક શિષ્ય સાધુપણું છોડીને ' **ગોરજી** ' બની ગયો છે. ગોરજીઓ કે જેઓ ' યતિ ' કહેવાય છે, તેઓ પૈસો રાખે છે, વ્યાપાર રોજગાર કરે છે. રેલ આદિમાં મુસાફરી કરે છે. એણે આ દેરી બનાવરાવી.

" આજની નવલકથાઓમાં સાચા ઇતિહાસનું ખૂન કરી, કાલ્પનિક પાત્રો ગોઠવી, પ્રાચીન આચાર્યોને હલકા ચીતરવા, એનો અર્થ ભવિષ્યમાં શો થઇ શકે ? એ કહેવાની ભાગ્યેજ જરુર છે. સાક્ષરોના હાથે આવા અન્યાયો ન શોભી શકે. "

' ગુજરાતી સાહિત્ય પરિષદ ' વખતેજ 'શ્રીહેમચંદ્ર સારસ્વત સત્ર' ઉજવવાની વાટાઘાટ પણ થઇ હતી. અને પરિષદે તે સંબંધી ઠરાવ પાસ કર્યો હતો. તે પ્રમાણે 'સત્ર' તો ઉજવાયું, પણ શ્રીયુત મુનશીજીએ હેમ-ચંદ્રાચાર્યને કરેલા અન્યાયનું પરિશોધન નથી કર્યું, એ દુ:ખનો વિષય છે.

## યુવક પ્રવૃત્તિ

સામાજિક કે રાષ્ટ્રિય ઉન્નતિ માટે આજે 'યુવકો' તરફ, જેટલી મીટ મંડાય છે, એટલી ' વૃદ્ધો તરફ ' નહિ. કારણ કે યુવકોમાં જોમ છે, શક્તિ

છે, તમન્ના છે. તેઓ ધારે તો ધર્મ, સમાજ અને રાષ્ટ્રના ઉત્થાનમાં મોટો ફાળો આપી શકે.

કરાચીના જૈનોમાં પણ યુવકોની બહુ મોટી સંખ્યા છે. કરાચીમાં પ્રવેશતાં તેમનો ઉત્સાહ અને ભાવનાશીલતા જોઈને મને લાગ્યું કે—આ યુવકસેનાને જો વાસ્તવિક તાલીમ મળે, તો ઘણું કરી શકે. એટલે સમય-શક્તિનો ગમે તેટલો ભોગ આપીને પણ તેમની શક્તિઓ ખીલવવા તરફ મારું ચિત્ત દોડયું. યુવકોને પણ એમજ થયું કે જાણે આ સાધુઓ અમારાજ બરના આવ્યા છે, એટલે એઓ પણ ગમે તેવા કાર્યોનો ભોગ આપી ખૂબ આવવા લાગ્યા. ધીરે ધીરે યુવકોના લાભની જે પ્રવૃત્તિઓ આદરવામાં આવી. તેમાંની મુખ્ય આ હતી:

૧. **જ્ઞાનચર્ચા**—રાતે ૯ થી ૧૦ સુધીનો સમય યુવકો માટે 'જ્ઞાનચર્ચા' નો રાખવામાં આવ્યો બરાબર વખત થતાં બહુ મોટી સંખ્યામાં યુવકો આવતા. અને રોજ જુદા જુદા વિષયો ઉપર ચર્ચાઓ થતી. જરા પણ સંકોચ રાખ્યા વિના, દરેકને ગમે તે પ્રકારના પ્રશ્નો પૂછવાની છૂટ હતી. આજના યુવકમાનસમા ધાર્મિક કે સામાજિક કેવી કેવી શંકાઓએ સ્થાન લીધેલું હોય છે, તે જાણવાનું તે પ્રસંગે ખૂબ મળતું. તેમના પ્રશ્નોના ઉત્તરોની સાથે પ્રસંગોપાત્ત તેમના કર્તવ્યનું જ્ઞાન પણ તેમને કરાવવામાં આવતું. આ ચર્ચા ખૂબ રસિક થતી. અને તેમાથીજ કેટલાક યુવકોએ સૂચવ્યું કે—આમ ચર્ચા થાય છે તે ઠીક છે, પરન્તુ અઠવાડીયામાં એક કે બે વખત 'વકતૃત્વકલાસ' ખોલવામાં આવે, તો નવું નવું જાણવાનું મળે, બોલવાની શકિત વધે અને એક વિષય ઉપર એક માણસ ખૂબ દલીલો કરી શકે.'

૨. **વકતૃત્વ કલાસ**—દર રવિવાર અને બુધવારે આ કલાસ ચાલવા લાગ્યો. ન કેવળ યુવકોજ, પરંતુ વૃદ્ધમાનસ ધરાવનારા પણ આ

વર્ગમાં રસ લેવા લાગ્યા. જૈનોના બન્ને ફિરકા ઉપરાન્ત કેટલાક અજૈન યુવકો પણ ભાગ લેતા. જુદા જુદા વિષયો ઉપર ચર્ચાઓ થતી. તર્ક વિતર્ક થતા અને તે દ્વારા યુવકોને નવું નવું જાણવાનું મળતું. પરન્તુ હમેશાં બનતું આવ્યું છે તેમ, થોડાક મહિનાઓ આ કલાસ ચાલ્યો અને ધીરે ધીરે તેમાં શિથિલતા આવી. છતાં જેટલો વખત કામ ચાલ્યું, તેટલા વખતમાં યુવકોમાં કંઇ ઓરજ જાગૃતિ આવેલી દેખાતી હતી.

૩. **યુવક કોન્ફરન્સ**—ઉપયુક્ત 'વક્તૃત્વકલાસ'માં જ કરાચીના આંગણે 'યુવક કોન્ફરન્સ' બોલાવવાનો વિચાર પણ ઉદ્ભવ્યો. મતભેદ તો હમેશા હોયજ છે. છતાં યુવકોનો મોટો ભાગ આ કોન્ફરન્સને બોલાવવાની તરફેણમાં હતો, પરંતુ પ્રશ્ન એ હતો કે કોઇપણ સ્થાયી સંસ્થા વિના 'યુવક કોન્ફરન્સ' બોલાવે કોણ? એટલે તે ઉપરથી કરાચીમાં 'યુવકસંઘ'ની સ્થાપના કરવાનો નિર્ણય થયો.

૪. **યુવકસંઘની સ્થાપના**—તા. ૫—૨—૩૮ ના દિવસે 'યુવકસંઘ'ની સ્થાપના કરવામાં આવી. આ વખતે મને માલૂમ પડયું કે 'જૈન યુવકસંઘ' નામની કોઇ સંસ્થા પહેલાં હતી. અને તેણે શરુમાં ધાર્મિક, સામાજિક પ્રવૃત્તિઓમાં બહુ સારો ભાગ લીધેલો, પરન્તુ અત્યારે તેની હસ્તી નામ માત્રની કદાચ રહી હશે. એટલે નવો સંઘ સમજો કે 'જુના સંઘ'નો જીર્ણોદ્ધાર સમજો, પણ સ્થાપના જરુર થઇ. એના ધારાધોરણ બન્યા અને અનેક મતભેદો વચ્ચે કામ શરુ થયું.

મારી આ યુવક પ્રવૃત્તિમાં ધાર્મિક ફિરકાઓ સંબંધી કંઇપણ મતભેદ ન જોવાયો અર્થાત્ અમુક સ્થાનકવાસી છે કે અમુક મંદિર માર્ગી છે, એવો કંઇપણ ભેદ ન હતો. હા, કોઇ કોઇ વખતે ભેદનો ભાસ થતો હતો તો કેવળ 'હાલારી' અને 'ઝાલાવાડી' તરીકેનો. દરેક બેઠક લગભગ મારી સામેજ થતી. અને કોઈ કોઇ પ્રસંગમાં યુવકોમાં જ્યારે એ

પ્રત્યક્ષ દેખાઇ આવતું કે એ મતભેદના મૂળમાં અથવા પક્ષાપક્ષીમાં 'હાલાઇ' અને 'ઝાલાવાડી' તરીકેનું તત્વ કામ કરી રહ્યું છે, ત્યારે મને બહુ આશ્ચર્ય અને દુઃખ થતું. યુવકમાનસમાં પણ આ વસ્તુની ગંધ કેમ આવવી જોઇએ ? અને યુવકોની પ્રવૃત્તિ બિલકુલ બંધ જેવી જો થઇ ગઇ હોય, તો તે આ તત્ત્વના કારણેજ. છતાં ગમે તેવી સ્થિતિમાં પણ સ્થપાએલો 'જૈન યુવકસંઘ' સમયે સમયે કંઇક તો પ્રવૃત્તિ કરી રહ્યો છે, એ ખુશી થવા જેવું છે.

## યુવકો પ્રત્યે બે બોલ

યુવકો પ્રત્યે મને સંપૂર્ણ માન છે. યુવકો ઉપર મોટી આશાઓ છે. પરંતુ યુવકોમાં જે કંઇ ત્રુટિયો જોવાય છે, તેમાંની મુખ્ય છે 'સિદ્ધાંતનો અભાવ'. લગભગ ઘણે સ્થળે આ ખામી જોવાય છે. યુવકમાનસ કોઇપણ જાતના ફિરકાબંધીને યા સંકુચિતવૃત્તિને પોષનારૂં ન હોય. તે સિદ્ધાંતવાદી હોય, યુવક તેજ વિષયમાં આગળ આવે કે જે સંબંધી તેણે સિદ્ધાંત મુકરર કર્યો હોય. સિદ્ધાન્તવાદ સિવાયની જેટલી પ્રવૃત્તિ થાય છે, એમાં લગભગ નિષ્ફળતા મળે છે. સિદ્ધાંતવાદ મુકરર કરવામાં બહોળા શાસ્ત્રીય જ્ઞાનની, અનુભવ જ્ઞાનની અને વ્યાવહારિક જ્ઞાનની જરુર છે. આ ત્રણે જ્ઞાનની કસોટીથી કસાયા પછીની બુદ્ધિ 'બુદ્ધિવાદ' તરીકે કામ કરી શકે છે. સાધારણ કંઇક અંગ્રેજીનું જ્ઞાન કરી લીધુ અથવા થોડીક આડી અવળી નોવેલો વાચી લીધી, એટલે આપણે ગમે તેવા ધાર્મિક વિષયમાં પણ દખલગિરિ કરવાના અધિકારી થઇ ગયા છીએ, એમ કોઇએ ન માનવું. ખૂબ જ્ઞાન મેળવવું, ખૂબ અનુભવ મેળવવો, અને બધી યે દૃષ્ટિથી બુદ્ધિને પહોંચાડવાની શક્તિ પ્રાપ્ત કરવી. એ યુવકમાનસને માટે જરૂરનું છે.

બીજી બાબત છે વાતવાતમાં પેપરોના પાને ચઢવાની. નજીવામાં નજીવી વસ્તુને પણ મોટામાં મોટું રૂપ આપી પેપરોની જગા રોકવા

દોડી જવામાં ધાર્મિક અને સામાજિક દૃષ્ટિએ ઘણું નુકસાન થાય છે. શું લખવું? ક્યારે લખવું? શા માટે લખવું? કેવું લખવું? એનો પણ વિચાર કરવાની જરુર છે. આ સંબધી કરાચીનાં પત્રોમાં એક પ્રસંગે મેં થોડીક સૂચનાઓ બહાર પાડી હતી. જો કે તે પ્રસંગ તો કેવળ કરાચીના યુવકો માટે હતો, પરન્તુ તે સૂચનાઓ લગભગ સર્વોપયોગી હોઈ, અહિં તેનો ઉતારો કરવો અસ્થાને તો નથીજ.

૧ લખનારે જે વસ્તુ સંબંધી લખવું હોય, તે માત્ર પોતાની દૃષ્ટિથી ન જોતાં બીજી દૃષ્ટિથી પણ જોવી જોઇએ.

૨ મારા લખાણની અસર બીજા પર થશે કે કેમ? અથવા થશે તો શી થશે? તેનો ખૂબ ગંભીરાઇથી વિચાર કરવો જોઇએ.

૩ લખવા અગાઉ એક વખત તે વસ્તુનો સંબંધ જેની સાથે હોય, તેને પ્રત્યક્ષ મળીને વિવેકપૂર્વક પોતાનો પ્રામાણિક મત જણાવવો જોઇએ. આમ થવાનું પરિણામ એ આવશે કે પરસ્પરમાં જે કંઈ ગેરસમજુતી હશે તે દૂર થઇ જશે, એટલે ચર્ચાનેજ અવકાશ નહિં રહે.

૪ ચર્ચા કરવા બહાર આવનાર પોતાનું વ્યક્તિત્વ પોતે તપાસી જાય. પોતાનું સ્થાન પણ પોતે જોઈ લે. ઘણી વખત ગુપ્ત નામથી લખવાની જરૂર પડે છે, એનું કારણ છે કે પોતાના વ્યક્તિત્વ માટે પોતાને ખુદનેજ અવિશ્વાસ હોય છે. સમજપૂર્વક, વિવેકપૂર્વક પ્રામાણિક મતભેદ હોય, તો પોતાનું નામ જાહેર કરવામાં શા માટે ભય રાખવો?

૫ ખરેખરી રીતે જો સુધારવાની કામના હોય, તો અર્થ વિનાની, ગેરસમજુતીવાળી, આત્મવિશ્વાસ વિનાની ચર્ચાથી કંઇ ફાયદો ન થાય. મુદ્દાની અને જરુરી વાત, સ્હામે બેસીને પણ કરી શકાય છે.

૬ કોઇપણ ચર્ચા ઉપસ્થિત કરતાં વિચાર કરી લેવો કે આ ચર્ચા કોઇ અંગત દ્વેષના કારણથી તો નથી કરતો ? ઘણે ભાગે આવી ચર્ચાઓના મૂળમાં અંગત દ્વેષ ભરેલો હોય છે. પણ તેમ ન હોવું જોઇએ.

-

ટૂંકી પણ જરૂરની ઉપરની સૂચનાઓ ઉપર કરાચીનાજ નહિ, દરેક સ્થળના યુવકો ધ્યાન આપી કાર્ય કરે, તો ઘણો લાભ થઇ શકે.



—: ૩૦ :—

## ગરીબોને રાહત.

જૈન ધર્મના સિદ્ધાન્ત પ્રમાણે સાત ક્ષેત્રો પૈકી કયું ક્ષેત્ર અત્યારે સુકાઇ રહ્યું છે? એ વિચારવાની ઘણી જરુર છે. કુવાનું પાણી ખેતરમાં પહોંચાડનારો ખેડુત એટલું ધ્યાન જરુર પહોંચાડે કે કઇ કયારીમાં પાણી નથી પહોંચ્યું? ઓપરેશન માટે ચાકુ ઉઠાવનારો ડાકટર એટલું જરુર વિચારે કે કયાં ઓપરેશન કરવાની જરુર છે? નાડી જોનારો વૈદ્ય રોગનું નિદાન જરુર તપાસે. સમાજની લગામ હાથમાં રાખીને ફરનારા સાધુઓએ અને પોતાની લક્ષ્મીનો સદુપયોગ કરવાની ભાવના રાખનારા શ્રીમંતોએ એટલું વિચારવાની જરુર છે કે આજે સમાજને શાની આવશ્યકતા છે? શાના લીધે સમાજનું અધઃપતન થઇ રહ્યું છે? દિવસે દિવસે સંખ્યા શાથી ઘટી રહી છે? સમાજ શરીરનાં કયાં કયાં અંગોમાં કેટલો કેટલો સડો પેઠો છે? આ બધી વસ્તુઓનું બારીકાઇથી અવલોકન કરવું જરુરી છે.

## સંખ્યા ઘટે છે કેમ ?

ધર્મ, એ સમાજ ઉપર આધાર રાખે છે. આજે કોઇ પૂછે કે બૌદ્ધધર્મ કેટલો ફેલાએલો છે ? ત્યારે કહેવું જોઇએ કે છપ્પન કરોડ મનુષ્યોમાં. આજે કોઇ પૂછે કે 'જૈનધર્મ' કેટલો ફેલાએલો છે ? ત્યારે કહીશું કે બાર લાખ અને ૩૬ હજારમાં. જે ધર્મને માનનારાઓની સંખ્યા વધારે, તે ધર્મનો ફેલાવો વધારે. થોડા વર્ષો ઉપર જે ધર્મને માનનારા કરોડોની સંખ્યામાં હતા, અરે, થોડાંજ વર્ષો ઉપર ચાલીસ લાખ જેટલી સંખ્યામાં પણ હતા, તેજ ધર્મ આજ બાર લાખ મનુષ્યોમાં સમાઇ જાય, એ કેટલો દુઃખનો વિષય છે ? આનાં કારણો શોધવાં એ જરૂરતું નથી શું ? ઘણા ઘણા વર્ષોના વિહારો પછી, ઘણા ઘણા દેશો જોયા પછી ને ઘણા ઘણા ગામોની સ્થિતિઓ તપાસ્યા પછી અમારો તો એ દૃઢ અનુભવ થયો છે કે જૈનોની ગરીબાઇ, એજ જૈનધર્મીઓની સંખ્યા ઘટવાનું મુખ્ય કારણ છે.

## લાખોનાં દાન છતાં ગરીબાઈ

હવે એ ગરીબાઇને પહોંચી વળવા શું કરવું જોઇએ ? એ બહુ વિચારવા જેવો પ્રશ્ન છે. આખા હિંદુસ્તાનમા **પારસી** કોમ ન્હાની એટલે એક લાખ જેટલી વસ્તી ધરાવે છે. જ્યાં જ્યા તેમની વસ્તી છે, ત્યાં ત્યાં સસ્તા ભાડાની ચાલીઓ, ધર્માદા દવાખાના, કપડા–લત્તા માટેનાં સાધનો, ગરીબ વિદ્યાર્થીઓને સ્કોલરશીપો વિગેરે વિગેરે તમામ બાબતોનાં સાધનો છે. પારસી ભાઇઓની સખાવતો જગમશહૂર છે. મુંબઇ, સૂરત, કરાચી વિગેરે પારસીઓની સારી સંખ્યાવાળાં શહેરોમાં મોટાં મોટાં ટ્રસ્ટો છે કે જેમાથી ગરીબ પારસીઓને ઘણી મદદો આપવામાં આવે છે. તેમ છતાં આવા ફંડોના વહીવટકર્તા એક મારા મિત્ર પારસી ગૃહસ્થે એની આંતર-સ્થિતિનો જે હેવાલ રજુ કર્યો, તે ઉપરથી સમજી શકાયું કે લાખોનાં દાન કરવા છતાં પણ અને આટલી ન્હાની કોમ હોવા છતા પણ પારસીઓની

ગરીબાઇ ઘટતી નથી, બલ્કે દિવસે દિવસે વધી રહી છે. સ્હેજે સમજી શકાય છે કે એક વખત હાથ લાંબો કરવા શીખેલો માણસ, પછી તેને ગમે તેવી સ્થિતિમાં માગતાં શરમ નથી આવતી, અને ધીરે ધીરે એ એક જાતનો ધંધો થઇ જાય છે.

## સાચાનો મરો

બીજી તરફથી જે ખરેખરા ગરીબો છે અને જેઓ ખાનદાન છે. તેઓ ખાનદાનીનો ખ્યાલ કરી, ગમે તેવી કફોડી સ્થિતિમાં પણ–મૃત્યુને ભેટવાનું પસંદ કરીને પણ બીજાની આગળ માંગવાનું પસંદ નહિ કરે. આ બન્ને પરિસ્થિતિઓમાં શું કરવું ? અને કેવી રીતે પહોંચી વળવું ? એ બહુ વિચારવા જેવુ થાય છે. ઘણા ઠગારાઓના કારણે થોડા સાચા ગરીબો માર્યા જાય છે. સ્કૂલો અને કોલેજોમાં અભ્યાસ કરનારા વિદ્યાર્થિઓમાંના ઘણાઓની સ્થિતિ સારી હોવા છતાં, સ્કોલરશીપો મેળવીને પોતાનો અભ્યાસ આગળ વધારે છે. જરુર પુરતી સ્કોલરશીપ જ નહિ, અનેક સ્થળેથી ખાનગી સ્કોલરશીપો મેળવે છે, પૈસા ભેગા કરે છે, અને શહેરોના વિલાસોમાં એ દ્રવ્યનો દુરુપયોગ કરે છે. આવા કિસ્સાઓ જ્યારે પકડાય છે, ત્યારે દાન કરનારાઓનું મગજ કંઇ કામ કરી શકતું નથી. આવાઓના લીધે ઘણા ગરીબ–સાચા ગરીબ વિદ્યાર્થિઓ બિચારા વંચિત રહી જાય છે. દાન કરનારા તપાસ પણ કેટલી કરે ? એટલી ફુરસદ પણ ક્યાંથી મેળવે ?

કહેવાની મતલબ કે ગરીબોને–સાચા ગરીબોને રાહત પહોંચાડવાનો પ્રશ્ન ઘણો વિકટ છે, છતાં જેના હૃદયમાં, જેના રુંવાડે રુંવાડે પોતાના જાતિ ભાઇઓના–બહેનોના દુ:ખો પ્રત્યે હમદર્દી વસેલી છે, અનુકમ્પા છે, એને તો કોઇનું દુ:ખ જોયું જતું નથી.

## સમાજનું શરીર સડે છે કેમ ?

બીજી તરફથી જોઇએ તો જૈન સમાજ દાનશૂર કહેવાય છે. પ્રતિવર્ષ લાખો કરોડો રૂપિઆ ખર્ચ થાય છે. પણ સમાજનું શરીર જીર્ણ-શીર્ણ થઇ રહ્યું છે. ખૂબ પૌષ્ટિક ખોરાક ખાવા છતાં શરીર સડતું જતું હોય, તો એ નક્કી છે કે એ ખોરાક, હોજરી હજમ કરી શકતી નથી, તેને માટે તે ખોરાક યોગ્ય નથી. સમાજમાં લાખો કરોડો ખર્ચવા છતાં જો સમાજનું શરીર જીર્ણ શીર્ણ થાય છે, તો એ નક્કી છે કે એ ખર્ચ સમાજોપયોગી તો નથી. કારણ કે એના શરીરને ફાયદો નથી થતો. અને એ તો પહેલાંજ કહેવામાં આવ્યું છે કે-સમાજ વિના ધર્મ નથી. ધર્મનો આધાર સમાજ ઉપર છે. જે સમાજ સંખ્યામાં, ધનમાં, ઇજ્જતમાં, જ્ઞાનમાં જેટલો વધારે મજબૂત, તેટલો જ તેનો ધર્મ પણ મજબૂત. માટે અત્યારે તો સમાજનું શરીર સંગઠિત રાખવા માટે, સમાજની ગરીબાઇ અને અજ્ઞાનતા દૂર કરવાની જરુર છે.

## એક યોજના

તા. ૨૪-૭-૩૭ નો દિવસ હતો. વ્યાખ્યાનનો લાભ હજારો માણુસો લઇ રહ્યા હતા. આટલી સ્થિતિ દરમિયાનમાં કરાચી જેવા શહેરમાં પણ જૈનોની આંતરસ્થિતિ શી છે? એ જાણી લીધેલી હોવાથી આજના વ્યાખ્યાનમા જૈનોની ગરીબાઇનો સુર ઉપદેશમાં નીકળ્યો. ઉપદેશ આપવા સિવાય અમારા જેવા સાધુ બીજું શું કરી શકે? છતાં મને લાગ્યું કે જૈનોની સ્થિતિનો જે કંઇ અભ્યાસ કર્યો છે, તેની પાકી ખાત્રી કરવા માટે કંઇક પ્રયત્ન કરવો. સંઘના સેક્રેટરીને સૂચના કરી. એક સીલબંધ ઉપરથી છિદ્રવાળી પેટી મંદિરના દરવાજે મૂકવામાં આવી. જૈનજનતાને, પછી તે સ્થાનકવાસી હોય કે મંદિરમાર્ગી—સૌને સૂચના કરી કે " જેને

જેને આર્થિક કષ્ટ હોય, પછી તે ભાઇ હોય કે બહેન, તેણે પોતાની સ્થિતિનું ધ્યાન અને જરુરતો એક ચિઠ્ઠીમાં લખીને પેટીમાં નાખવી. પોતાનું નામ ઠામ વિગેરે લખીને." આઠ દિવસની મુદત આપી અને કોઇની પણ ખાનગી હકીકત બીજાને નહિ કહેવામાં આવે, જ્યાંસુધી કે તે લખનારની સંમતિ નહિ મળે, તેની પણ ખાત્રી આપી. મારો આ અખતરો હતો. ઠીક આઠ દિવસે પેટી ખોલતાં તેમાંથી ચીઠ્ઠીઓનો એક મ્હોટો ઢગલો મારી નજરે પડયો.

## ગરીબોનો બેલી

એક વાત કહી નાખું. મેં જાહેરમાંજ એ વાત કહી હતી કે "તમે જાણો છો કે હું સાધુ છું, નિર્ગ્રંથ છું, કંચન કામીનીઓ ત્યાગી છું, તમારી દર્દભરી અપીલના જવાબમાં હું શું કહી શકું તેમ છું? છતાં હું મારી જીભનો અને મારી કલમનો ઉપયોગ બનશે તેટલો કરીશ. એટલી તો જરુર ખાત્રી આપું છું." ખરેખર મારે મારી જીભ અને કલમનો ઉપયોગ દુઃખી ભાઇઓ બહેનો માટે કરવાનો હતો અને ઉપયોગ હું કરી પણ રહ્યો હતો. હા, આત્મવિશ્વાસ પણ એક વસ્તુ છે. અને તેમાં યે આત્મવિશ્વાસની સાથે એ દુઃખિઆઓના અંતઃકરણની શુભ ભાવનાએ જાણે બળ આપ્યું હોય એમ, હું કંઇક અંશે સફળ થતો હોઉં એવું મને લાગ્યું. આ દુઃખિઆઓની વ્હારે ધાવાનું પોતાની શક્તિ પ્રમાણે જે ભાઇએ વચન આપ્યું, જેણે મને હિમ્મત આપી, એ ભાઇને આ જીંદગીમાં તો કયારે ય મળ્યા ન્હોતા. અને થોડાજ દિવસના સાધારણ પત્રવ્યવહાર સિવાય તેઓની સાથે મારો કોઇ પરિચય નહિ. કોણ જાણે શાથી ગુરુદેવ તેમના હૃદયમાં વસ્યા? કોણ જાણે જીંદગીમાં કદિ પણ પરિચય કર્યો નહિ હોવા છતાં, શાથી મારા ઉપર શ્રદ્ધા અને વિશ્વાસ બેઠો? એ હું નથી કહી શકતો. તેમણે મને લખ્યુંઃ "આપ લખો તે

ગૃહસ્થ ઉપર હું મદદ મોકલી આપવા તૈયાર છું. દુઃખિઆઓને મદદ આપો. આજ એજ પરમ કર્તવ્ય છે. વધુ રકમ માટે આજ્ઞા ફરમાવતા જાઓ. "

જો કે આવા એક પવિત્ર ભાવનાશીલ, દયાળુ ગૃહસ્થની અનુમોદની કરીને પણ લોકો પુણ્યપ્રકૃતિ ઉપાર્જન કરે, એટલા માટે તેમનું નામ આપવાની મારી ઇચ્છા હતી, પણ તેઓની મના હોવાથી નામ આપી શકતો નથી.

તે બાદ તરફથી કરાચીના તેમના ઓળખીતા ગૃહસ્થો અથવા કરાચીના ' સહાયક મંડળ ' ઉપર ગરીબોની રાહત માટેની જેમ જેમ રકમો આવતી ગઇ, તેમ તેમ તેનો વ્યય થતો ગયો. જેને જેને જે જે પ્રકારની આવશ્યકતાઓ જણાઈ, તેને તેને તે તે પ્રકારની મદદો કરવામાં આવતી ગઇ. કેટલાકો તે સહાયતાથી ફેરીઓ કરવા લાગી ગયા. રોગાદિ કારણોમાં તાત્કાલિક મદદોની જરુર જણાઇ તેમને તેવી રીતે મદદ અપાઇ. ન કેવળ કરાચીમાં જ, બહારના ગામોમાંથી પણ મદદ માટે પ્રાર્થના આવતાં તપાસ કરાવી ત્યાં ત્યાં પણ મદદો મોકલવામાં આવી.

## કરાચીમાં જરૂરત

કરાચીના ગરીબ જૈનોને પહોંચી વળવાના સાધનમા ખાસ કરીને એક **ચાલી**ની જરુર છે. મારું અનુમાન છે કે લગભગ પચ્ચીસ ત્રીસ કુટુંબો હશે, કે જેઓને મકાનભાડાનો બોજો ઉઠાવવા જતાં પેટનો એક ખુણો ખાલી રહી જતો હશે. પચ્ચીસ–ત્રીસ કુટુંબો માટે એકજ ચાલી હોય અને વધારેમાં વધારે પાંચ–પાંચ રુપિયાની રાહત મળે, તો એ પચ્ચીસ કુટુંબો આસાનીથી રહી શકે. અને એ પચ્ચીસ કુટુંબોની પાછળ માત્ર સવાસો રૂપિયાની માસિક ખોટ ઉઠાવવી પડે. કરાચીમાં એવા અનેક

ગૃહસ્થો છે કે જેઓ આ માસિક સવાસો રુપિયાનો બોજો ઉઠાવીને પચ્ચીસ કુટુંબોને રાહત આપી શકે છે. એક ગૃહસ્થ કદાચ ન કરે તો બે–ચાર ગૃહસ્થો મળીને પણ, આ પચ્ચીસ કુટુમ્બોને રાહત આપી શકે. આવી જ રીતે કરાચીના આંગણે એક **જૈનવીશી** હોય, તો જેઓ ફેરી આદિ કરીને થોડું કમાતા હોય, અને પોતાના ગુજરાનમાં હરકત આવતી હોય, તેઓ બીજી વીશીઓ કરતાં થોડા ખર્ચે પોતાનો નિર્વાહ કરી શકે. અને ધર્મના નિયમો પણ જાળવી શકે. આ બે આવશ્યકતાઓ જેમ જરુરની છે, તેમ બિલકુલ થોડા ખર્ચમાં પૂરી થઇ શકે તેવી છે. કરાચીના જૈન શ્રીમન્તો આટલું ધ્યાનમાં લે, તો જરાયે મુશ્કેલ જેવું નથી.



—: ૩૧ :—

## બે સંસ્થાઓની સ્થાપના

આજે આખા દેશમાં બેકારીનો પ્રશ્ન કેટલો બધો મુંઝવી રહ્યો છે. એ કોઇથી અજાણ્યું નથી. એ પ્રશ્નને હલ કરવો જેમ સાર્વજનિક દષ્ટિએ દેશના નેતાઓ અને રાજદ્વારી પુરુષો પ્રયત્ન કરી રહ્યા છે, તેવીજ દરેક કોમના આગેવાનો અને દયાળુ શ્રીમંતો પોતપોતાની કોમના ગરીબ ભાઇઓ–બહેનોના દુઃખને નિવારણ કરવાનો પ્રશ્ન પણ વિચારી રહ્યા છે. અને એક અથવા બીજી જાતનાં સાધનો ઉભાં કરી ગરીબો અને મધ્યમ સ્થિતિના ભાઇઓ–બહેનોને ઉદર નિર્વાહનાં સાધનો ઉભાં કરાવી આપવા પ્રયત્નો કરી રહ્યા છે.

માણુસ જ્યાંસુધી પોતાના પગ ઉપર ઉભો રહેવા સમર્થ ન થાય, ત્યાંસુધી બીજાની આપેલી મદદ ઉપર કયાંસુધી ટકી શકવાનો હતો ? એટલે એક અથવા બીજી રીતનું ઉદરનિર્વાહનું સાધન દરેક માણુસે મેળવી લેવું જોઇએ. આ સાધનો મેળવી આપવાના આશય થીજ કરાચીના પુરુષો અને સ્ત્રિયો માટે જુદી જુદી બે સંસ્થાઓ ખોલવામાં આવી.

## હોમ્યોપેથિક કોલેજ

હમણાં યુરોપ અને હિંદુસ્તાનમાં પણ 'હોમ્યોપેથિક' દવાઓનો પ્રચાર ખૂબ થઈ રહ્યો છે. થોડાજ સમયમાં થોડી મહેનતે એક માણસ 'હોમ્યોપેથિક'નો ડોકટર થઇ શકે છે. તેવીજ રીતે હોમ્યોપેથિક દવાઓ પણ બિલકુલ થોડા પ્રમાણમાં મીઠાશવાળી અને ફાયદાકારક જણાય છે. હિંદુસ્તાનમાં કલકત્તા અને લાહોર જેવા એક બે સ્થાનોમાંજ હજુ આ વિદ્યાની કોલેજો સ્થાપન થઇ છે. શહેરોમાં આ દવાનાં દવાખાનાં તો ઘણાં ચાલે છે. જોકે હોમ્યોપેથિક વિદ્યા હજુ સરકારે 'રેકગનાઇઝ' નથી કરી, છતાં તેનો ઉહાપોહ થઇ રહ્યો છે, અને સંભવ છે કે બહુ જલદીજ તે રેકગનાઈઝ થશે.

એક શુભ ઘડીએ 'પારસી સંસાર' ના સબ એડીટર ભાઇ ઠાકરસી કોઠારીએ આ વિદ્યાની એક કોલેજ કરાચીમાં સ્થાપન કરવા માટે અમારું ધ્યાન ખેચ્યું. અને તેની એક યોજના આગળ ધરી. ભાઇ ઠાકરસી કોઠારીની આ યોજના ખરી રીતે 'પારસીસંસાર'ના ભલા અને ઉદાર અધિપતિ શ્રીયુત પી. એચ. દસ્તુર સાહેબની હતી. યોજનાનો મુખ્ય હેતુ એ હતો કે થોડાજ સમયમાં આમાંથી અભ્યાસ કરીને નિકળેલો યુવક ગુજરાત કાઠિયાવાડ કે પોતાના ગામડાઓમાં જઈ દવાખાનું ખોલી પ્રામાણિકપણે પોતાનું ગુજરાન ચલાવવા સાથે દવાદારૂના સાધનહીન ગામડાના લોકોની સેવા કરવા માટે સમર્થ થઇ શકે છે.

બેકારીથી પીડાતા અથવા ઓછી આવકના કારણે મુઝાતા યુવકો કે મધ્યમ સ્થિતિના ગૃહસ્થોને માટે આ યોજના લાભદાયક છે. એમ અમને જણાયું. મેં આ યોજના આફ્રિકામાં વસતા એક ગૃહસ્થને જણાવી, કે જેઓ ગરીબો માટે દુઃખિઆઓ માટે ઘણીજ હમદર્દી રાખે છે. અને દુઃખિઆઓને ગુપ્ત મદદો આપવા માટે પોતાથી બનતું કર્યાજ કરે છે.

તેમણે ત્યાંજ વસતા પોતાના એક મિત્રને આ યોજના બતાવી અને તેમણે પણ તે પસંદ કરી. આ બંને ગૃહસ્થોએ પ્રારંભમાં અમુક મદદ આપવાની ઉદારતા જાહેર કરી. એટલે કરાચી જૈનસંઘના આગેવાન ગૃહસ્થો તથા 'પારસી સંસાર'ના અધિપતિ દસ્તુર માહેબ વિગેરેની એક કમીટી કરી. તા. ૧૨-૨-૩૮ના દિવસે 'કાઠિયાવાડઈસ્કૂલ'ના વિશાળ મેદાનમાં તે વખતના કરાચીના લોર્ડ મેયર શ્રીયુત દુર્ગાદાસ એડવાનીના પ્રમુખપણા નીચે એક ભવ્ય મેળાવડો કરવામાં આવ્યો અને '**શ્રી જૈનહોમ્યોપેથિક કોલેજ**' એ નામની સંસ્થા સ્થાપન કરવામાં આવી.

આ પ્રસંગે કમીટીના પ્રમુખ અને કરાચીના જૈનસંઘના આગેવાન શેઠ ખીમચંદ પાનાચંદે સંસ્થાનું ઉદ્ઘાટન કરવા માટે લોર્ડ મેયરને વિનતિ કરતું જે એક લાંબું વિવેચન કર્યું હતું, એનો ટૂંકો સાર આ નીચે આપું છું:

**શેઠ કે. જે. પાનાચંદનું પ્રવચન**

આજે દેશકાળ કેવો છે? દેશના ધંધાધાપા બિલકુલ મંદીમાં આવી ગયા છે. તેના કારણે દેશમા ખુબ બેકારી વધી પડી છે. એક જગ્યા ખાલી હોય છે, ત્યાં ટોળાના ટોળા ઉમેદવારો તે મેળવવા માટે પડાપડી કરે છે. ભણેલાઓ ભૂખે મરે છે અને અભણ પણ ભૂખે મરે છે. અનેક નવજુવાનો બેકારીથી કંટાળીને આપઘાત કરે છે. અનેક નવજુવાનો ઘરબાર છોડીને ચાલ્યા જાય છે. અનેક માણસોને પેટ પૂરતુ ખાવાનું પણ મળતું નથી.

પરિણામે દેશની પરિસ્થિતિમાં કશો ફરક પડતો નથી, પણ કરાચીના સદ્ભાગ્યે અત્રે પધારેલ વિદ્વાન્ મુનિરાજ શ્રી વિદ્યાવિજયજી મહારાજ જે કાઇ કહે છે, તે કરી બતાવે છે. તેમના દિલમાં ગરીબો માટે સહાનુભૂતિ-લાગણી છે. દર્દ છે. તેઓ ગરીબોની હાલત સારી રીતે સમજે છે. તેમણે કરાચીના

ગરીબોને દુઃખમાંથી મુક્ત કરવા ખાનગી મદદો અપાવી છે, નાના વેપારીઓને આજીવિકા ચલાવવા નાની રકમો લોન પર અપાવી છે. આજે બેકાર જૈનો માટે 'હોમ્યોપેથિ'ની આ સંસ્થા ખોલાય છે, તે પણ તેમના ઉપદેશ અને પ્રેરણાનું પરિણામ છે. બહેનો માટે '**હુન્નરશાળા**' ખોલવાના તેમના ઉપદેશને પરિણામેજ અત્રેના 'જૈન સહાયક મંડળે' એક યોજના પાસ કરી છે.

" આ મુનિરાજના આગમન બાદ કરાચીમાં 'જીવદયા'નું પણ સુંદર કાર્ય થયું છે. દીવાળીના દિવસોમાં મ્યુ. શાળાઓમાં જાતે મુલાકાત આપીને વિદ્યાર્થીઓને ફટાકડા નહિં ફોડવાની તેમણે પ્રતિજ્ઞા કરાવી હતી. નવરાત્રિમાં દેવીઓ આગળ અપાતા જીવતા જાનવરોના બળીદાનો આ મુનિરાજના પ્રયાસથીજ અટક્યાં હતાં. ગરીબોમાં કપડાંની વ્હેંચણી મહારાજશ્રીના પ્રયાસનેજ આભારી છે. કરાચીમાં ને બ્હારના દુઃખી કુટુમ્બો ગુપ્ત મદદ માટે મહારાજશ્રીના કાંઇ ઓછા ઋણિ નથી.

" **શ્રીમંતોની શ્રીમંતાઈ પૈસા એકઠા કરવામાં નથી, પણ સુયોગ્ય માર્ગે લક્ષ્મીનો ઉપયોગ કરવામાં છે.**" આફ્રિકાનિવાસી બંધુઓએ આ સખાવત કરીને કરાચીવાસીઓ માટે ધડો લેવા જોગ એક દૃષ્ટાંત રજુ કર્યું છે. આવી ઉદારતા માટે તેમને જેટલો ધન્યવાદ આપવામાં આવે તેટલો ઓછો છે.

" અમે હોમ્યોપેથિ ઇન્સ્ટીટ્યુટ ખોલવાનું શામાટે પસંદ કર્યું ? એવો પ્રશ્ન સ્વાભાવિક રીતે કોઇ પૂછે, તો તેનો જવાબ સાવ સરળ છે. આજકાલ હોમ્યોપેથિ વિદ્યાનો પ્રચાર આપણા દેશમાં ઠીક ઠીક થઇ રહ્યો છે. આ વિદ્યા શીખવામાં સરળ છે. બે વર્ષના નિયમિત અભ્યાસથી એક માણસ ડૉક્ટર થઇ શકે છે. આ દવા મીઠી હોઇ નાના બાળકથી માંડીને બુઢાઓ પણ તે હોંસે હોંસે ખાય છે. વળી તે નિર્દોષ હોઇ સગર્ભા સ્ત્રી પણ બેફીકરાઇથી તેનો ઉપયોગ કરી શકે છે. દવા સસ્તી હોવાથી એક નાનકડી પેટીમાં દવાખાનાનો સમાવેશ થઇ શકે છે.

" આજે હિંદમાં આવાં અનેક ગામડાઓ છે કે જ્યાં દવા દારૂની કશી સગવડ નથી. આવું સ્થળ આપણા ડાક્ટરો જો પસંદ કરે, તો તેઓ સુખેથી

પોતાની આજીવિકા કમાવા સાથે ગરીબ લોકોની સેવાનો લ્હાવો પણ લઇ શકે તેમ છે. ડોકટરોથી શહેરોની મોહિની છુટતી નથી, તેથી શહેરો ડોકટરોથી ઉભરાય છેઃ જ્યારે ગામડામાં તેમની ખરી જરૂર છે પણ ત્યા જવા ઇચ્છતા નથી.

"આપણા ભણેલા જુવાનો હોમ્યોપેથિનો ખંતપૂર્વક અભ્યાસ કરી ગામડાઓમાં જવાનું પસંદ કરે, તો ગ્રામ્યજનોની સેવા સાથે પોતાની આજીવિકાના સવાલનો સ્હેલાઇથી નીવેડો આણી શકે. એક ડાકટર ૩-૪ ગામડાને સંભાળી શકે છે. આવા કારણો ધ્યાનમા લઇનેજ આ વિદ્યા શીખવવા આ સંસ્થા ખોલવામાં આવી છે.

"આ કાર્ય માટે સ્વતંત્ર મકાન મેળવવા જઇએ તો ખર્ચનો આરો ન આવે મુડી બધી મકાનમાં ખર્ચાઇ જાય અને કરવાનું જે ખરૂ કામ છે, તે રહી જાય. અમને શ્રી હરિભાઇ પ્રાગજી કારિયા હાઇસ્કુલના ટ્રસ્ટીઓની તથા મંત્રીશ્રી **એમ. બી. દલાલ**ની મહેરબાનીથી આ સ્કુલમા એક મોટો રૂમ મળ્યો છે. જ્યા દરરોજ રાત્રે હોમ્યોપેથિક કલાસ ચાલશે. આવી રીતે શાળાના અધિકારીઓ તથા ટ્રસ્ટીઓએ અમને એક રૂમ વાપરવા આપવાની ઉદારતા બતાવી છે-સગવડતા કરી આપી છે તે માટે કમીટી તેમનો જાહેરમાં આભાર માને છે."

તે પછી મેયર શ્રીયુત દુર્ગાદાસ એડવાનીએ ટુંકું પરન્તુ ભાવવાહી જે પ્રવચન કર્યું હતું, તેનો ટુંકો સાર આ છેઃ

**મેયર દુર્ગાદાસનું ભાષણ**

આપ સૌએ મને આ પ્રસંગ પર આમંત્રીને જે માન આપ્યું છે, તે માટે હું આપનો આભારી છુ, આપ જૈન ભાઇઓનો મારા પર સદ્‌ભાવ છે, તેથી આ ક્રિયા આજે મારા હાથે કરાવો છો. મહારાજશ્રી અનેક કષ્ટો અને તકલીફો સહન કરીને આ સ્થળે પધાર્યા છે, અને સુંદર કાર્ય કરી રહ્યા છે.

"જમશેદ ક્વાટરના સદ્‌ભાગ્યે મુનિમહારાજ ત્યાં પધાર્યા હતા, તે વખતે અમારા સિંધી ઘણા ભાઈબહેનોએ તેમના વ્યાખ્યાનો ને જ્ઞાનચર્ચાનો લાભ ઉઠાવ્યો હતો. અમે તેમના ઘણાજ આભારી છીએ.

"જૈન કોમ વેપારમાં આગળ વધી છે. પણ હાથે જાતે કામ કરવાનો લાભ લેતી નથી. હિંદુસ્તાનનો ઉદ્ધાર હાથના કામ (મેન્યુઅલ લેબર) થી થશે. જૈન કોમે હાથે જાત કામ કરતા મંડી જવું જોઇએ. મારી આમીલ કોમે પણ હાથે જાતે કામ કરીને લાભ ઉઠાવવો જોઇએ.

"જૈન કોમમાંથી બેકારીની નિવૃત્તિ માટે આ સંસ્થા ખોલવામાં આવી છે. આ કામ સારૂ છે. કલકત્તામાં 'હોમ્યોપેથિક ઈન્સ્ટીટયુટ' ખોલાએલી છે, પણ તે અહિંથી બહુ દૂર છે. નજીકમાં બીજે કયાય આવી સંસ્થા નથી. તેથી પંજાબ, રાજપુતાના અને સિંધમાં આ ઇન્સ્ટીટયુટ કામ કરી શકશે.

"હું ઇચ્છું છું કે વખત જતાં આ સંસ્થા એકલા જૈનોનીજ નહિ, પણ આમ-જનતાની થવી જોઇએ ધનિક લોકોએ આ સંસ્થાને મદદ કરીને કોસ્મોપોલીટન બનાવવી જોઇએ. જે સખી ગૃહસ્થોએ આ ભલા કામ માટે સખાવત કરી છે તે ધન્યવાદને પાત્ર છે. મુનિરાજશ્રીની પ્રેરણાથી આ કામ થયું છે તેથી આપણે મહારાજના ઘણા આભારી છીએ."

હંમેશા બનતું આવ્યું છે તેમ પ્રારંભમાં ઘણા વિદ્યાર્થીઓની અરજી મળી હતી, પરન્તુ શહેરી જીવનના બીજા સાધનોની સાથે આવી એક વિદ્યા માટે સમય કાઢવો એ ઘણાઓને ન પરવડી શકયું. એમ એક યા બીજા કારણે વિદ્યાર્થિઓ ઓછા આવ્યા. છતાં ૨૫–૩૦ વિદ્યાર્થિઓ બરાબર અભ્યાસ કરી રહ્યા છે. અને તેમાં ય કમનસીબે જૈન વિદ્યાર્થિઓ તો બહુજ ઓછો લાભ લઇ રહ્યા છે. સંસ્થાનું કામ અત્યારે તો નિયમિત ચાલી રહ્યું છે. પણ કેવળ બહારનીજ મદદથી સંસ્થા વધુ વખત ન ટકી શકે, એનો અનુભવ અત્યારે થઇ રહ્યો છે. આશા છે કે કરાચીવાસીઓ પોતાનું કર્તવ્ય સમજી આ સંસ્થાને પગભર બનાવવા કોશિશ કરશે. આ સંસ્થાને અંગે તા. ૧૮–૧–૩૯ ના દિવસે ભાઇ જમશેદ મ્હેતાના હાથે 'હોમ્યોપેથિક દવાખાનું' પણ ખોલવામાં આવ્યું છે, કે જેનો લાભ કોલેજના વિદ્યાર્થીઓ પ્રેકટીકલ જ્ઞાન મેળવવામાં પણ કરી શકે.

## જૈન હુન્નરશાળા

પુરુષોને માટે આજીવિકાનું સાધન ઉત્પન્ન કરી આપવા જેમ ' જૈન હોમ્યોપેથિક કોલેજ ' ની સ્થાપના કરવામાં આવી, તેવીજ રીતે બહેનોને માટે તા. ૩–૫–૩૮ના દિવસે ' હાલાઇ મહાજનવાડી ' માં એક ભવ્ય મેળાવડો કરી જૈન સંઘના આગેવાન શેઠ ખીમચંદ જે. પાનાચંદના હાથે ' હુન્નરશાળા 'ની સ્થાપના કરવામાં પણ આવી હતી. શેઠ ખીમચંદભાઇએ આ પ્રસંગે ૫૧) રુપિઆ સંસ્થાને ભેટ આપ્યા હતા.

બહેનોનો કેટલોક ભાગ ગરીબાઇમાં રીબાતો દેખાય છે. થોડુંક સાધન હોય તો પણ કેટલીક બહેનોને તો પેટનો એક ખૂણો તો ખાલી રહેતો હોય છે. બીજી તરફથી ઘરના કામકાજ સિવાયનો બાકીનો સમય કુથલીઓમાં અને ગપ્પા સપ્પામાં નિરર્થક વ્યતીત થાય છે. ત્રીજી તરફથી બહેનોનો હાથમજુરીનો ઉદ્યોગ હાથથી ચાલ્યો ગયો છે, એટલે એમની તંદુરસ્તીનો પણ એક મ્હોટામા મ્હોટો પ્રશ્ન ઉભો થયો છે. ચોથી બાબત ' નવરો બેઠો નખ્ખોદ વાળે ' એ કહેવતને લાગુ પડતી જણાય છે. પુરુષ કે સ્ત્રી–નવરા માણસોમાં અનેક પ્રકારનાં અપલક્ષણો અને દુર્ગુણો આવે છે. આ બધી બાબતોને પહોંચી વળવા માટે બહેનોને માટે અત્યારના સમયમાં ' હુન્નરશાળા ' એજ એક આશિર્વાદ સમાન ઉપાય છે.

આ હુન્નરશાળા 'જૈન સહાયક મંડળ'ના આશરા નીચે ખોલવામાં આવી છે. સહાયક મંડળે ૧૫૦૦ રૂપિયાની રકમ મંજૂર કરીને તેનું કામ પ્રારંભ કર્યું છે. અને તે ઉપરાંત આફ્રિકાવાળા ભાઇ.........નાં ધર્મ-પત્ની.........બહેને ૩૦૦ રૂપિયા સહાયતાર્થ મોકલાવ્યા હતા. આવી રીતે આ હુન્નરશાળાનું કામ ચાલી રહ્યું છે.

આ સંસ્થાની સ્થાપનામાં ડૉ. ન્યાલચંદ રામજી દોસી, ભાઇ ખીમચંદ વોરા અને ભાઇ પોપટલાલ પ્રાણજીવનદાસ વિગેરે મહાનુભાવોએ પ્રશંસનીય પ્રયત્ન કર્યો છે, તેથી તેઓ ધન્યવાદને પાત્ર છે.

આ સંસ્થાની સ્થાપના પ્રસંગે 'શ્વેતામ્બર મૂર્તિપૂજક સંઘ'ના પ્રમુખ શેઠ છોટાલાલ ખેતશીએ, પોતાના બહોળા- અનુભવના નવનીત સમાન ટૂંકામાં જે શબ્દો કહ્યા હતા, તે આ છે :

"આ હુન્નરશાળા કેવળ ગરીબો માટેજ નહિં, પણ બધા માટે છે. દરેકે કાંઈ ને કાઇ હુન્નર કરવો જોઈએ. કામ કરીને મહેનતાણું લેવું, એમાં કાંઈ ખોટું નથી. દરેક શાળામાં હુન્નર ઉદ્યોગનું શિક્ષણ દાખલ કરાવવાની યોજના વિચારાઈ રહી છે. આવી શાળા પોતાના પગ પર ઉભે તોજ નભી શકે મટે તેને સ્વાશ્રયી બનાવવી જોઇએ. દળવું, ભરડવું, ખાંડવું એ પણ એક હુન્નરજ છે. કેટલીક બહેનોને થુલી ભરડતાં પણ નથી આવડતી. કેટલાક ભાઇઓને ધોતીયાં પણ ધોતાં નથી આવડતું. આવાં કામો જાતે હાથે કરી લેવાથી પૈસાનો બચાવ થાય છે. પૈસાથી કરાવવામાં આવતું કામ લાંબો વખત સુધી નભતુ નથી. દીવાલમાં ખીલો મારવાનો હોય છે તો આપણે સુતારની રાહ જોઈએ છીએ. જરા ચુનો ઉખડયો હોય છે તો કડીયાની રાહ જોઇને બેસી રહીએ છીએ. આવું દરેક કામ પંડે જાતે શીખી લેવું જરૂરી છે...અંતમાં આ સંસ્થા સ્વાશ્રયી બને અને અન્ય કોમોને દાખલારૂપ થાય એવો પ્રયત્ન કરવો જોઇએ."

આ સંસ્થા પણ અત્યારે તો ચાલી રહી છે. જૈનસંઘનું કર્તવ્ય છે કે આવી ઉપયોગી સંસ્થા ટકાવી રાખવા માટે બનતો પ્રયત્ન કરે. આવી ઉપયોગી સંસ્થા બંધ થઇ જવામાં જેમ સંઘને માટે શોભાદાયક નથી, તેમ જે બહેનો આમાં લાભ લઇ રહી છે, તેઓ તે લાભથી વંચિત રહેશે.*

---

* આ પુસ્તકની બીજી આવૃત્તિ બહાર પાડતાં સાંભળવામાં આવ્યું છે કે, ઉપર્યુક્ત બન્ને સંસ્થાઓ બંધ પડી છે. બેશક, જેટલો સમય આ સંસ્થાઓ ચાલી, એમાંથી કેટલાક યુવકોએ અને ઘણી બહેનોએ લાભ ઉઠાવ્યો છે અને તેનાં મીઠાં ફળ ચાખી રહ્યાં છે. લેખક.

—: ૩૨ :—

# સાર્વજનિક પ્રવૃત્તિ.

કરાચીની સ્થિતિ દરમિયાન થોડે ઘણે અંશે પણ થએલી સેવા પૈકી અહિંસા પ્રવૃત્તિ, જૈન ધર્મની દૃષ્ટિએ ધાર્મિક પ્રવૃત્તિ અને જૈન-સમાજની દૃષ્ટિએ સામાજિક પ્રવૃત્તિ જે કંઇ થઇ શકી, તેનો ઉલ્લેખ પહેલાં કરવામાં આવ્યો છે.

અમારા ગુરુદેવનું માનવું હતું કે કોઇ પણ સાધુ બાહ્ય દૃષ્ટિએ ગમે તે ધર્મ કે સંપ્રદાયનો સાધુ હોવા છતાં, તે જગત્‌નો સાધુ છે. જગત્‌નો સેવક છે. એ વાત તેણે ભૂલવી જોઇતી નથી. અને તે અનુસાર મારી સેવા સર્વજનોપયોગી થઇ શકતી હોય તો તેમાં હું મારું સદ્‌ભાગ્ય છે, એમ સમજું છું. સાધુ ધારે તો આ જગત્‌ના અનેક ધાર્મિક ઝઘડાઓને સમાવી શકે છે. સાધુ ધારે તો અત્યારના સામ્પ્રદાયિક કલહોને ઘણે અંશે શાન્ત કરી શકે છે. સંકુચિતતાના વાડાઓમાંથી બહાર નિકળી વિશાળ દૃષ્ટિથી જૈનધર્મની સ્યાદ્વાદ શૈલીપૂર્વક જગતના

માનવીઓને સત્યનો સંદેશ સંભળાવે, તો તેને આખું જગત્ ઝીલવાને અને આદર કરવાને તૈયાર રહે છે. કટ્ટરમાં કટ્ટર સાંપ્રદાયિકતાના રંગથી રંગાએલો માનવી પણ ઉદારભાવપૂર્વક સંભળાવાતા સંદેશને ઝીલવાને તૈયાર રહે છે. એ વખતે એની સાંપ્રદાયિકતાના દુરાગ્રહનું ઝેર લુપ્ત થઇ જાય છે. આ મારો જાતિ અનુભવ છે.

સાર્વજનિક દૃષ્ટિએ અહિં મારાથી જે કંઇ સેવા થઇ શકી, તે જુદા જુદા ક્ષેત્રોમાં વ્હેંચીએ, તો, નિયમિત શરૂ કરેલી **વ્યાખ્યાનમાળા,** જુદી જુદી કોમોની વચમાં આપેલાં વ્યાખ્યાનો, શિક્ષણ સંસ્થાઓની મુલાકાતો, વિદ્યાર્થીઓની વચમાં આપેલાં વ્યાખ્યાનો, મહાત્મા પુરુષોની જયંતીઓમાં લીધેલો ભાગ, બહારના વિદ્વાનોદ્વારા અપાએલો લાભ અને ધાર્મિક, સામાજિક અને સાર્વજનિક પરિષદોમાં લીધેલો ભાગ-એમ વિભાગો કરી શકાય. અને એ પ્રમાણે ભાગો કરીનેજ, ગ્રન્થનું કલેવર ન વધી જવાનો ખ્યાલ રાખી બહુ સંક્ષેપથી આ પછીનાં પ્રકરણોમાં ઉલ્લેખ કરવામાં આવશે.

**વ્યાખ્યાનમાળા.**

જૈનસાધુઓની દિનચર્યામાં ઉપાશ્રયની અંદર નિયમિત વ્યાખ્યાનો આપવાની ચર્યા પણ રૂઢ થઇ ગઇ છે. એ હિસાબે અમારે પણ નિયમિત વ્યાખ્યાનો તો આપવાનાં હતાંજ, પણ કરાચીની સમસ્ત કોમોના અનુયાયીઓ એ લાભ ઉઠાવે, એવો મારે પ્રયત્ન કરવાનો હતો. ઘણા ભાગે જૈન ઉપાશ્રયમાં બીજા ધર્મના લોકો આવતાં ઘણોજ સંકોચ કરે છે. એટલે મારી 'વ્યાખ્યાનમાળા' કોઇ સાર્વજનિક સ્થાનમાં થાય, એ હું ચાહતો હતો. પણ મને જણાયું કે બીજાં બધાં શહેરો કે ગામો કરતાં કરાચીની સ્થિતિ કંઇક જુદીજ છે. કરાચીનો ઉપાશ્રય એ કેવળ જૈનો માટેનો, ચાર દિવાલોથી બંધ થએલો ઉપાશ્રય નથી. ઉપાશ્રયની વિશાળતા, શ્રોતાઓ

અને વક્તાઓ માટેની અનુકૂળતા, રણછોડલાઇન જેવા એક બહુ મોટા કેન્દ્રસ્થાનની વચમાં એની હૈયાતી, તેમજ કરાચીના જૈન આગેવાનોની ઉદારતા—એ બધુ એવું છે કે જ્યાં ગમે તે ધર્મના અનુયાયીને તે આકર્ષી શકે છે. અને કોઇને પણ આવવામાં સંકોચ જેવું રહેતું નથી. કોઇપણ ધર્મની પરિષદો ભરવી હોય, મેળાવડાઓ કરવા હોય કે જલસાઓ ગોઠવવા હોય, તો તેઓને માટે પણ આ સ્થાન ઉપયોગમાં આવી શકે છે. એટલે કરાચીમાં પ્રવેશ કર્યા પછી બે દિવસ આરામ લઇને જૈન ઉપાશ્રયના વ્યાખ્યાન હોલમાંજ એક 'વ્યાખ્યાનમાળા' શરુ કરવામાં આવી. આ 'વ્યાખ્યાનમાળા'ના વિષયોની ગોઠવણ એવી કરવામાં આવી હતી કે કોઇપણ ધર્મનો અનુયાયી વિષયની કે પારિભાષિક શબ્દોની જરા પણ મુશ્કેલી વિના તેનો લાભ ઉઠાવી શકે. 'આત્મિક ધર્મ' 'સાધુધર્મ' 'ગૃહસ્થધર્મ' 'ઇશ્વરવાદ' 'ગૃહસ્થના સામાન્ય ગુણો' 'જીવન વિકાસનાં સાધનો' અને તે પછી આગળ વધતાં 'જૈન દૃષ્ટિએ યોગ', એમ સર્વોપયોગી વિષયો લેવામાં આવ્યા હતા. આ વ્યાખ્યાનમાળા લગભગ ત્રણ મહીના સુધી લાગટ ચાલી હતી, એટલે ૭૫–૮૦ વ્યાખ્યાનો થયાં હતાં. આ વ્યાખ્યાનોની શી અસર થતી હતી, તે બતાવવાનું કામ મારું નથી. છતાં એટલું કહી શકાય કે કરાચીની દરેક કોમની ભદ્રિક અને જિજ્ઞાસાવૃત્તિવાળી પ્રજા ઉલટભેર વ્યાખ્યાનનો લાભ લેવાને આવતી. લગભગ ત્રણ હજાર સુધીની જનસંખ્યા લાભ લેતી. પરિણામે શ્રીસંઘને જેમ બેસવાનું સ્થાન વધારવું પડયું, તેમ 'લાઉડ સ્પીકર' ની પણ ગોઠવણ કરવી પડી. શ્રોતાઓની આ ઉત્સુકતામાં હું એમની જિજ્ઞાસાવૃત્તિજ મુખ્ય કારણભુત સમજું છું.

જનતાની જિજ્ઞાસાવૃત્તિ વધારવામાં વર્તમાનપત્રોનો પ્રયત્ન મુખ્ય કામ કરી રહ્યો હતો. 'પારસી સંસાર', 'સિંધ સેવક' અને 'હિતેચ્છુ'-એ પોતાના રિપોર્ટરો રોકી પોતાના પત્રમાં એ ભાષણોને તત્કાળ પ્રકટ

કરવાની કાળજી રાખી હતી. 'સિંધસેવકે' સવારનું વ્યાખ્યાન સાંજેજ જનતા વાંચી શકે, એટલા માટે સાંજના વધારા કાઢવા શરૂ કર્યા હતા. 'પારસી સંસાર'ના અધિપતિ સાહેબે અક્ષરે અક્ષર વ્યાખ્યાનો ઉતારી લેવા માટે પોતાના બાહોશ અને સિદ્ધહસ્ત રિપોર્ટર ભાઇ ઠાકરશી કોઠારીને રોકયા હતા. અને તે વ્યાખ્યાનોથી પોતાના પત્રમાં મોટી જગ્યા રોકતા હતા. 'પારસી સંસારે' લીધેલા રિપોર્ટનુંજ પરિણામ છે કે તે 'વ્યાખ્યાનમાળા'નાં કેટલાંક વ્યાખ્યાનો પુસ્તકાકારે પણ પ્રકટ થઇ શકયાં છે. તેમ તેનો અંગ્રેજી અનુવાદ પણ છપાયો છે.

મારી આ જાહેર વ્યાખ્યાનોની પ્રવૃત્તિથી એક લાભ એ પણ થયો છે કે જૈન ધર્મના મહત્ત્વ સંબંધી અને જૈન ધર્મના આચાર વિચારો સંબંધી જે કંઇ અનભિજ્ઞતા બીજી કોમોમાં હતી, તે પણ ઘણે ખરે અંશે દૂર થવા પામી છે. એટલે 'કરાચીમાં જૈન વાણિયા છે, અને જૈન દેહરાસર છે' એટલા પૂરતું જે જ્ઞાન, અજૈન પ્રજામાં હતું, તેમાં વધારો થયો છે. જૈનધર્મની ઉદારતાની દષ્ટિએ અને પરસ્પરના પ્રેમની વૃદ્ધિની દષ્ટિએ પણ આ વ્યાખ્યાનમાળાથી કંઇક લાભ થયો છે, એમ મારું માનવું છે.

## બીજી કોમોની વચમાં

ચાલુ 'વ્યાખ્યાનમાળા' ઉપરાન્ત જ્યારે જ્યારે પ્રસંગ મળ્યો, ત્યારે ત્યારે બીજી કોમોની વચમાં જઇને પણ વાણીદ્વારા જે કંઇ બની શકી, તે સેવા કરવાનું સમુચિત ધાર્યું હતું. આવાં જે વ્યાખ્યાનો અન્યત્ર થયાં, તેમાંનાં મુખ્ય આ છે:—

**૧ પારસી રાજકીય મંડળ**—કરાચીના પ્રસિદ્ધ 'પારસી રાજકીય મંડળ' તરફથી એક વ્યાખ્યાન તા. ૧૪ ઓગસ્ટ ૧૯૩૭ ના દિવસે

'જહાંગીર રાજકોટવાળા બાગ'માં પારસીઓના વડા ધર્મગુરૂ દસ્તુરજી સાહેબ ડૉ. માણેકજી નસરવાનજી ધાલા એમ. એ; પી. એચ. ડી., ડી. લીટના પ્રમુખપણા નીચે ગોઠવવામાં આવ્યું હતું. વિષય હતો ' વર્તમાન પરિસ્થિતિ અને આપણું કર્તવ્ય. ' આ વ્યાખ્યાનમાં સામાજિક સ્થિતિ, ધાર્મિક સ્થિતિ, રાજાઓની પ્રજા પ્રત્યેની જવાબદારી, દેશની આર્થિક સ્થિતિ, વર્તમાન શિક્ષણ અને તેની જીવન ઉપર થએલી અસર, બહેનોના જીવન ઉપર થએલી અસર અને સંપની જરૂર—એ બાબતો ઉપર વિવેચન કરવામાં આવ્યું હતું. આ વ્યાખ્યાન ' પારસી રાજકીય મંડળે ' ચોપડી આકારે પ્રકટ પણ કર્યું છે.

આ પ્રસંગે ડૉ. ધાલા સાહેબે પ્રારંભમાં અને અંતમાં જે મનનીય અને વિદ્વત્તાપૂર્ણ વિચારો રજુ કર્યા હતા, તે આ હતા :

' આ તખ્તા ઉપરથી આપણે ઘણા જ્ઞાની પુરૂષોને આવકાર આપ્યો છે, આજે આપણે જ્ઞાની ઉપરાંત પવિત્ર પુરૂષને આવકાર આપવા અત્રે ભેગા મળ્યા છીએ. + + + + +

"ખુશીની વાત એ છે કે આપણા શહેરમાં આવા ત્યાગી અને પવિત્ર પુરૂષે પોતાનાં પગલાં ફરમાવ્યાં છે. દિવસ પછી દિવસ આત્માની ભૂખ અને તરસ જે સર્વેને હોવી જોઇએ, તે છીપાવવા નીતિ, બોધ અને સબકો આપી રહ્યા છે. વરસાદ એમ નથી કહેતો કે 'તમે દમલોટીના તળાવમાંથી પાણી પીઓ છો, માટે દમલોટીના તળાવમાંજ વરસીશ અને તમે સૌ હાંડાં ભરીભરીને ત્યાંથી પાણી લઈઆવજો ' તે તો જેમ ગવરનરના મહેલમાં તેમ ગરીબના ઝુંપડામાં એક સરખો પડે છે. આ રીતે આજે જાતે તકલીફ લઇને આ પવિત્ર પુરૂષ આપણે આંગણે પધાર્યા છે. આપણે બની શકશે, તેટલા બોધનો લાભ લઇશું. અને અમૃત પાણી પીને આત્માની પ્યાસને છીપાવશું તથા આપણા મન અને હૃદયને તરોતાજગી આપીશું' આપણે સૌ તેમની જ્ઞાની વાણી સાંભળવા આતુર છીએ, તો મુનિશ્રીને પોતાના વિચારો રજુ કરવા આપણે અરજ કરીશું.''

તેમણે અંતિમ ઉપસંહારમાં આ કહ્યું હતું:—

"માનવંતા મહારાજશ્રીના બોધકભાષણ માટે આપણે સર્વે તેમના અત્યંત ઉપકારી છીએ. તેમણે આપણી સામે ભૂતકાળનું ચિત્ર રજુ કર્યું, તેમ વર્તમાનકાળનું ધાર્મિક, સામાજિક અને રાજકીય બાબતનું ચિત્ર રજુ કરી આપણને ઘણી રવેશે બોધ આપ્યો છે. એવો એક નિયમ છે કે હમેશા જીતાએલી પ્રજા રાજ કરતી કોમની સંસ્કૃતિ ગ્રહણ કરે છે. મુસલમાનના રાજ અમલ દરમિયાન તેમનો પહેરવેશ મોટે ભાગે જોવામાં આવતો હતો. જાપાને પણ પોતાનો પોશાક બદલ્યો છે. માણસ જાતની આ નબળાઈ કહેવાય. પણ નવીનતા જવા પામે છે અને તે જુનું થાય છે, ત્યારે નકલ કરવાનો શોખ રહેતો નથી.

"મહારાજ સાહેબે કહ્યુ તેમ. ઘણું શિખેલા નમનતાઈના ગુણ તજે છે, પણ તાલીમતવાલો અને નમનતાઈમાં ઘણા આગળ વધેલા પણ અપ-ટુ-ડેટમાં ખપનારા વધારે કમ્મર ન વાળે, પણ ડોકથીજ કામ લે, તે તો યોગ્ય નથી. આજના વક્તાએ આપણી સાદાઇ અને નમનતાઈનો ઉપદેશ દીધો છે. સોક્રેટીસે કહ્યું છે તેમ, એક માણસમાં વધુ મોટાઈ આવે તેમ તેનામાં નમનતાઈના ગુણો વધુ પ્રકટ થાય છે.

"આજના વક્તાને આપણે ભલી દુઆ શુ ચાહીએ ? આપણે તેમની પાસેથી દુઆ મેળવવાની ચાહના રાખીએ છીએ ! છતાં ખુદાતાલા પાસે એટલું માગીએ છીએ કે હિંદુસ્તાનમાં સાત લાખ ગામો છે; ત્યા તેઓ પગે ચાલીને વિચરે અને નિતિ-બોધથી ગામડાની વસ્તીને ઉચી હાલતમાં લાવવાને ફતેહમંદ નીવડે. આપણે તો અમુક સ્થળે ઠરેઠામ છીએ પણ આ આદર્શ પુરૂષ તો જગતના માણસ Man of World છે. તેમનું આ ઠેકાણું તે પહેલું ઠેકાણું નથી. તેઓ હિંદુ સમાજ નહિ, પણ દુનિયાના લોકો સમક્ષ પોતાને ઉપદેશ લઇ જાય અને તેમને નીતિબોધ આપવા માટે ખુદાતાલા લાંબી જીંદગી બક્ષે. તેવી દુઆ ગુજારી કિમતી બોધ આપવા માટે આપણે તેમનો આભાર માનીશું. અને આપણે એમના અસરકારક બોધ મુજબ વર્તવા કોશિશ કરીશું. ને ચારિત્રને ઉચ્ચ કરીશુ, તો તેમણે આટલો સમય લઈને આપણને જે બોધ આપ્યો છે, તેનું સાર્થક થયું કહેવાશે.

૨ વાય એમ. ઝેડ. એ–પારસી કોમની વચમાં બીજું વ્યાખ્યાન કરાચીના પ્રસિદ્ધ 'કાત્રક હોલ'માં Young man Gorastrian association તરફથી તા. ૧૬ ઓગષ્ટ ૧૯૩૭ના દિવસે થયું હતું. વિષય હતો 'સુખની ચાવી.' તેના પ્રમુખ હતા 'ડેલી ગેઝેટ'ના વર્તમાન એડીટર શ્રી. તારાપોરવાળા.

આ વિશાળ હોલ પારસી બાનુઓ અને પુરુષોથી ચીકાર ભરાયો હતો. એમની જિજ્ઞાસાવૃત્તિ અને એમનો ઉદારભાવ આ વખતે પ્રત્યક્ષ દેખાતો હતો. આ પછી આ એસોસીએશન તરફથી બીજાં વ્યાખ્યાનોની ગોઠવણ થતી હતી; પરન્તુ છેક સાંજનો સમય અને સ્થાન શહેરથી ઘણું દૂર એટલે અમારા જેવા સાધુઓને માટે અનુકુળતાના અભાવે તે યોજના તે વખતે મુલતવી રહી હતી.

૩ લોહાણા હાલાઈ મહાજનવાડી–દીવાળીના માંગલિક પ્રસંગે 'હાલાઇ લોહાણા મહાજન'ની એક વિરાટ સભા તા. ૩ નવેમ્બર ૧૯૩૭ ના દિવસે થઇ હતી. આ પ્રસંગે મહાજનના આગેવાનોના નિમંત્રણને માન આપી 'ગત વર્ષનું આત્મિક સરવૈયું' એ વિષય ઉપર ઉપદેશ આપવામાં આવેલો.

૪ લોહાણા હોમ–કરાચીમાં લોહાણા કોમની બહોળી વસ્તી છે. તેઓ ધનાઢ્ય અને ઉદાર પણ છે. ભાઇ હીરાલાલ ગણાત્રા જેવી ઉદાર અને પ્રભાવશાળી વ્યક્તિઓ તે કોમમાં છે કે જેમના લીધે કોમના હિતનાં અનેક કાર્યો થયાજ કરે છે. હમણાંજ આ કોમના આગેવાનોએ એક મ્હોટું ફંડ કરી ગરીબ જાતિ ભાઇઓ માટે એક વિશાળ ચાલી બનાવી છે. તેની સાથેજ એક વિશાળ બોર્ડિંગ પણ બનાવી છે. આ બંને સંસ્થાઓના મેળાવડા તા. ૨ અને ૭ મે ૧૯૩૮ ના દિવસે કરવામાં આવ્યા હતા. ભાઇ હીરાલાલ અને બીજા આગેવાનોની વિનંતિથી આ

મેળાવડાઓમાં પણ કંઇક બોધ આપવાનો પ્રસંગ મળેલો. ગરીબોને રાહતો કઇ રીતે આપી શકાય છે? શ્રીમંતોનું તે સંબંધી શું શું કર્તવ્ય છે? તેમજ બોર્ડિંગોની આવશ્યકતા અને બોર્ડિંગોના સુપ્રીન્ટે-ન્ડન્ટોમાં કયા ગુણોની જરુરત છે? એ વસ્તુઓ બતાવવામાં આવી હતી પ્રસિદ્ધ વેદાન્તી સ્વામી સચ્ચિદાનંદજીની ઉપસ્થિતિ પણ ધ્યાન ખેંચતી હતી.

**૫ મલીરમાં વ્યાખ્યાન**–ગત વર્ષમાં ગરમીના દિવસોમાં થોડો વખત મલીરમાં રહેવાનો પ્રસંગ મળેલો. હવાખાવાના નિમિત્તે મલીરમાં ઘણા લોકો જાય છે. આ પ્રસંગનો લાભ લઇ તા. ૨૯ મી મે ૧૯૩૮ ના દિવસે એક વ્યાખ્યાન 'દેલધર પ્રાગજીની ધર્મશાળા'ના વિશાળ ચોકમાં ગોઠવવામાં આવ્યું હતું. સ્વામી કૃષ્ણાનંદજી પણ આ સભામાં પધાર્યા હતા અને તેમણે પણ પ્રસંગને અનુસરતું વિવેચન કર્યું હતું. આ વ્યાખ્યાનનો લાભ લેવા હૈદ્રાબાદના કેટલાક સિંધી ભાઇઓ બહેનો પણ આવ્યાં હતાં.

**૬ પ્રભુતત્ત્વ પ્રચારક મંડળ**–કરાચીનું 'પ્રભુતત્ત્વ પ્રચારક મંડળ' કે જેના મુખ્ય સંચાલકો શ્રીયુત જમીયતરામ આચાર્ય અને શ્રી નરીમાન ગોળવાળા છે, તેનો પરિચય પહેલાં એક પ્રકરણમાં કરવામાં આવ્યો છે. આ મંડળ તરફથી એક વ્યાખ્યાનમાળા તા. ૨૦ મી જાન્યુઆરીથી ૨૩ મી જાન્યુઆરી ૧૯૩૯ સુધી કરાચીના જુદા જુદા સ્થાનોમાં અને જુદા જુદા વિષયો ઉપર ગોઠવી હતી. તેમાં ૨૨ મી જાન્યુઆરીના દિવસે 'દરેક ધર્મ માનવ જાતિને શું બોધે છે?' એ વિષય ઉપર વ્યાખ્યાન રાખવામાં આવ્યું હતું. આ વ્યાખ્યાનમાં મુક્તિની સિદ્ધિ માટે જુદા જુદા ધર્મોએ બતાવેલા ઉપાયો અને જૈનોની સ્યાદ્વાદ દૃષ્ટિએ તેનો સમન્વય શી રીતે થઇ શકે? એ સંબંધી વ્યાખ્યાન આપવામાં આવ્યું હતું.

ઉપરની બધી સભાઓ ઉપરથી એ જાણવાનું સહેલું થઇ પડશે કે હવે જમાનો એ આવ્યો છે કે કોઇપણ ધર્મ અને સમાજના અનુયાયીઓ એકબીજાની સાથે સહકાર સાધીને કાર્ય કરે, તો આપણી ઘણી રાગદ્વેષની વૃત્તિઓ ઓછી થઇ જાય. એકબીજા પ્રત્યેની દુર્ભાવનાઓ દૂર થાય અને રાષ્ટ્રનું સંગઠન સાધી શકાય.



—: ૩૩ :—

## શિક્ષણના ક્ષેત્રમાં.

કરાચી છેલ્લી ઢબનું એક સુંદર શહેર છે. ગુજરાતીઓએ પોતાનું સ્થાન દરેક દિશામાં મેળવ્યું છે. ગુજરાતીઓના હાથે ચાલતી સંસ્થાઓ પણ એવી અનેક છે કે જે ખાસ દર્શનીય છે. આવી કેટલીક સંસ્થાઓનો પરિચય પહેલાં કરાવવામાં આવ્યો છે. તે ઉપરાંત દીવાળીના પ્રસંગે ફટાકડા નહિ ફોડવાનો ઉપદેશ આપવાના નિમિત્તે કરાચીની ૪૦ શિક્ષણ સંસ્થાઓની મુલાકાત લઇ ૧૫૦૦૦ વિદ્યાર્થીઓ-ને ઉપદેશ આપ્યાનું પણ જણાવવામાં આવ્યું છે.

### સંસ્થાઓની મુલાકાત

તે સિવાય કેટલીક સંસ્થાઓની મુલાકાતો ખાસ ઇરાદા પૂર્વક અનેક વિશેષતાઓ જાણ-વાની ખાતર જ લેવામાં આવી હતી. આવી જે સંસ્થાઓની મુલાકાતો લીધી, તેમાંની મુખ્ય આ છેઃ

**૧ શારદા મંદિર**—તા. ૧૦ જુલાઇ ૧૯૩૭ ના દિવસે આ સંસ્થાની મુલાકાત

લેવામાં આવી હતી. આ સંસ્થાના મુખ્ય કાર્યકર્તા ભાઇ મનસુખલાલ જોબનપુત્રાએ બધા વિભાગો બતાવ્યા હતા. અહિંના નીચલા વર્ગોમાં સ્વતંત્ર અભ્યાસક્રમ રખાયો છે, જ્યારે આગળ જતાં સરકારી સ્કૂલોના ધોરણે રાખ્યો છે. હું માનું છું કે સંસ્થાનો આદર્શ જોતાં સરકારી પરીક્ષાના મોહથી આ સંસ્થાને બચાવવી જોઇએ. તેમજ સંસ્થાનું વાતાવરણ જોતાં સંસ્થાને અંગેજ છાત્રાલય હોવું જોઇએ કે જેથી વિદ્યાર્થીઓ ચોવીસે કલાક સારા આદર્શ પુરુષોની દેખરેખ નીચે રહી શકે.

અહિંની એક વિશેષતા છે સામૂહિક પ્રાર્થનાની. વિદ્યાર્થીઓ, વિદ્યાર્થીનીઓ અને શિક્ષકો બધાયે સાથે મળીને જ્યારે પ્રાર્થના કરે છે, તે વખતનું દૃષ્ય અને વાતાવરણ ઘણુંજ મનોહર થાય છે. વચમાં ધૂપ સુગન્ધી ફેલાવે છે અને ચારે તરફ બધાં બેસી મધુર સ્વરે પ્રાર્થના કરે છે. એ ગમે તેવાને પણ આકર્ષણ કરે છે.

૨ **દાંતની કોલેજ**—ડો. કે. બી. પટેલના પુત્ર ભાઇ મનસુખલાલ પટેલ દાંતના એક અસાધારણ કુશળ ડોકટર છે. તેઓ D. D. S. (Univ, Penna U. S A.); F. I. C. D., DR. Med Dent. ( Univ, Rostock Germany ); Dental Surgeon છે. કરાચીમાં એમની કોલેજ એક સુંદરમાં સુંદર જોવા લાયક સંસ્થા છે. છેલ્લામાં છેલ્લી ઢબનાં સાધનો તેમણે વસાવ્યાં છે. સાધુ–સન્તો અને ગરીબોની સેવાભાવે તેઓ સારવાર કરે છે. કોલેજમાં બર્મા, ઇરાન, ઇસ્ટ આફ્રિકા સુધીના વિદ્યાર્થીઓ દાંતના ડોકટર બનવા આવે છે. કહેવાય છે કે હિંદુસ્તાનમાં દાંત સંબંધી આવી કોલેજો માત્ર ગણીગાંઠીજ છે. કોલેજની સાથેજ તેમણે પોતાની માતા લક્ષ્મીબાઇના નામની 'દાંતની ઇસ્પીતાલ' પણ રાખી છે. આ કોલેજમાં અઢી વર્ષનો કોર્સ છે, સરકારે આ કોલેજને રેકગનાઇઝ કરી છે. કરાચી મ્યુનિસીપાલીટીએ ડો. મનસુખલાલને મ્યુનિસીપાલીટી

સ્કૂલોના ત્રીસ હજાર વિદ્યાર્થીઓના દાંત તપાસવાનું કામ સોંપ્યું છે. આ કોલેજની તા. ૩૦ મી જુલાઇ ૧૯૩૭ ના દિવસે મેં મુલાકાત લીધી હતી. ડાકટર મનસુખલાલ અને તેમના પિતાશ્રીએ કોલેજ અને ઇસ્પીતાલના બધા વિભાગો બતાવ્યા હતા. તેમનું આખું ય કુટુમ્બ સંસ્કારી, સુધારક, શિક્ષિત અને ભક્તિવાળું છે. તેમના માતા લક્ષ્મીદેવી એ તો ખરેખર લક્ષ્મીદેવીજ છે.

૩ **વીરબાઈજી સ્કૂલ**—કરાચીમાં પારસીઓની 'વીરબાઇજી સોપારીવાલા હાઇસ્કૂલ' એ બહુ જાણીતી અને પ્રસિદ્ધ સંસ્થા છે. તા. ૪ થી ઓકટોબર ૧૯૩૭ ના દિવસે અમે આ સંસ્થાની મુલાકાત લીધી હતી. ભાઇ ટી. જી. શાહ, ખુશાલભાઇ વસ્તાચંદ અને હૈદ્રાબાદવાળાં બહેન પાર્વતી અને રૂક્ષ્મણી વિગેરે અમારી સાથે હતાં. પ્રીન્સીપાલ શ્રી પીઠાવાલા તથા ભાઇ રૂસ્તમ દસ્તુરે અમને આવકાર આપ્યો હતો અને બધા કલાસો બરાબર બતાવ્યા હતા. અહિંની વિશેષતાઓમાં, એક એવું યન્ત્ર રાખવામાં આવ્યું છે કે જે દ્વારા કયારે કેટલો વરસાદ આવશે તે જાણી શકાય છે. વિદ્યાર્થીઓની તબીબી તપાસનો રેકોર્ડ પણ રાખવામાં આવે છે. એક વિશેષતા એ છે કે આ સ્કૂલમાં મેટ્રીક પાસ કરીને નિકળાર દરેક વિદ્યાર્થી સ્કૂલને પોતાના નામની એક એક ખુરશી ભેટ આપે છે. જે મુખ્ય હોલમાં રાખવામાં આવે છે. તે હોલમાં રખાએલી ખુરશીઓ ઉપરથી સ્હેજે જાણી શકાય છે કે કેટલા વિદ્યાર્થીઓ મેટ્રીક પાસ થયા. વિદ્યાર્થીઓને 'સુતારી કામ' ફરજીયાત શિખવવામાં આવે છે. સ્કૂલની સફાઇ, શિક્ષકોનો ઉત્સાહ, પ્રીન્સીપાલની લાગણી અને વિદ્યાર્થીઓની સભ્યતા એ બધું પ્રશંસનીય જોવાયું.

૪. **આંધળાઓની સ્કૂલ**—કરાચીમાં 'આંધળાઓની સ્કુલ' પણ એક જોવા લાયક સંસ્થા છે. હિંદુ અને મુસલમાન-બધી કોમોના

આંધળાઓને અહિં રાખીને, આંધળાઓને માટે મુકરર થએલી લિપિમાં લખવા-વાંચવાનું તેમજ સંગીત અને કેટલાક હુન્નર-ઉદ્યોગનું કામ શિખવવામાં આવે છે. ૨૦ મી ડીસેમ્બર ૧૯૩૭ના દિવસે વીસનગરવાળા શેઠ મહાસુખભાઇ ચુનીલાલ, પારસી ગૃહસ્થ ભાઇ એદલ ખરાસ, સિંધી ગૃહસ્થ ભાઇ ગોવિંન્દ મીરચંદાની અને બીજા કેટલાક ગૃહસ્થો સાથે અમે આ સંસ્થાની મુલાકાત લીધી હતી. પ્રીન્સીપાલ શ્રીયુત એડવાનીએ બધા વિભાગો બતાવ્યા હતા. શ્રી મૂર્તિપૂજક જૈનસંઘ તરફથી તમામ વિદ્યાર્થિઓને કામળા આપવામાં આવ્યા હતા. સંસ્થાને અંગે એક નિરાધાર અપંગ ખાતુ પણ રાખવામાં આવ્યું છે કે જેમાં રોગી અને 'નિરાધાર દુઃખીઓને સ્થાન' આપવામાં આવે છે. આ વિભાગ જોતાં કોઇપણ માણસનું હૃદય પીગળ્યા વગર ન રહે અને કર્મની વિચિત્રતાનું પ્રત્યક્ષ દૃશ્ય ત્યાં દેખાય છે.

૫. **મામા ગર્લ્સ હાઇસ્કૂલ**-પારસીઓની આ પણ એક સંસ્થા બહુ જોવાલાયક છે. ખાન બહાદુર મામા સાહેબની લાખોની સખાવતનું આ સંસ્થા એક પરિણામ છે. તા. ૭ મી ડીસેમ્બર ૧૯૩૮ ના દિવસે પ્રસિદ્ધ આર્ટીસ્ટ ભાઇ વાડીલાલ કપાસીની સાથે આ સંસ્થાની અમે મુલાકાત લીધી હતી. ખાનબહાદુર મામા સાહેબ, ખાન બહાદુર કોન્ટ્રાકટર સાહેબ અને હાઇસ્કૂલના પ્રીન્સીપાલ વિગેરેએ અમને સ્કૂલના બધા બધા વિભાગો બતાવ્યા હતા. શિક્ષણ ઉપરાંત સ્ત્રીઓને યોગ્ય રસોઇનું, કપડા ધોવાનું, ભરવાનું, ગુંથવાનું વિગેરે અનેક જાતનું શિક્ષણ અહિં આપવામાં આવે છે. સાથે ડ્રીલ અને એવી સ્કાઉટીંગ સંબંધી ઉપયોગી તાલીમ પણ આપવામાં આવે છે.

## વ્યાખ્યાનો

ઉપર પ્રમાણે સંસ્થાઓની મુલાકાતો લેતાં લગભગ દરેક સ્થળે

વિદ્યાર્થીઓને અને શિક્ષકોને સમયના પ્રમાણમાં બોધ આપવામાં આવેલો. તે ઉપરાન્ત શિક્ષણક્ષેત્રમાં કેટલીક ખાસ સભાઓમાં પણ વ્યાખ્યાનો આપવામાં આવ્યા હતા. જેમાંનાં કેટલાંક આ છેઃ–

૧. **ઈજીનીયરીંગ કોલેજ**—કરાચીમાં આ કોલેજ બહુ પ્રસિદ્ધ છે. કોલેજના વિદ્યાર્થીઓ પૈકી ગુજરાતી વિદ્યાર્થીઓએ પોતાનું એક મંડળ સ્થાપન કર્યું છે. આ મંડળનાં આશ્રય નીચે મંડળના મંત્રી ભાઇ વ્રજલાલ મ્હેતાના પ્રયત્નથી કોલેજના પ્રીન્સીપાલ જુન્નરકર સાહેબના પ્રમુખપણા નીચે તા. ૩ જી ઓગસ્ટ ૧૯૩૭ ના દિવસે ‘ વિદ્યાર્થીઓનું ધ્યેય ’ એ વિષય પર વ્યાખ્યાન આપવામાં આવ્યું હતું. આ વ્યાખ્યાનમાં વિદ્યાર્થીઓએ સુંદર રસ લીધો હતો. છેવટે પ્રીન્સીપાલ સાહેબે અંગ્રેજીમાં હાસ્યરસયુક્ત ઉપસંહાર કર્યો હતો.

૨. **સેવાકુંજ**—કરાચીની કોલેજમાં અભ્યાસ કરતા કેટલાક વિદ્યાર્થિઓ ‘ સેવાકુંજ ’ના છાત્રાલયમાં રહે છે. તેના સુપ્રીન્ટેન્ડેન્ટ પ્રોફેસર કુમાર ઘણા વિદ્વાન્ અને કરાચીના પ્રસિદ્ધ કાર્યકર્તા છે. તેમના આગ્રહથી એક વ્યાખ્યાન ૨૮ મી ઓગસ્ટ ૧૯૩૭ ના દિવસે રાખવામાં આવ્યું હતું. આ પ્રસંગે થોડેક ઉપદેશ આપ્યા પછી વિદ્યાર્થીઓને છૂટથી પ્રશ્નો પૂછવાની તક આપવામાં આવી હતી. આધુનિક કેળવણીમાં આગળ વધેલા મરાઠી, પંજાબી અને ગુજરાતી વિદ્યાર્થિઓએ ‘ ઇશ્વર ’ ‘આત્મા’ ‘ જગત્ ’ ‘ જીવનનું ધ્યેય ’ તેમજ સામાજિક અને કેટલાક રાષ્ટ્રીય પ્રશ્નો પૂછ્યા હતા. આ ચર્ચા ઘણી રસપ્રદ નિવડી હતી. અને ફરી ફરી આવો પ્રસંગ મેળવવા માટે વિદ્યાર્થિઓએ પોતાની જિજ્ઞાસા જાહેર કરી હતી.

૩ **બાળકોની કોન્ફરન્સ**—પ્રસિદ્ધ દેશ નેતા સત્યમૂર્તિ તા. ૧૩ મી નવેમ્બર ૧૯૩૭ ના દિવસે કરાચી આવેલા. આ પ્રસંગનો લાભ લઇ કેટલીક સંસ્થાઓના આશ્રય નીચે કરાચીના વિદ્યાર્થીઓની એક કોન્ફરન્સ

રામબાગના મેદાનમાં થઇ હતી. આ પ્રસંગે કેટલાક કાર્યકર્તાઓના નિમંત્રણને માન આપી આશીર્વાદાત્મક થોડું વિવેચન કરેલું. ઘોંઘાટ અને અવ્યવસ્થા એટલી બધી હતી કે કોઇપણ વક્તાને ભાગ્યેજ સૌએ સાંભળ્યા હશે.

૪ **શિક્ષક સંમેલન**—કરાચી મ્યુનિસીપલ સ્કૂલોના શિક્ષકોનું એક **સમ્મેલન** મ્યુનીસીપલ સ્કુલબોર્ડના એડમીનીસ્ટ્રેટીવ ઓફીસર શ્રીયુત અનન્ત હરિ લાગૂ સાહેબના પ્રમુખપણા નીચે મહાવીર વિદ્યાલયના કમ્પાઉન્ડમાં થયું હતું. આ પ્રસંગે 'શિક્ષકોની જવાબદારી' એ વિષય ઉપર વ્યાખ્યાન આપવાનો પ્રસંગ મળેલો. પંજાબી, ગુજરાતી, સિખ્ખ અને સિંધી વિગેરે શિક્ષકો સારી જેવી સંખ્યામાં હતા.

૫ **શારદા મંદિરનો વાર્ષિક મેળાવડો**—કરાચીના જાણીતા શારદા મંદિરે ૧૭ વર્ષ પૂરાં કરી ૧૮ માં વર્ષમાં પ્રવેશ કર્યો, ત્યારે એક ખાસ કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો હતો. આ દિવસે સવારના ૫ થી ધૂપની સુગન્ધી અને પ્રાર્થનાના નાદોથી વાતાવરણ ઘણુંજ પવિત્ર બનાવવામાં આવ્યું હતું. ૮ વાગે સભા ભરવામાં આવી હતી. સંસ્થાના સંચાલક ભાઇ મનસુખલાલ જોબનપુત્રાએ સંસ્થાનો સત્તર વર્ષનો ટૂંકો ઇતિહાસ કહી સંભળાવ્યો હતો. જેમાં સંસ્થાને થતાં વિઘ્નો અને સંસ્થા માટે થતી 'લોકનિંદા' સંબંધી પણ દિલગીરી જાહેર કરી હતી.

આ પ્રસંગે **'વડીલ વિદ્યાર્થી મંડળ'** સ્થાપવાનું સદ્ભાગ્ય મને સાંપડયું હતું.

૬ **ગુજરાતી ગ્રેજ્યુએટ એસોસીએશન**—તા. ૧૦ મી જુન ૧૯૩૮ ના દિવસે 'કારિયા હાઇસ્કૂલ'ના વિશાળ હોલમાં કરાચીના 'ગુજરાતી ગ્રેજ્યુએટ એસોસીએશન' તરફથી તત્ત્વજ્ઞાનની ચર્ચાનો એક

મેળાવડો ગોઠવવામાં આવ્યો હતો. આ પ્રસંગે એજ્યુકેશન ઇન્સ્પેક્ટર શ્રીયુત જોશીજી, 'સિન્ધીયા સ્ટીમ નેવીગેશન કમ્પની'ના મેનેજર શ્રીયુત મ્હેતા તેમ કેટલાક વકીલો, શિક્ષકો અને વિદ્યાર્થીઓએ હાજરી આપી હતી. લગભગ દોઢ કલાક સુધી જુદા જુદા જિજ્ઞાસુઓએ આત્મા, ઇશ્વર, કર્મ, જૈનધર્મ અને બૌદ્ધધર્મ વિગેરે વિષયો ઉપર જ્ઞાનચર્ચા ચલાવી હતી. આવા મેળાવડાઓથી વ્યાખ્યાનો કરતાં વધારે ફાયદો થાય છે, એવી ખાત્રી તે વખતે સૌને થઇ હતી.

**૭ મહાવીર વિદ્યાલયના મેળાવડા**—સન ૧૯૩૮ અને ૩૯ બન્ને વર્ષ 'મહાવીર વિદ્યાલય'ના મેળાવડાઓમાં હાજરી આપીને વિદ્યાર્થીઓ અને શિક્ષકોના જીવન સંબંધી ઉપદેશ આપવાનો પ્રસંગ મળેલો.



—:૩૪:—

# મહાપુરુષોની જયન્તીઓ

કરાચીમાં દરેક ધર્મના અનુયાયીઓ વસે છે. દરેક ધર્મનાં ધર્મસ્થાનકો પણ બનેલાં છે. અને તેમાં યે ગુજરાતીઓનો નિવાસ, એટલે જેમ બીજી પ્રવૃત્તિઓમાં તેમનું અગ્રસ્થાન, તેમ ધર્મપ્રવૃત્તિમાં પણ તેમનું અગ્રસ્થાન હોયજ. વ્યવસ્થાપૂર્વક ધર્મના જલસાઓ કરવાની જે કુશળતા ગુજરાતીઓમાં જોવાય છે, એવી ભાગ્યેજ કોઇ દેશવાસીઓમાં જોવાશે. કદાચિત્ કંઇ કરતા પણ હશે, તો પણ તે લગભગ અનુકરણ રૂપે.

કરાચીમાં અનેક મહાપુરૂષોની જયન્તીઓ પણ ઉજવાય છે. જુદા જુદા મંડળો અને સભાઓ દ્વારા એ જયન્તીના ઉત્સવો સારી ધૂમધામ પૂર્વક થાય છે. તેમાંની થોડીક જયન્તીઓનો ઉલ્લેખ આ પ્રકરણમાં કરું છું કે જેમાં પ્રમુખ તરીકે અથવા વક્તા તરીકે કંઇક સેવા કરવાનું સદ્‌ભાગ્ય આ લેખકને સાંપડયું હતું.

## કૃષ્ણ જયન્તી

સન્ ૧૯૩૭ અને ૩૮ બન્ને વખતની 'કૃષ્ણ જયન્તી 'ઓમાં ભાગ લેવામાં આવેલો. સન્ ૧૯૩૭ ની કૃષ્ણ જયન્તી 'ભાટિયા સેવા સમિતિ' અને 'ભાટિયા સહકારી મંડળ 'ના આશ્રય નીચે 'શારદા મંદિર 'ના કંપાઉંડમાં શેઠ હરિદાસ લાલજીના પ્રમુખપણા નીચે થઇ હતી. સન્ ૧૯૩૮ની જયન્તી પણ તેજ સ્થળે ઉજવવામાં આવી હતી. જ્યારે તેજ દિવસે બીજી જયન્તી 'પ્રભુતત્ત્વ પ્રચારક મંડળ' તરફથી 'જૈન વ્યાખ્યાન હોલ 'માં કરવામાં આવી હતી.

શારદા મંદિરમાં થએલી એ જયન્તી પ્રસંગે મેં જે વિચારો રજુ કર્યાં હતા; તેમાંના થોડાક આ છે:

"કૃષ્ણ ભગવાનની જયન્તી, માત્ર સભાઓ ભરીને વ્યાખ્યાનો કરીએ, એટલાથી સમાપ્ત નથી થતી. જેની જયંતી ઉજવાય, એના જીવનમાંથી કંઈક ગુણ લેવાય તોજ તે જયન્તીની સફળતા કહેવાય. પ્રતિવર્ષ જયન્તી ઉજવો છો, તમે તમારા જીવનનું અવલોકન કરો કે આટલા વર્ષોમાં કયા અને કેટલા ગુણો સ્વીકાર્યાં છે ?

"કૃષ્ણ ભગવાન બાલ્યાવસ્થાથી ગાયોના પૂજારો હતા. ગાયોને એમણે હિંદુસ્તાનનું મુખ્ય ધન માન્યું હતુ. કૃષ્ણનો આજનો પૂજારી તેજ ગાયને 'ગાયમાતા' કહેવા સિવાય બીજી શી પૂજા કરે છે? આજનો હિંદુ શ્રીમંત, મોટરો રાખવા મોટરગેરેજ બનાવશે અને મોટરોને સાચવવા માટે એક બે નોકર પણ રાખશે, પણ ગાયને માટે તેને ત્યા સ્થાન નથી, ને નોકર પણ નથી મળતો કે જે ગાય પોતાને અને પોતાના બાળકોને શુદ્ધ દૂધ આપીને શરીર પુષ્ટ કરે છે. રસ્તામા ગાય મળે તો ગાયના શરીર ઉપર હાથ ફેરવી આંખે લગાવે, ગાય સામી મળે તો તેના કપાળમાં કંકુનો ચાંડલો કરે: પણ ગાય વસુકી જાય, અને દૂધ દેતી બધ થાય તો બે પૈસા યે પાંજરાપોળમા આપ્યા સિવાય સીધી

પાંજરાપોળમાં પધરાવે. આ ગૌપૂજા ! એટલું જ શા માટે ? પંદર રૂપિયાની ગાયના કોઈ ૧૭ કે ૨૦ રૂપિયા આપતો હોય તો એમ જાણવા છતાં કે, હમણાંજ કસાઈવાડે જવાની છે, એટલા લોભની ખાતર એનેજ વેચશે.

"આવીજ રીતે કૃષ્ણની ગીતાના ગુણ ગાનારાઓ ગીતામાં વર્ણવેલા 'યોગ' ને કેટલો આદરે છે ? ગીતાનો 'કર્મયોગ' પ્રત્યેક વ્યક્તિએ ખાસ સમજવાની જરૂર છે. હમણાં થોડા દિવસ પહેલાં એક જર્મન વિદ્વાને મને પૂછ્યું હતું કે ગીતાના 'ભક્તિયોગ', 'કર્મયોગ' અને 'જ્ઞાનયોગ'માં ઉંચો કયો યોગ છે ? મારી દૃષ્ટિએ 'કર્મયોગ' વધારે શ્રેષ્ઠ છે. કર્મયોગથી માણસ 'ધર્મયોગી' બની શકે છે. 'જ્ઞાનયોગી' પણ બની શકે છે. આપણે કેટલા કર્મયોગી છીએ ? એ અંતરાત્માને પૂછીએ તો માલૂમ પડે."

સન્ ૧૯૩૮ની 'પ્રભુતત્ત્વ પ્રચારક મંડળ' તરફથી થએલી કૃષ્ણ જયન્તીમાં પ્રમુખ તરીકેના વ્યાખ્યાનમાં મેં એ બાબત તરફ લોકોનું ધ્યાન ખેંચ્યું હતું કેઃ—

"આજે કૃષ્ણલીલાના બ્હાના નીચે કૃષ્ણભક્તો કૃષ્ણ ભગવાનની ભક્તિ કરી રહ્યા છે કે એક જાતનો સાંસારિક વિષયોનો પ્રચાર કરી રહ્યા છે ? બાર વર્ષ સુધીની બાલ્યાવસ્થામાં છોકરીઓની સાથે બાલક્રીડા કરનાર બાળકની ચેષ્ટાઓને આજે કેટલું વિકૃત રૂપ આપવામાં આવ્યુ છે ? એ મારી દૃષ્ટિએ કૃષ્ણ ભગવાનની ભક્તિ નથી, પરન્તુ વિષયવાસનાની સ્વાર્થપરાયણતા છે આજે કૃષ્ણનું એક પણ ચિત્ર ગોપી વિનાનું તો નજ હોય. સામાન્ય વ્યવહારમા પણ એક ગૃહસ્થ પોતાની સ્ત્રીની સાથે પણ મર્યાદા જાળવી શકે છે—જાળવવીજ પડે છે, જ્યારે કૃષ્ણ ભગવાનના ચિત્રે અને કૃષ્ણ ભગવાનના જીવનના બ્હાના નીચે ખેલાતી લીલાઓ, એ શું અયોગ્ય નથી ? બાર વર્ષ સુધીની બાલ્યાવસ્થાની બાળક્રીડાનો આવી રીતે દુરુપયોગ થાય એ તો ઈચ્છવા જોગ નજ કહેવાય. એને આધ્યાત્મિકતાનું રૂપ આપવામાં આવતું હોય, તોપણ તે આધ્યાત્મિકતાનો વિચાર કરનારા સંસારમા મનુષ્યો કેટલા ? ગમે તેવી શુદ્ધ વસ્તુ પણ જો તે અપવિત્રતાના અર્થમાં ફેલાતી હોય તો તે શુદ્ધ નથીજ. કોઈપણ ધર્મ અને વૈરાગ્યથીજ ઓપી શકે છે.

"આવાંજ કારણોથી તો જેમ કેટલાકો ભક્તિના બ્હાના નીચે વિષયી બને છે, તેમ કેટલાક આવા નિમિત્તોને આગળ કરી અશ્રદ્ધાળુ અને નાસ્તિક પણ બને છે. કૃષ્ણ ભગવાનના ભક્તોએ આ વસ્તુનો ખૂબ ગંભીરાઇથી વિચાર કરવાની જરૂર છે "

## ગણેશોત્સવ

તા. ૧૧મી સપ્ટેમ્બર ૧૯૩૭ના દિવસે 'સેવાકુંજ'માં મરાઠાઓ તરફથી 'ગણેશોત્સવ' ઉજવવામાં આવ્યો હતો. આ પ્રસંગે એક ટુંકું પ્રવચન કરતાં ગણેશજીનું વાહન ઉંદર છે, એ શું સૂચવે છે ? એ વિષય ઉપર કેટલુંક કહેવામાં આવેલું. ઉંદર તમામ વસ્તુઓને કાપી ખાય છે. નાશ કરે છે, એવા ઉંદરનું વાહન બનાવીને ગણેશજી સૂચવે છે કે 'સંસારના તમામ જીવોને હડપ કરનાર મૃત્યુ ઉપર તમે વિજય મેળવો, અર્થાત્ મૃત્યુથી તમે નિર્ભય રહો, એ મૃત્યુથી શી રીતે નિર્ભય રહી શકાય ? એ ઉપર વિવેચન કરવામાં આવ્યુ હતું.

## કબીર જયન્તી

એક દિવસની સાંજે 'કબીર પંથ'ના આચાર્ય મહન્ત સ્વામી શ્રી બાલકૃષ્ણદાસજીએ મારી પાસે આવીને જણાવ્યું કે–' જેઠ સુદિ પુનમના દિવસે 'કબીર સાહેબ'ની જયન્તી ઉજવવાની છે, તે પ્રસંગે મારે પ્રમુખ થવું જોઇએ.' મને આશ્ચર્ય સાથે ખૂબ ક્ષોભ થયો. કબીર સાહેબની જયન્તીમા મારા જેવો એક જૈનસાધુ પ્રમુખ તરીકે કેમ શોભી શકે ? વળી તેમના ગ્રન્થોના ઉપલક અભ્યાસ સિવાય તેમના સંબંધી મારૂં જ્ઞાન યે શું ? પણ શાંતપ્રકૃતિના, સાત્વિક વૃત્તિવાળા મારા આ મહન્ત મિત્રનો આગ્રહ ચાલુ રહ્યો. આખરે મારે આ મિત્રનું વચન માન્ય રાખવું પડ્યું. ૧૯૩૮ના જુનની ૧૦–૧૧–૧૨–૧૩ એ તારીખો શ્રી કબીર

સાહેબની જયન્તી માટે મુકરર થઇ. મહન્તશ્રીના ઉપદેશથી 'રણછોડ લાઇન'ના શિવનળ પાસેના મેદાનમાં કરાચીના કબીરભક્તોએ એક સુશોભિત મંડપ ઉભો કર્યો. ચાર દિવસ ખૂબ ધૂમધામ પૂર્વક જયન્તી થઇ. અનેક કબીરપંથી સન્ત–મહન્તો બહાર દેશાવરથી પણ આવેલા. આજ પ્રસંગે મહન્તશ્રી બાલકૃષ્ણદાસજીના પરિશ્રમથી ઉભા થએલા 'કબીર ધર્મસ્થાનક'ની ઉદ્ઘાટનક્રિયા પણ થવાની હતી. આ ક્રિયા કરાચીના માજી મેયર શ્રીયુત દુર્ગાદાસ એડવાનીના હાથે કરવામાં આવી. કરાચીના અને બહારના જુદી જુદી કોમના પ્રસિદ્ધ વ્યાખ્યાતાઓનાં વ્યાખ્યાનો, કુશળ સંગીતકારોના સંગીતના જલસાઓ અને એમ જુદી જુદી જાતના કાર્યક્રમોથી ચારે દિવસનું પ્રોગ્રામ ખૂબ ભરચક રાખવામાં આવ્યુ હતું. આ પ્રસંગે ધર્મસ્થાનોનું મહત્ત્વ બતાવતાં મેં કહ્યું હતું કેઃ–

"ધર્મસ્થાનો દ્વારા ધર્મપ્રચાર કાર્ય થઇ શકે છે પ્રત્યેક ધર્માવલમ્બીઓએ એક યા બીજી રીતે ધર્મસ્થાનોનો સ્વીકાર કર્યો છે આવા સ્થાનોને સંસારની વાસના, પ્રલોભનો અને રાગદ્વેષનો સમ્પર્ક ન હોવો જોઇએ. ત્રિવિધ તાપથી સંતપ્ત થએલા લોકો આવાં સ્થાનોમા આવે છે. સાધુસન્તોનો સત્સંગ અને તેમની સેવામાં રહી ધર્મનો સદુપદેશ ગ્રહણ કરવો, એ આવા ધર્મસ્થાનોનો હેતુ છે. ઉદ્દેશો દરેક સંપ્રદાયના સારા હોય છે, પણ પાછળથી તેનો દુરૂપયોગ થાય છે. કબીર સાહેબે ઉદારતાથી એકતા વધારવા અને કુરૂઢીઓને દૂર કરવા જે ઉપદેશ આપ્યો હતો, તે પ્રમાણે વર્તવા તમે પ્રયત્નશીલ થશો. દરેક ધર્મસ્થાનો આત્મકલ્યાણના રસ્તા પર લઈ જનારા સ્થાનો છે." ઈત્યાદિ

છેવટના ઉપસંહારમાં મેં જે વિચારો રજુ કર્યાં હતા, તેમાંના થોડા આ છે.

"સંસારના પ્રત્યેક મહાપુરૂષના જન્મ પાછળ કંઇ ને કંઇ વિચિત્રતા અને કૌતુક રહેલાં હોય છે. આવી રીતે કબીર સાહેબના જન્મસંબંધમાં પણ કંઈક વિચિત્ર ઘટનાઓ હોય, તો એમાં આશ્ચર્ય પામવા જેવું નથી. આપણે તો જે

મહાપુરૂષો ઉત્પન્ન થયા, તેમનો સંદેશ શો છે? તેઓ પોતાનું જીવન શી રીતે જીવ્યા? જગતના કલ્યાણ માટે તેમણે શું કર્યું? તેજ માત્ર ધ્યાનમાં રાખવાની જરૂર છે. પાછલા કાળમાં અને તેમાં યે ૧૬ મી શતાબ્દિ સુધીના કાળમાં જે જે મહાપુરૂષો થઈ ગયા, તેમના ચમત્કારની વાતો પણ ઘણી ચાલે છે. આવી ઘટનાઓ બધા સંપ્રદાયોમાં થયા કરી છે. આવી વસ્તુઓને આપણે અલગ કરી મહાપુરૂષોએ જીવનને સફળ કરવા શું સંદેશો આપ્યો છે? તે ઉપર વિચાર કરીએ, તો વધારે સારૂં છે.

"દુનિયાના અનેક મહાપુરૂષોની માફક કબીર સાહેબ માટે પણ વિરોધ જાગ્યો હતો, પણ એ તો કુદરતી છે સંસારની જાળમાં ફસાએલા માનવીઓ કહે છે જરૂર કે 'અમે સત્યના પૂજારી છીએ' પણ સત્ય સાંભળવું એને ગમતું નથી અને જે મહાત્માઓ સત્ય સંભળાવે છે, તેના વિરોધી બની ધૂળ ઉડાવવા તૈયાર થાય છે. છતાં મહાત્માઓ માટે તો સત્ય તે સત્યજ છે. આખરે એમના સત્યનો વિજય એમની મૌજૂદગીમા નહિં તો, ગેરમૌજૂદગીમાં પણ પ્રત્યક્ષ દેખાયા વિના નથી રહેતો.

"કબીર સાહેબના દોહાઓને 'સાખી' કહેવામાં આવે છે. એક વિદ્વાને તેની આલોચના કરતાં કહ્યું છે કે 'સાખી' એ 'સાક્ષી' નો અપભ્રંશ છે. કબીર સાહેબની 'સાખી' દુનિયાના આત્માનું સાક્ષીભૂત વચન છે. કબીર સાહેબની સાખી તેની ખ્યાતિની સાક્ષી છે. 'સાક્ષી'મા પક્ષપાત કે વાડાબંધી નથી હોતી.

"સંગઠન એ રાષ્ટ્રની ઉન્નતિનું સૂત્ર છે. જુદા જુદા સંપ્રદાયના મહાત્માઓની જયન્તીઓ સાથે મળીને ઉજવવાથી આપણી તાકતો વધશે અને પરિણામે રાષ્ટ્રબળ વધશે. મારો તમને ઉપદેશ છે કે જ્યાં જ્યા પ્રસંગો મળે, ત્યાં ત્યાં ભેગા મળવાનું શીખો. કબીર સાહેબની જયન્તી ઉપરથી આટલો બોધ લઈને છૂટા પડશો તોયે બસ છે...

"બધા દિવસોના કાર્યક્રમમાં તમે બધાઓએ મને જે સાથ આપ્યો છે, અને શાંતિપૂર્વક મને દરેક વખત સાંભળ્યો છે, તે માટે તમારો આભાર માનું છું મારા મિત્ર મહંત સ્વામી શ્રી બાલકૃષ્ણદાસજીના અથાક પરિશ્રમનું આ પરિણામ છે. તેઓને હું જેટલો ધન્યવાદ આપું તેટલો ઓછો છે."

આ જયન્તી પ્રસંગે મહંત શ્રી બાલકૃષ્ણદાસજીએ રોજ વિદ્વત્તાપૂર્ણ અને ગંભીરતા સાથેનાં જે પ્રવચન કર્યાં હતાં, તે ઘણાંજ મહત્ત્વનાં હતાં. વડોદરાથી નિકળતા 'સ્વ-સંવેદ' નામના પત્રના પાંચમા વર્ષનો ૧૦ મો અંક કરાચીની આ ' કબીર જયન્તી અંક ' તરીકે સચિત્ર પ્રકટ થયો છે, એમાંથી બધાં વ્યાખ્યાનો વિગેરે હકીકત જાણવાની મળે છે.

## જરથોસ્ત જયન્તી

' પ્રત્નતત્ત્વ પ્રચારક મંડળ ' ના આશ્રય નીચે પારસીઓના મહાન પેગમ્બર **જરથોસ્ત સાહેબનો** જન્મોત્સવ રવિવાર તા. ૧૧ મી સપ્ટેમ્બર ૧૯૩૮ ના દિવસે ગુરુદેવ શ્રી વિજયધર્મસૂરિ મહારાજની જયન્તી પ્રસંગે ઉભા કરાએલા મંડપમાં ઉજવવામાં આવ્યો હતો. આ પ્રસંગે પણ મારા જેવા જરથોસ્ત સાહેબના જીવનચરિત્રથી લગભગ અનભિજ્ઞ એવા એક અદના ભિક્ષુકને પ્રમુખ તરીકેની જવાબદારી સોંપવામાં આવી હતી. ડો. વાણિયા, પી. એચ. દસ્તુર સાહેબ, જમીયતરામ આચાર્ય, માણેકબાઇ દરોગા, એવા અનેક વકતાઓએ જરથોસ્ત સાહેબના જીવન ઉપર પ્રવચનો કર્યાં હતાં.



—: ૩૫ :—

## બહારના વિદ્વાનો.

કરાચીની અમારી સ્થિરતા દરમિયાન એક અથવા બીજા નિમિત્તે બહારના અનેક વિદ્વાનોનું કરાચીમાં આવવું થએલું. આ વિદ્વાનોના જ્ઞાનનો લાભ પણ કરાચીની જનતાને પ્રસંગોપાત્ત મળે, એવો પ્રયત્ન કરવામાં આવેલો. ઘણે ભાગે અમારાં ચાલુ વ્યાખ્યાનોના સમયમાંજ તે વિદ્વાનોનાં વ્યાખ્યાનો ગોઠવાતા. કરાચીના મૂર્તિપૂજક સંઘ તરફથી તે સંબંધી બધી ગોઠવણ થતી. આવા જે જે વિદ્વાનોનો જ્ઞાનલાભ કરાચીની જનતાને અમારી ઉપસ્થિતિ સમક્ષ મળ્યો, તેઓમાના થોડાકનો ઉલ્લેખ અહિં કરવામાં આવે છે—

૧ **અંધકવિ હંસરાજભાઇ**—અમરેલીના આ અંધકવિ ગુજરાતી પ્રજામાં સારા જાણીતા છે. તેમની ભજનો ગાવાની શક્તિ અદ્ભૂત છે. શ્રોતાઓમાં ખૂબ રસ રેડે છે. તા. ૨૯ મી જુન ૧૯૩૭ના દિવસે એમનાં ભજનોનો એક જલસો ગોઠવવામાં આવ્યો હતો. ખૂબ આનંદ આવ્યો હતો.

૨ **સાધુ વાસવાની**—સિંધના આ પ્રસિદ્ધ સાધુ જગમશહૂર છે. તેમનો પરિચય પહેલાં કરાવવામાં આવ્યો છે. અમારી મિત્રતાના અંગે અનેક વખત સાધુજી ઉપાશ્રયે પધારેલા. તા. ૨૭ મી ઓગસ્ટ ૧૯૩૭ ના દિવસે મારા વ્યાખ્યાન પ્રસંગે તેમનું વ્યાખ્યાન ગોઠવવામાં આવેલું. 'અંતર્પટ ખોલો' એ વિષય ઉપર એમણે ઘણુંજ આધ્યાત્મિક અને પોતાની લાક્ષણિક શૈલીમાં દિલ પીગળાવનારું વ્યાખ્યાન કર્યું હતું.

૩ **જર્મન વિદ્વાન્ ડૉ. ફીલહેન્સ સોમર**—જર્મનીના આ પી. એચ. ડી. ડીગ્રી ધરાવનાર વિદ્વાન તા. ૨૫ મી ઓગસ્ટ ૧૯૩૭ ના દિવસે આવ્યા હતા. આ વિદ્વાન્ જિજ્ઞાસાવૃત્તિવાળા અને ભલા ગૃહસ્થ છે. તેમણે હિંદુ સંસ્કૃતિનો ઘણો સારો અભ્યાસ કર્યો છે. વિદ્વાન હોવા છતાં તેઓ વ્યાપારી લાઇનમાં ઝીપલાએલા છે.

આ વિદ્વાને સ્વર્ગસ્થ ગુરુદેવ શ્રી વિજયધર્મસૂરિ મહારાજનું કેમ્બ્રીજ યુનીવર્સિટી પ્રેસથી બહાર પડેલું 'જીવનચરિત્ર' વાંચ્યું હતું. એ ઉપરથી એમના દિલ ઉપર ઘણીજ સારી અસર થઇ હતી. જ્ઞાનચર્ચા દરમિયાન ગીતાના 'યોગ' સંબંધી તેમજ જૈનોના 'યોગ' સંબંધી લગભગ દોઢ કલાક ચર્ચા ચાલી હતી. તેમણે મારી સૂચનાથી આબૂનાં મંદિરો જોવાનો ખાસ નિર્ણય કર્યો હતો. સમય નહિ હોવાના કારણે તેમનું જાહેર વ્યાખ્યાન રાખી શકાયુ ન હતું.

૪ **બેલ્જીયન જર્નાલીસ્ટો**—તા. ૨૨ મી ઓગસ્ટ ૧૯૩૭ ના દિવસે હું મારા આસન પર બેઠો હતો; એવામાં એક યુરોપીયન યુવક મારી પાસે આવી ચઢયો. હાથમાં કેમેરો લટકતો હતો અને એક નાનકડી બેગ હતી. નામ પૂછતાં ખબર પડી કે તે એક બેલ્જીયમના પત્રનો પ્રતિનિધિ છે. અને તે મારું નામ પૂછતો પૂછતો ત્યાં આવેલો. તેની સાથે બીજો પણ એક યુવક હતો; જે તે વખતે પોતાને ઉતારેજ રહેલો. લગભગ

બે કલાક સુધી એક દુભાષિયાને વચમાં રાખી ચર્ચા ચાલી. જૈન સાધુઓનો આચાર વિચાર, જૈનોનાં મૂળ તત્વો વિગેરે વિષયો એ ચર્ચામાં મુખ્ય હતા. તે પછી તો આ બંને યુવકો વખતો વખત આવતા અને ઘણી વસ્તુઓની માહિતી મેળવી નોંધ લેતા. આ હકીકત ઉપરથી માલૂમ પડયુ હતું કે તેઓ બે વર્ષથી દુનિયાની મુસાફરીએ નીકળ્યા છે. જુદા જુદા દેશો અને ગામોમાં જાય છે. અને પ્રસિદ્ધ પુરુષોની મુલાકાતો લઇ હકીકતો મેળવે છે. એમના કહેવાથી એમ પણ માલૂમ પડયું કે જે પત્રના તેઓ પ્રતિનિધિ હતા; તે પત્ર તરફથી તેમની મુસાફરીનું વર્ણન પુસ્તકાકારે છપાશે. આ બંને મુસાફરોના નામ હતાં: મેસર્સ ચાર્લ્સ પીટ્રાસ, અને ચાર્લ્સ લૂઇ પેરોને.

૫ **યોગાચાર્ય પ્રકાશદેવ**—લાહોરના પ્રસિદ્ધ યોગાશ્રમવાળા પં. પ્રકાશદેવ કરાચી આવેલા. તેમનું એક વ્યાખ્યાન 'બ્રહ્મચર્ય' વિષય ઉપર ૧ ડીસેમ્બર ૧૯૩૭ના દિવસે ઉપાશ્રયમાં રાખવામાં આવેલું. બ્રહ્મચર્ય પાલનના જુદા જુદા નિયમો ઉપર તેમણે ઘણોજ પ્રકાશ પાડેલો. એમના આ વિદ્વત્તાભર્યા વ્યાખ્યાનની ઘણીજ સુંદર અસર થવા પામી હતી.

૬ **શ્રી રાયચૂરાજીનો ડાયરો**—ગુજરાતના આ મહાન સાહિત્યકાર, 'શારદા'ના તંત્રી અને 'લોકસાહિત્ય'ના પ્રખર અભ્યાસીથી કોણ અજાણ્યું છે ? કરાચીમાં ભરાએલી ૧૩ મી 'ગુજરાતી સાહિત્ય પરિષદ' પ્રસંગે જે અનેક વિદ્વાનો આવેલા, તેઓમાં ભાઇ રાયચૂરા પણ એક હતા. કરાચીની જનતાને ભાઇ રાયચૂરા અને બીજા સાક્ષરોની વિદ્વત્તાનો લાભ મળે, એવી યોજનાઓ ગોઠવાઇ હતી. તેમાં શ્રીયુત રાયચૂરાજી અને કવિ માવદાનજીનો એક ડાયરો ૨ જી જાન્યુઆરી ૧૯૩૮ના દિવસે ઉપાશ્રયના હોલમાં ગોઠવાયો હતો. આ વખતે જૈન સમાજના પ્રસિદ્ધ અને વિદ્વાન સોલીસીટર શ્રી મોતીચંદ ગિરધરલાલ કાપડિયા તથા

વીસનગરવાળા રાજરત્ન શેઠ મહાસુખભાઇ ચુનીલાલ વગેરે જાણીતા ગૃહસ્થોની પણ ઉપસ્થિતિ હતી. સમ્મેલનના સ્વાગતાધ્યક્ષ, ઉપપ્રમુખો અને મંત્રીઓ પણ ઉપસ્થિત હતા. કરાચીના પ્રસિદ્ધ નાગરિક ભાઇ હીરાલાલ ગણાત્રાએ મહેમાનોનો પરિચય કરાવ્યો હતો. તે પછી ભાઇ રાયચૂરાએ પોતાની રમુજી શૈલીમાં સુંદર વ્યાખ્યાન કર્યું હતું. લોકોને ખૂબ હસાવ્યા હતા. પછી લોકોના આગ્રહથી રાજકવિ માવદાનજી અને શ્રીયુત રાયચૂરાએ સામસામે ઉભા રહી દુહાઓની રમઝટ જમાવી હતી. આમ આ દાયરો ઘણોજ રસપ્રદ થયો હતો.

૭ **શેઠ મહાસુખભાઈ**—જૈનસમાજના પ્રસિદ્ધ લેખક અને કવિ તેમજ વડોદરા રાજ્યના માનીતા વીસનગરવાળા શેઠ મહાસુખભાઇ ચુનીલાલનો પરિચય કરાવવાની ભાગ્યેજ જરુર છે. તેઓ પણ ' સાહિત્ય પરિષદ ' પ્રસંગે કરાચી આવેલા. તેમના જ્ઞાનનો અને વિચારોનો લાભ મેળવવા માટે ૨૫ મી નવેમ્બર ૧૯૩૭ ના દિવસે એક જાહેર વ્યાખ્યાન ગોઠવાયું હતું. તેમના ઉદાર વિચારો અને ખાસ કરીને ' જૈન સમાજની વર્તમાન પરિસ્થિતિ ' સંબંધી તેમનો અભ્યાસ જાણવાની સારી તક મળી હતી. તેઓ થોડાક દિવસો સુધી રોકાયા હતા અને મારા જુદા જુદા વ્યાખ્યાનો પ્રસંગે પણ તેમના વિચારોનો લાભ લોકોને મળ્યો હતો.

૮ **જમનાદાસ ઉદાણી**—મુંબઇના આ જાણીતા જર્નાલીસ્ટ અને અર્થશાસ્ત્રી કરાચી આવેલા. તેમનો દેશની આર્થિક અને રાજકીય પરિસ્થિતિનો અભ્યાસ ઘણો ઉંડો છે. તેમના વિચારોનો લાભ મેળવવા માટે ૬ માર્ચ ૧૯૩૮ ના દિવસે ઉપાશ્રયના હોલમાં ' વર્તમાન યુગ અને અહિંસા ' એ વિષય ઉપર વ્યાખ્યાન રાખવામાં આવ્યું હતું. તેમણે પોતાના વિષયના **ધર્મશાસન, સમાજશાસન** અને **રાજશાસન**—એમ ત્રણ વિભાગો પાડી વિદ્વત્તાપૂર્ણ વ્યાખ્યાન આપ્યું હતું. કરાચીના

જૈનોને તો એ જાણીને અભિમાન થાય એ સ્વભાવિક હતું કે—જૈન સમાજમાં આવા ઉંડા અભ્યાસીઓ પણ છે.

૯ ડૉ. **થોમસ**—ભારતીય સાહિત્યના ઉચ્ચ કોટીના અભ્યાસી, યુરોપના પ્રસિદ્ધ વિદ્વાન, ઇન્ડીયા ઓફીસ લાયબ્રેરીના ભૂતપૂર્વ ચીફ લાયબ્રેરીયન અને ઓક્સફર્ડ યુનિવર્સિટીના માજી સંસ્કૃત પ્રોફેસર ડૉ. **એફ. ડબલ્યુ. થોમસ** એમ. એ. પીએચ. ડી., 'ઓરીયન્ટલ કોન્ફરન્સ'ના ચુંટાએલા પ્રમુખ તરીકે હિંદુસ્તાનમાં આવેલા. અમારા ગુરુમહારાજ શ્રી વિજયધર્મસૂરિ મહારાજના તેઓ પરમ ભક્ત. લગભગ વીસેક વર્ષ પહેલા તેઓ હિંદુસ્તાનની મુસાફરીએ આવતાં સૌથી પહેલાંજ ગુરુમહારાજ પાસે આવેલા. તેમની અમારી મિત્રતા ઘણા વર્ષોથી ચાલી આવે છે. કેવળ થોડા કલાકો માટે મિત્રતાનો સંબંધ તાજો કરવાની અભિલાષાથી આવેલા. વખત નહિં હોવા છતાં આવા એક મહાન યુરોપીયન વિદ્વાનની વિદ્વત્તાનો લાભ અપાવવા માટે તા. ૧૭ની એપ્રીલ ૧૯૩૮ના દિવસે કરાચીના મેયર શ્રીયુત દુર્ગાદાસ એડવાનીના પ્રમુખપણા નીચે ઉપાશ્રયના હોલમાં એક વિરાટ સભા ભરવામાં આવી હતી. કરાચીના અધિકારીઓ, મ્યુનિસીપાલીટીના કોરપરેટરો, તમામ પત્રોના પ્રતિનિધિઓ, પારસીઓ, અગ્રેજો, સિંધી અને ગુજરાતી સ્ત્રી પુરુષોની હજારોની સંખ્યા આ વિદ્વાનને સાંભળવાને માટે આતુરતાથી આવી હતી. ડૉ. થોમસે 'ભૂત અને વર્તમાન' એ વિષય ઉપર ઘણુંજ વિદ્વત્તાપૂર્ણ ગંભીર અને જાણવા જેવું વ્યાખ્યાન આપ્યુ હતું. અંગ્રેજીમાં વ્યાખ્યાન આપવા છતાં પણ આ હજારોની જનતાએ જે શાંતિ જાળવી હતી એ બહુ આશ્ચર્યકારક હતી.

આ અંગ્રેજી વ્યાખ્યાનનો ગુજરાતી તરજુમો શ્રીયુત પેશોતન વાણિયા બી. એ. એલ. એલ. બી. એ કરી સંભળાવ્યો હતો. આવા ગંભીર અને

કહિણુ વિષયનો પણ ગુજરાતીમાં અનુવાદ સંભળાવતાં શ્રી વાણિયાએ સરસ રસ ઉત્પન્ન કર્યો હતો.

ડો. થોમસ કરાચીથી નેપાલની મુસાફરીએ ઉપડી ગયા હતા. ત્યાંથી ૯ મી જુલાઈ ૧૯૩૮ ના દિવસે વિલાયત માટે સ્ટીમર પકડવાને પાછા કરાચી આવ્યા હતા. આ પ્રસંગે પણ તેઓ ઉપાશ્રયમાં આવ્યા હતા. અને લગભગ બે કલાક રોકાઇ પોતાની મુસાફરીની બધી હકીકતો જણાવી હતી. ડો. થોમસ હૈદ્રાબાદ ( સિંધ ) માં અમારી સૂચનાથી બહેન પાર્વતી એડવાનીના મહેમાન બન્યા હતા. પાર્વતી બહેનના આખા કુટુમ્બે તેમની સારી મહેમાનગીરી જાળવી હતી. ત્યાંથી તેઓ મોહન–જો–ડેરો જોવાને ગયા હતા. પોતાની મુસાફરી દરમિયાન શિવપુરીની અમારી સંસ્કૃત કોલેજ, આગ્રાનું 'વિજયધર્મલક્ષ્મી જ્ઞાનમંદિર' એ બધી સંસ્થાઓનું પણ નિરીક્ષણ કર્યું હતું. અને તેમણે અહિં આવીને ઘણો સંતોષ જાહેર કર્યો હતો.

**૧૦ શ્રીયુત ચીમનલાલ કીર્તનકાર**—વાંકાનેરના વતની ચીમનલાલ કીર્તનકાર એક સારા પ્રસિદ્ધ આખ્યાનકાર છે. તેઓ કરાચી આવેલા અને કરાચીની જનતામાં તેમનાં આખ્યાનો ઘણાં રોચક થયાં હતા. જૈનસંઘ તરફથી પણ ' શાહ અને બાદશાહ ', ' સ્થૂલિભદ્ર અને કોશ્યા વેશ્યા ' ' સવા–સોમજી ' વિગેરે વિષયો ઉપર તેમનાં આખ્યાનો ગોઠવવામાં આવ્યાં હતાં. ગદ્ય અને પદ્યમાં પોતાની તાત્કાલિક કવિત્વ શક્તિથી આખ્યાનો તૈયાર કરી સુંદર અભિનય સાથે આ આખ્યાનો તેમણે સંભળાવ્યા હતાં.

**૧૧ મિસ માર્ટારૂથ આદિ**—બહાઉલ્લા નામના એક ઇરાની તત્ત્વજ્ઞાનીના નામથી પ્રચલિત થએલા 'બહાઇ' ધર્મના નામથી ઘણા ઓછા લોકો પરિચિત હશે. ઇરાની લોકોમાં અને હવે તો યુરોપ અમે-

રિકામાં પણ આ ધર્મે પોતાનો પગપેસારો કર્યો છે. આ ધર્મના ત્રણ ઉપદેશક—૧. અમેરિકન બાઇ મિસ માર્ટારૂથ ૨. ઈરાનીબાઇ મિસીસ શીરીનબાઈ ફોજદાર અને ૩. ખોજા ગૃહસ્થ એચ. એમ. મનજી કરાચી ખાતે આવેલા. તેઓએ અમારી મુલાકાત લીધી અને તે પછી તેમનાં ત્રણ વ્યાખ્યાનો તા. ૧-૨ મે ૧૯૩૮ ના દિવસોમાં ગોઠવવામાં આવેલા. ત્રણે વ્યાખ્યાનોમાં પ્રમુખ તરીકેની જવાબદારીનું કામ આ પંક્તિના લેખકને સોંપવામાં આવ્યું હતું. પહેલું વ્યાખ્યાન જૈન ઉપાશ્રયના હોલમાં 'વિશ્વવ્યાપક ધર્મ' એ વિષય ઉપર રાખવામાં આવ્યું હતું. બીજું 'શારદા મંદિર'માં 'વિશ્વોદ્ધારક કેલવણી' એ વિષય ઉપર અને ત્રીજું 'કારિયા હાઇસ્કુલ'ના હોલમાં 'બાળકોને નવીન સંદેશ' એ વિષય ઉપર આપવામાં આવ્યું હતું. ત્રણે વ્યાખ્યાનોમાં, ખાસ કરીને ઉપાશ્રયના વ્યાખ્યાનમાં શ્રોતાઓની સારી સંખ્યા હતી. 'બાહાઇ ધર્મ'ના આ ઉપદેશકોએ 'બહાઇ ધર્મ' સંબંધી જે જે વાતો જણાવી હતી, તેમાં હિંદુ કે જૈન કોઇપણ ધર્મથી કંઇપણ જાતની વિશેષતા જેવું જણાયું ન હતું. અને તેજ વાત પ્રમુખ તરીકેના મારા વ્યાખ્યાનોમાં મેં જણાવી હતી.

મિસ માર્ટારૂથ એક વૃદ્ધ ઉમરની અમેરિકન બાઇ છે.* તેણીએ આ 'બાહાઇ ધર્મ'ને માટે પોતાના સર્વસ્વનો ત્યાગ કર્યો છે. ઠેકાણે ઠેકાણે ફરીને 'બાહાઈ ધર્મ'નો પ્રચાર કરે છે. પોતે માનેલા ધર્મ માટે પોતાનો આ ત્યાગ કોઇની પણ પ્રશંસા મેળવ્યા વિના ન રહે. સાદાઇ, નમ્રતા એ એમના જીવનમાં ઓતપ્રોત ભર્યા છે.

**૧૨ મીરાંબહેનનાં ભજનો**—૧૯૩૮ ના મે મહિનામાં કંઇક શાંતિ લેવાની ઈચ્છાથી કરાચીથી વિહાર કરી બે દિવસ શેઠ છોટાલાલ

* આ બાઇ થોડા વખત અગાઉ ગુજરી ગયાના સમાચાર છાપાઓમાં વાંચેલા.

ખેતશીના બંગલામાં અને એક દિવસ 'ડ્રીગરોડ' મુકામ કરી અમે મલીર ગયેલા. આ વખતે હૈદ્રાબાદનાં સિંધી બેન મીરાં બહેન અને બીજા કેટલાક ભાઇઓ બહેનો નમસ્કાર કરવાને આવેલા. મીરાં બહેન, હૈદ્રાબાદના એક ઉંચા કુટુમ્બની બાઇ છે. નામ તો ગુડીબેન છે, પરન્તુ તેમની 'ઇશ્વરભક્તિ'ની પ્રવૃત્તિથી તેઓ 'મીરાં બહેન' તરીકે પ્રસિદ્ધ છે. આ મીરાંબહેનનાં ભજનોનો એક જલસો ત્યાં ગોઠવવામાં આવ્યો હતો. આ ભજનો સાંભળવાને કરાચીથી કેટલાક ભાઇબહેનો પણ આવેલા. ભજનો તો ઘણાય ગાય છે, પણ મીરાંબહેનના ગાવામાં ખાસ ખૂબી તો એ છે કે જે વખતે તે ભજનોમાં તલ્લીન થાય છે, તે વખતે ખરેખર એકતાન થઇ જાય છે. અને દુનિયાનું ભાન ભૂલી જાય છે. બહુજ ઓછા ભજનિકો આવી એકતાનતા મેળવતા હશે. શ્રોતાઓ ઉપર આની ઘણી સરસ અસર થાય છે.



—: ૩૬ :—

## સાર્વજનિક પરિષદો

કરાચી મ્હોટું શહેર છે, અને સર્વ ધર્મીય તેમજ સર્વ દેશીય લોકોનું એક વિશાળ નિવાસસ્થાન છે. અનેક પ્રકારની પ્રવૃત્તિઓ અહિં નિરંતર ચાલ્યા કરે છે. ધાર્મિક, સામાજિક તેમજ રાષ્ટ્રીય પરિષદો વખતો વખત થયાજ કરે છે. અમારી સ્થિરતા દરમિયાન આવી કેટલીક પરિષદો (કોન્ફરન્સો) થઇ હતી, કે જેમાં આ લેખકને એક યા બીજી રીતે ભાગ લેવાનો પ્રસંગ મળ્યો હતો. આવી જે પરિષદો થઇ તેમાંની ખાસ ખાસનો ઉલ્લેખ અહિં કરવામાં આવે છે. આમાં કેટલીક પરિષદો એવી થઇ હતી કે જેનો સંબંધ ધર્મની સાથે રહેલો છે. આ પરિષદોનો ઉદ્દેશ સર્વધર્માનુયાયીઓમાં એકતાની સાધના કરવી અને એકબીજા ધર્મમાં શી શી વિશેષતાઓ છે, એ જાણી પરસ્પર સમન્વય સાધવાનો હતો.

### સિંધ સર્વ હિંદુ ધર્મ પરિષદ

કરાચીના કેટલાક પ્રસિદ્ધ કાર્યકર્તાઓ,

જેવા કે 'પ્રત્નુતત્ત્વ પ્રચારક મંડળ'વાળા શ્રીયુત જમીયતરામ આચાર્ય, ડૉ. ત્રિપાઠી, શ્રીયુત ચંદ્રસેન જેટલી, શેઠ લોકામલ ચેલારામજી વિગેરે મહાનુભાવોના પ્રયત્નથી 'સિંધ સર્વ હિંદુ ધર્મ પરિષદ' તા. ૬-૭ નવેમ્બર ૧૯૩૭ના દિવસોમાં 'ખાલકદીના' હૉલમાં મળી હતી. સિંધ પ્રાંતના હિંદુ ધર્મની સર્વ શાખાઓના પ્રતિનિધિઓને નિમંત્રણ કરવામાં આવ્યું હતું. આ પરિષદ હિંદુ ધર્મની જુદી જુદી શાખાઓમાં પરસ્પરનો પ્રેમ વધારવા માટે એક અગત્યવાળી નિવડી હતી. આ પરિષદના સ્વાગતાધ્યક્ષ કરાચીના રામકૃષ્ણ મિશનના અધિષ્ઠાતા સ્વામી શ્રી સર્વાનંદજીએ પરિષદને સર્વથા સફળ બનાવવા માટે સરસ પરિશ્રમ કર્યો હતો. કરાચીમાં અનેક વિદ્વાન્ સંતો અને સુયોગ્ય પુરુષો હોવા છતાં, પરિષદના કાર્યકર્તાઓએ અયોગ્યતાનો કંઇપણ ખ્યાલ કર્યા વિના પરિષદના પ્રમુખ તરીકેની જવાબદારીની સેવા આ લેખકને સોંપી હતી. એ એમના શુદ્ધ પ્રેમ અને ભક્તિને આભારી હતું. પરિષદના ઉદ્દેશને સફળ બનાવવા અનેક ઠરાવો પાસ કરવામાં આવ્યા હતા. પ્રમુખ અને સ્વાગતાધ્યક્ષ તરીકેનાં વ્યાખ્યાનો પુસ્તકાકારે પ્રકટ થઇ ચૂક્યાં છે.

આ પરિષદના સંબંધમાં અનેક વર્તમાનપત્રોએ નોંધો લીધી હતી. એ બધી યે નોંધો આપવાનો અહિં અવકાશ નથી. માત્ર તેમાંના બે પત્રોની નોંધના ટૂંકા ઉતારા અહિં આપુ છુ.

"છેલ્લાં કરાચીમાં 'સર્વ હિંદુ ધર્મ પરિષદ' મેળવી મુનિરાજ વિદ્યાવિજયજીએ ગજબજ કર્યો છે! અને એમાં અપાએલું વ્યાખ્યાન સુંદર વિચારોના સંગ્રહ" રૂપ છે, અને ફરી ફરીને વાંચવું ગમે તેવું છે. હિંદુ ધર્મના અન્ય ધર્મગુરૂઓ જે કરી શકયા નથી, કરી શકે તેવી કલ્પના પણ ઉપજાવી શકયા નથી, તેઓ માટે કરાચીનો દાખલો ખાસ સ્મરણમાં રાખવા યોગ્ય છે. મહારાજા સિદ્ધરાજ જયસિંહ અને શહેનશાહ અકબરના જમાનામાં સર્વ ધર્મ સંબંધમાં તીવ્ર આલોચનાઓ થતી હતી. પણ બંધુત્વ પ્રચારક જે ચર્ચાઓ આ

પરિષદમાં થઇ છે, તેવી તો નહિ હોય ! તેવી જો થતી હોત તો ધાર્મિક વાતાવરણ આજે જૂદું જ હોત. આમ આ પરિષદ ફતેહમંદી સાથે પૂર્ણ થઈ છે અને તેનો મોટો યશસ્વી યશ મુનિમહારાજ **વિદ્યાવિજયજી**ને ઘટે છે. મુનિમહારાજશ્રી હવે અત્રેથી સિદ્ધાચળ પધારવાના છે, એમ બહાર પડતાં તેમનો વધુ લાભ લેવા બહુ આગ્રહપૂર્વક વિનવણી કરી, તે વિચાર ફેરવવા વિજ્ઞપ્તિ થઇ છે. પરંતુ લાંબો સમય રહેવા માટે મહારાજશ્રીની હવે ઈચ્છા નથી. અને શ્રી સિદ્ધાચળજી જવા ઉત્કટ ઇચ્છા ઉદ્ભવી છે, એમ તેઓશ્રી જણાવે છે. છતા આગ્રહને માન આપી હાલ થોડો સમય તેઓ અત્રે વિચરશે એવું સાંત્વન આપવાથી સૌ ખુશી થયા છે. અમે પણ એ ખુશીમાં અમારો અવાજ ઉમેરીએ છીએ.''

'અમનચમન'

આ પ્રમાણે અમદાવાદથી નિકળતા "જૈનજ્યોતિ"ના તંત્રીશ્રીએ આ પરિષદ સંબંધી એક અગ્રલેખ લખ્યો હતો તે આ છે:—

"કરાચી ખાતે તાજેતરમાં 'શ્રી સિંધ સર્વ હિંદુધર્મ પરિષદ'નું પ્રથમ અધિવેશન જાણીતા વિદ્વાન્ અને સુધારક મુનિરાજશ્રી વિદ્યાવિજયજીના પ્રમુખ પદે ભરાઈ ગયું. જો કે આ અધિવેશન સિંધ પૂરતુ મર્યાદિત હોવાથી સિંધ બહારની જનતાનું ખાસ લક્ષ ખેંચાયું નથી: પણ આ અધિવેશનમાં પ્રાંતીયતાની ભાવનાઓ વેગળી મૂકી, ધર્મને તેના અળખામણા રૂપથી દૂર રાખી, સાચું રૂપ બતાવવાનો જે પ્રયાસ થયો છે; તે ખરેખર પ્રશંસનીય અને ઉદાહરણ યોગ્ય છે. અને એ કારણે આવા પ્રયાસોની વધુ માહિતી પ્રજાને આપવી ઉચિત છે.

"આ અધિવેશનમાં કુલ અગિયાર ઠરાવો પસાર કરવામાં આવ્યા, જેમાં 'હિંદુ' શબ્દની વિવાદાસ્પદ વ્યાખ્યાની ચોખવટ, હિંદુ ગૌરવ ને સભ્યતાની સ્થાપના માટે સંસ્થાની સ્થાપના, રાષ્ટ્રભાષા હિંદીની હિમાયત, હિંદુને નિરામિષાહારી રહેવાનો આગ્રહ, દારૂબંધી નિયમની પ્રશંસા, ૧૮ વર્ષ પૂર્વે સંન્યાસ કે દીક્ષા ન આપવાનું નિયમન, હરિજન પ્રત્યે સહાનુભૂતિ વગેરે ઠરાવો

મુખ્ય છે. આ ઉપરાત સિંધના કુરિવાજો અંગેના તેમજ આ પરિષદના નામ-પલટના ઠરાવો પણ છે.

"હિંદુ" શબ્દની વ્યાખ્યા અંગે અત્યારસુધી અચોક્કસતા ચાલી હતી, તેના પર આ પરિષદના અધિવેશનમા ઠીક પ્રકાશ ફેંકાયો છે. તેમા સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે, 'જેની ધાર્મિક સંસ્કૃતિ અને સભ્યતા ભારતીય હોય, તે હિંદુ.' આ ઠરાવ હિંદુ ધર્મની વ્યાખ્યા પર ઠીક ઠીક પ્રકાશ પાથરે છે.

"આ ઉપરાત રાષ્ટ્રભાવના ચર્ચાઇ રહેલા પ્રશ્નને માટે પ્રાન્તીયતાના વ્યામોહથી દુર રહી, હિંદી ભાષાને 'રાષ્ટ્રભાષા' તરીકે પસંદગી કરવામા પરિષદે ખરેખર ડહાપણ બતાવ્યું છે. રાષ્ટ્રભાષા હિંદી હોઇ શકે, એ માટે આજે બે મત છેજ નહિ.

"આ પરિષદમા એક ઠરાવ હિંદુઓને નિરામિષાહારી રહેવાની ભલામણ કરતો છે. આ ઠરાવની અમારી દૃષ્ટિએ સિંધમા ખાસ જરૂર હતી, અને આશા છે કે 'સિંધ સર્વ હિંદુ ધર્મ પરિષદ'નું આવુ વલણ, અહિંસાનો પ્રચાર કરવા માટે જ સિંધ ગયેલા મુનિરાજશ્રી વિદ્યાવિજયજીને ખૂબજ ઉપયોગી નીવડશે.

'આ સિવાયના બીજા ઠરાવો પણ અત્યંત મહત્ત્વના છે, અને તે આજના યુગની જરૂરિયાતોને લક્ષમાં લઇને કરવામા આવ્યા છે, તેમ કહેવું ઉચિત થઈ પડશે. દરેક પ્રશ્નની ચર્ચા પૃષ્ઠોનાં પૃષ્ઠો લઇ શકે તેમ છે, પણ તેના અગાઉ કરેલ નામ નિર્દેશથીજ આપણે તૃપ્તિ માનીશું.

"આ અધિવેશનની સફળતામા બીજા બધા કારણો સાથે ખાસ કારણ પ્રમુખપદની ખુરશી સાથે પણ સંકળાયેલું છે. **એક જન સાધુ, તેમાં પણ નવનવા સિંધમાં ગયેલા, આટલા ટુંકા સમયમાં 'સર્વ હિંદુ ધર્મ પરિષદ'ના પ્રમુખ ચુંટાય, એ જૈન સમાજ માટે ઓછો ગૌરવનો વિષય ન કહી શકાય. મુનિમહારાજશ્રી વિદ્યાવિજયજીએ પણ પ્રમુખપદ સ્વીકારીને પોતાના ભાષણમાં તેમજ સભાના સંચાલનમાં જે ઉદારતા, કુનેહ, ને વિદ્વત્તા દર્શાવી છે તે પણ ન ભૂલાય તેવાં છે.**

"તેઓશ્રીએ પ્રમુખપદેથી આપેલા ભાષણમાં ધર્મજનૂન કે ખોટા મિથ્યાડંબરનો જરાપણ અંશ જણાતો નથી.

**"આવા ભાષણના પાને પાને સર્વધર્મની એકતાનો સંદેશ, સર્વધર્મ સમન્વયનું સૂચન સાચા જૈનસાધુને ખરેખર શોભાવે તેવું** છે એ ભાષણનો થોડો ભાગ જ્યોતિના ગતાંકમાં અપાઇ ગયો છે. વાંચકોને આખું ભાષણ વાંચન અને મનન કરવા ભલામણ છે.

"જૈનોના મોટા ભાગના સાધુઓમાં વધતી જતી દુઃખદ સંકુચિતતા સામે આવા પ્રસંગો ખરેખર હર્ષની બીના બને છે; અને એ વખતે જૈન ધર્મ કેટલો વિશાળ ધર્મ છે, અને સર્વધર્મનું સમન્વય કરવાની કેટલી શક્તિ ધરાવે છે, તેનું કંઈક ભાન થઇ આવે છે, અને ત્યારે સહેજે આજની કૂપમંડુકતા, ઉપધાન કે ઉજમણા સુધીજ મર્યાદિત થતી શાસન પ્રભાવનાની સીમાઓ, બેચાર ચેલા કે શ્રીમંત ભક્તો વધારી લેવાની તાલાવેલીઓ, કલેશ કે કજીયા કરી મોટાઈ મેળવવાની ધમાલ તરફ દયા ઉપજે છે. આપણો સમાજ અને ખાસ કરીને આપણો ઉપદેશક વર્ગ આ તરફ લક્ષ આપે એજ ભાવના."

જૈનજ્યોતિ ૨૦-૧૧-૩૭

## સર્વધર્મ પરિષદ

કરાચીના રામબાગ 'બ્રહ્મોસમાજ' તરફથી દર વર્ષે આઠ દિવસનો એક જલસો કરવામાં આવે છે. તેમાં એક દિવસ 'સર્વધર્મ પરિષદ' પણ ભરવામાં આવે છે. કરાચીના પ્રસિદ્ધ ડૉ. **થારાની** આ સમાજના સેક્રેટરી છે. તેઓ ઉદાર વિચારના અને સર્વ ધર્મ પ્રત્યે પ્રેમ રાખનારા મહાનુભાવ છે. તા. ૩૧ ડીસેમ્બર ૧૯૩૭ના દિવસે આ 'સર્વધર્મપરિષદ'ની બેઠકમાં '**જૈનધર્મ**' ઉપર વ્યાખ્યાન આપવાનું નિમંત્રણ આ લેખકને મળ્યું હતું. આ પરિષદના પ્રમુખસ્થાને મદ્રાસવાળા રેવ૦ **ભાઈ સુબ્બા કૃષ્ણૈયા** બિરાજ્યા હતા. **ક્રિશ્ચિયાનીટી, જરથોસ્ત,**

ઈસ્લામ, શિખ, વેદાન્ત, થિયોસોફી અને જૈનીઝમ વિગેરે ધર્મો ઉપર તે તે ધર્મના નિષ્ણાત વિદ્વાનોએ પ્રવચન કર્યાં હતાં. જૈનધર્મ ઉપર બોલતાં જૈન શબ્દની વ્યાખ્યા, જૈનધર્મના મૂળ સિદ્ધાંતો, જૈનોનો ઇશ્વરવાદ, અને જૈનોએ માનેલો મુક્તિમાર્ગ, એ વિષય ઉપર વિવેચન કરવામાં આવ્યું હતું.

સન ૧૯૩૮ ના ડીસેમ્બરમાં થએલી બીજી 'ધર્મ પરિષદ' વખતે પણ નિમંત્રણ મળેલું, પરન્તુ બિમારીના કારણે આ વખતે જઇ શકાયું ન્હોતું.

## બેકાર કોન્ફરન્સ

કરાચીની પ્રાન્તિક **કોંગ્રેસ કમીટી** તરફથી તા. ૩-૪-૫ જુન ૧૯૩૮ ના દિવસે મોટા પાયા ઉપર 'બેકાર કોન્ફરન્સ' કરાચીના પ્રધાનના પ્રમુખપણા નીચે ભરવામાં આવી હતી. આ કોન્ફરન્સમાં ભાગ લેવા માટે નિમંત્રણ મળેલું. તેને માન આપવામાં આવ્યું હતું. તા. ૫મીની બેઠકમાં—

" વર્ધા કેળવણીની યોજના સિંધમાં ક્યાંસુધી સફળ થઇ શકે તેમ છે ? તેની તપાસ કરવાને સિંધ ગવર્નમેન્ટે એક કમીટી મુકરર કરવી, કે જે કમીટી બહુ જલ્દી તપાસ કરીને રીપોર્ટ રજુ કરે. "

આ પ્રસ્તાવ આ લેખક તરફથી મુકવામાં આવ્યો હતો. આ ઠરાવના સમર્થનમાં જે કંઇ કહેવામાં આવ્યું હતું. તેનો ટુંકો સાર આ છેઃ—

"બેકારીનો પ્રશ્ન આખી દુનિયામાં ઉભો થયો છે. બીજા દેશો કરતાં હિંદુસ્તાનની બેકારીમાં ફર્ક છે. મારી દૃષ્ટિએ બેકારીનાં પાચ કારણો દેખાય છે ૧. લોકો હુન્નર રહિત થયા, ૨. વ્યાપાર રોજગાર હાથમાંથી ગયો. ૩. નકામા ખર્ચ વધી ગયા. ૪ ઘરગથ્થુ ધંધા હાથમાંથી ગયા. અને ૫. શિક્ષણ કેવળ ચોપડાના જ્ઞાનમાં અને ડીગ્રીઓના મોહમા રહી ગયું.

"હિંદુસ્તાનના હાથમાં હુન્નર જેવી વસ્તુ શું રહી છે ? અને વ્યાપાર એ પ્રજાના હાથમાં હોવો જોઇએ, જ્યારે રાજા વેપારી હોય, તો પ્રજા ભિખારી બને એ સ્પષ્ટ છે. બેકારીનો પ્રશ્ન હલ કરવો હોય તો ઘરમાંથીજ એનો સુધારો કરવાની કોશિશ કરવી જોઇએ. ૨૦૦ રૂપિયાનો પગારદાર માણસ પણ ચાર પાચ માણસનું કુટુમ્બ નથી નભાવી શકતો. અને બુમો મારે છે. કારણ એ છે કે એના ઘરમાં ફિઝૂલ ખર્ચનો પાર નથી. એક મજૂરનુ આખું કુટુંબ મજૂરી કરીને બે ત્રણ રૂપિયા પેદા કરતુ હોય, અને ઘરમાં છાશ-રોટલો ખાતું હોય, છતાં ભૂખની બૂમ મારે. કારણ એ છે કે એવો મજૂર ચા, બીડી, પાન, દારૂ અને નાટક સીનેમાની પાછળ કેટલું બધું ખર્ચ કરે છે ? આપણી માતાઓ અને બહેનો દળવાનું, ખાંડવાનું, સીવવાનું, ભરવાનુ વિગેરે કામ કરતી, જ્યારે આજે એ બધાએ કામોને માટે એક ગરીબમાં ગરીબને પણ પૈસા ખરચવા સિવાય વાત નથી. જરા ઉંડા ઉતરીને જોઇએ તો જીંદગીની શરૂઆતમાંથીજ બેકારી-પણાનું જીવન ઘડાઇ રહ્યુ છે. સ્કૂલમા શિક્ષણ શરૂ થાય છે, ત્યારથીજ બેકારી શરૂ થાય છે. શિક્ષણ પૂરૂ થાય છે, ત્યાંસુધીમાં તો બાપના હજારો રૂપિયા ખર્ચ કરાવી છોકરાએ બાપને બાવો બનાવી દીધો હોય છે. ગ્રેજ્યુએટ થઇને બહાર નિકળ્યા પછી એ પચ્ચીસ વર્ષના યુવકમાં પોતાના પેટનું પાશેર અન્ન પેદા કરવાની શક્તિ નથી હોતી. જ્યારે બૂટ-શૂટમા અને નેકટાઇ કોલરમા ફેશનેબલ બન્યા વગર રહેવાતુ નથી. આજના શિક્ષિતોની દશાનું વર્ણન કરતા એક કવિ કહે છેઃ-

"ન સરકારમેં કામ પાનેકે કાબિલ
ન દરબારમેં લબ હિલાનેકે કાબિલ
ન જંગલમેં રેવડ ચલાનેકે કાબિલ
ન બાજારમેં બોઝ ઉઠાનેકે કાબિલ
ન પઢતે તો, સો તરહ ખાતે કમાકર
વહ ખોયે ગયે અઉર તાલીમ પાકર

અત્યારનું શિક્ષણ લેનારાઓની આ દશા છે.

"દેશની દરિદ્રતાનું મૂખ્ય કારણ કમાવનાર કરતા ખાનારની સંખ્યા કંઇ ગુણી વધારે છે, તે પણ છે. દરિદ્રતાને દૂર કરવાને બીજા જે ઉપાયો લઇએ, તેની સાથે આ ઉપાય લેવાની ખાસ જરૂર છે કે જીવનના ઘડતરની શરૂઆતથીજ જીવનનું સાધન મેળવવા ફિજુલ ખર્ચથી દૂર રહેવું "

## આયુર્વેદ પરિષદ

એક દિવસ હું મારા રૂમમાં બેઠો હતો. સિંધના પ્રસિદ્ધ પ્રાણાચાર્ય વૈદ્યરત્ન શ્રીમાન્ સુખરામદાસજી મહારાજ વિગેરે કેટલાક પ્રસિદ્ધ વૈદ્યોનું એક ડેપ્યુટેશન મારી પાસે આવ્યું. તેમણે જણાવ્યું કે "અમારી 'આયુર્વેદોદ્ધારક સભા' તરફથી 'આયુર્વેદ પરિષદ' ભરવા માંગીએ છીએ. તેમાં આપને પ્રમુખ બનાવવા, એવો અમે ઠરાવ કર્યો છે." આયુર્વેદ પરિષદ અને આ લેખક પ્રમુખ ? એમનો આ પ્રસ્તાવ સાભળીનેજ હું તો આભો બની ગયો. આયુર્વેદનો એકડો પણ નહિ જાણનાર મારા જેવો એક જૈન સાધુ આયુર્વેદની પરિષદનો પ્રમુખ થાય, એ તો હદ આવી ચૂકી. મેં મારો અનધિકાર એમની આગળ રજુ કર્યો. પણ ભક્તિ અને શ્રદ્ધામાં લીન થયેલા મહાનુભાવો એ કયા માને તેમ હતા ? આ સજ્જનોની ભક્તિ અને શ્રદ્ધાને મારે આધીન થવું પડયું. તા. ૨૬ મી સપ્ટેમ્બર ૧૯૩૮ ના દિવસે પરિષદ થઇ, અનેક વિદ્વાન્ વૈદ્યરત્નોએ વ્યાખ્યાનો કર્યાં. ઠરાવો થયા, અને છેવટે આયુર્વેદના મહત્ત્વ સંબંધી તેમજ અત્યારે રોગોનો વધારો શાથી થઇ રહ્યો છે. તથા રોગની નિવૃત્તિ કરતાં રોગોને રોકવાના શા ઉપાયો લેવા જોઇએ ? એ સંબંધી મેં મારા વિચારો રજ કર્યા. ઉદાર વૈદ્યોની સહાનુભૂતિથી, સહકારથી, પ્રેમથી પરિષદનું કાર્ય સફળ થયું.

આવી અનેક પરિષદોમાં જે કંઇ સેવા કરવાનો લાભ મળ્યો, તેથી હું મારૂં સદ્ભાગ્ય સમજું છું.

—: ૩૭ :—

## મારી જીવનનૌકા

ડોલી! મારી જીવનનૌકા ખૂબ ડોલી!! બીજા બધા નિયમોનો ભંગ ક્ષન્તવ્ય થઇ શકે છે, પણ કુદરતના નિયમનો ભંગ ક્ષન્તવ્ય નથી થઇ શકતો. બબ્બે ચતુર્માસ સુધી ખૂબ પ્રવૃત્તિ કરી, કુદરતના નિયમ પ્રમાણે આરામ લેવાની જરુર હતી. પ્રવૃત્તિની ધમાધમીમાં ' આત્મિક શાંતિ ' ભૂલી જવાય છે. પ્રવૃત્તિ, પછી તે પ્રશસ્ત હોય, તો પણ એક કેફ તો છે જ. એ કેફ મર્યાદિત હોય ત્યાંસુધી તે જીરવી શકાય છે. અમર્યાદિત કેફ પટકી ન દે, તો બીજું શું કરી શકે? પ્રવૃત્તિમાં પડેલો આ જીવડો પોતાની મેળે ક્યાં સમજે તેમ હતો? એટલે કુદરતે લાલબત્તી ધરી

ગુરુદેવની સોળમી જયન્તી અસાધારણ ધૂમધામ અને ઉત્સાહપૂર્વક ઉજવાઇ હતી. સાથે સાથે શાંતિસ્નાત્ર અને 'જૈનપાઠશાળા'નો 'જ્યુબિલી ઉત્સવ' પણ ઉજવાયો હતો. મેમાનો ધીરે ધીરે વિદાય થઇ રહ્યા હતા. સંવત

૧૯૯૪ ના ભાદરવા વદિ પાંચમનો દિવસ હતો. હું મારા રુમમાં પાટ ઉપર બેઠો હતો. પાટનો પાયો પકડીને મારા પ્રિય શિષ્ય મહુવા બાળાશ્રમના સુપ્રીન્ટેન્ડેંટ ચુનીલાલ શિવલાલ ગાંધી બેઠા હતા. બીજા પણ એક બે જણ ત્યાં મૌજૂદ હતા.

'ચુનીભાઇ ! જરા છાતીએ બામ લગાવો.' કંઇક છાતીમાં દુઃખાવા જેવું લાગતાં મેં ચુનીભાઇને કહ્યું. બામ આવે છે ત્યાં સુધીમાં કંઇક ગભરામણ વધી. 'ચુનીભાઇ, જરા શ્રી જયન્તવિજયજીને કહો કે કોઇને મોકલી ડોકટરને બોલાવે.'

## મૃત્યુ એ શું છે?

આટલું કહ્યા પછી શું થયું, એની મને ખબર નથી. કેટલાક વખત પછી હું આંખ ઉઘાડું છું તો, ડૉ. મિસ્ત્રી, ડૉ. વિશ્વનાથ પાટીલ, ડૉ. ન્યાલચંદ દોસી–એ ત્રણ ડોકટરો અને ભાઈ એદલ ખરાસ, સાધુઓ, હૈદ્રાબાદવાળાં બહેન પાર્વતી અને બહેન ચંદ્રિકા તેમજ ઉદયપુરના મહેમાનો અને સંઘના આગેવાનો મારી ચારે તરફ ઘેરાએલા રડતી સુરતે ઉભેલા, તેમને એકજ દૃષ્ટિથી મેં જોઇ લીધા. બસ, આજ મારી બિમારીની શરુઆત–મારી જીવનનૌકાની ડામાડોળ સ્થિતિ ? દૃશ્ય પ્રત્યક્ષ બતાવી આપતું હતું, કે આ જીવનની નૌકા હમણાંજ પાતાળે પહોંચી જશે. તે સમયની મૂર્છિત અવસ્થામાં શું થયું હતું ? એની મને ખબર નથી. પણ અર્ધજાગ્રત અવસ્થામાં અને એકજ દૃષ્ટિએ આ બધું ભયંકર દૃશ્ય જોયા પછી, મને એમ થયું કે ખરેખર મારી ડૂબેલી નૌકા કંઇક ઉપર આવી છે. પણ એ ખ્યાલની સાથેજ મને એમ પણ થયું કે જે સમયમાં મારી નૌકા ડૂબતી હતી અથવા ડૂબી હતી, તે સમયે ગંભીર નિદ્રા સિવાય બીજું શું હતું ? મૃત્યુને જગતે એટલું બધું ભયંકર બતાવ્યું છે કે જેના નામથી લોકો ત્રાસ પામે છે. પણ મૃત્યુના મુખમાં

પહોંચીને પાછો વળેલો માનવી જાગ્રત અવસ્થામાં અનુભવ કરે છે, તો તેને તે એક ગંભિર નિદ્રા સિવાય બીજું કંઇ જણાતું નથી. '**मृत्योर्बिभेषि किं मूढ !**' આ કથનની અંદર ખરેખર સત્યતા છે. શામાટે મૃત્યુથી ડરવું ? મૃત્યુ એ તો પ્રકૃતિ છે, સ્વભાવ છે, '**मरणं प्रकृतिः जीवनं विकृतिः**' પ્રકૃતિથી કાં ડરવું ? એ તો નિમાણ થએલી વસ્તુ છે. બદલી માત્ર છે. જે કંઇ ડરાવે છે, તે મૃત્યુ નહિ પણ આ સંસાર ઉપરનો મોહ છે. દુનિયામાં રહેલો માનવી સંસારની મોહજાળમાં એટલો બધો ફસાએલો છે કે એને આ જાળમાંથી નિકળવું ગમતું નથી. એને સંસારનાં પ્રલોભનો આકર્ષી રહ્યાં છે. ખરી રીતે જો માનવી સમજતો હોય કે મૃત્યુ એ નિર્માણ થએલી વસ્તુ છે, સ્વાભાવિક વસ્તુ છે, તો તેને મૃત્યુથી જરા યે ડરવાની જરૂર ન હોય. મૃત્યુના કાંઠે પહોંચેલો માણસ હાય પીટ કરે છે. વલોપાત કરે છે, રુદન કરે છે. એનું કારણ એને આ જાળમાંથી નિકળવું નથી ગમતું એ, અથવા એની મૃત્યુ માટેની તૈયારી નથી, એ સિવાય બીજું શું છે ? માણુસ જાણે છે કે હમણાં કે પછી, આજે કે કાલે, મુસાફરી તો કરવાનીજ છે, તો પછી તેણે તૈયાર રહેવુંજ જોઇએ. અને તૈયાર રહેલાને હાયપીટ કરવાની કંઇ જરૂર ન હોય.

મનુષ્ય આ વસ્તુને બરાબર સમજી લે તો એને એનું જીવન જેમ આનંદમાં પસાર થાય, તેમ મૃત્યુનો ઘંટ એને જરાયે ભયભીત ન બનાવે.

## બિમારી શી વસ્તુ છે ?

આવીજ વસ્તુ બિમારીની પણ છે. જો સમજવામાં આવે તો બિમારી, એ આત્માને અશુભ કર્મોના બોજાથી હલકાં કરવાનો એક પવિત્ર સમય છે. અથવા કુદરતના નિયમોથી વિરૂદ્ધ ધસી જનારાઓને માટે એક લાલબત્તી છે. અનાદિકાળથી આ જીવ અનેક પ્રકારના શુભાશુભ કાર્યોની પ્રવૃત્તિ કરતો આવ્યો છે. બિમારી એ અશુભ કર્મોનો દંડ છે. માણુસ

પાપ કરતાં નથી ડરતો, પાપના પ્રાયશ્ચિત્તને ભોગવતાં ડરે છે. સજા સીધી રીતે સમભાવપૂર્વક–શાંતિપૂર્વક જો ભોગવી લેવામાં આવે તો તેનો સમય પૂરો થતાં શાંતિ મળે છે. સજા ભોગવતી વખતે કેદી તોફાન કરે, કાયદાનો ભંગ કરે, તો તેની સજામાં ઉમેરો થાય છે. આજ દશા બીમારી સમયની છે.

બિમારી,જેમ જેમ આગળ વધતી ગઇ, તેમ તેમ મારી આત્મિક દષ્ટિએ મને એમ લાગતું હતું, કે હું સાધુઓને, સંઘને, મિત્રોને, ભક્તોને કષ્ટના નિમિત્તરૂપ થઇ રહ્યો છું. સેવા કરવા જન્મેલો આ જીવ, બીજાઓની સેવા લેવાને લાચાર બન્યો છે. રાતોરાતનું જાગરણ મારા નિમિત્તે સૌને કરવું પડે છે. આ વસ્તુ મને ઘણીજ ખટકી રહી હતી. પણ લાચાર હતો.

## વિચિત્ર અનુભવો

આવા પ્રસંગોમાં માણસ બહુ બારીકાઇથી વિચાર કરે તો, મનુષ્ય સ્વભાવની વિચિત્રતાઓનો પણ ખૂબ અનુભવ થાય છે. એક કવિએ કહ્યું છેઃ—

वैद्या वदन्ति कफपित्तमरुद्‌विकारान्
　　ज्योतिर्विदो ग्रहगति परिवर्तयन्ति ।
भूताभिभूतमितिभूतविदो वदन्ति
　　प्राचीनकर्मबलवन् मुनयो मनन्ति ।।

ઠીક. આનો પ્રત્યક્ષ અનુભવ મને થઇ રહ્યો હતો. વૈદ્યો કહેતા કે વાયુનો પ્રકોપ છે. ભાઇ ફૂલચંદ જ્યોતિષી જેવા જ્યારે ને ત્યારે સાડા સાતની પનોતી કે ચોથો કે બારમો ચંદ્રમાજ બતાવતા. બિચારી

ભોળીભાલી કેટલીક બહેનો ' મહારાજને નજર લાગી છે ' એમજ કહેતી. મારા જેવા વનમાં પેઠેલા ધોળા વાળવાળા બુઢ્ઢા સાધુને પણ નજર લગાડી શકે એવી પણ કોઇ હશે ખરી ? અને કોઇ કહેતું કે ' મહારાજને કંઇક વળગાડ લાગુ પડયો છે ? ' પણ મારો આત્મા પ્રતિક્ષણ એમજ કહેતો કે ' તને અશાતાવેદનીયનો ઉદય છે, એને તું શાંતિપૂર્વક ભોગવ. ' બાહ્ય દૃષ્ટિએ નિમિત્તભૂત ઔષધ જે કંઇ બની શકે તે કરતા રહેવું.

આ સિવાય બીજા પણ અનેક પ્રકારના અનુભવો થયા કરતા, અને મનમાં ને મનમાં સંસારના વિચિત્ર સ્વભાવો ઉપર એવી બિમારીમાં પણ આનંદની લ્હેરો છૂટતી.

કોઇ ડૉકટર ઇંજીકશન આપવાનું કહે, ત્યારે કોઇ આવીને કહે– ' ઇંજીકશનોએ તો ગજબ કર્યો છે. એક રોગને દબાવે છે, સત્તર રોગને ઉભા કરે છે. ' કોઇ દેશી વૈદ્ય મોતીની ભસ્મ ખાવાનું કહે, તો કોઇ ચંદ્રોદયની વાત કરે. એક ડૉકટર હાર્ટ માટે એક જાતની ગોળી આપે, તો બીજા ડૉકટર એને બદલીને બીજી લેવાનું કહે. એક ડૉકટર અમુક જાતના ઇંજીકશનની ભલામણ કરે તો બીજા ડૉકટર બીજી જાતનું ઇંજીકશન બતાવે. કોઇ ખીચડી લેવાની ભલામણ કરે તો કોઇ એમાંથી ગેસ ઉત્પન્ન થવાનો ભય બતાવે. કોઇ ખાલી દૂધ વાપરવાનું કહે તો કોઇ ખાલી ફળ ઉપર રહેવાનુ કહે. કોઇ ખાવાનોજ નિષેધ કરે, તો કોઇ ' ખાધા વિના શક્તિ આવશે નહિ, માટે શીરો વિગેરે ખૂબ ખાઓ ' એમજ કહે. સ્વભાવની વિચિત્રતા અહિંથી ન્હોતી અટકી. એક ડૉકટર બારીઓ ઉઘાડી રાખવાનું કહે, તો બીજા ડૉકટર આવતાની સાથે ભડાભડ બંધ કરી દે. કોઇ ' હોમ્યોપેથિક ' દવા લેવાનું કહે, તો કોઇ દેશી વૈદ્યની દવા લેવાનું કહે. કોઇ ચુપચાપ પડયા રહેવાનું કહે તો વળી કોઇ આવીને કહે. ' વાહ, પડયા તે રહેવાતું હશે. ખૂબ હરો ફરો, ગભરાવાની કાંઇ જરુર

નથી.' કોઇ પાણી વધારે પીવાનું કહે તો કોઇ પાણી પીવાથી વાયુ વધવાનું કહે. શુકન અને મુહૂર્તમાં ખૂબ ખૂબ માનનારા મહાનુભાવો વાત વાતમાં મુહૂર્તનો જ ખ્યાલ કરે. પાટ આઘી પાછી કરવી હોય તો યે મુહૂર્ત, પાટથી નીચે પહેલા વહેલાં પગ મૂકવો હોય તો યે મુહૂર્ત, કંઇક નવી દવા શરૂ કરવી હોય તો યે મુહૂર્ત ને કપડાં બદલવાં હોય તો યે મુહૂર્ત.

આમ અનેક પ્રકારના વિચારોની આંધીઓ આ બિમાર શરીરની આજુબાજુમાં ફરી વળતી. આ બધા વિચિત્ર સંયોગોથી ઘણીવાર આનંદ આવતો. કોઇ કોઇવાર કંટાળો પણ આવતો. છતાં હું એટલું તો સમજતો કે 'જે કોઇ, જે કંઇ કહે છે, તે ભક્તિથી, પ્રેમથી—મને જલ્દી સારો થએલો જોવાનેજ કહે છે. એ તો મનુષ્ય સ્વભાવ છે. એમણે કહેવું જોઇએ અને મારે સાંભળવું જોઇએ. હું સમજું છું કે લગભગ બધા યે બિમારોની આગળ આ દશા ઉભી થતી હશે. થોડે ઘણે અંશે પણ.

આમ જીવનનૌકા ભરદરીએ ડામાડોલ થયા કરતી. કોઇ કોઇ વખતે કિનારે પહોંચવા આવી જતી અને વળી પાછો એવો એક જુવાળ આવી જતો કે કિનારે આવેલી નૌકા ખૂબ દૂર નિકળી જતી.

### આભાર

આ પ્રસંગમાં મારે બીજું શું કહેવાનું હોય? સિવાય કે, જેમણે જેમણે મારી આ જીવનનૌકાને બચાવી લેવામાં સહાયતા કરી છે, નિમિત્તભૂત થયા છે, તેઓનો આભાર માનવો. પણ એ કાર્ય જેટલું જરુરનું છે, તેટલુંજ કઠણ પણ છે. આંખ ઉઘાડીને જોઉં છું તો મારા માટે આ કાર્ય ઘણુંજ મુશ્કેલીભર્યું દેખાય છે. કેટલા બધા મહાનુભાવોએ મારે માટે કેટલાં કેટલાં કષ્ટો ઉઠાવ્યાં છે, એ શું નોંધી શકાય છે? એની ગણત્રી થઇ શકે છે? અને ગણત્રી કરવા જતાં ઘણા ભૂલી પણ જવાય

અને તેટલા માટે મારી આ જીવનનૌકાને બચાવી લેવામાં એક યા બીજી રીતે, થોડે ઘણે અંશે, જેમણે જેમણે મદદ કરી છે તે સૌનો સમુચ્ચયરૂપે જ સાચા દિલથી આભાર માનવો ઉચિત સમજુ છું. તેમાં કરાચીનો સમસ્ત સંઘ, ડો. ન્યાલચંદ, ડો. વિશ્વનાથ પાટીલ–એઓની સેવા તો ક્યારે પણ ભૂલાય તેમ નથી.

મારી બિમારીમાં સ્થાનિક ભક્તોએ સેવા કરી છે, એટલુંજ નહિ પરન્તુ, પોતાના અગત્યના કાર્યોનો ભોગ આપીને પણ મહુવા બાળાશ્રમ વાળા ચુનીલાલ શિવલાલ ગાંધી અને દેહગામવાળા ભાઇ બુલાખીદાસ અનોપચંદ–એમણે લાંબો સમય રહીને જે સેવા કરી છે, તે પણ ન ભૂલી શકાય તેવી છે.

મારી આ બિમારીમાં જૈનો ઉપરાંત જે બે જૈનેતર ગૃહસ્થોએ સેવા કરી છે, એ તો મારા હૃદય ઉપર હમેશને માટે કોતરાએલી રહેશે. તે બે ગૃહસ્થો છેઃ ભાઇ એદલ ખરાસ અને કરાચીના પ્રસિદ્ધ સિંધી વ્યાપારી શેઠ રાધાકિશનજી પારુમલજી. ભાઇ એદલ ખરાસ અને તેમનાં ધર્મપત્ની પીલુ બહેન, જેમ બીમારીની શરુઆતથી તે અત્યારની ઘડી સુધી મારી ભક્તિ કરવામાં તન, મન, ધનને ન્યોછાવર કરી રહ્યાં છે, તેમ શેઠ રાધાકિશન પારુમલજીએ, છ મહિના સુધી સંઘ પાસેથી કંઇપણ ભાડુ લીધા વિના સિંધીકોલોનીમાંનો પોતાનો વિશાળ બંગલો વાપરવા માટે આપવા ઉપરાંત તેમના આખા યે કુટુંબે અનેક રીતે સાધુભક્તિનો લાભ લીધો છે.

## ડો. ન્યાલચંદની કદર

ડો. ન્યાલચંદ રામજી દોસીએ નિઃસ્વાર્થ વૃત્તિથી ઠેઠ હાલાથી લઇને અત્યાર સુધી અવર્ણનીય સેવા કરી છે. એવા પરોપકારી સાધુભક્ત

સેવકોની સેવાની યત્કિંચિત્ પણ કદર કરવી, એ વ્યવહારની દૃષ્ટિએ ગૃહસ્થોને માટે અગત્યનુ છે. અને તેટલા માટે શ્રી સંઘ તરફથી તેઓને માન આપવાનો એક મેળાવડો એક રવિવારે જૈન ઉપાશ્રયના હોલમાં મુનિરાજશ્રી જયન્તવિજયજીના પ્રમુખપણા નીચે કરવામાં આવ્યો હતો. આ વખતે સંઘના સેક્રેટરી શ્રીયુત મણીલાલભાઇ મ્હેતા અને ખુશાલભાઇ વસ્તાચંદ વિગેરેએ ડાકટર સાહેબની સેવાનાં ખૂબ વખાણ કર્યાં હતા. સંથારાવશ હોવાના કારણે હું સભામાં નહિં જઇ શક્યો હતો; પરન્તુ મેં એક 'સંદેશ' મોકલ્યો હતો. જેમાં આશીર્વાદ આપવા સાથે એ પણ જણાવ્યું હતું કે:—

"મારી આ બિમારીમાં મને જો કંઈ દુ:ખ થઈ રહ્યું છે તે બે બાબતનું છે. એક મારા નિમિત્તે ઘણાઓને ઉઠાવવી પડેલી તકલીફોનુ અને બીજું મારે સેવવા પડેલા અપવાદોનુ. કેટલાક વર્ષોથી મારા મનમાં એમ થયું છે કે મારા નિમિત્તે બીજાઓને તકલીફો ઓછી ઉઠાવવી પડે, એવી રીતે મારે મારૂ જીવન જીવવું.' પણ આવી બિમારી પ્રસંગે લાચારીથી મારા નિમિત્તે બીજાઓને ઉઠાવવી પડતી તકલીફો મારે જોવી પડે છે. 'અપવાદોનું સેવન' એ પણ મારા માટે દુઃખનું, પરન્તુ લાચારીનું કારણ બન્યુ છે. જૈનશાસ્ત્રકારોએ અપવાદોનું વિધાન જરૂર કર્યું" છે. અને તે 'ઉત્સર્ગ'ની રક્ષાને માટે. ચાલતી ટ્રેન કોઇ અકસ્માત પ્રસંગે સાકળ ખેંચ્યા વિના છુટકો નથી થતો: અપવાદને હું સાકળ ખેંચવાના સ્થાનમા મૂકું છુ. મારી આ બિમારીમા જાણતા કે અજાણતા અનેક વાર સાકળો ખેંચાણી હશે; પરન્તુ તે મારે માટે અશક્ય પરિહાર હતો."

આ પ્રસંગે મુંબઇવાળા દાનવીર શેઠ કાંતિલાલ બકોરદાસ તરફથી ૫૦૦ રુપિયા અને કરાચીના શેઠ રવજી ઝવેરચંદની પેઢી તરફથી ભાઇ મોહનલાલ કાળીદાસે ૧૨૫ રુપિયા, એમ ૬૨૫, રુપિયાની એક થેલી ડૉ. ન્યાલચંદને પર્સ તરીકે આપવામા આવી હતી.

ડૉ. ન્યાલચંદે સંઘનો અને બધાઓનો ઘણો ઘણો આભાર માન્યો હતો. અને " પોતાનું કર્તવ્ય સમજીને તેમણે સેવા કરી છે. એમાં કંઇ

વધારે કર્યું નથી." વિગેરે ગળગળિત હૃદયે કહ્યું હતું. પર્સ લેવાનો તેમણે ઘણોજ ઇન્કાર કર્યો હતો, પરંતુ કેટલાક આગેવાનોના સમજાવવાથી તેમણે સ્વીકારી હતી. દેહગામથી આવેલા શ્રીયુત બલાખાદાસ અનોપચંદે પણ એક સુંદર કારકેટ ડૉ. સાહેબને ભેટ કર્યું હતું.

મુનિરાજશ્રી જયન્તવિજયજીએ પ્રમુખસ્થાનેથી પ્રવચન કરતાં ડૉ. ન્યાલચંદે પોતાની ડીસ્પેન્સરી બંધ કરીને હાલા આવીને સ્વ. મુનિશ્રી હિમાંશુવિજયજીની કેવી સેવા કરી હતી ? તેમજ પોતાની અને આ વખતની બિમારીમાં પણ જે સેવા કરી છે, તેના વખાણ કર્યાં હતાં. અને અંતઃકરણથી આશીર્વાદ આપ્યો હતો.



—: ૩૮ :—

## કરાચીની કદરદાની

'મનુષ્ય સેવા કરવા જન્મ્યો છે, સેવા કરાવવા નહિ, અને તેમાં ય અમારા જેવા સાધુઓને માટે તો સેવા જ એક પરમ ધર્મ છે. બેશક, સેવાના તરીકા જુદા જુદા હોય છે. અને એ જુદા જુદા તરીકાદ્વારા થતી સેવાઓથી દુનિયાને લાભજ થાય છે. જેનો જેવો અધિકાર તે તેવી સેવા કરે. અધિકારભ્રષ્ટ થઇને સેવા કરવા જનાર પોતે પડે છે અને બીજાને પાડે છે. સાધુઓ સાધુતામાં રહી ઉપદેશ અને સાહિત્યપ્રચાર દ્વારા જગતની સેવા કરી શકે. સાધુની વ્યાખ્યાજ એ છે કે—**साध्नोति स्वपर-हितकार्याणि इति साधुः** આ વ્યાખ્યાને અનુલક્ષી સાચા સાધુએ જીવન જીવવાનું છે. એ ખરું છે કે સાધુ નિર્ગ્રંથ છે, કંચન કામિનીનો ત્યાગી છે, એટલે જગતની સેવા કરવા જતા એને અનેક મુશ્કેલીઓનો સામનો કરવો પડે છે. પરન્તુ એ મુશ્કેલીઓને ઉઠાવીને પણ બની શકે તેટલા અંશે સ્વહિતની સાથે પરહિતનાં કાર્યો કરવાં, એ સાધુનું કર્તવ્ય છે.

## ઉદારતાની અવધિ

અમારા જેવા શક્તિહીન અને સાધનહીન સાધુઓ શું કરી શકે? ક્યાં એટલા સંયોગો? અને ક્યાં એટલી અનુકૂળતાઓ? છતાં યત્કિંચિત્ અંશે થોડું પણ થઈ શકતું હોય તો, તેમાં અમે અમારા કર્તવ્યથી જરા પણ વધારે નથી કરતા, એમજ અમે સમજીએ છીએ. કરાચીમાં જે કંઈ પ્રવૃત્તિ થઈ શકી, જે કંઈ સેવા થઈ શકી, તેનો ઉલ્લેખ આ પહેલાંનાં પ્રકરણોમાં કરવામાં આવ્યો છે. એ પ્રવૃત્તિમાં મેં કોઈ મહાભારત કામ કર્યું છે અથવા કર્તવ્યથી વધારે કર્યું છે, એવું જરા યે નથી, છતાં એવી નજીવી અને નમાલી સેવાને પણ મોટું રૂપ આપી એની કદર કરવાને તૈયાર થનારાઓ ખરેખર અમારી કે અમારાં કાર્યોની કદર નથી કરતા, પણ તેઓ પોતાની સજ્જનતાને, પોતાની ઉદારતાને અને પોતાના વિશાળ હૃદયને જ જાહેર કરે છે.

કોઈ ગરીબ અતિથી કોઈના ઘરે જાય, અને તે ઘરનો માલિક ગરીબ અતિથિનું ઉંચા પ્રકારનું આતિથ્ય કરે, તો તેમાં એ અતિથિનું મહત્ત્વ નથી, પણ તે આતિથ્ય કરનારની ઉદારતાનુ દ્યોતક છે. મારા જેવો અદનો ભિક્ષુક કરાચીનો અતિથિ બન્યો, ત્યારથી કરાચીની જનતાએ મારું અને મારી સાથેના મુનિરાજોનું જે આતિથ્ય કર્યું છે,–અમારું જે સનમાન કર્યું છે, અમારી સેવાઓમાં જે સરળતા કરી આપી છે, અને દરેક રીતે જે સહકાર આપ્યો છે, એનું વર્ણન કરવાને અમે બિલકુલ અશક્ત છીએ. આવ્યા હતા તો અમારું કર્તવ્ય બજાવી જીવનને કંઈક સાર્થક કરવા; પરન્તુ કરાચીની જનતાએ તો પ્રારંભથી અત્યાર સુધી જે જે ભાવભીનું સમ્માન આપ્યું, તે બદલ અમે તેમનો જેટલો ઉપકાર માનીએ તેટલો થોડો છે. મારી પ્રવૃત્તિમાં સાથ આપવામાં કરાચીની જનતાએ નથી જોયો ધર્મભેદ કે નથી જોયો જાતિભેદ, નથી

જોયો વેષભેદ કે નથી જોયો દેશભેદ. દરેક કોમ અને દરેક જાતિના ગૃહસ્થોએ અને સાધુસંતોએ ઉદારતા પૂર્વક મને અપનાવ્યો અને સાથ આપ્યો. ખરી રીતે મારી યતકિંચિત પ્રવૃત્તિમાં પણ સર્વાધિકશ્રેય કરાચી-વાસીઓનેજ હોવા છતાં બધો ય યશ મને અર્પવા સુધીની એમની ઉદારતા યે તો હદ કરી છે.

## સ્મારકની ચર્ચા

જેઓની ખાસીયતજ બીજાની કદર કરવાની પડેલી હોય છે, તેઓ ગમે તેવા નાના પ્રસંગમાં પણ બીજાની કદર કરવા તૈયાર થાય છે. એક પ્રસંગે શહેરના પ્રસિદ્ધ નાગરિકો પૈકી કબીરપંથના આચાર્ય સ્વામી બાલકૃષ્ણદાસજી, ભાઇ જમશેદ મહેતા, શ્રી દુર્ગાદાસ એડવાની, શ્રી હીરાલાલ ગણાત્રા, ડૉ. ત્રિપાઠી અને ' પારસીસંસાર ' ના અધિપતિ દસ્તુર સાહેબ વિગેરે મારા નિકટના મિત્રોએ શહેરીઓની એક બે સભાઓ ભરી મારી સેવાના બદલામાં કોઇપણ સ્મારક રાખવાની પ્રવૃતિ શરૂ કરી. સ્મારક તો તેઓનું હોય કે જેમણે કોઇપણ કોમ કે દેશને માટે કંઇપણ બલિ-દાન આપ્યુ હોય. મારા જેવો સાધુ કે જેનો ધર્મજ **'कर्मण्येवाधिकारस्ते'** ના સિદ્ધાતનો નિર્માણ થયો છે, તેનું વળી સ્મારક શું ? ખબર પડતાં હિલચાલ કરનારા આગેવાન મહાનુભાવોને મારી પાસે બોલાવી વિનમ્રભાવે તેમનો આભાર માની એવી હીલચાલ ન કરવા માટે જણાવ્યુ. આ હીલચાલ બંધ રહ્યા પછી પણ, કરાચીની જનતા એક યા બીજી રીતે પોતાની ભાવના અને પોતાની ઉદારતાને બતાવ્યા વિના ન રહી શકી.

## માનપત્ર

ધાર્યા કરતાં વધુ સમય રોકાઇ કરાચીથી પ્રસ્થાન કરવાની તૈયારી ચાલી રહી હતી. મહાસુદિ સાતમનો દિવસ પ્રસ્થાન માટે નિશ્ચિત થયો

હતો ( જો કે બીમારીના કારણે ડોકટરો તરફથી એક માઇલ પણ ચાલવાની મના હતી. ) કરાચીના પ્રસિદ્ધ નાગરિકો ભાઇ જમશેદ મ્હેતા, સ્વામી બાલકૃષ્ણદાસજી, ભાઇ હીરાલાલ ગણાત્રા, ડો. ત્રિપાઠી અને શ્રી મણિલાલ મ્હેતાના આમંત્રણથી તા. ૨૯મી જાન્યુઆરી ૧૯૩૯ના દિવસે સાંજના ૪॥ વાગે 'ગુજરાત નગર'માં શિવમંદિર પાસેના મેદાનમાં પારસીઓના પ્રસિદ્ધ ધર્મગુરુ શમ્સ્-ઉલ્-ઉલેમા, દસ્તુર ડો. ધાલા, એમ. એ, પી. એચ. ડી., લિટ્. ડી., ના પ્રમુખપણા નીચે કરાચીના શહેરીઓની એક સભા મળી હતી. તમામ કોમ અને તમામ ધર્મના નેતાઓની આ સભા મારા પ્રત્યેના એમના દિલની સાચી ભક્તિના પુરાવારૂપ હતી. અને તેમાં યે ડો. ત્રિપાઠી, ભાઇ હીરાલાલ ગણાત્રા, ભાઇ જમશેદ મ્હેતા, શ્રી દુર્ગાદાસ એડવાની, સ્વામી બાલકૃષ્ણદાસજી, આર્યસમાજના પ્રસિદ્ધ વિદ્વાન્ પં. લોકનાથ, સિંધી આગેવાન ગૃહસ્થ શેઠ લોકામલજી ચેલારામજી અને આખરે પ્રમુખ ડો. ધાલા વિગેરે મહાનુભાવોએ તે વખતે ઉચ્ચારેલા હાર્દિક શબ્દો મારા દિલને હચમચાવી રહ્યા હતા. તેઓ પોતાની સજ્જનતા અને ઉદારતાનો જો કે પરિચય કરાવતા હતા, પરન્તુ મારું હૃદય અને નેત્રો ઊંડાં ધસતા હતાં. કરાચીની સમસ્ત જનતાની મારા પ્રત્યેની આટલી બધી ભક્તિ એ શું મારી યોગ્યતાને આભારી હતી ? ના, ખરેખર તેમના વર્ણન કરાતા શબ્દોને માટે હું કેટલો અયોગ્ય છું, એનું ભાન તે વખતે મને થતુ હતું. 'ભક્તિની અતિરેકતામાં બોલાતા શબ્દો એક સેવકને માટે તેના સાચા કર્તવ્યનું સૂચન બને છે.' એજ દશા મારી હતી.

આ વખતે એક ચંદનની પેટીમાં કરાચીના લગભગ તમામ નાગરિકોના હસ્તાક્ષરયુક્ત જે 'માનપત્ર' આપવામાં આવ્યું તે આ છે:—

જનહિતાનુરાગી, ધર્મધુરન્ધર

# મુનિરાજ વિદ્યાવિજયજી મહારાજશ્રી

મુ. કરાચી.

પૂજ્યપાદ મુનિવર્યશ્રી,

"અમે કરાચીનિવાસીઓ પોતાનું અહોભાગ્ય માનીએ છીએ કે અમને આપ જેવા એક વિરલ સત્યપુરુષનું સન્માન કરવાનો આ પ્રસંગ પરમાત્માએ આપ્યો છે. સાધુજનોનાં દર્શન તો સદૈવ દુર્લભ ગણાયાં છે. તેમાં યે વિશેષતઃ આધિભૌતિક પ્રપંચો વચ્ચે પીસાઇ રહેલ આ જમાનામાં, આપ જેવા મહાપુરુષનાં કેવળ દર્શનજ નહિ, પરંતુ પરિચય અને સહવાસની લ્હાણ અમ કરાચીવાસિઓને લગાતાર અઢાર મહિના સુધી બક્ષીને વિધિએ ખરેખર અમારા ઉપર મહેર જ કરી છે, એમ અમે માનીએ છીએ.

"મહાત્મન્! આપે ધર્મને સાચેજ જીવી જાણ્યો છે. પૂરાતન સંસ્કૃતિની લગીર યે ઉપેક્ષા કર્યા વગર આપ નૂતન પ્રકાશ ઝીલી શક્યા છો. નિજધર્મની વિશિષ્ઠ મર્યાદાઓનું રજભર પણ ઉલ્લંઘન કર્યા સિવાય આપ સર્વધર્મસમભાવ અનુભવો છો, આચરો છો અને ઉદ્બોધો પણ છો. પરંપરાગત રૂઢિઓ અને સનાતનધર્મ એ બન્ને વચ્ચે રહેલો સૂક્ષ્મ ભેદ આપની કુશાગ્ર દૃષ્ટિએ નિહાળ્યો છે અને આપના ઉદાર આત્માએ ઓળખાવ્યો છે. એટલું તો આપના થોડા પણ પરિચયમાં આવનાર પ્રત્યેક જણ વિશ્વાસપૂર્વક કહી શકશે.

"અને તેથીજ કરાચીમાં આપના અઢાર મહિનાના વસવાટ દરમ્યાન ભાગ્યેજ કોઇ એવી સત્પ્રવૃત્તિ હશે, જેની પાછળ આપની મંગલ પ્રેરણા ન હોય. ભાગ્યેજ કોઇ એવું લોકહિતનું કાર્ય હશે, જેમાં આપનો સહકાર

ન હોય. સંકુચિત અર્થમાં જે વસ્તુને પૃથક્જન 'ધર્મ' સમજે છે, તેનાજ કેવળ આચરણથી આપ સંતુષ્ટ રહ્યા નથી. આપને મન 'ધર્મ' એ 'જીવન' છે અને 'જીવન' એજ 'ધર્મ' છે.

"આપશ્રીની તેમજ શ્રી જયન્તવિજયજીની છેલ્લી બિમારીના કારણે આવેલ શારીરિક નબળાઇને લીધે કરાચીથી કચ્છ સુધીના વિકટ પંથના પગપાળે વિહાર કરવામાં માત્ર અંતરાય રૂપ જ નહિં પણ, ડોકટરોના સ્પષ્ટ અભિપ્રાય મુજબ હાનિકારક છે, એમ જાણવા છતાં પણ વિહાર કરી જવાના આપના સંકલ્પમાં આપ દૃઢ છો, તે જાણી અમોને ચિંતા થાય છે. અમો વિનવિએ છીએ કે આપના સંકલ્પને ફરીથી વિચારી જોશો અને બની શકે તો એકાદ વર્ષને માટે કરાચીની જનતાને આપની વિદ્વત્તા, વ્યવહાર કુશળતા અને કાર્યદક્ષતાનો વિશેષ લાભ આપી કૃતાર્થ કરશો.

"યદિ આપનો નિશ્ચય દૃઢજ રહેશે અને આપ નિયત દિને વિહાર કરશો, તોપણ અમે આપશ્રીને ખાતરી આપીએ છીએ કે કરાચીવાસીઓને આપ એક એવી પુણ્યસ્મૃતિ બની રહેશો જે, તેમને સદૈવ સાંપ્રદાયિક વિસંવાદોથી પર રાખી કલ્યાણપંથે વાળશે. આપની વાણીનું રસાયણ એકવાર પણ જેણે માણ્યુ છે, તે કોઇ કાળે પણ એ પુણ્યસ્મૃતિ વિસરશે નહિ.

"સાથે સાથે શાન્તમૂર્તિ વિદ્વાન્ મુનિમહારાજશ્રી જયન્તવિજયજીની શાંતવૃત્તિ તથા વ્યવહાર કુશળતાએ પણ અમારા હૃદય પર જે ઉંડી અસર અને માનની લાગણી ઉત્પન્ન કરી છે, તે વ્યક્ત કર્યા સિવાય પણ અમે રહી શકતા નથી.

"આપ જેવા એક વિરલ પુરુષનું સન્માન કરવાનો તથા અમારી આપ પ્રત્યેની કૃતજ્ઞતા તેમજ પૂજ્યભાવ વ્યક્ત કરવાનો આ શુભ પ્રસંગ

પરમાત્માએ અર્પ્યો છે, એને માટે અમો કરાચીનગરનિવાસિઓ અમારું અહોભાગ્ય માનીએ છીએ.

કરાચી, તા. ૨૯-૧-૧૯૩૯.

આપના દર્શન અને અમૂલ્ય બોધપ્રવચનો શ્રવણ કરવાની અભિલાષા સેવતા અમો છીએ,

દસ્તુર ડૉ. માણેકજી ન. ધાલા M. A. PH. D., LIT. D.,
શમ્સ–ઉલ–ઉલેમા.

જમશેદ નસરવાનજી M. L. A.

હાતીમ એ. અલવી મેયર

રૂસ્તમ ખ. સિધવા M. L. A.

લોકામલ ચેલારામ

પીરોજશાહ હો. દસ્તુર મહેરજીરાણા અધિપતિ ' પારસી સંસાર

ડૉ. પોપટલાલ ભુપતકર M. L. A.

ખા. બા. અરદેશર મામા

લધા ઓધવજી

હરિદાસ લાલજી

ભગવાનલાલ રણછોડદાસ

ખેતશી વેલજી કાળાગલા

સ્વામી બાલકૃષ્ણદાસજી

રા. સા. ભગવાનજી મોરારજી

હીરાલાલ નારાયણજી ગણાત્રા મ્યુ. કોરપોરેટર

સોહરાબ કે. એચ. કાત્રક

ડૉ. પી. વી. થારાણી

શિવજી વેલજી કોઠારી

પેશોતન જમશેદજી વાણીયા B. A., LL. B.

દુર્ગાદાસ બી. અડવાણી માજી મેયર

ખીમચંદ માણેકચંદ શાહ મ્યુ. કોરપોરેટર

રૂસ્તમ જમશેદજી દસ્તુર B. A.

મનુભાઈ ડુંગરશી જોશી

મણીલાલ મોહનલાલ

એદલ ખરાસ

છોટાલાલ ખેતશી પ્રમુખ જૈન શ્વે. મૂ. સંઘ

કે. જે. પાનાચંદ

સ્પંદીઆર ભક્તિઆરી બાહાદ

ડૉ. પોપટલાલ એન્ડ સન્સ

ડૉ. જી. ટી. હિંગોરાણી M. B. B. S. etc.

વૈદ્ય મોટન શર્મા જોશી

ડૉ. પી. આર. હિંગોરાણી B. H. M. S. etc.

સ્વામી કૃષ્ણાનંદ

ડૉ. તારાચંદ લાલવાણી M. B. B. S.

મોહનલાલ ઇશ્વરલાલ એન્ડ સન્સ ઝવેરી

મોહનલાલ કાળીદાસ

હીરજી શીવજી ઠાકરશી ઝવેરી

લાલચંદ પાનાચંદ

જયંતિલાલ રવજી ઝવેરચંદ

નરીમાન સોરાબજી ગોળવાળા

ડુંગરશી ધરમશી સંપટ -

પ્રીન્સીપાલ રામસહાય B. A. S. T. C.

ડાયાલાલ કેવળદાસ

આલીમ ટી. ગીદવાણી

વૈદ્ય સુખરામદાસ ટી. ઓઝા.

સુંદર હરજીવન

ઠાકરશી મેઘજી કોઠારી

મણીલાલ લહેરાભાઈ સે. જૈનશ્વે. મૂ૰ સંઘ

ડૉ. પુરૂષોત્તમ ત્રિપાઠી M. D. (Homeo)

કે. પુનીઆ. એડીટર ' સિંધ ઓબઝરવર. '

જગન્નાથ નાથજી નાગર તંત્રી ' અમન ચમન '

મોહનલાલ વાઘજી મહેતા

ગાંગજી તેજપાળ ખેતાવાળા

પી. ટી. શાહ

મણીલાલ જાદવજી વ્યાસ અધિપતિ 'જ્વાલા'

હરિલાલ વાલજી ઠાકર અધિપતિ 'હિતેચ્છુ'

ભદ્રશંકર મંછારામ ભટ્ટ અધિપતિ 'સિંધસેવક'

ન્યાલચંદ લક્ષ્મીચંદ કુવાડીઆ

ડૉ. ન્યાલચંદ રામજી દોશી

પંડિત લોકનાથ વાચસ્પતિ

ફરીથી કહ્યા વિના નથી રહેવાતું કે કરાચીએ અમારી કદર કરવામાં હદ કરી છે. ક્યાં '**कर्मण्येवाधिकारो मे**' એ મારો સિદ્ધાંત અને ક્યાં આ મારા ઉપર બોજો ?

મારા આત્મીયબંધુ શાંતમૂર્તિ મુનિરાજશ્રી જયંતવિજયજીએ એમને આપેલા માનપત્રનો જવાબ આપતાં ટૂંકમાં કહ્યુઃ—

"મને આપેલા માન માટે હું તમારો આભાર માનું છું, ખરી રીતે તમારે માન તો મહારાજશ્રીને એકલાનેજ આપવું જોઇતું હતું, છતાં તમે મને પણ આપ્યું છે. એ તમારી ઉદારતાને સૂચવે છે. મહારાજશ્રીને કાર્ય કરવાની કેટલી ધગશ છે, એ તમે જોઈ શકયા છો. બીમારીમાં મિસ્રી ડૉકટરે મના કરવા છતાં સૂતાં સૂતા પણ તેઓ લેખો લખાવે છે, અને દરેક કાર્ય કરે છે. એમણે કરેલી સેવામાં મારા થોડા હિસ્સાને તમે સમાનભાગ સમજી જે માન આપવા તૈયાર થયા, તે બદલ તમારો આભારી છું. મારા અંતઃકરણના આશીર્વાદ છે કે આપ સૌ આનંદમાં રહો, સુખી રહો, સમાજ દેશ અને આત્માની ઉન્નતિ કરો."

બિમારીના કારણે આ પ્રસંગે હું કંઇ વધારે કહી શકું તેમ ન હતો. પણ વિધિ તો પૂરી કરવીજ રહી. એ નિયમે મેજ ઉપર બેસી જે થોડા શબ્દો કહ્યા તેનો સાર આ છેઃ—

"મનુષ્યમાત્ર સેવા કરવા જન્મ્યો છે, સેવા કરાવવા માટે નહિ.' આ સિદ્ધાંત જો બધા ધ્યાનમાં લે તો જગત્‌ની અશાંતિ દૂર થાય અને સ્વર્ગીય, સુખ મેળવી શકાય.

"જે ભૂમિમાં શ્રવણ માતપિતાની ભક્તિ ભૂલી ગયો હતો, એવી નિંદાએલી ભૂમિમાં આટલી બધી ભક્તિ, આટલો બધો પ્રેમ અને આટલી બધી ઉદારતા જોઇને મને તો એમજ થાય છે કે, આ ભૂમિને નિંદનારાઓએ મોટી ભૂલ કરી છે. સિંધના જેવો આદરભાવ મેં તો કયાંય જોયો નથી. માંસાહારી હોવા છતાં, સિંધમાં લોકોની ભક્તિ અને શ્રદ્ધા જોઇને મને તો એમ થઇ આવે

છે કે જો આવશ્યકીય અનુકૂળતાઓ પ્રાપ્ત થાય તો સિંધમાં હજુએ બે ત્રણ વર્ષ રહી ખૂબ પ્રચાર કરૂં.

"કેટલાક વક્તાઓએ, અમે જે કષ્ટો સહન કરીને અહિં આવ્યા, તેનું વર્ણન કર્યું છે. પરન્તુ હું જણાવીશ કે જે દિવસથી અમે અમારૂં ઘરબાર અને સગા-સંબંધીઓને છોડી સાધુતા સ્વીકારી છે, અને 'ઇચ્છાનો રોધ' કરવાનું માથે લીધું છે, ત્યારથી કષ્ટ ભોગવવાનું તો અમારે માથે નિર્માણજ થએલું છે.

"પ્રમુખ સાહેબે કહ્યું છે તેમ, સાધુ તેજ છે કે જે પોતાનો આદર્શ ખરો કરવા પોતાથી બનતું કરે છે. કરાચીની જનતાએ આ માનપત્ર આપીને અમારા ઉપર ખરેખરો ઉપકાર કર્યો છે. પણ મારે માટે તો આ ઉપકાર એક ઉપસર્ગરૂપ થયો છે 'ઉપસર્ગ' એટલે કષ્ટ. કષ્ટ સહન કરવા માટે માણસમા શક્તિ જોઇએ તમારૂં આ સન્માન જીરવવાની મારામા શકિત છે કે નહિ, એનો હું બહુ વિચાર કરૂં છું. પ્રભુ મને આ માન જીરવવાની શકિત આપે અને એમાં ઉચ્ચારેલા શબ્દો જેવા ગુણો મારામા ઉત્પન્ન થાય, એવી હું પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરૂં છુ.

"હું જૈનોનો સાધુ છુ, એવું તમે ન માનશો," એમ હું પહેલેથી કહેતો આવ્યો છુ. એ મારૂ કથન અત્યાર સુધી તમે માન્ય રાખીને કરાચીના દરેક ધર્મના અનુયાયીઓએ અમારી જે સેવા કરી છે, અમારા પ્રત્યે સ્નેહ વર્ષાવ્યો છે, અમને સહકાર આપ્યો છે, તેને માટે હું તમારો ફરી ફરીને આભાર માનું છુ.

"અમારા જૈનસંઘે જે સેવા કરી છે તેને માટે હું અંતઃકરણથી ધન્યવાદ આપું છું આ પ્રસંગે ડૉ. ન્યાલચંદ દોસી, ડૉ. વિશ્વનાથ પાટીલ, ડૉ. અંકલેશ્વરીયા, વૈદ્યરાજ નવલશંકરભાઈ, અને વૈદ્યરાજ સુખરામદાસ વિગેરેને પણ અંતઃકરણથી આશીર્વાદ આપવા સાથે ધન્યવાદ આપું છુ કે જેમણે મારી અને મારી સાથેના સાધુઓની બિમારીમા કોઈપણ જાતનો સ્વાર્થ રાખ્યા વિના અસાધારણ સેવા કરી છે.

"આ પ્રસંગે એક પારસી ગૃહસ્થનું પણ નામ લીધા વિના હું નથી રહી શકતો. તે છે ભાઇ એદલ નસરવાનજી ખરાસ અને તેમનાં ધર્મપત્ની પીલુબહેન જે દિવસથી આ ગૃહસ્થનો મારી સાથે પરિચય થયો છે, તે દિવસથી અત્યારની ઘડી સુધી પોતાના પારસી ધર્મમાં દઢ રહીને પણ અમારી સેવાને માટે તેમણે જે તન મન ધન ન્યોછાવર કર્યાં છે, એની હું ખરા જીગરથી કદર કરૂં છું. નિઃસ્વાર્થવૃત્તિથી એમણે કરેલી સેવાનો બદલો પરમાત્મા તેમને આપે, તેમના કુટુંબને સુખી રાખે, એવી હુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના કરૂ છુ.

"અંતમા એક વાત કહી લઉં. તમારામાના ઘણાઓ મારી અત્યારની બિમારીને ધ્યાનમા લઇ, તેમજ ડૉ મિસ્ત્રીએ તપસ્યા પછી આપેલા રીપોર્ટ ઉપરથી મને વિહાર નહિ કરવાનો જે આગ્રહ કર્યો છે, એ તમારા મારા પ્રત્યેના મમત્વને આભારી છે હું આ સંબંધી જરૂર ફરીથી વિચાર કરીશ અને મારા બંધુ મુનિરાજો સાથે સલાહ કરીને હવે પછી નિર્ણય કરીશ

"છેવટે કરાચીના નાગરિકોએ કરેલી અમારી આ કદર માટે કરાચીની સમસ્ત જનતાનો ફરીથી આભાર માનું છું."

## માનપત્રની પેટી

આ માનપત્ર હાથીદાંતથી મઢેલી એક ચંદનની પેટીમાં આપવામાં આવ્યું હતું; પરન્તુ અમારા જેવા પગે ચાલીને ગામાનુગામ વિચરનારા સાધુઓને આવી પેટી સંગ્રહવી, જેમ આચારને અનુકૂળ ન ગણી શકાય, તેમ ભારભૂત પણ કહેવાય. ભાઇ હીરાલાલ ગણાત્રાએ પ્રસ્તાવ મૂકયો કે આ પેટીનું લીલામ થવું જોઇએ, અને તેની ઉપજતી રકમ જીવદયાના કોઇ કાર્યમાં ખર્ચવી જોઇએ. લીલામ થતાં તેજ નિઃસ્વાર્થી ભક્ત ભાઇ એદલ ખરાસે ૧૦૧ રૂપિઆમાં તે પેટી ઉપાડી લીધી.

## 'હિતેચ્છુ'નો અગ્રલેખ

કરાચીની આ કદરદાનીના સંબંધમાં કરાચીના અનેક પત્રોએ

અનુમોદન આપી મારા પ્રત્યેની ભક્તિ પ્રકટ કરી હતી. તેમાં કરાચીનું જુનું અને પ્રસિદ્ધ 'હિતેચ્છુ' પત્ર પણ એક છે. 'હિતેચ્છુના' વિદ્વાન અધિપતિએ આ પ્રસંગે જે અગ્રલેખ લખ્યો હતો, તેનો સંક્ષિપ્ત સાર આ છેઃ—

"જૈનધર્મના એક આચાર્ય પૂજ્ય વિદ્યાવિજયજી મહારાજના ગઈ કાલે 'ગુજરાત નગર'મા કરાચીની સર્વકોમોના પ્રતિનિધિઓના હાથે થએલા સન્માનમા અમે પરિપૂર્ણ વાસ્તવિકતા જોઇએ છીએ. અને એ કાર્ય કરનારાઓને, સ્તુત્ય પ્રયાસ માટે ધન્યવાદ આપીએ છીએ.

'છેલ્લાં બેવર્ષ જેટલી મુદ્દત થયા વિદ્યાવિજયજી મહારાજનો કરાચીમાં નિવાસ થએલ છે એ મુદ્દત દરમ્યાન તેમણે પોતાના પ્રસંગમાં આવનારા સર્વ કોઇના મન જીતી લીધા છે, અને પોતાના શુદ્ધ આચાર અને વિચારવડે, પોતાના સતત શ્રમ અને ઉપદેશકાર્યવડે અને ન્હાના મોટા સર્વને નિખાલસતાથી અને નિરભિમાનથી મળવા ભેરવાના ક્રમવડે તેમણે પ્રત્યેકના ઉપર તેમના હૃદયની મહત્તાની છાપ પાડી છે. અને 'આવા પુરૂષોને લીધેજ જગતનો ક્રમ નિર્ભર છે,' એવી અસર ઉપજાવી છે. પોતે જૈનધર્મના આચાર્યપદે બિરાજવા છતાં ઇતરધર્મ અને ધર્મીઓ પ્રત્યે હમેશાં સદ્ભાવજ દાખવ્યો છે.

"માંસાહાર નિષેધનું કામ મહારાજશ્રીએ કરાચીમાં રહીને થાય તેટલે દરજ્જે ખૂબ ખંતથી અને કુશળતાથી કર્યું છે.

"આવો પુરૂષ એક જૈનધર્મનોજ આચાર્ય છે, એમ કોઇ શામાટે કહે? તેઓ હિંદુધર્મના અથવા આગળ વધીને કહીએ કે જગત્વ્યાપિ જીવદયાધર્મના આચાર્યના સ્થાન અને માનને યોગ્ય છે. અને તેવા પુરૂષની મહત્તાની કરાચીવાસીઓએ કરેલી કદરમાં અમે નરી યોગ્યતા જોઇએ છીએ. આવા ઉચ્ચાશયી શુદ્ધ ચરિત્રવાન્ ઉન્નતવિચારવાન્ અને માનવપ્રેમી તથા જીવદયા પ્રેમીના સન્માન અને કદરનશીનીના સાથી બનીએ છીએ. અને પ્રભુ પાસે યાચીએ

છીએ કે વિદ્યાવિજયજી જેવાની જીવનપ્રણાલી અને કાર્ય ઇતર મહારાજો અને ધર્મોપદેશકો માટે દૃષ્ટાંતરૂપ અને અનુકરણ યોગ્ય બનો.

"તેમણે કરાચીમાં અને કરાચીદ્વારા સિંધમાં તેમના જીવદયા વર્ધક કામવડે તેમજ જૈનધર્મના શાંતિભર્યા અને વિદ્વત્તાભર્યા ઉપદેશવડે જૈનધર્મનો મહિમા વધાર્યો છે. તેમજ સિંધવાસી જૈનોની કીર્તિને ઓપ આપ્યો છે. એમ કહેવામા લગારે અતિશયોક્તિ નથી. આવા મહારાજ પોતાના આગણે આવે, ત્યારે જૈનીઓ જે કરે તે ઓછુજ કહેવાય; પણ ઇતરવર્મીઓ પણ જૈનમહારાજને વધાવે, સન્માને, સાંભળે તથા ઉપાસે, ત્યારે તે જૈનધર્મનો મહિમા વધારનારૂં તો ખરૂં, પણ તેની સાથેજ સાથે બિન હિંદુઓને હિંદુઓની નિકટમાં આણનાર હોઇ હિંદુત્વની એક પ્રકારની સેવારૂપ છે. અને બીજી રીતે કહીએ તો એજ બીના દેશની સર્વ કોમને એકબીજાની નિકટમાં આણવારૂપ છે. અને તેથી વિદ્યાવિજયજી મહારાજના જીવનકાર્યમાં અનાયાસ દેશસેવાનું રાજકીય કલ્યાણનું કાર્ય થઇ રહ્યું છે, એમ અમે સમજીએ છીએ અને તે માટે મહારાજને અમે અભિનંદીએ છીએ."

'હિતેચ્છુ' ૩૧ મી જાન્યુઆરી ૧૯૩૯

હિતેચ્છુના વિદ્વાન્ અધિપતિએ કરાચીની કદરદાનીના મંદિર ઉપર એક શિખર ચડાવ્યા જેવું કામ કર્યું છે. અને તેમ કરીને જેમ પોતાના વિશાળ હૃદયનો, ગુણાનુરાગતાનો પરિચય કરાવ્યો છે, તેમ મારા જેવા એક અદના ભિક્ષુકને એક મહાન બોજાથી દબાવ્યો છે.

**સૌનું કલ્યાણ હો એજ અંતઃકરણની ભાવના.**



# પ્રકાશક તરફથી

મુનિરાજ શ્રી વિદ્યાવિજયજીએ ત્રીજું ચતુર્માસ પણ, પોતાની નાદુરસ્ત તબીયતના કારણે કરાચીમાંજ કર્યું હતું. પરન્તુ પહેલાં બે વર્ષની માફક જોઇએ તેટલી વધારે પ્રવૃત્તિ થઇ શકી ન્હોતી. તોપણ નવરાત્રિ, દીવાળી, અને શ્રી વિજયધર્મસૂરિ મહારાજની જયન્તી જેવા પ્રસંગોએ, તેમજ વિહાર વખતે પારસી કોલોનીમાં પારસી ભાઇઓ બહેનોની સમક્ષ વ્યાખ્યાનો આપવાની–વિગેરે કેટલીક જાહેર પ્રવૃત્તિ તો બરાબર કરી હતી. છેવટે મહારાજશ્રીએ કરાચીથી તા. ૮ ડિસેમ્બર ૧૯૩૯ ના દિવસે વિહાર કર્યો, તે નિમિત્તે કરાચીના પ્રસિદ્ધ સાપ્તાહિક ‘ અમનચમન ’ પત્રના વિદ્વાન તંત્રીશ્રીએ મુનિરાજ શ્રી વિદ્યાવિજયજીની સ્મૃતિમાં એક દળદાર અંક કાઢી, ન કેવળ પોતાના જ તરફથી, બલ્કે કરાચીની સમસ્ત પ્રજા તરફથી કૃતજ્ઞતા બતાવી હતી. આ અંકમાં કેટલાક પ્રસિદ્ધ પુરુષોના મુનિરાજશ્રીના ગુણાનુવાદના લેખો પ્રકટ કરવા સાથે, તમામ કોમના આગેવાનો અને જાહેર કાર્યકર્તાઓના અભિપ્રાયો પ્રકટ કર્યા હતા. એ બધાયે લેખો અને અભિપ્રાયો આ સ્થળે પ્રકટ કરવા અશક્ય હોઇ, અમે આ પુસ્તકના વાચકોને તે અંક વાચવાની ભલામણ કરવા સાથે, માત્ર તેમાંના થોડાજ લેખો, તેમજ સમસ્ત ‘જૈનસંઘ’ તરફથી મુનિશ્રીને આપવામાં આવેલા ‘ આભારપત્ર ’નોજ આ સ્થળે ઉતારો કરી સંતોષ માનીએ છીએ.

**પ્રકાશક**

# પરિશિષ્ટ ૧

## કરાચી છોડતાં ' અમન ચમન 'ના અધિપતિએ લીધેલી નોંધ.

### તીર્થં ફલિત કાલેન સદ્ય સાધુ સમાગમ

તીર્થ સમય આવે ફળ આપે છે પણ સાધુઓ–મહાત્માઅ તત્કાળ ફળ આપે છે.

તીર્થ અને મહાપુરૂષ બન્નેને સરખાવતાં તીર્થ કરતાં મહાપુરૂષના સત્સંગને વધારે મહત્વ અપાયલું છે. વાસ્તવમાં એ ખરું છે. અઢી વરસ પહેલાં કરાચીમાં જૈન ધર્મના વિદ્વાન સાધુ મુનિ મહારાજશ્રી વિદ્યા-વિજયજી પધારેલા તેઓ હિંદ આખામાં મશહૂર છે. જૈન, જૈનેતરો તેમજ રાજા મહારાજાઓમાં તેઓની વિદ્વતા માટે ઘણો ઉંચો મત છે. તેઓશ્રીએ કરાચી પધારી ધીમે ધીમે એવી પ્રવૃત્તિ આદરી કે જૈનો તો શું પણ હિન્દુ, પારસી, અને કંઇક અંશે મુસલમાનો પણ તેમના કાર્યને રસથી જોવા લાગ્યા. જૈન દેરાસરજીનો વ્યાખ્યાન હોલ ઇંચે ઇંચ માનવ સમુદાયથી ઉભરાયેલો રહેતો અને વ્યાખ્યાન પુરૂં થયા પછી સહુ આનંદીત બની ઘેર જતા.

ઉપદેશામૃતનું પાન કરાવ્યા પછી બીજી પ્રવૃતિઓ પરત્વે મહારાજ ધ્યાન આપી જે તે સ્થાને હાજર રહેતા. બાળકો તેમને બહુ પ્રિય છે.

અને તેથી શાળાઓ અને હાઈસ્કુલોમાં તેઓશ્રીએ ખુબ ખુબ ઉપદેશ આપેલ, અને તેથી બાળકો અને શિક્ષકો ઉપર તેમના આચાર, વિચાર અને નીતિધર્મની મહાન છાપ પડી છે.

કરાચીમાં બેઠે બેઠે સાહિત્યદ્વારા પણ તેમણે મહત્વની સેવા કરી જન સમુદાય ઉપર ભારે ઉપકાર કર્યો છે. સાક્ષરોની સાઠમારી (સાહિત્ય પરિષદનું ૧૩ મું અધિવેશન) વખતે તેઓશ્રી અત્રે વિદ્યમાન હતા અને ગુજરાતમાંથી આવેલા તમામ વિદ્વાનોએ મહારાજશ્રીની મુલાકાતો લીધી હતી.

સરકાર મદદથી ધર્મ હંમેશાં વધે છે તેને કંઇક પોષણ મળે છે અથવા તો કંઇક અંતરાયો થતા હોય તો તેનું નિવારણ થઇ શકે છે. પણ આજે તો હિન્દ પર ખ્રીસ્તી ધર્મી રાજકર્તાઓનો છે. એટલે બીજા ધર્મ પ્રત્યે સ્વાભાવિક અંગ્રેજ સરકાર ઉદાસીન રહેજ છતાં સંસ્કૃતીમાં આગળ વધેલા હિન્દના ધર્મો પ્રત્યે વડા અને નાના અમલદારો માનની નજરે જુએ છે. સિંધના ના. ગવર્નર સાહેબ શ્રી ગ્રેહામ લેન્સલોટની લગભગ ચારેક વાર મહારાજશ્રીની મુલાકાતો થઇ હતી તે વખતે આ શાણા અંગ્રેજે જૈન ધર્મની ખુબીઓ અને ઉત્કૃષ્ટતા જાણી પરમ સંતોષ બતાવી મહારાજશ્રીને તેમના કાર્યમાં મદદ આપવા ઇચ્છા દર્શાવી હતી.

કરાચીના સામાજીક ક્ષેત્રોના અનેક મંડળોએ મહારાજશ્રીનો લાભ ઉઠાવ્યો છે. દરેક જગાએ તેઓ પ્રમુખપદે હોય જ અને સુંદર ભાષણ કરી, ધર્મોધર્મ સમજાવી માનવી જીવનની મહત્તા અને ક્ષણભંગુરતા બતાવી સદ્બોધ આપતા હતા. આ અનેક વિધ પ્રવૃતીઓ તેમના "મારી સિંધ યાત્રા" નામક પુસ્તકમાં આલેખાયલી છે. એટલે વધુ પિષ્ટપેષણની જરૂર નથી. કરાચીમાં સર્વ ધર્મ પરિષદ મેળવવાનું માન પણ તેમને છે. જેમાં એકજ સ્ટેજ પર જુદા જુદા ધર્મના અભ્યાસીઓએ

પોતાના ધર્મનું રહસ્ય સમજાવ્યું હતું. આમ ત્રણ ત્રણ દિવસ ધર્મની અહાલેક હજારો માણસોએ જગાવી હતી.

કેટલી કેટલી પ્રવૃતિઓની નોંધ લખવી ? અઢી વરસ આ શહેરમાં રહી મહારાજશ્રીએ અહિંસાનો અદ્દભુત સંદેશ સિંધ ભરમાં ફેલાવી દીધો છે. આજે અમે જોઇએ છીએ તેમ એ સન્દેશ સિંધી પ્રજા ઉપર તેના કાનો ઉપર પહોંચી ગયો છે અને મહારાજના પ્રસ્થાન વખતે તેમજ પ્રસ્થાનમાં સાથે એક સિંધી ભક્ત મંડળ પણ હાજર થએલ છે.

મહારાજ હજુ પાંચેક વરસ સિંધ આખામાં ભ્રમણ કરે તો અજબ જેવા સુધારા થાય. મુસ્લીમ પ્રજામાં પણ તેમને માટે ઉચ્ચ અભિપ્રાય છે. પરંતુ સાધુ ધર્મના પાલન અર્થે તેમને કેટલીક સંકડામણો પણ અનુભવવી પડે છે. મહારાજશ્રી ફરીથી સિંધમાં પધારે એવી આશા રાખી તેમના સુખરૂપ ભૂજ પહોંચી જવાના વિજયપંથને વિજયવંતો પ્રભુ બનાવે એમ ઇચ્છીએ છીએ.



# પરિશિષ્ટ ૨

## યશોગાન

હિંદને ખૂણે ખૂણે
પૂર્વે કે પશ્ચિમે
ઉત્તરે કે દક્ષિણે
સત્ય, અહિંસા અને અસ્તેયની,
જેણે જગાવી છે અહાલેક
ધર્મ, જાતી કે કુળભેદને,
જાણતો નથી જે,
કલ્યાણના સર્વ સમારંભમાં,
પ્રથમ અને અગ્રણી સ્થંભ જેવા,
મહાવીરના પનોતા પુત્ર,
શા ઓળખાવવા "વિદ્યાવિજયને"
જેને રૂંવે, રૂંવે, નસે, નસમાં,
ભર્યું છે કલ્યાણ-માનવ જાતનું,
દયા અને પ્રેમ અર્ચિત,
હુંફાળા હૈયાળાં,
તમ જેવા મહાયોગી,
જીવન જીવી જીતે છે જગતને.
જીવન 'ચમન'માં ખીલેલી ને પમરેલી,
એક એક પુષ્પ પાંખડી કે પરાગ,
પરાઈ ગણી અર્પી છે પરાયાને,
એવા છો આપ મહાદ્યુતિ, મહાયોગી,
બતાવ્યું છે જગતને કે 'ચમન' છે જગતમાં,
ભર્યું છે 'અમન' જગત 'ચમન'માંજ,
જો જીવતાં અને જાણતાં આવડે તો.
એવા ઓ મહાયોગી, વિશ્વવંદ્ય,
લોક પ્રેમી વિદ્યાવિજય.
સનાતન 'અમન ચમન' ભોગવવા તુંજ
ભાગ્યશાળી છે.

—નવિનચંદ્ર જગન્નાથ

# પરિશિષ્ટ ૩

## ગુજરાતનું પરમધન

લેખક:—

### શ્રી. હીરાલાલ નારાયણજી ગણાત્રા

કરાચીના જાણીતા સમાજ સેવક અને હિન્દુ ધર્મના અભ્યાસક, મ્યુ. કાર્પોરેશનના માજી ડેપ્યુટી મેયર સાહેબ મુનિશ્રીનાં મુલ્યાંકન કરે છે.

સમુદ્રની સપાટી પર ફરતાં સફરી વહાણો ખરાબે લાધે નહિ એટલા માટે દિવાદાંડીની વ્યવસ્થા કરવામાં આવે છે. આવીજ રીતે આ ભવસાગર તરી પાર ઉતરવાનો પ્રયત્ન કરનાર માનવી માટે પણ ખરાબે ન લાધે તેટલા માટે દિવાદાંડીઓ હોય છે. પહેલી સ્થાવર હોય છે ત્યારે બીજી જંગમ દિવાદાંડી. સાધુ સન્યાસી, સંત મહંત, ઉપદેશકો વિગેરે કે જેઓ એક સ્થળેથી બીજે સ્થળે પરિભ્રમણ કરી, ભવાટવીમાં ભટકતાં અને આ સંસાર સાગર તરવા મથતાં આપણા જેવા અલ્પજ્ઞ માનવીઓને માર્ગ દર્શન કરાવવા પેલે પાર પહોંચાડે છે તે જંગમ દિવાદાંડીઓ છે. પુજ્ય મુની મહારાજ વિદ્યાવિજયજી પણ આમ એક જંગમ દિવાદાંડી છે એમ મારૂં માનવું છે.

ભાઇશ્રી રાયચુરાના શબ્દોમાં કહું તો પુજ્ય વિદ્યાવિજયજી એ ગુજરાતનું ધન છે. મારે મન એ ગુજરાતનું પરમધન છે.

બે પાડા લડતા હોય અને જીવ રક્ષા માટે ભાગવું પડે અને આશ્રય લેવો પડે તો મસજીદમાં જવું પણ જૈન મંદિરમાં ન જવું એવી જુની

પુરાણી લોકોક્તિ કોઇ અંધશ્રદ્ધાળુ કે ઝનુની મતવાદીની ભલે હોય પણ અહિં તો આપદ્ ધર્મ તરીકે જીવ રક્ષા માટે નહિ પણ, પોતાનો ધર્મ વિચારી, જીવાત્માના કલ્યાણુર્થે સ્વેચ્છાએ આનંદપૂર્વક જૈન મંદિરમાં અનેક બુદ્ધિશાળી જૈનેતર ધર્મ પ્રેમી બન્ધુઓ અને બહેનોને આવતા અને ઉમંગથી ભાગ લેતાં મેં મારી સગી આંખે જોયા છે. એમાં પુજ્ય મુનિ મહારાજ વિદ્યાવિજયજીનું સમદર્શીપણું આજે સર્વ ધર્મ સમન્વય સાધવાની અને પ્રબોધવાની અપુર્વ કળા જ જવાબદાર છે. એઓશ્રીનો સર્વ ધર્મ, મત, પંથ તરફ સમભાવ, આદર અને અનુકંપા જાણીતાં છે.

એઓશ્રીના ઉપદેશે આજે સાહિત્યે, જૈનેતરોને પણ જૈન સાહિત્ય વાંચતા અને વિચારતાં કીધા છેઃ જૈન ધર્મ સર્વમાન્ય સિદ્ધાંતો, બીજા મત પંથના મુકાબલે સગર્વ મુકી શકાય તેવા વિશાળ અને ઉચ્ચ છે એમ એઓશ્રીએ પોતાના પ્રવચનોદ્વારા પ્રબોધ્યું છે અને જનતાને એમ માનવા પણ પ્રેર્યા છે.

એઓશ્રીના પ્રવચનોમાં વિદ્વતા દેખાડવાનો ડોળ નહોતો કે નહોતી વેદાંતની ઉચ્ચ ફીલસુફીની માથાકુટ.

પરંતુ સર્વ સાધારણ જન સમાજને દરરોજના વહેવારમાં ઉપયોગનું થઇ પડે અને માર્ગદર્શક થાય તેવું સીધુ સાદું પણ નક્કર અને હૃદયસ્પર્શી કથન હતું. સાધુ સંસ્થાને શુદ્ધ રાખવા એણે હરહંમેશ માર્મિક ઘા કરવામાં બાકી નથી રાખ્યું. એને સુધારવા કે જેથી ગૃહસ્થોના તે બોજા રૂપ કે ટીકા પાત્ર ન બને એ જોવા એઓશ્રી હરહંમેશ આતુર રહેતાઃ સાધુ કાષાય વસ્ત્રને કે એના વેશને શોભાવે. સાધુ જીવન જીવે અને જીવાડે એ એની તમન્ના હતીઃ ગૃહસ્થોને ધર્મ લાભ આપવા માટે તો એઓશ્રીએ પોતાનું જીવન આપ્યું છે.

સાચા ગુરૂના સાચા પણ સવાયા શિષ્ય તરીકેનું અભિમાન એઓ સ્વાભાવિક લઇ શકે તેવું ઉચ્ચ અને આદરણીય એઓશ્રીનું જીવન અને રહેણી કરણી છે. જેમ સંગમાં રહેવા છતાં એના સંગદોષથી એ મુક્ત રહ્યા છે એકયતા અને ઉત્કર્ષતા માટે એક પણ પ્રસંગ એણે જવા નથી દીધોઃ જૈનેતરોમાં પણ જ્યાં જ્યાં શુભ દીઠું છે ત્યાં ત્યાં એઓશ્રીએ પોતાના આશીર્વાદ આપી મુક્તકંઠે પ્રશંસા કરી સામાના ઉત્સાહ અને સેવાકાર્યની ધગશને વધારી છે. એઓશ્રીએ કેટલાઓના જીવનમાં ખરૂં જીવન રેડયું છે અને કરાચીની જાહેર પ્રવૃતિમાં જોશ અને જોમ આણ્યાં છે.

તેઓશ્રીને વક્તૃત્વકલા વરી છે, સિદ્ધહસ્ત લેખક અને માર્મિક વિવેચક હોવા છતાં વહેવારિકતા એઓશ્રીનો મુદ્રાલેખ છે. આળસને તો સર્પની કાચળીની માફક ઉતારી નાખેલ છે. જાણે જીવન થોડું અને કરવાનું હજુ ઘણુંયે બાકી છે એમ સમજી કંઇક કરી નાખુ કંઇક કરી નાખુ આમ તાલાવેલી અને સાચી કર્તવ્યપરાયણતા એઓશ્રીની માંદગીમાં પણ છાની ન જ રહી શકી. આવા એક આદર્શ ઉપદેશક અને સાચા સેવાભાવી સમર્થ સાધુની કરાચીમાં સ્થિતી હોવાથી કરાચીને ઘણોજ લાભ થયો છે. હવે એઓશ્રી વિદાય લે છે તેથી આપણને દુઃખ થાય એ સ્વાભાવિક છે. પરંતુ એના ઉપદેશને થોડો પણ આપણે આપણા આચરણમાં ઉતાર્યો તો એઓશ્રીનો પ્રયત્ન સફળ થયો ગણાય અને આપણું જીવન ધન્ય ગણાય. બાકી સાધુ અને સરીતા તો વિચરતાં જ ભલાં. એઓશ્રીને તો જ્યાં જાય ત્યાં એજ કાર્ય રહેવાનું. એઓશ્રીના આપણા પર આશીર્વાદ હો એજ અભ્યર્થના.



# પરિશિષ્ટ ૪

## એક ભક્તની ભાવનાની ભવિતવ્યતા

**રજુ કરે છે— શ્રી એદલ નસરવાનજી ખરાસ.**

મહારાજશ્રીના પરમભક્ત શ્રી. એદલ ખરાસે ગદ્દગદીત કંઠે એક સુંદર અને ભક્તિ રસથી તરબોળ પોતાનું નિવેદન વાંચી સંભળાવ્યુ હતું જે નીચે મુજબ છેઃ—

" પુજ્ય મુનિ મહારાજ શ્રી વિદ્યાવિજયજી, માનવંત પ્રમુખ સાહેબ, બહેનો અને ભાઇઓ.

પુજ્ય મુનિ મહારાજનો અને મારો સંબંધ કેવી રીતે થયો તે તો તેમણે એમના " મારી સિંધ યાત્રા "ના પુસ્તકમાં કંઇક ઇશારો કર્યો છે જે તમારામાંથી ઘણાઓએ વાચ્યો હશે. મારો અને એમનો સંબંધ હંમેશાં મૌન રહેવો જોઇએ અને રહેશે એમ માનું છું. એટલે અહીં વધારે બોલી તમારો વખત નહી રોકું.

પુજ્ય મુનિ મહારાજે વખતો વખત અનેક સ્થળે બોલી તેમજ એમના મારી સિંધ યાત્રા 'ના પુસ્તકમાં મારા વખાણ ગાઇ, એવું સુંદર પુસ્તક મને અર્પણ કરી, મારાપર ખરેખરો ઉપકાર કર્યો છે. પુજ્ય મુનિ મહારાજના શબ્દોમાં કહું તો એ ઉપકાર મારે માટે કષ્ટ સમાન છે, કારણ કષ્ટ સહન કરવામાં માણુસને શક્તિ જોઇએ અને તેથી જ કહું છું કે મુનિરાજ તરફથી જે માન મને મળ્યું છે તે જીરવવાની મારામાં શક્તિ છે કે નહી, હું એવા માનને લાયક છુ કે નહી. એનો હંમેશાં વિચાર કરૂં છું ત્યારે મારી આંખો ભરાઇ આવે છે.

ઇશ્વર મને એવું માન જીરવવાની શક્તિ આપે, અને એમાં ઉચ્ચારેલા શબ્દો જેવા ગુણો મારામાં ઉત્પન્ન થાય એવી હું પ્રભુ પાસે હંમેશાં પ્રાર્થના કરું છું.

મહારાજશ્રીએ એક સમયે કહ્યું હતું કે ' મારાં પુસ્તકો ખાસ કોઇને અર્પણ કરતો નથી. જો ચાહું તો રાજા મહારાજાઓને તેમજ મોટા મોટા બીજા અનેક વિદ્વાનો અને ગૃહસ્થો સાથેનો મારો એટલો બહોળો સંબંધ છે કે હું તેમને અર્પણ કરી શકું છું પણ મી. ખરાસની બિનસ્વાર્થી સેવા ઉપર હું મુગ્ધ બની મેં આ મારૂં પુષ્પ એમને અર્પણ કર્યું છે. વધુ શું બોલું ? મી. ખરાસ મારી સામે બેઠા છે એટલે મારે વધારે કહેવું ન જોઇએ.'

જેમ મારી હાજરીમાં મુનિરાજ હિંમતથી આટલું કહી શકે તો હું પણ ભવિષ્યનો સાધુ છું એવી મને હંમેશાં ઇચ્છા થયા કરે છે, તો પછી મને પણ હિંમતથી મુનિ મહારાજની સમક્ષ કહી દેવા દો કે મુનિરાજ, મારી કીધેલી " સેવા તારું બીજું નામ બંદગી " યાને સેવા કરવી એ તો સર્વ મનુષ્યનુ કર્તવ્ય છે. તેમના ધર્મ છે, તો પછી એમાં વિશેષ શું કીધું તે તો હું સમજી શકતો નથી. પણ મુનિ મહારાજે જાણવું જોઇએ કે તમો મારા સેવા ઉપર મુગ્ધ થયા તે પહેલાનો હું તમારા મન ઉપર તમારી વાણી ઉપર અને તમારા ચારિત્ર ઉપર મુગ્ધ થયો છું. યાને તમારી મનશની, તમારી ગવશની, અને તમારી જ કુનશની ઉપર હું દીવાનો થયો હતો અને હંમેશાં દીવાનો જ રહીશ.

અંતમાં મારે એક વાતનો ઇશ્વરને હાજર જાણી ખુલાસો કરવા ઇચ્છા છે જે આપ ભાઇ બ્હેનો આ તકે મને થોડોક સમય આપી મારૂં દિલ ખુલ્લું કરવાની રજા આપશો.

હું જ્યારે નાસીક અને મુંબઈ ગયો ત્યારે મને અને મુનિરાજને પત્ર દ્વારા વિચારોની આપલે થઇ હતી. જેમાં મુનિરાજને પુછયું હતું કે મારા ગુરુ સ્વર્ગવાસી થયા છે, તો પછી આ જીંદગીમાં એક ગુરુના સ્વર્ગવાસ પછી માણુસ બીજો ગુરુ કરી શકે કે ? ત્યારે પુજ્ય મુનિ મહારાજે મને એ વિષય બહુ જ લંબાણુથી સંમજાવ્યો હતો. જે કહેવાને માટે અહીં સમય પણુ નથી, તેમજ હું જરૂર પણુ જોતો નથી. પણુ એમના એ વિચારો ઉપર મેં છ મહિના બરોબર વિચાર કીધો ત્યારે મારા આત્મા પાસે હું એટલોજ જવાબ મેળવી શકયો કે 'હા' સ્વર્ગવાસી થએલા ગુરુ મારી સામેજ છે અને તેમની પ્રેરણુાથી હું બીજા ગુરુ આ જીંદગીના સાચા સાથી તરીકે કરી શકું છું.

જ્યારે આવો જવાબ મારા આત્મા તરફથી મને મળ્યો ત્યારે મેં મારા આત્માને એક બીજો સવાલ કીધો કે મુનિ મહારાજનો ભક્ત યા ચેલો બનવાને લાયક છું કે? મારી પાસે તેવા કિંમતી ગુણો છે કે? એમની દરેક આજ્ઞાનું હું બરોબર રીતે પાલન કરી શકીશ કે ? અને જ્યારે ખરેખર મને એમ લાગ્યું કે મારામા લાયકાત ન હોય છતાં મારે તે લાયકાત માટે એમની સાથે રહી કોશીષ કરવી જરૂરી છે અને જ્યારે મારા આત્માને એમ લાગે છે કે મારે એમને ગુરુ તરીકે સ્વીકારવા તો હું આજે તમો સર્વે ભાઇબ્હેનો સમક્ષ જો પુજ્ય મુનિ મહારાજશ્રી વિદ્યાવિજયજીને કંઇ વાંધો ન હોય તો તેમને મારા ગુરુ તરીકે સ્વીકારી, હું એમના ચરણુમાં પડું છું.

ઉપર મુજબ નિવેદન કરીને તેઓશ્રી મુનિરાજની સામે ઢળી પડયા હતા. શ્રી. એદલ ખરાસે અત્યાર સુધી મુનિરાજની પૂર્ણ ભક્તિ ભાવથી જે જે સેવાઓ કરી છે તેની સમાન ભાગ્યે જ કોઇ મુનિરાજની અઢી વરસની સ્થિરતા દરમ્યાન સેવા કરવા પ્રેરાયેલ હશે. શ્રોતાઓ તેમની ઉચ્ચ સેવાઓના મુક્ત કંઠે વખાણુ કરતા સંભળાતા હતા.

# મહારાજશ્રી માટે મારા બે બોલ

લેખકઃ–શ્રી. ખીમચંદ શાહ, આગેવાન અને કાઉંસીલર, કરાચી મ્યુનિ.

સાધુ એ સમાજની ઘણોજ જરૂરનો છે. એ જ્યાં જ્યાં વિચરે છે ત્યાં તેઓ જન સમાજને ઉપદેશ ને સમજની સેવાનો મંત્ર હંમેશાં આપે છે. પરકલ્યાણમાં પોતાના આત્માનું કલ્યાણ માને છે. આવા મુનિ મહારાજ પુજ્ય વિદ્યાવિજયજીને મારા વંદન હો.

એમના કરાચીમાં ૩ ચાતુર્માસ દરમ્યાન કરાચીના જન સમાજ ઉપર ઘણોજ ઉપકાર થએલ છે. તેઓ કેટલાક ગરીબ ભાઇઓને ખુબ મદદ કરી શકયા છે. તેમ ઉત્સાહી ભાઇઓને હંમેશાં હંમેશાં ઉત્સાહ આપીને સમાજની સેવા કરવાને પ્રેરણા કરેલ છે.

કોઇ પણ ભાઇઓની શેંમાં નહિ તણાઇ નગ્ન સત્ય ઉપદેશો આપેલ છે. આવા મુનિમહારાજોની કરાચીમાં ઘણી જ જરૂર છે. છેલ્લાં ૨૫૦૦ વર્ષો થયાં કરાચીમાં જૈન મુનિ મહારાજો આવી શકતા નહીં હતા. મુનિ મહારાજ ફૂલચંદજી તથા ઘાસીલાલજી આવ્યા ને વિદ્યાવિજયજીના ૩ ચાતુર્માસ થયાથી જૈનધર્મનો ખુબ પ્રચાર થએલ છે ને જન સમાજને જૈન મુનિઓ તથા જૈન ધર્મ પ્રત્યે આકર્ષી શકયા છે. આવા મહાન મુનિઓને મારા વારંવાર વંદન હો.



# પરિશિષ્ટ ૫

## પત્રકારો અને આગેવાનો

**હમ બ્રહમ બોલી રહી**
**ઝીણી સીતારી આપની**

એ હું સાંભળુ છું છતાં ય હું કહું છું કે હું શું લખું ? પત્રકારોએ, મહારાજશ્રી માટે કરાચીના આગેવાનોએ તથા જનતાએ જે સુગંધીત પુષ્પો વેર્યાં છે તેને મેં “ અમન ચમન ”માં ગોઠવી શોભાવ્યાં છે. મહારાજશ્રીનો અદ્ભૂત માનવ અને જીવ દયા પ્રેમ, વ્યવહાર દક્ષતા સાથે સાધુ ધર્મનું કઠિન પાલન એ મહાન, મહાન અને મહાન છે. તેઓ મહાપુરૂષ છે, મહાન ઉપદેશક છે અને બધાનું પરિપકવ ફળ કરાચીની જનતાને ચાખવા મળ્યું છે. મહારાજશ્રીનો ઉપદેશ સર્વ સામાન્ય હોઇ દરેક ધર્મ જાતીવાળાને તેઓ પોતાના ધર્મનો ઉપદેશ કરતા હોય એમ લાગે છે.

—જગન્નાથ નાગર
તંત્રી ‘ અમન ચમન.’

મુનિ મહારાજશ્રીની તારીફ કરવાની મારામાં યોગ્યતા નથી એટલું ખચીત કે તેઓએ જૈન અને જૈનેતરોમાં પોતાના ઉપદેશોની સારી છાપ બેસાડી છે. તેમની વિદાય અનિવાર્ય છે પણ સજ્જનો પોતાના હૃદયમાંથી તેમના અમૃતમય વચનોને કદાપી પણ વિદાય નહી આપશે.

તા. ૩૧-૧૨-૩૯ —વેલજી પુંજા

મહારાજ સાહેબ માટે હું શું લખું ? કરાચીમાં પધારી જેમણે સાધુ નામને ઉજળુ કર્યું અને ખરા સાધુઓ તરફ આપણુને માનની નજરે

જોતા કર્યાં, જેઓના નામ કામથી આખુ કરાચી અને સીંધ વાકેફ થઇ ચુકયું છે તેવી એક મહાન વ્યક્તિને માટે મારા જેવા તે શું કહી શકે ?

મહારાજ સાહેબ વિદ્યાવિજયજી કરાચી પધાર્યા ત્યારે આવકાર આપનારાઓમાં હું પણ એક હતો. એમના ભવ્ય દેખાવની મારા ઉપર તે જ વખતે અસર થઇ હતી અને મેં જોયું કે કરાચીને આંગણે એક મહાન પુરૂષ પધાર્યા છે.

તે પછીનો ઇતિહાસ સૌ જાણે છે. મુનિશ્રી વિદ્યાવિજયજીએ ખરેખર જ વિદ્યા ઉપર જીત મેળવી છે. એમ એમના પરીચયમાં આવેલ દરેકની ખાત્રી થવી જોઇએ. કોઇ પણ સવાલ ઉપરનું મહારાજ સાહેબનું સચોટ વ્યાખ્યાન દરેક ઉપર જાદુ માફક અસર કરતું હતું.

આપણે તો ઇચ્છીએ કે મહારાજ સાહેબ કરાચીમાંજ વસવાટ કરી રહે, પણ એવી સ્થિરતાની ધાર્મિક નજરે મનાઇ હોવાથી આપણને એઓ સાહેબને ન છુટકે વિદાય દેવી પડી છે.

મહારાજ સાહેબના કરાચીના વસવાટ દરમ્યાન મને જે વિચિત્ર લાગ્યું તે એ હતું કે જૈન કરતાં જૈનેતરોએ એ સાહેબની હાજરીનો વધુ લાભ ઉઠાવ્યો હતો અને વધુમાં મહારાજશ્રી એક પારસી ચેલો મેળવી શક્યા હતા.

એ જોઇ-જાણીને હું ખુશી થયો છું કે મહારાજ સાહેબની માંદગી દરમ્યાન એક પારસી ભાઇએ-શ્રી. એદલ ખરાસે ખરા ભાવથી મહારાજ સાહેબની સેવા ચાકરી કરી હતી. મારા જૈન ભાઇઓ માફ કરે તો હું એટલુંએ ઉમેરૂં કે મહારાજ સાહેબની માંદગીના કટોકટીના પ્રસંગે ભાઇ ખરાસ તેમની સારવારમાં ખડે પગે ન રહ્યા હોત તો કદાચ આપણે કોઈ ખરાબ પરિણામ જોયું હોત.

કરાચીવાસીઓ ઈશ્વરનો આભાર માને કે મહારાજ સાહેબ અત્રેથી સુખ રૂપ પધારી ગયા છે અને એ સાહેબને પરમેશ્વર તંદુરસ્તી ભરી લાંબી જીંદગી બક્ષે એ આપણી પ્રાર્થના હોવી જોઇએ.

—પીરોઝશા હોરમસજી દસ્તુર
મહેરજીરાણા
તંત્રી : ' પારસી સંસાર અને લોક સેવક.'

મુનિમહારાજ વિદ્યાવિજયજીના પ્રસંગમાં આવતાં જૈન ધર્મ અને જૈન સાધુઓ વિષે હું ઘણું નવું જાણી શકયો છું. મહારાજશ્રી વિષે મેં જે જોયું અને જાણ્યું તેણે તેમના પ્રતિ મારા મનમાં માન ઉત્પન્ન કરાવેલ છે. અને જૈન સાધુઓ જનતાની સેવા કરે છે એટલું જ નહી, પણ હિંદુતા અને માનવજાતની સેવા કરવાનું ધ્યેય રાખનારા જૈન સાધુઓ પડયા છે એની મારા ઉપર છાપ પડી છે.

વિદ્યાવિજયજી મહારાજ જેવોજ વર્તાવ બધા જૈન સાધુઓનો હોય તો અપાસરો એ માત્ર જૈનોનું ધામ છે એ સ્થિતિ પલટાવવા પામે અને બિનજૈનો પણ મહાન જૈન સાધુઓ પાસેથી જ્ઞાન અને સાંત્વનકારી ઉપદેશનો લાભ લેતા થઇ શકે.

—હરીલાલ ઠાકર
તંત્રીઃ 'હિતેચ્છુ'

મુનિ મહારાજ માટે એક યાદગીરી જાળવવાનો અંક કાઢવા માટે તમોને મુબારકબાદી આપું છું. તેઓશ્રીની કથા સાંભળવાનું મને પણ નસીબ થયું છે તેમજ તેમનાં ભાષણો અને લખાણોએ મારા જેવાના દિલપર બહુ ઊંડી અસર પાડી છે. કરાચીના જૈન ભાઇઓએ પોતાના ધર્મના એક સાચા મહાત્મા સાધુના દર્શન કરાચીની પ્રજાને કરાવ્યાં તે

માટે ખરેખરી મુબારકબાદી તેમનેજ ઘટે છે. મુનીશ્રીના આરોગ્ય માટે તેમજ સફળ સફર માટે ખુદાતાલાને બંદગી કરું છું અને ઈચ્છું છું કે તેઓશ્રી બીજા દેશોમાં વિહાર કરી બે પાંચ વરસે અહીંયા પધારે. આમીન.

—મહેરનોસ હોરમસજી લોયર

મુનિરાજ વિદ્યાવિજયજી એટલે ધર્મની આઝાદ મૂર્તિ, જીવંત સાધુ સંસ્થા, સર્વતોભદ્ર કર્તવ્યનિષ્ટ કર્મયોગી, ગરીબોની સેવાનો ઝંડાધારી, લોકહિતની સર્વ શુભ પ્રવૃત્તિનો આશક.

—જમીયતરામ આચાર્ય

તેઓશ્રીની દ્રષ્ટિમાં આખું જગત એકજ ઘર છે અને તેઓશ્રીનો કોઇ પણ સ્થળે નિવાસ એ આ ઘરના કુટુમ્બીઓને અર્થેજ છે એવું જ્યારે આપણે જોઇએ છીએ ત્યારે એમના પ્રસ્થાનથી આપણને કંઇ દિલાસો મળે છે. તેઓશ્રીને પરમ કૃપાળુ ઇશ્વર હજુ પણ લાંબુ આયુષ્ય આપે જેથી તેઓશ્રીના જીવનનો સંદેશ સારાય વિશ્વમાં અણુએ અણુમાં પહોંચે એવી શુદ્ધ મનોભાવના સાથે વિરમવું પડે છે.

—જી. જે. અંજારીઆ
પ્રિન્સીપાલ કારીઆ હાઇસ્કુલ.

સાધુ મહારાજો ઘણા જોયા પણ એશ્વર્યયુકત પ્રતાપવંતવ્યકિત મુનિ મહારાજશ્રી વિદ્યાવિજયજી જેવી મેં નથી જોઇ. દિવ્ય પ્રકાશ ફેંકતું તેમનું જ્ઞાન હૃદયના ઉંડાણમાંથી આવે છે. મહારાજશ્રીની માનવ જાતી પ્રત્યેના તેમજ તમામ જીવો પ્રતિ દયાની લાગણીના પ્રેમની તેમના દર્શકો ઉપર ગાઢી છાપ પડે છે.

—ઇન્દુલાલ ઠાકર.



# પરિશિષ્ટ ૬

## સર્વતો ભદ્ર સન્ત

—: લેખક :—

ડા૦ પુરૂષોત્તમ ર. ત્રિપાઠી. એમ. ડી. (હોમ)

એફ. સી. એચ. એમ. વી. ( કલકત્તા )

---

ડા. ત્રિપાઠીએ તાજેતરમાં "અલ્વીદા" નામનું પુસ્તક બહાર પાડયું છે અને તે પુસ્તક તેમણે મહારાજ શ્રી વિદ્યાવિજયજીને અનન્ય ભક્તિભાવે પ્રેરાઇ અર્પણ કર્યું છે. તેઓ નવમતવાદી તેમજ આગેવાન રાષ્ટ્રીય નેતા છે.

---

હિન્દુસ્થાનમાં કુલ સાધુ ફકીરોની સંખ્યા ૫૨,૦૦,૦૦૦ લાખ જેટલી કહેવાય છે. આની પ્રતિતિ કુંભના મેળામાં થાય છે અને તેવે વખતે આવા સાધુઓની રીતભાત જોઇ પ્રેક્ષક યાત્રાળુઓને આખી ય સાધુની સંસ્થા પ્રત્યે એક જાતની ઘૃણા ઉપજે છે. સાધુઓએ આપણા ગૃહસ્થોની દુનિયાનો તો દેખીતી રીતે ત્યાગ કર્યો હોય છે. તેઓ પરમાત્માની શોધમાં હોવાનો દાવો કરે છે. પરંતુ વસ્તુતાએ તેઓએ એક સંસાર છોડી બીજો સંસાર શરૂ કરેલો હોય છે. એક માયાને છોડવા જતાં તેથી પણ બળવત્તર માયાના ગુલામ બની ગએલા જણાય છે. જીવનનું ધ્યેય પોતેજ ન સમજે તો દુનિયાનાં સંસારીઓને તે શું બતાવી શકે ! દુનિયામાં પોતાના જીવનનું ધ્યેય સમજવા ફાંફાં મારતો સંસારી આવા સાધુઓ પાસેથી ઘણુંજ ઓછું મેળવી શકે છે.

મુનિરાજ શ્રી વિદ્યાવિજયજીના સંસર્ગમાં આવ્યા પછી તેમના સત્સંગની પ્રસાદી લીધા પછી, તેમની વાણીનું અમૃત ચાખ્યા પછી, અને તેમના ઉપદેશો જીવનમાં ઉતારી શકાય તેવા શકય હોવાથી–જીવનમાં

મુકવાની શરુઆત કર્યો પછી જરૂર જણાય છે કે આવા સાધુ પુરૂષો સંસાર સાગરમાં તરવાનું નાવ સમાન છે. તેમના સદુપદેશો આચારમાં મુકે તો જરુર લોકો તરી જઇ શકે છે.

મુનિશ્રી જૈન સાધુ હોવા છતાં તેમના ઉપદેશો જૈન સિવાયના બીજા દરેક ગ્રહણ કરી શકે તેવા વિશાળ છે.

આ સિંધ દેશમાં તેમનું આગમન એક ઇશ્વરના આશીર્વાદ સમું નિવડયું છે. તેમના સંસર્ગે કાંઇક મનુષ્યોના જીવનનો પલ્ટો થયો છે. તેમના ઉપદેશથી મુમુક્ષુઓની શંકાઓનું નિવારણ થયું છે. તેમની પ્રેરણાથી કાંઇક સદગૃહસ્થોએ લોકોના લાભ માટે પોતાના નાણાં તેમને ચરણે ધર્યાં છે. તેમની વિદ્વતાથી કંઇક વિદ્વાનોએ લાભ ઉઠાવ્યો છે.

મારે મુનિરાજશ્રીનો પ્રથમ સંબંધ સિંધ સર્વધર્મ પરિષદમાંથી થએલો, ત્યાર બાદ ઇશ્વરે મને તેમના અતિ નિકટ પરિચયમાં મુકી દીધો અને પરિણામે તેમના ગુણ, તેમની ઉદારતા તથા તેમની કર્તવ્યપરાયણતાની મને પ્રતિતિ થઇ. કરાચીમાં આવી તેમણે તેમની સફર સર્વાંશે સફળ કરી છે.

સાહિત્યમાં પણ તેમનો ફાળો કંઇ નાનો સુનો નથી. એઓશ્રીએ લગભગ ૪૦ પુસ્તકો લખ્યાં છે અને કંઇક લેખકોને ઉત્સાહ આપી પ્રોત્સાહીત કર્યાં છે.

મતલબ કે શ્રી મુનિરાજ વિદ્યાવિજયજી મહારાજ એક અનુકરણીય સર્વતો ભદ્ર સાધુ છે. બીજા સાધુઓ મુનિશ્રીના આચરણનું અલ્પાંશે પણ અનુકરણ કરે તો તેઓ જનતાનો અને તેમનો પોતાનો પણ ઉદ્ધાર કરી શકે છે.

અંતમાં પરમકૃપાળુ પરમાત્મા મુનિરાજ શ્રી વિદ્યાવિજય મહારાજને હિન્દુસ્થાનની ધાર્મિક ઉન્નતિ માટે લાંબુ તંદુરસ્તીવાળું આયુષ્ય અર્પે એજ અભ્યર્થના છે.

# પરિશિષ્ટ ૭

## શ્રી જૈન સંઘ તરફનું આભારપત્ર

### શ્રી મહાવીરાય નમઃ

પુજ્યપાદ પરમશાસન પ્રભાવક વ્યાખ્યાન વાચસ્પતિ

**મુનિ મહારાજ શ્રી ૧૦૦૮ શ્રી વિદ્યાવિજયજી**

મહારાજની સેવામાં, કરાચી.

શ્રમણુરાજ ! આપના પ્રેમ પરિમલ–પરાગથી આકર્ષિત અમ હૃદય ઉર્મિઓની પ્રાકૃતિક પ્રેમાવેશની ભાવના શબ્દોમાં વ્યક્ત કરવા જેટલી અમારામાં શક્તિ નથી. એ વાસ્તવિક સત્ય હોવા છતાં સ્નેહનો વેગ એવો અને એટલો છે કે તેને આજે આ વિરહ પ્રસંગે વહેતો મુકયા સિવાય નથી જ રહેવાતું.

જૈન સંતોનો વિહાર એટલે સેંકડો નહી બલ્કે સહસ્ર શાસ્રો અને સુત્રોની અગ્નિ કસોટી અસંખ્ય–અગણીત પરીસહોની પરાકાષ્ટામાંથી શુદ્ધ કંચન સ્વરૂપે પસાર થવાની અગ્નિ પરીક્ષા. સેંકડો વર્ષો પશ્ચાત્ સિંધ પ્રદેશ જૈન મુનિ વિહાર માટે ખુલ્લો કરવામાં આપશ્રીનો પણુ ફાળો મંદિર માર્ગી સંવેગી સાધુઓમાં મોખરે આવે છે તે કહેવાની ભાગ્યે જ જરૂર પડે છે.

અત્રે આપની અઢી વર્ષની સ્થિરતા દરમ્યાન આપશ્રીએ શાસ્ર વિશારદ સ્વ. ગુરૂ મહારાજશ્રી વિજયધર્મસુરીશ્વરની પુણ્યતિથિ, શ્રી સિંધ સર્વ હિંદુ ધર્મ પરીષદ, કબીર જયન્તિ, જરથોસ્ત અને શ્રી મૂર્તિ પુજક જૈન પાઠશાળાના રૌપ્ય મહોત્સવ વગેરે વગેરે અનેકવિધ પ્રસંગોએ પ્રમુખસ્થાન દીપાવીને રાષ્ટ્ર ભક્તિ, શાસન ભકિત અને સામયીક

ભાવનાનો પ્રકાશ ફેલાવ્યો છે. આપનો સર્વ ધર્મ સમભાવ પણ ઉલ્લેખનીય છે. આપશ્રીએ અન્ય ધર્મ સંસ્થાઓમાં પણ યથાયોગ્ય જૈન જીવનની ઉદારતાનો પરીચય કરાવી આધ્યાત્મિક પ્રસાદી ચખાડીને જૈન ધર્મનો ઉદ્યોત કર્યો છે એ નિર્વિવાદ છે. વળી અન્ય દર્શનકારો ઉપર આપે જે ઉજ્વળ છાપ પાડી છે તે ખરેખર પ્રશંસનીય છે.

આ પ્રસંગે અમો એક દુઃખદ ઘટનાની નોંધ લીધા વગર નથી રહી શકતા કે જ્યારે આપશ્રી, શાન્તમુર્તી મુનિ મહારાજ શ્રી જયન્તવિજયજી આદી મુનિરાજો સાથે સિંધની ભૂમિને આપના પુનિત પગલે પાવન કરતા હતા તે સમયે આપના શિષ્યરત્ન મુનિરાજશ્રી હિમાંશુવિજયજી મહારાજના સ્વર્ગવાસથી આપને વિદ્વાન સાથીની મહાન ખોટ પડેલ છે.

અમોએ આપ જેવા વિદ્વાન સંતના સમાગમની અભિલાષા ઘણા વખતથી સેવી હતી તે તૃપ્ત થઇ છે અને આ જીવન પંથમાં મૂક્તિ માર્ગના પંથની કંઇક ઝાંખી કરવાને અમો ભાગ્યશાળી બન્યા છીએ. અને તેને માટે અમો આપના રુણી છીએ.

અમારી આપ પ્રત્યેની ફરજોમાં કયાંય મન, વચન અને કાયાથી ઉણપ પ્રવેશી હોય તો આપ ઉદારભાવે ક્ષન્તવ્ય કરશો એવી નમ્ર ભાવના અમો આપની સમક્ષ પ્રદર્શિત કરીએ છીએ.

આપનો કચ્છ તરફનો વિહાર સુખદાયી નિવડો ! આપના પવિત્ર કરકમળમાં આ વિનિત ઉદ્‌ગારોની શ્રેણીઓ સાદર સમર્પી અમે આનંદીત થઇએ છીએ.

અંતમાં શાસનદેવ પ્રત્યે હાર્દીક પ્રાર્થના છે કે આપના સેવા વૃત્તિના જ્વલંત આદર્શોને ઉત્તરોત્તર વિશેષ ઉજ્વળ કરે અને શાસનના ઉન્નતિ કાર્ય કરવાને દીર્ઘાયુષ્ય બક્ષે ! અસ્તુ.

**લી૦ અમો છીએ આપના ગુણાનુરાગી,**

**શ્રી કરાચી જૈન શ્વેતામ્બર મૂર્તિ પુજક સંઘની વતી–**

| | |
|---|---|
| મણીલાલ લહેરાભાઇ, સેક્રેટરી | છોટાલાલ ખેતસી, પ્રમુખ |
| મોહનલાલ કાલીદાસ માળીઆવાળા | ખીમચંદ જે. પાનાચંદ |
| માણેકચંદ નાનજીભાઇ ગાંધી | મુલજી જવરાજ |
| ગાંગજી તેજપાલ | પાનાચંદ કેશવજી |
| શાંતીલાલ સોમચંદ | મોહનલાલ કાલીદાસ સાપરવાલા |

**વ્યવસ્થાપક કમિટિના સભ્યો.**

**વીર સંવત ૨૪૬૬**
**તા. ૧૦–૧૨–૩૯**



# પરિશિષ્ટ ૮

## મ્હારી દ્રષ્ટિએ મુનિ મહારાજશ્રી વિદ્યાવિજયનું વ્યક્તિત્વ


—: લેખિકા :—

**કુમારી પાર્વતી અડવાણી બી. એ.**

( હૈદ્રાબાદ-સિંધ )


આધ્યાત્મિક ભૌતિકવાદનેજ જીવનનો મહામંત્ર સમજી તેનું રાત દિવસ રટણ કરનાર વર્તમાન જગત સમક્ષ આત્મબળની વાતો કરવી અને એ આત્મબળના દૃષ્ટાંતરૂપ કોઇ મહાવિભુતિ, કે જેણે એની કોમના જીવનમાં અજબ પરીવર્તનો આણેલાં છે અને તેમનાં બળી જળી રહેલાં જીવનોમાં સુમધુર સુવાસ પ્રસરાવી છે — એમના વિષે બે શબ્દો કહેવા એ કદાચ વિસ્મય પમાડનારૂં લાગશે. પરંતુ, ભૌતિકવાદનો પ્રચાર અન્ય પ્રદેશોમાં ગમે તેટલો થયો હોય તોપણ હિંદુસ્થાન તો આજ પર્યંત મહર્ષીઓ અને મુનિરાજોને જગતના તારણહાર તરીકે ગણતું આવ્યું છે; અગર જો હું એક મહાત્મા પુરુષનો સંદેશો મ્હારાં દેશના ભાઇ બ્હેનોને પહોચાડવા કોશીષ કરું તો તે નિરર્થક તો નહિજ લેખાય.

દરેક પર્વતમાંથી હીરા નથી નીકળતા; તેમ હજારો હીરાઓ પર્વત સિવાય અન્ય કશેથી પણ નથી મેળવી શકાતા. પ્રત્યેક સાધુ મોક્ષ પ્રાપ્ત કરી શકાય એવો સંદેશો નથી આપી શકતા પરંતુ જેને આત્મજ્ઞાન થયું છે તે મહા પુરૂષ જ પરમ શાંતિના માર્ગ ભણી આપણને દોરવી લઇ જઇ શકે છે. છેલ્લાં ત્રણ વર્ષ થયાં સિંધને એક મહાન મુનિશ્રીના આગમનનો અલભ્ય લાભ મળ્યો છે. તેમની આસપાસ પ્રત્યેક કોમના જ્ઞાન-

પિપાસુઓ ટોળે વળે છે. તેમની સમક્ષ ધર્મ ધર્મ વચ્ચેના ભેદો નિર્મુળ નાશ પામ્યા છે. જેઓ તેમનો ઉપહાસ કરવા આવે છે તેઓ તેમની પુજા કરવા રોકાઈ જાય છે. પ્રત્યેક ધર્મના સંપ્રદાયોની સુંદરતાઓ શોધી કહાડી તેની યોગ્ય કદર ન બુઝવા અર્થે એમનું હૈયું હંમેશાં તલસાટ અનુભવી રહ્યું હોય છે. જેઓ જગતને ભયંકરતાથી ભરપુર અને મુર્ખ-જન-કથિત-જીંદગી ભર્યું, અનેક પ્રકારના પોકળ ધમપછાડાવાળું, નિરર્થક સમજે છે; તેઓના અંતરમાં મુનિમહારાજ શ્રી પોતાના વ્યાખ્યાનો દ્વારા આશા અને ઉમંગનો પ્રકાશ ફેલાવે છે. આલ્ફ્રેડ-ડીમુસેટે જીવનને અશ્રુ અને શરમ ભર્યું કહ્યું છે. પરંતુ મુનિમહારાશ્રીનું પ્રવચન સાંભળ્યા પછી કોઇ પણ શખ્સ જીવનને એ રીતે નહિ ઓળખાવે.

મુનિ વિદ્યાવિજય મહારાજ ગીતાનુ જીવંત સ્વરુપ છે. જીવનની પ્રત્યેક ક્ષણ તેઓ કોઇને કોઇ પ્રવૃતિમાં પરોવી દીએ છે. આવી સ્થિતિમા દેહનું અસ્તિત્વ ટકાવી ગખવું કેટલુ બધું મુશ્કેલીભર્યું કહેવાય ? ×

---

+ ' અમન ચમન '-કરાચી. ૧૯૯૫ નો દીપોત્સવી અંક.



# પરિશિષ્ટ ૯

આ પુસ્તકનાં જુદાં જુદાં પ્રકરણોમાં ભૂત અને વર્તમાનકાળનું ઐતિહાસિક વર્ણન આપવામાં આવ્યું છે. પુસ્તકની સમાપ્તિ થતાં થતાં લખાએલા વર્ણન સાથે સંબંધ ધરાવતી જે વિશેષ હકીકતો મળી છે, તેનો ટુંક સાર આ 'પરિશિષ્ટ'માં આપવામાં આવે છે.

—પ્રકરણ ૧૬ માં '**ગુજરાતીઓનું સ્થાન**' બતાવવામાં આવ્યું છે. તેના પૃષ્ઠ ૧૬૭ માં કરાચીની જુની અને જાણીતી શેઠ લાલજી લક્ષ્મીદાસની પેઢીમાં સંવત ૧૮૭૫ ના ચોપડા હોવાનું જણાવ્યું છે. આ સંબંધી વધુ તપાસ કરતાં શેઠ હરિદાસ લાલજી કેટલીક હકીકત પૂરી પાડે છે, તે આભાર સાથે ટુંકમાં આપુ છું.

ગુજરાતીઓમાં સૌથી પહેલાં આવનારાઓમાં પોરબંદરવાળા જુના ભાટીયા વેપારી શેઠ લક્ષ્મીદાસ માધવજીનું નામ આગળ આવે છે. કહેવાય છે કે બસો વર્ષ પહેલાં તેમની અહિં કોઠી હતી. તેમનો વિ. સંવત ૧૮૪૮ નો 'ખાતાવહી'નો ચોપડો મળ્યો છે. એ ચોપડાના પૂજનના પહેલા પાનામાં 'સંવત ૧૮૪૮ આસો વદ ०)) દીપોત્સવ ઠા. લક્ષ્મીદાસ માધવજી હસ્તક ધરમશી લક્ષ્મીદાસના હસ્તની ખાતાવહી કરાચીની છે.'

ધર્મશીના ભાઇ પ્રાગજી લક્ષ્મીદાસ અને પ્રાગજીના પુત્ર પ્રેમજી પ્રાગજીના નામની પેઢી સં. ૧૯૫૭-૫૮ સુધી કરાચીમાં હતી. તેઓ કુચ્છી ભાટિયા મહાજનના મુખી હતા. સં. ૧૯૪૮ના એ ચોપડા ઉપરથી જણાય છે કે-તે વખતે વહાણોની માલની આવ-જાવનો વેપાર સારો ચાલતો. પાંચેક વહાણો તો તે પેઢીનાં પોતાનાં હતાં.

જુદા જુદા દેવસ્થાનોનાં ધર્માદાખાતા પણ જોવામાં આવે છે. દેવ-

સ્થાનોના નામથી લાગા કાઢવામાં આવતા. **શ્રીનાથદ્વારાના** ભેટીયા અને વલ્લભાચાર્ય સંપ્રદાયના ભેટીયા લાગા ઉઘરાવવા આવતા.

તે પછીના વર્ષો એટલે સં. ૧૮૮૦ અને તે પછીના ચોપડામાં દર પાંચ-સાત વર્ષે ભાટિયા જ્ઞાતિમાં છુટાછવાયાં લગ્ન તેમજ મરણના પ્રસંગોમાં એ મહાજનો તરફથી લાગા લેવામાં આવ્યાની નોંધ છે.

—પ્રકરણ ૧૫ માં સિંધી હિંદુઓના વર્ણનમાં આ કોમના '**લેતી-દેતી**'ના રિવાજ સંબંધી લખવામાં આવ્યું છે. તેના પૃષ્ઠ ૧૫૭ માં આ રિવાજને દૂર કરવા માટે સિંધધારાસભામા **બીલ** આવ્યાનું જણાવવામાં આવ્યું છે. ખુશી થવા જેવું છે કે તે **બીલ** પાસ થયાનું જાણવામાં આવ્યું છે.

—આજ પ્રકરણના ૧૩૧ ના પૃષ્ઠમાં '**ઓમ મંડળી**'નો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. સિંધી હિંદુઓની ચળવળના પરિણામે સિંધ ગવરમેન્ટે આ '**ઓમ મંડળી**'ને ગેરકાયદેસર ઠરાવી છે.

—પ્રકરણ ૨ જું 'જૈન દૃષ્ટિએ જનું સિન્ધ'માં પૃષ્ઠ ૧૮માં વિ. સં. ૧૨૮૦ માં જિનચંદ્રસૂરિએ ઉચ્ચનગરમાં કેટલાક સ્ત્રીપુરુષોને દીક્ષા આપ્યાનું લખ્યું છે ત્યાં ૧૨૧૮ જોઇએ.

પૃષ્ઠ ૧૪ માં જિનમાણિક્યસૂરિને જિનકુશલસૂરિના શિષ્ય બતાવ્યા છે, પરંતુ તે ગુરુશિષ્ય નહિ હતા. માણિક્યસૂરિ જિનચંદ્રસૂરિના ગુરુ હતા. તેઓ ૧૬૧૧ માં સ્વર્ગવાસી થયા છે.



# નામોની અનુક્રમણિકા



પ

ફ



બ



ભ

મ

ય



ર

# દેશ, ગામો, સ્થાનોની અનુક્રમણિકા

( હિંદુસ્તાન, સિંધ, કરાચી—એ નામો વારંવાર પાને પાને આવતા હોવાથી— )



## સ્વર

## શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા-પ્રકાશિત

# પુસ્તકો

### સંસ્કૃત પુસ્તકો

२ धर्मवियोगमाला मु. श्री. हिमांशुविजयजी ०-२-०

३ प्रमाणनयतत्त्वालोक ,, ०-१४-०

(प. श्री. रामगोपालाचार्यजीकृत टीका युक्त)

१९ जैनी सप्तपदार्थी मु. श्री. हिमांशुविजयजी ०-५-०

३७ श्रीपर्वकथासंग्रह ,, ०-४-०

३९ श्रीद्वादशव्रतकथा ,, ०-८-०

४९ संस्कृत-प्राचीन-स्तवन-सन्दोह

मु. श्री. विशालविजयजी ०-३-०

श्रीउत्तराध्ययनसूत्र मु. श्री. जयन्तविजयजी

(कमलसंयमी टीकायुक्त) भाग १-२-३-४ प्रत्येक ३-८-०

प्रमाणनयत-त्त्वालोक-प्रस्तावना

मु. श्री. हिमांशुविजयजी ०-३-०

### ગુજરાતી અનુવાદયુક્ત સંસ્કૃત પુસ્તકો

८ जयन्तप्रबन्ध मु. श्री. हिमांशुविजयजी ०-३-०

२७ सुभाषितपद्यरत्नाकर भाग १

मु. श्री. विशालविजयजी १-४-०

३० अर्हत्प्रवचन मु. श्री. विद्याविजयजी ०-५-०

३१ सुभाषितपद्यरत्नाकर भाग २

मु. श्री. विशालविजयजी १-४-०

३४ सुभाषितपद्यरत्नाकर भाग ३ ,, १-४-०

३६ श्रीहेमचन्द्रवचनामृत मु. श्री. जयन्तविजयजी ०-८-०

४८ सुभाषितपद्यरत्नाकर भाग ५

मु. श्री. विशालविजयजी ०-१०-०

५२ सुभाषितपद्यरत्नाकर भाग ४ ,, १-४-०

## ગૂજરાતી પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| ૧ | વિજયધર્મસૂરિ સ્વર્ગવાસ પછી | મુ. શ્રી. વિદ્યાવિજયજી | ૨–૮–૦ |
| ૬ | વિજયધર્મસૂરિનાં વચનકુસુમો | ,, | ૦–૪–૦ |
| ૧૦ | આબૂ ( ૭૫ ચિત્રો સાથે ) | મુ. શ્રી. જયન્તવિજયજી | ૨–૮–૦ |
| ૧૧ | વિજયધર્મસૂરિ | હીરજલાલ ટો. શાહ | ૦–૨–૦ |
| ૧૨ | શ્રાવકાચાર | મુ. શ્રી. વિદ્યાવિજયજી | ૦–૩–૦ |
| ૧૩ | શાણી સુલસા | ,, | ૦–૨–૦ |
| ૧૪ | સમયને ઓળખો ભાગ બીજો | ,, | ૦-૧૦-૦ |
| ૧૫ | ,, ભાગ પહેલો | ,, | ૦-૧૨-૦ |
| ૧૭ | સમ્યકત્વપ્રદીપ | ઉ. શ્રી. મંગળવિજયજી | ૦–૪–૦ |
| ૧૮ | વિજયધર્મસૂરિ પૂજા | ,, | ૦–૪–૦ |
| ૨૦ | બ્રહ્મચર્ય દિગ્દર્શન | આ. શ્રી. વિજયધર્મસૂરિજી | ૦–૪–૦ |
| ૨૨ | વક્તા બનો | મુ. શ્રી. વિદ્યાવિજયજી | ૦–૪–૦ |
| ૨૩ | મહાકવિ શોભન અને તેમની કૃતિ | મુ. શ્રી. હિમાંશુવિજયજી | ૦–૩–૦ |
| ૨૪ | બ્રાહ્મણવાડા | મુ. શ્રી. જયન્તવિજયજી | ૦–૪–૦ |
| ૨૫ | જૈન તત્ત્વજ્ઞાન | આ. શ્રી. વિજયધર્મસૂરિજી | ૦–૪–૦ |
| ૨૬ | દ્રવ્યપ્રદીપ | ઉ. શ્રી. મંગળવિજયજી | ૦–૪–૦ |
| ૨૮ | ધર્મોપદેશ | આ. શ્રી. વિજયધર્મસૂરિજી | ૦–૬–૦ |
| ૨૯ | સપ્તભંગીપ્રદીપ | ઉ. શ્રી. મંગળવિજયજી | ૦–૪–૦ |
| ૩૨ | ધર્મપ્રદીપ | ,, | ૦–૪–૦ |
| ૪૦ | શ્રી અર્બુદ પ્રાચીન જૈન લેખ સંદોહ ( આબૂ ભાગ બીજો ) (મૂળ–સંસ્કૃત શિલાલેખો યુક્ત) | મુ. શ્રી. જયન્તવિજયજી | ૩–૦–૦ |
| ૪૫ | વિદ્યાવિજયજીનાં વ્યાખ્યાનો | મુ. શ્રી. વિદ્યાવિજયજી | ૦–૮–૦ |
| ૪૬ | શ્રી હિમાંશુવિજયજીના લેખો | ,, | ૧–૮–૦ |
| ૫૧ | જૈનધર્મ | ,, | ૦–૩–૦ |
| ૫૩ | મારી સિંધયાત્રા ( બીજી આવૃત્તિ ) | ,, | ૨–૦–૦ |
| ૫૫ | અમારા ગુરુદેવ | શ્રી. સુશીલ | ૧–૪–૦ |
| ૫૬ | અહિંસા | ડૉ. પુરુષોત્તમ ત્રિપાઠી | ૦–૧–૦ |
| ૫૭ | શંખેશ્વર મહાતીર્થ ભાગ ૧–૨ ( સંસ્કૃત પ્રાકૃત હિન્દી સ્તવનાદિ યુક્ત ) | મુ. શ્રી. જયન્તવિજયજી | ૧–૪–૦ |
| ૫૮ | મારી કચ્છ યાત્રા | મુ. શ્રી. વિદ્યાવિજયજી | ૦–૮–૦ |

શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા
છોટાસરાફા, ઉજ્જૈન ( માળવા )